श्री महावीराय नमः





રાજનગર (અમદાવાદ) માડવીની પોળ નિવાસી

**શેઠ શ્રી માણેકલાલ ચુનીલાલ**

તરફથી ભેટ







એ દર્શાવેલા ક્ષપકશ્રેણિના ક્રમ પ્રમાણે ક્ષપકશ્રેણિમાં ૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૨-૧૩-૧૪ એ ૧૦ ગુણસ્થાનની પ્રાપ્તિ હોય છે, અને ૧-૨-૩-૧૧ એ ચાર ગુણ૦ની પ્રાપ્તિ હોય નહિં. એમાં પણ પ્રકૃતિક્ષયનાં ગુણસ્થાન ૪-૫-૬-૭-૯-૧૦-૧૨-૧૪-એ ૮ છે, શેષ ૮-૧૩-એ બે ગુણ૦માં કોઈ પણ પ્રકૃતિ ક્ષય પામતી નથી. પુનઃ પ્રકૃતિક્ષયનાં ૮ ગુણસ્થનોમાં પણ ૪-૫-૬-૭એ ચાર ગુણ૦ અનેક જીવ આશ્રયી છે, જેથી એકજીવ આશ્રયી પ્રકૃતિક્ષયનાં ગુણસ્થાન એ ચારમાંનું કોઈપણ એક અથવા બે હોવાથી શેષ ચાર મળી ૫ વા ૬ ગુણ૦જ હોય છે. કારણ કે કોઈ જીવ એ ચારમાંના એકજ ગુણસ્થાને (અનંતા૦૪ દર્શન૦૩ એ ૭ નો ક્ષય કરે છે, તો કોઈ જીવ ૪ અનંતા૦નો ક્ષય અન્ય ગુણસ્થાન કરી ત્રણદર્શનમોહનીયનો ક્ષય અન્ય ગુણસ્થાને (તો પણ અનંતા ૪ નો ક્ષય થયા પછી જ) કરે છે. એ રીતે એક જીવ આશ્રયી પ્રકૃતિ ક્ષયનાં ગુણસ્થાન તો ૫ વા ૬ જ હોય છે. ઇત્યાદિ ક્ષપકશ્રેણિનું સવિસ્તર સ્વરૂપ કર્મગ્રંથાદિ ગ્રંથોમાંથી જાણવાયોગ્ય છે.

આ અતિગહન ગ્રંથરચનામાં મતિદોષથી મારી ભૂલ ચૂક થઇ હોય તે વાચક સજ્જનોને સુધારી વાંચવા નમ્ર વિજ્ઞપ્તિ છે.

इति जैनाचार्य श्रीमद्विजयनेमिसूरीश्वरप्रशिष्य मुनि श्रीवल्लभविजयजीसत्प्रेरणातः अहम्मदावाद मांडवीपोळनिवासी श्रेष्ठिवर्यश्रीयुत माणेकलालचुनीलाल इत्यस्यार्थिकसाहाय्याच्च भृगुकच्छनिवासी श्रेष्ठिवर्यश्रीयुत अनुपचन्द्रस्य विद्यार्थी चंदुलालेन विरचितोऽयं कर्मप्रकृतिभावार्थः समाप्तः १९९३ धनत्रयोदश्याम्

## ॥ इति कर्मप्रकृति गूर्जरभाषान्तर समाप्त ॥

# ક્ષપકશ્રેણિ ક્રમ

## ( ૧૪૮ પ્રકૃતિનો ક્ષય )

| ક્રમ | ગુણસ્થાનક |
|---|---|
| સિદ્ધિસ્થાન<br>સિદ્ધશિલા | |
| ૧૨ મનુ૦ ૨—પંચે૦—વે૦—ત્ર૦ ૩—આદેય—યશ—ઉચ્ચ—જિન૦—પંચે૦—એ ૧૨ નો ક્ષય | ગુણ૦ ૧૪ માં (૮૫ ક્ષય) |
| ૭૩ દેવગતિ આદિ ૭૩ નો ક્ષય | ગુણ૦ ૧૪ માં (૮૫ ક્ષય) |
| ૧૪ જ્ઞા૦ ૫—દર્શના૦ ૪—અન્ત૦ ૫ ક્ષય | ગુણ૦ ૧૨ માં (૧૬ ક્ષય) |
| ૨ નિદ્રાદ્વિક ક્ષય | ગુણ૦ ૧૨ માં (૧૬ ક્ષય) |
| ૧ સં૦ લોભ ક્ષય | ગુણ૦ ૧૦ (૧ ક્ષય) |
| ૧ સં૦ માયા ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૧ સં૦ માન ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૧ સંજ્વલન ક્રોધ ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૧ પુરૂષવેદ ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૬ હા૦ ર૦ અર૦ શો૦ ભ૦ જુ૦ ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૧ સ્ત્રીવેદ ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૧ નપુંસકવેદ ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૪ અપ્રત્યા૦ ૪ પ્રત્યા૦ ક્ષય | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૧૬ ન૦ ૨—તિ૦ ૨—કુજાતિ ૪—આતપ—ઉદ્યોત—સ્થા૦ સૂ૦ સાધા૦ ક્ષય. | ૯ માં ગુણ૦ (૩૬ ક્ષય) |
| ૩ આયુષ્ય ક્ષય (બંધ ક્ષય) | ગુણ૦ ૪-૫-૬-૭ (૧૦ ક્ષય) |
| ૧ સમ્યક્ત્વમોહનીય | ગુણ૦ ૪-૫-૬-૭ (૧૦ ક્ષય) |
| ૧ મિશ્રમોહનીય ક્ષય | ગુણ૦ ૪-૫-૬-૭ (૧૦ ક્ષય) |
| ૧ મિથ્યાત્વ મોહનીય ક્ષય | ગુણ૦ ૪-૫-૬-૭ (૧૦ ક્ષય) |
| ૪ અનંતા૦ ક્રોધ—માન—માયા—લોભક્ષય | ગુણ૦ ૪-૫-૬-૭ (૧૦ ક્ષય) |



सयोगी केवली गुण० समाप्त ॥

એ રીતે યોગ નિરોધ આદિ થવાથી હવે પછીની અ ઈ ઉ ઋ લૃ એ પાંચ હ્રસ્વ સ્વર અથવા ઙ ઞ ણ ન મ એ પાંચ અનુનાસિક વ્યંજનના મધ્યમ ઉચ્ચારકાળ જેટલા અન્તર્મુ૦ પ્રમાણ સ્થિતિવાળું ૧૪ મું અયોગી ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. એનું બીજું નામ શૈલેશીકરણ [મેરૂવત્ અચલ અવસ્થા] પણ છે. અથવા અયોગી અલેશી સર્વસંવર અબંધક ઇત્યાદિ નામો પણ છે. એમાં કોઈ કર્મનો બંધ નથી, પરન્તુ ૪ અઘાતીકર્મનો ઉદય અને સત્તા છે. તથા વ્યુછિન્ન ક્રિયા અપ્રતિપાતી નામનું ચોથું શુકલધ્યાન હોય છે. એના ઉપાન્ત્ય સમયે દેવ ૨-શરીર ૫-બંધન ૫-[વા ૧૫] સંઘા૦ ૫-સંસ્થાન ૬-ઉપાંગ ૩-સંઘ૦ ૬-વર્ણાદિ ૨૦-ઉપ૦-પરા૦-અગુ૦-ઉચ્છવાસ-ખગતિ ૨-સ્થિર-અસ્થિર-શુભ-અશુભ-સ્વર ૨-દુર્ભગ-પ્રત્યેક-અનાદેય-અપયશ-નિર્માણ-અપ૦-નીચ-શાતા વા અશાતા ૧-એ ૭૨ [વા ૮૨] પ્રકૃતિની ૧ સમય જેટલી સત્તા બાકી રહી સ્વરૂપસત્તા વિચ્છેદ પામે છે. કારણ કે એ ૭૨ (૮૨) નો છેલ્લો સત્તા સમય ઉદયવતી ૧૨ માં યથાસંભવ સ્તિબુક સંક્રમે સંક્રમી અન્યરૂપે સત્તાવિચ્છેદ પામે છે. અને છેલ્લા સમયે વેદનીય ૧-મનુ૦ ૩-પંચે૦-ત્રસ-સૌભાગ્ય-આદેય-યશ-પર્યાપ્ત-બા૦-જિન-ઉચ્ચ૦ એ ૧૩ પ્રકૃતિઓનો સ્વરૂપે જ [1]ઉદયવિચ્છેદ અને સત્તાવિચ્છેદ સમકાળે થાય છે (અન્ય આચાર્યો મનુષ્યાનુપૂર્વીનો સત્તાછેદ ઉપાન્ત્યસમયે માને છે તેથી ઉપાન્ત્યસમયે ૭૩ નો સત્તાક્ષય અને અન્ત્યસમયે ૧૨ નો સત્તાક્ષય કહે છે). એ પ્રમાણે અયોગીગુણ૦ને અન્તે સઘળી કર્મ પ્રકૃતિઓનો ક્ષય થતાં જીવ અકર્મી થઈ ઋજુગતિએ ઉર્દ્ધ્વલોકાન્તે સિદ્ધિપદ પામે છે. ॥ इति १४ मुं अयोगी गुणस्थान तथा सर्वकर्मक्षयः ॥ क्षपकश्रेणि समाप्त ॥

---

૧ અન્ત્ય સમયે ઉદયવિચ્છેદ તો મનુષ્યાનુપૂર્વી વિના ૧૨ નો ગણવો. કારણ કે મનુષ્યાનુપૂર્વીનો ઉદયવિચ્છેદ તો ૪ થે ગુણસ્થાને જ થઈ ગયેલો હોવાથી ત્યારબાદ સ્તિબુક સંક્રમ જ ચાલુ છે, જેથી ઉપાન્ત્યસમયે સત્તાવિચ્છેદ જે અન્ય આચાર્યો માને છે તે વાત શીઘ્ર સમજાય એવી છે.

૧ બાદર વચનયોગનો નિરોધ (બા૦ કાયબળથી)
૨ બાદર મનોયોગનો નિરોધ (બા૦ કાયબળથી)
૩ શ્વાસોચ્છ્વાસ નિરોધ (બા૦ કાયબળથી)
૪ બાદર કાયયોગ નિરોધ (સૂક્ષ્મ કાયબળથી, કોઇકિ બા૦ કાયબળથી પણ માને છે).
૫ સૂક્ષ્મ વચનયોગનો નિરોધ (સૂ૦ કાયયોગથી-કિટ્ટિયોગથી)
૬ સૂક્ષ્મ મનયોગનો નિરોધ (સૂ૦ કાયયોગથી-કિટ્ટિયોગથી)
૭ સૂક્ષ્મ કાયયોગનો નિરોધ (સૂ૦ કાયયોગથી-કિટ્ટિયોગથી)

અહિં બાદર કાયયોગ નિરોધના અન્તર્મુ૦ કાળમાં કાયયોગનાં પૂર્વસ્પર્ધકોને બદલી અસંખ્યાત અપૂર્વસ્પર્ધકો પ્રથમ અન્તર્મુ૦ સુધી કરીને બીજા અન્તર્મુ૦માં કાયયોગની કિટ્ટિઓ અસંખ્યાતી કરે છે. એ રીતે કિટ્ટિઓ કરી રહ્યાબાદ શેષ રહેલાં પૂર્વસ્પ૦ અપૂર્વસ્પર્ધકોનો વિનાશ કરીને શેષ રહેલ [1]કિટ્ટિયોગવાળો થાય છે. ત્યારબાદ સૂક્ષ્મયોગ નિરોધ કરે છે. આ દરેક યોગનિરોધબાદ અન્તર્મુ૦ર વિસામો લઇને જ ત્યાર પછીનો યોગનિરોધ પ્રારભે છે. પુનઃ સૂ૦ કાયયોગ નિરોધના કાળમાં સૂ૦ ક્રિયાઅપ્રતિપાતી નામે [2]ત્રીજું શુક્લધ્યાન ધ્યાવે છે, આ યોગ તથા ધ્યાનના સામર્થ્યથી શરીરના પોલાણ ભાગોમાં ૧૩ આત્મપ્રદેશો પૂરવાથી ૧૩ જેટલો સંકોચાઇને આત્મા ૨૩ (બે તૃતીયાંશ) અવગાહનાવાળો બને છે. તેમ જ પ્રતિસમય યોગકિટ્ટિઓનો પણ વિનાશ કરતાં કરતાં સયોગીના અન્ત્ય સમયે સર્વ યોગકિટ્ટિઓ નાશ થાય છે, તે સાથે ચારે અઘાતી કર્મોનિ સ્થિતિ સર્વથા સરખી (અયોગી ગુણ૦ના કાળ જેટલી) થાય છે, તેમજ શાતાવેદનીયનો બંધ, નામ ગોત્રની ઉદીરણા, ત્રીજું શુક્લધ્યાન, યોગ, શુક્લલેશ્યા, સ્થિતિઘાત, રસઘાત એ સાત પદાર્થ સમકાળે વિનાશ પામે છે, તે સાથે ૧૩ મું ગુણ૦ પણ સમાપ્ત થાય છે ॥ ઇતિ ૧૩ મુ

૧ આ યોગ કિટ્ટિઓનું સવિસ્તર સ્વરૂપ ગ્રન્થાન્તરથી જાણવું

૨ ચાર પ્રકારના શુક્લધ્યાનમાં પહેલુ શુક્લધ્યાન ૭-૮-૯-૧૦-૧૧ મા ગુણસ્થાને, બીજું બારમે, ત્રીજું ૧૩ માને અન્તે સૂ૦ કાયયોગનિરોધમાં, ને ચોથુ ૧૪ મા ગુણસ્થાને હોય છે.

(આ વખતે જ કેવલિનો એકેક આત્મપ્રદેશ એકેક આકાશપ્રદેશમાં વ્યાપ્ત થાય છે. અનાદિકાળમાં કોઈપણ સમય એવો નથી આવ્યો કે જે સમયે એક એક આકાશ પ્રદેશમાં એક એક આત્મપ્રદેશને રહેવાનો અવસર આવ્યો હોય. અનાદિકાળથી તો દરેક જીવોના કોઈપણ એક આકાશપ્રદેશમાં પોતાના અસંખ્ય આત્મપ્રદેશો જ રહેલા હોય છે.) પુનઃ એ ચોથા સમયમાં પણ પૂર્વોક્ત રીતે એ જ સ્થિતિઘાત રસઘાત ને રસસંક્રમ થાય છે. અને એ રીતે સ્થિતિઘાતાદિ કરવા છતાં હજી પણ ત્રણ કર્મની સ્થિતિ આયુષ્યથી સંખ્યાતગુણી રહી છે, રસ અનન્તગુણ રહ્યો છે. તદનન્તર પાંચમે સમયે अन्तरसंहरण કરી ( આંતરામાં પૂરેલા આત્મપ્રદેશોને સંહરી) પુનઃ મંથાન આકાર થાય છે. આ સમયે ત્રણ કર્મની શેષ સ્થિતિના સંખ્યાતભાગ હણી એક સંખ્યાતમો ભાગ રાખે છે, ને રસના અનન્તભાગ હણી એક અનન્તમો ભાગ રાખે છે. એ રીતે એ પાંચ સમયોમાં એકેક સ્થિતિઘાત ને રસઘાત એકેક સમયમાં થયો, અને હવે પછીનો એકેક સ્થિતિઘાત રસઘાત એકેક અન્તર્મુહૂર્તે થશે. તદનન્તર છટ્ઠે સમયે મંથાન સંહરણ કરી પુનઃ કપાટ આકાર થઈ સાતમે સમયે कपाटसंहरण કરી દંડરૂપ થઈ આઠમે સમયે दंडसहरण કરી સ્વભાવસ્થ થાય છે. અહિં છઠ્ઠા સમયથી સયોગીના અન્ત્યસમયસુધી અસંખ્યસ્થિતિ કંડકો અને રસ કંડકો પ્રત્યેક અન્તર્મુ૦ અન્તર્મુ૦ કાળે હણાય છે, (પરન્તુ પૂર્વોક્ત પાંચ સમયવત્ એકેક સમયે નહિ). એ રીતે સમુદ્ઘાતવિધિ જાણવો. જે કેવલિઓને ત્રણ કર્મની સ્થિતિ આયુષ્ય તુલ્ય હોય તે કેવલિઓ સમુદ્ઘાત કરતા નથી. ॥ इति केवलिसमुद्घात ॥

## ॥ १३ मे गुणस्थाने योगनिरोध ॥

એ રીતે આયો૦ કરણ કરીને કેવલિસમુ૦ કર્યાબાદ અથવા કોઈ કેવળ આયો૦કરણ કર્યાબાદ લેશ્યા રોકવાને અને યોગ નિમિત્તે થતો કર્મબંધ રોકવાને ત્રણ યોગ રોકવાનો પ્રયત્ન પ્રારંભે છે, તેનો ક્રમ આ રીતે—

૧ બાદર વચનયોગનો નિરોધ (બા૦ કાયબળથી)
૨ બાદર મનોયોગનો નિરોધ (બા૦ કાયબળથી)
૩ શ્વાસોચ્છવાસ નિરોધ (બા૦ કાયબળથી)
૪ બાદર કાયયોગ નિરોધ (સૂક્ષ્મ કાયબળથી, કોઈક બા૦ કાયબળથી પણ માને છે).

૫ સૂક્ષ્મ વચનયોગનો નિરોધ (સૂ૦ કાયયોગથી-કિટ્ટિયોગથી)
૬ સૂક્ષ્મ મનયોગનો નિરોધ (સૂ૦ કાયયોગથી-કિટ્ટિયોગથી)
૭ સૂક્ષ્મ કાયયોગનો નિરોધ (સૂ૦ કાયયોગથી-કિટ્ટિયોગથી)

અહિં બાદર કાયયોગ નિરોધના અન્તર્મુ૦ કાળમાં કાયયોગનાં પૂર્વસ્પર્ધકોને બદલી અસંખ્યાત અપૂર્વસ્પર્ધકો પ્રથમ અન્તર્મુ૦ સુધી કરીને બીજા અન્તર્મુ૦માં કાયયોગની કિટ્ટિઓ અસંખ્યાતી કરે છે. એ રીતે કિટ્ટિઓ કરી રહ્યાબાદ શેષ રહેલાં પૂર્વસ્પ૦ અપૂર્વસ્પર્ધકોનો વિનાશ કરીને શેષ રહેલ [1]કિટ્ટિયોગવાળો થાય છે. ત્યારબાદ સૂક્ષ્મયોગ નિરોધ કરે છે. આ દરેક યોગનિરોધબાદ અન્તર્મુ૦ર વિસામો લઈને જ ત્યાર પછીનો યોગનિરોધ પ્રારંભે છે. પુનઃ સૂ૦ કાયયોગ નિરોધના કાળમાં સૂ૦ ક્રિયાઅપ્રતિપાતી નામે [2]ત્રીજું શુક્લધ્યાન ધ્યાવે છે, આ યોગ તથા ધ્યાનના સામર્થ્યથી શરીરના પોલાણ ભાગોમાં ૧।૩ આત્મપ્રદેશો પૂરવાથી ૧।૩ જેટલો સંકોચાઈને આત્મા ૨।૩ (બે તૃતીયાંશ) અવગાહનાવાળો બને છે. તેમ જ પ્રતિસમય યોગકિટ્ટિઓનો પણ વિનાશ કરતાં કરતાં સયોગીના અન્ત્ય સમયે સર્વ યોગકિટ્ટિઓ નાશ થાય છે, તે સાથે ચારે અઘાતી કર્મોનિ સ્થિતિ સર્વથા સરખી (અયોગી ગુણ૦ના કાળ જેટલી) થાય છે, તેમજ શાતાવેદનીયનો બંધ, નામ ગોત્રની ઉદીરણા, ત્રીજું શુક્લધ્યાન, યોગ, શુક્લ-લેશ્યા, સ્થિતિઘાત, રસઘાત એ સાત પદાર્થ સમકાળે વિનાશ પામે છે, તે સાથે ૧૩ મું ગુણ૦ પણ સમાપ્ત થાય છે ॥ ઇતિ ૧૩ મું

૧ આ યોગ કિટ્ટિઓનું સવસ્તિર સ્વરૂપ ગ્રન્થાન્તરથી જાણવું.

૨ ચાર પ્રકારના શુક્લધ્યાનમા પહેલુ શુક્લધ્યાન ૭-૮-૯-૧૦-૧૧ મા ગુણસ્થાને, બીજું બારમે, ત્રીજું ૧૩ માને અન્તે સૂ૦ કાયયોગનિરોધમાં, ને ચોથુ ૧૪ મા ગુણસ્થાને હોય છે.

(આ વખતે જ કેવલિનો એકેક આત્મપ્રદેશ એકેક આકાશપ્રદેશમાં વ્યાપ્ત થાય છે. અનાદિકાળમાં કોઈપણ સમય એવો નથી આવ્યો કે જે સમયે એક એક આકાશ પ્રદેશમાં એક એક આત્મપ્રદેશને રહેવાનો અવસર આવ્યો હોય. અનાદિકાળથી તો દરેક જીવોના કોઇપણ એક આકાશપ્રદેશમાં પોતાના અસંખ્ય આત્મપ્રદેશો જ રહેલા હોય છે.) પુનઃ એ ચોથા સમયમાં પણ પૂર્વોક્ત રીતે એ જ સ્થિતિઘાત રસઘાત ને રસસંક્રમ થાય છે. અને એ રીતે સ્થિતિઘાતાદિ કરવા છતાં હજી પણ ત્રણ કર્મની સ્થિતિ આયુથી સંખ્યાતગુણી રહી છે, રસ અનન્તગુણ રહ્યો છે. તદનન્તર પાંચમે સમયે અન્તરસંહરણ કરી ( આંતરામાં પૂરેલા આત્મપ્રદેશોને સંહરી) પુનઃ મંથાન આકાર થાય છે. આ સમયે ત્રણ કર્મની શેષ સ્થિતિના સંખ્યાતભાગ હણી એક સંખ્યાતમો ભાગ રાખે છે, ને રસના અનન્તભાગ હણી એક અનન્તમો ભાગ રાખે છે. એ રીતે એ પાંચ સમયોમાં એકેક સ્થિતિઘાત ને રસઘાત એકેક સમયમાં થયો, અને હવે પછીનો એકેક સ્થિતિઘાત રસઘાત એકેક અન્તર્મુહૂર્તે થશે. તદનન્તર છઠ્ઠે સમયે મંથાન સંહરણ કરી પુનઃ કપાટ આકાર થઈ સાતમે સમયે કપાટસંહરણ કરી દંડરૂપ થઈ આઠમે સમયે દણ્ડસંહરણ કરી સ્વભાવસ્થ થાય છે. અહિં છઠ્ઠા સમયથી સયોગીના અન્ત્યસમયસુધી અસંખ્યસ્થિતિ કંડકો અને રસ કંડકો પ્રત્યેક અન્તર્મુ૦ અન્તર્મુ૦ કાળે હણાય છે, (પરન્તુ પૂર્વોક્ત પાંચ સમયવત્ એકેક સમયે નહિં). એ રીતે સમુદ્ઘાતવિધિ જાણવો. જે કેવલિઓને ત્રણ કર્મની સ્થિતિ આયુષ્ય તુલ્ય હોય તે કેવલિઓ સમુદ્ઘાત કરતા નથી. ॥ इति केवलिसमुद्घात ॥

## ॥ १३ मे गुणस्थाने योगनिरोध ॥

એ રીતે આયો૦ કરણ કરીને કેવલિસમુ૦ કર્યાબાદ અથવા કોઈ કેવળ આયો૦કરણ કર્યાબાદ લેશ્યા રોકવાને અને યોગ નિમિત્તે થતો કર્મબંધ રોકવાને ત્રણ યોગ રોકવાનો પ્રયત્ન પ્રારંભે છે, તેનો ક્રમ આ રીતે—

કેવળદર્શની થયો, તે સાથે મન વચન કાયાના યોગ હજુ ચાલુ છે માટે જીવની આ અવસ્થાને સયોગી કેવલી ગુણ૦ કહેવાય છે. આ અવસ્થા જઘ૦થી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી લગભગ ૯ વર્ષ ન્યૂન પૂર્વક્રોડ વર્ષ પ્રમાણ હોય છે. ત્યાં સુધી આ કેવલી ભગવાન પૃથ્વીમાં વિચરી ઉપદેશ આપી અનેક ભવ્ય જીવોને તારે છે. ત્યારબાદ જ્યારે અન્તર્મુ૦ આયુષ્ય બાકી રહે ત્યારે સર્વ કેવલિભગવન્તો પ્રથમ आयोजिका करण (તથા પ્રકારના અતિ પ્રશસ્ત યોગની પ્રવૃત્તિ) અન્તર્મુ૦ કાળ પ્રમાણ અવશ્ય કરે છે.

## ॥ केवलिसमुद्घातनुं स्वरूप ॥

એ આયોજિકા કરણ કર્યાબાદ જો કોઇ કેવલિને આયુષ્યથી શેષ ત્રણ કર્મ અધિક સ્થિતિવાળાં હોય તો તે કેવલિ ભગવાન ૮ સમય પ્રમાણનો केवलिसमुद्घात કરે છે. ત્યાં પ્રથમસમયે આત્મપ્રદેશોનો સ્વદેહ પ્રમાણ જાડો અને ઉર્ધ્વઅધો ૧૪ રજ્જુ પ્રમાણ દીર્ઘ દંડ કરે છે. આ દંડકરણસમય પહેલા વે૦ના૦ ગો૦ની જે પલ્યાસંખ્યભાગ પ્રમાણસ્થિતિ હતિ તેના અસંખ્યાતા ભાગ હણી એક અસં૦મા ભાગ જેટલી દંડ પ્રથમ સમયે રાખે છે, અને અશાતા આદિ ૨૫ કર્મના રસના પણ અનન્તભાગ હણી એક અનન્તમા ભાગ જેટલો રસ રાખે છે. તેમજ શાતા આદિ ૩૯ પ્રકૃતિઓના શુભ રસને અશાતા આદિ ૨૫ ના અશુભ રસમાં યથાસંભવ સંક્રમાવીને હણે છે (અહિં શુભ રસનો ઘાત અશુભ રસમાં થાય એ સમુદ્ઘાતનો જ પ્રભાવ છે, અને એ સિવાય શુભના એ ઘણા રસને હણવાનો બીજો ઉપાય પણ નથી) ત્યારબાદ બીજે સમયે ઉત્તર દક્ષિણ વા પૂર્વ પશ્ચિમ દીર્ઘ કપાટ આકાર રચે છે. આ સમયે પણ પૂર્વોક્ત ૩ કર્મની શેષ રહેલી અસં૦મા ભાગની સ્થિતિના અસંખ્યભાગ હણી ૧ અસં૦મો ભાગ રાખે છે, અને શેષ રસના અનન્તભાગ હણી એક ભાગ જેટલો રસ રાખે છે. તેમજ શુભનો રસ અશુભમાં સંક્રમાવીને હણે છે. ત્યારબાદ ત્રીજે સમયે શેષ બે દિશાનું કપાટ રચી મથાન આકાર રચે છે, એમાં પણ બીજા સમયવત્ સ્થિતિઘાત રસઘાત રસસંક્રમ ત્રણે કરે છે. તદનતર ચોથે સમયે મંથાનના ચાર આંતરા પૂરી अन्तरपूर्ति કરી કેવલી ભગવાન પોતાનાં આત્મપ્રદેશો વડે સર્વલોકાકાશમાં વ્યાપ્ત થાય છે.

પણ હજી પ્રથમાસ્થિતિ અન્તમુ૦ જેટલી બાકી હોય છે. એ સમયેજ મોહનીયનાં (એટલે સં૦લોભનાં) સ્થિતિઘાતાદિ કરણો સમાપ્ત થાય છે, અને શેષ ૬ કર્મનાં સ્થિતિઘાતાદિ ચાલુ છે. આ રીતે સર્વાપવર્તિત સૂક્ષ્મસંપરાયને (લોભને) વેદતાં જ્યારે સમયાધિક આવલિકા શેષ રહે તેના અનન્તર સમયે સૂ૦ લોભની ઉદીરણા સમાપ્ત થતાં કેવળ ઉદયથી વેદાય છે, તે ચરમ ઉદયાવલિકા પણ સમાપ્ત થતાં સૂ૦સંપરાયના પર્યન્ત સમયે જ્ઞાના૦ ૫-દર્શ૦ ૪-યશ-ઉચ્ચ-અન્ત૦ ૫ એ ૧૬ કર્મનો બંધવિચ્છેદ થાય છે (ને ઉદયસત્તા ચાલુ છે). મોહનીયકર્મનો (સં૦ લોભનો) ઉદયવિચ્છેદ ને સત્તાવિચ્છેદ થાય છે (બંધવિચ્છેદ તે ૯ માને અન્તે પ્રથમથીજ થઈ ગયો છે). એ રીતે સૂ૦સંપરાય ગુણ૦ પણ સમાપ્ત થાય છે ॥ इति मोहनीय कर्मक्षयः ॥ समाप्तं च १० मं सूक्ष्मसंपराय गुणस्थानम् ॥

સૂ૦ સં૫૦ ગુણ૦ના અન્ત્ય સમય સુધીમાં મોહનીયની સર્વ પ્રકૃતિઓનો ક્ષય થઈ ગએલો હોવાથી નિર્મોહી અવસ્થાવાળું બારમું ક્ષીણમોહ ગુણ૦ પ્રાપ્ત થાય છે. મોહસમુદ્રને તરીને થાકેલો જેમ ઘડીભર વિસામો લે તેવા વિસામા સરખું આ ૧૨ મું ક્ષીણમોહ ગુણ૦ છે. આ ગુણ૦ના સંખ્યાતા ભાગ ગયા બાદ બાકી રહેલા એક સંખ્યાતમા ભાગમાં જ્ઞાનાવરણાદિ પૂર્વોક્ત ૧૬ કર્મોની સ્થિતિઓને સર્વાપવર્તનાવડે અપવર્તીને એ ગુણ૦ના કાળ જેટલી ટુંકી બનાવે છે. ત્યારબાદ એ ગુણ૦ સમાપ્ત થવાને એકજ સમય બાકી રહે તે સમયે (ક્ષીણમોહના ઉપાન્ત્ય સમયે) બે નિદ્રા સ્વરૂપસત્તાએ ક્ષય પામે, અને અન્ત્ય સમયે એ બે નિદ્રા સ્તિબુક સંક્રમવડે પરરૂપસત્તાથી ક્ષય પામે. તે સાથે શેષ ૧૪ કર્મનો પણ સત્તાક્ષય થાય, અને એ રીતે બારમું ક્ષીણમોહ ગુણ૦ પણ સમાપ્ત થાય ॥ इति १२ मुं क्षीणमोह गुण० समाप्त ॥ ज्ञा० द० अन्त० ए ३ कर्मनो क्षय ॥

ક્ષીણમોહના અન્ત્ય સમય સુધીમાં ૪ ઘાતીકર્મનો સર્વથા ક્ષય થયો. તેમાં જ્ઞાના૦ દ૦નો પણ ક્ષય થવાથી જીવ હવે કેવળજ્ઞાની

સં૦માયાના ક્ષય પ્રસંગે કહ્યું છે.] ત્યારબાદ (લોભની પહેલી બાદરકિટ્ટિઓના વેદનકાળની અન્ત્યાવલિકાના પહેલા સમયે) બીજી સ્થિતિમાં રહેલી સં૦લોભની બીજી બાદરકિટ્ટિઓને આકર્ષી પ્રથમા સ્થિતિરૂપે બનાવી એ વેદનકાળના અન્તર્મુ૦ની સમયાધિકાવલિકા શેષ રહે ત્યાંસુધી ઉદયરૂપે વેદે, પુનઃ આ વેદનકાળમાં વિશેષતા એ છે કે એમાં વર્તતો જીવ લોભની બીજી સ્થિતિમાં રહેલી ત્રીજી કિટ્ટિઓ જે બાદર છે તેને સૂક્ષ્મ બનાવતો જાય છે. તથા આ બીજી કિટ્ટિની ઉદયાવલિકા સાથે પહેલી કિટ્ટિની અન્ત્યાવલિકા પણ ઉદયમાં આવી ક્ષય પામે છે. એ બીજી બા૦ લોભકિટ્ટિનો ઉદયકાળ (અન્તર્મુ૦) સમાપ્ત થતાં સં૦ લોભનો બંધ બાદરકષાયોદય (અથવા લોભનો બાદર ઉદય) અને ઉદીરણા એ ત્રણેનો સમકાળે વિચ્છેદ થાય છે, તે સાથે નવમું અનિવૃત્તિ ગુણસ્થાન પણ સમાપ્ત થાય છે ॥ इति ९मु अनिवृत्ति गुणस्थान समाप्त ॥

એ રીતે બીજી બા૦ કિટ્ટિના ઉદયકાળે નવમા ગુણસ્થાનના પર્યન્ત ભાગે જે ત્રીજી બાદરકિટ્ટિઓને (બીજી સ્થિતિમાં રહેલીને) સૂક્ષ્મ બનાવી છે તેજ સં૦લોભની સૂ૦કિટ્ટિઓને પ્રથમાસ્થિતિરૂપે બનાવી ઉદયરૂપે વેદે છે. આ ત્રીજી સૂ૦લોભકિટ્ટિનો ઉદય જેમાં હોય તેજ ૧૦મું सूक्ष्मसपराय गुणस्थान છે. અહિં ત્રીજી સૂક્ષ્મકિટ્ટિઓરૂપ સં૦લોભની પ્રથમા સ્થિતિ તે અન્તર્મુ૦ (સૂ૦સં૦પ૦ના કાળ તુલ્ય) છે, અને દ્વિતીયાસ્થિતિ તે નવમા ગુણ૦ પર્યન્તે સમયોન બે આવલિકા સુધીની બંધાયલી સ્થિતિઓરૂપ છે. તેમાં પ્રથમા સ્થિતિ ઉદયરૂપે વેદાતી જાય છે, અને તે સાથે પૂર્વે (૯ માના અન્ત્ય સમયે) બાકી રહેલી સં૦લોભની બીજી કિટ્ટિની ચરમાવલિકા પણ પહેલી ઉદયાવ૦માં વેદાતી જાય છે, અને એ રીતે આવલિકા જેટલા કાળે તે ચરમાવલિકાનો ક્ષય થાય છે પુન બીજી સ્થિતિમાંની સમયોનાવલિકા દ્વિકમાં બંધાયલી સ્થિતિઓને સૂ૦ સં૦પ૦ના સંખ્યાતભાગો સુધી સ્થિતિઘાતાદિવડે ક્ષય કરતો જાય છે [અહિં પૂર્વવત્ ગુણસંક્રમવડે સંક્રમવાનો અભાવ છે], અને જ્યારે એક સંખ્યાતમો ભાગ બાકી રહે છે, ત્યારે એ સ્થિતિઓને સર્વાપવર્તના વડે અપવર્તીને હવે જેટલો સૂ૦સંપરાયનો કાળ બાકી છે તેટલી બનાવે છે. આ સર્વાપવર્તન ક્રિયા સમાપ્ત થવા છતાં

બીજી કિટ્ટિની શેષાવલિકા રહ્યે બીજી સ્થિતિમાં રહેલી ત્રીજી કિટ્ટિઓને આકર્ષી પ્રથમા સ્થિતિરૂપે બનાવી સમયાધિક આવલિકા શેષ રહે ત્યાંસુધી (અન્તર્મુ૦ સુધી) સં૦માયાની ત્રીજી કિટ્ટિઓને વેદે છે. એ અન્તર્મુ૦ કાળમાં પહેલી ઉદયાવ૦ સાથેજ બીજી કિટ્ટિની શેષાવલિકા પણ વેદાઈ જાય છે. પુનઃ આ ત્રીજી કિટ્ટિવેદન કાળની સમયાધિકાવલિકા શેષ રહે તે સમયે સં૦ માયાનો બંધ ઉદય ઉદીરણા એ ત્રણે વિચ્છેદ પામતાં માયાનો અબંધક અને અવેદક થાય છે, જે સમયે અવેદક થાય છે તે સમયે સં૦ માયાની પ્રથમા સ્થિતિની (ત્રીજી કિટ્ટિવેદનની) એકજ ચરમાવલિકા વા સ્તિબુકાવલિકા બાકી રહી છે, અને બીજી સ્થિતિમાં સમયોન બે આવલિકા સુધીમાં બાંધેલી એટલીજ સ્થિતિઓ ક્ષય પામવી બાકી રહી છે. તેમાં પ્રથમા સ્થિતિની ચરમાવલિકા તો આગળ કહેવાતા સં૦લોભમાં (બંધાતી સ્થિતિઓમાં) ગુણસંક્રમ વડે સંક્રમી સંક્રમી સમયોન બે આવલિકા કાળે ક્ષય પામશે એ સિવાયની પહેલાંની અનેક સ્થિતિઓ તો બંધાતા સં૦લોભમાં ગુણસંક્રમથી જ સંક્રમી સંક્રમીને ક્ષય પામી ગઇ છે. એ રીતે સં૦ માયાની અબંધકતા અને અવેદકતા પ્રાપ્ત થયા બાદ સમયોન બે આવલિકા કાળે સં૦ માયાનો સર્વથા ક્ષય થાય છે, ॥ इति सं०मायाक्षय ॥

સં૦ માયાની અબંધકતા તથા અવેદકતાના પ્રથમ સમયેજ સં૦ લોભની બીજી સ્થિતિમાં રહેલી પહેલી અનન્ત બાદરકિટ્ટિઓને સં૦લોભની પ્રથમા સ્થિતિરૂપે બનાવી ઉદયરૂપે વેદે છે તે પણ એ વેદનકાળના અન્તર્મુ૦ની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાંસુધી વેદે છે પુનઃ આ અન્તર્મુ૦માં વર્તતાં સં૦માયાની ત્રીજી કિટ્ટિની ચરમાવલિકાને (સં૦ લોભની પહેલી કિટ્ટિની) ઉદયાવલિકામાં સ્તિબુક સંક્રમવડે સંક્રમાવી સંક્રમાવીને આવલિકા જેટલાજ કાળે ક્ષય કરે છે, જેથી સં૦ માયાની પ્રથમા સ્થિતિનો ક્ષય થયો, પરન્તુ બીજી સ્થિતિમાં સમયોન બે આવલિકા સુધીમાં બંધાયલી માયાની સ્થિતિઓ વિદ્યમાન હતી તેને પણ સમયોન બે આવલિકા જેટલા કાળે બંધાતા સં૦લોભમાં ગુણસંક્રમવડે સંક્રમાવી સંક્રમાવી ક્ષય કરતાં સં૦માયાની બીજી સ્થિતિનો પણ ક્ષય થયો તે

પણ પહેલી આવલિકા વખતે બીજી કિટ્ટિનો શેષ આવલિકા પણ ભેગી વેદાઈ જાય છે).પુનઃત્રીજી કિટ્ટિના અન્તમું૦ વેદન કાળની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી ત્રીજી કિટ્ટિનો ઉદય પ્રવર્તે છે, ત્યારબાદ એ છેલ્લે સમયે [સ્તિબુકાવલિના પૂર્વ સમયે ]સં૦ માનનો બંધ ઉદય ઉદીરણા એ ત્રણે વિચ્છેદ પામે છે, આ સમયે માનની પ્રથમ સ્થિતિ આવલિકા માત્ર બાકી છે, અને દ્વિતિયા સ્થિતિ સમયોન બે આવલિકા સુધીમાં બંધાયલી સ્થિતિઓ જેટલી બાકી છે, શેષ દ્વિતિયા સ્થિતિ ગુણસંક્રમવડે સં૦ માનમાં સંક્રમી સંક્રમીને ક્ષય પામી છે, જેથી પ્રથમા સ્થિતિની ચરમાવલિકા વા સ્તિબુકાવલિકા આગળ કહેવાતી સં૦ માયાના પ્રથમા સ્થિતીની ઉદયાવલિકામાં ઉદયાવલિકા જેટલા કાળે ક્ષય પામશે, અને સમયોન બે આવલિકા સુધીમાં બંધાયલી સ્થિતિઓવાળી દ્વિતિયા સ્થિતિ પણ સં૦ માયામાંજ ગુણસંક્રમવડે સક્રમી સંક્રમીને સમયોન બે આવલીકા જેટલા કાળે ક્ષય પામશે, એ રીતે સં૦ માનનું અબંધકપણું અને અવદેકપણું પ્રાપ્ત થયા બાદ સમયોન બે આવલીકા કાળે સ૦ માનનો સર્વથા ક્ષય થાય છે, ॥इति सं० मान क्षयः॥.

સ૦માનની ચરમાવલીકા શેષ રહી તે સમયે અથવા સ૦માનની અબન્ધકતા તથા અવેદકતાના પ્રથમજ સમયે સં૦માયાની દ્વિતિયા સ્થિતિમાં જે ત્રણ કિટ્ટિઓ બનેલી છે તેમાંથી પહેલી કિટ્ટિને આકર્ષી સં૦માયાની પ્રથમા સ્થિતિરૂપે બનાવી સં૦માયાનો ઉદય શરૂ કરે છે, તે પ્રથમ કિટ્ટિના વેદન કાળની (અન્તમું૦ની)સમયાધિક આવલિકા બાકી રહે ત્યાં સુધી પ્રથમ કિટ્ટિનો ઉદય વર્તે છે, [એ ઉદયકાળમાં પહેલી આવલિકા પૂર્ણ થયે સં૦માનની (પ્રથમા સ્થિતિની ત્રીજી કિટ્ટિની) ચરમાવલિકા પણ માયાની ઉદયાવલિકામાં સ્તિબુકસંક્રમવડે સંક્રમી સંક્રમી ક્ષય પામે છે, અને દ્વિતીયા સ્થિતિ ગુણસંક્રમવડે સંક્રમી સંક્રમીને સમયોન બે આવલિકાકાળે ક્ષય પામે છે.] તેના અનન્તર સમયે (પહેલી કિટ્ટિવેદનકાળની છેલ્લી આવલિકાના પ્રથમ સમયે) બીજી સ્થિતિમાં રહેલ બીજી કિટ્ટિઓને આકર્ષી પ્રથમા સ્થિતિ રૂપે બનાવી એની પણ સમયાધિક આવલિકા શેષ રહે ત્યાંસુધી બીજી કિટ્ટિઓને અન્તમું૦ સુધી વેદે છે. એ અન્તમું૦ના પ્રારંભની ઉદયાવલિકા સાથે પહેલી કિટ્ટિની શેષ રહેલી આવલિકા પણ ભેગી વેદાય છે. ત્યારબાદ

(ત્રીજી કિટ્ટિવેદનના અન્ત્ય સમયે) સં૦ ક્રોધનો બંધ ઉદય ઉદીરણા એ ત્રણે વિચ્છેદ પામે છે જેથી અનન્તર સમયે જ સં૦ ક્રોધનો અબંધક અને અવેદક થાય છે, પુનઃ એ વખતે પ્રથમા સ્થિતિમાં ચરમાવલિકા અને બીજી સ્થિતિમાં સમયોન બે આવલિકા સુધીમાં બંધાયલી સ્થિતિઓ એટલી જ 'સં૦ ક્રોધની સત્તા રહેલી છે શેષ સર્વ ક્રોધ માનમાં ગુણસંક્રમ વડે સંક્રમ્યો છે અને નિર્જર્યો છે, કારણ કે એ ત્રણે કિટ્ટિઓના ઉદય કાળમાં પ્રથમા સ્થિતિ ઉદયથી નિર્જરતિ જાય છે, અને દ્વિતિયા સ્થિતિ સં૦ માનમાં ગુણસંક્રમવડે સંક્રમતી જાય છે, જેથી ક્રોધોદયના (વા ક્રોધબંધના) વિચ્છેદ સમયે ક્રોધની પૂર્વોક્ત સત્તાજ બાકી રહે છે, તેમાં પ્રથમા સ્થિતિની જે ચરમાવલીકા બાકી રહિ છે તે ઉદયવંત સંજ્વલન માનમાં સ્તિબુક સંક્રમવડે ઉદયાવલિકામાં સંક્રમી ક્ષય થાય છે, અને દ્વિતીયા સ્થિતિ સં૦ માનમાંજ સંક્રમ માત્રથી સમયોન બે આલીકા જેટલા કાળમાં ક્ષય પામે છે, એ રીતે સં૦ ક્રોધનું અબંધકપણું અને અવેદકપણું પ્રાપ્ત થયા બાદ સમયોન બે આવલીકા જેટલા કાળે સં૦ ક્રોધનો સર્વથા ક્ષય થાય છે ॥ इति संक्रोधक्षय ॥

હવે સંજ્વલન ક્રોધની પ્રથમા સ્થિતિની જે છેલ્લી સ્તિબુકાવલી બાકી રહી હતી તેના પહેલા સમયે અથવા અબંધકતા અને અવેદકતા જે સમયે પ્રાપ્ત થઈ છે તેજ સમયે સં૦ માનની ત્રણ કિટ્ટિઓ જે દ્વિતિયા સ્થિતિમાં કિટ્ટિકરણકાળે થયેલી છે તેમાંની પહેલી કિટ્ટિને આકર્ષીને પ્રથમા સ્થિતિરૂપે બનાવી પ્રતિસમય ઉદયમાં લાવે છે. એ પહેલી કિટ્ટિનો ઉદય અન્તર્મુ૦ની સમયાધિકા આવલિકા બાકી રહે ત્યાં સુધી પ્રવર્તે છે, ત્યારબાદ શેષ આવલિકાના પહેલાજ સમયે બીજી સ્થિતિમાં રહેલી બીજી કિટ્ટિને આકર્ષી પ્રથમા સ્થિતિરૂપે બનાવી [એક આવલી સુધી પહેલી ને બીજી એ કિટ્ટિઓ સાથે વેદાઇને ત્યારબાદ અન્તર્મુ૦સુધી કેવળ બીજી કિટ્ટિ વેદાય છે તે પણ (એ બીજી કિટ્ટિના વેદનકાળની) સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી, ત્યારબાદ એટલે શેષ આવલિકાના પહેલાજ સમયે બીજી સ્થિતિમાં રહેલી ત્રીજી કિટ્ટિઓને આકર્ષી પ્રથમા સ્થિતિરૂપે બનાવી અન્તર્મુ૦ સુધી ઉદયમાં લાવે છે, (એમાં

એ રીતે ચાર સંજ્વલન કષાયોની અનન્ત અનન્ત કિટ્ટિઓના દરેકના જે સ્થુલ જાતિભેદથી ત્રણ ત્રણ ભેદ પાડ્યા છે, તેમાંથી અહિં સં૦ક્રોધે શ્રેણિ આરંભક જીવ દ્વિતીયા સ્થિતિમાં રહેલી ક્રોધની ત્રણ કિટ્ટિઓમાંથી પહેલી બાદરકિટ્ટિને આકર્ષી પ્રથમાસ્થિતિ રૂપે બનાવી ઉદયમાં લાવે છે, અર્થાત્ સં૦ક્રોધની પ્રથમા સ્થિતિના જે ત્રણ વિભાગ અશ્વકર્ણકરણ આદિ કહ્યા હતા તેમાં પહેલા અને બીજા વિભાગના (કિટ્ટિકરણના) અન્ત્ય સમય સુધી બાદરક્રોધનો ઉદય વર્તતો હતો તે હવે (કિટ્ટિકરણ ક્રિયા-કાળ) પૂર્ણ થયા બાદ તરત ક્રોધની કિટ્ટિઓનો ઉદય શરૂ થયો કે જે ઉદય અન્તર્મુ૦ સુધી ચાલુ રહેવાનો છે જેથી એજ અન્તર્મુ૦નું નામ ક્રોધની પ્રથમાસ્થિતિનો ત્રીજો ભાગ કિટ્ટિવેદન નામનો છે, અને ક્રોધની એ કિટ્ટિઓને વેદવી તેજ ક્રોધનો બાદરકિટ્ટિ ઉદય કહેવાય. જેથી ત્રીજા કિટ્ટિવેદન કાળમાં (ભાગમા) ક્રોધનો ચાલુ ઉદય બંધ થઇ કિટ્ટિઉદય શરૂ થાય છે. અહિં બાદરકિટ્ટિઓનો ઉદય હોવાથી આ પણ ક્રોધનો બાદર ઉદય જ છે. પુનઃ આ સં૦ક્રોધની પહેલી અનન્ત કિટ્ટિઓના વેદનકાળની સમયાધિક એક આવલિકા બાકી રહે ત્યારે અનન્તર સમયે જ (ચરમાવલિકાના પ્રથમ સમયેજ) એજ વેદાતા સૂક્ષ્મક્રોધની બીજી અનન્ત કિટ્ટિ જે દ્વિતીયાસ્થિતિમાં છે, તેને આકર્ષી પ્રથમા સ્થિતિરૂપે બનાવી ઉદયમાં લાવે છે, અને જે ચરમાવલિકા શેષ રહી છે તેને બીજી કિટ્ટિઓના ઉદય સાથે એકત્ર વેદતો જાય છે. એ રીતે પહેલી કિટ્ટિવેદનની અન્ત્યાવલિકામા અથવા બીજી કિટ્ટિવેદનની પહેલી આવલિકામાં બે કિટ્ટિઓ (પહેલી ને બીજી) ભેગી વેદાય છે, અને આવલિકા પૂર્ણ થયા બાદ કેવળ બીજી કિટ્ટિજ અન્તર્મુ૦ સુધી વેદાય છે, યાવત્ બીજી કિટ્ટિવેદનની પણ સમયાધિક ચરમાવલિકા બાકી રહે ત્યાં સુધી કેવળ બીજી કિટ્ટિઓનો ઉદય હોય છે, ત્યારબાદ અનન્તર સમયથી [ચરમાવ૦ના પહેલા સમયથી] જ દ્વિતીયા સ્થિતિમાં રહેલી ત્રીજી અનન્ત કિટ્ટિઓને આકર્ષી પ્રથમા સ્થિતિ રૂપે બનાવી ઉદયમાં લાવે છે, એમાં પણ બીજી કિટ્ટિની ચરમાવલિકા અને ત્રીજી કિટ્ટિની પ્રથમાવલિકા બે સાથે સાથે વેદાય છે, અને ત્યારબાદ કેવળ ત્રીજી કિટ્ટિ અન્તર્મુ૦ સુધી વેદાય છે. તે પણ ત્રીજા કિટ્ટિવેદન કાળની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી જ, આ સમયે

ક્રોધમાં સંક્રમાવે છે, તે સમયોન બે આવલિકા જેટલાજ તુલ્ય કાળમાં સર્વ સ્થિતિઓ સંક્રાન્ત થઇ જશે, અને તેમાં છેલ્લા સમયે ગુણસંક્રમથી નહિં પરન્તુ સર્વસંક્રમથી સર્વ પુરૂષવેદ સંક્રાન્ત થઈ જશે, જેથી પુરૂષવેદનો સર્વથા ક્ષય સં૦ક્રોધના પહેલા ત્રિભાગમાં (અશ્વકર્ણકરણકાળમાં) થાય છે. ॥ इति पुरुषवेदक्षय ॥

પુરૂષવેદનો ક્ષય થયા બાદ અશ્વકર્ણકરણ સમાપ્ત થાય છે. ત્યારબાદ કિટ્ટિકરણ નામના બીજા કાળવિભાગમાં ( બીજા તૃતીયાંશમાં ) વર્તતો જીવ ચારે સંજ્વલન કષાયોની ઉપરની સ્થિતિમાં પ્રતિસમય અનન્ત અનન્ત [1]બાદરકિટ્ટિઓ કરે છે. ( કિટ્ટિઓનું સ્વરૂપ ઉપશમશ્રેણિમાં લોભના ઉપશમ પ્રસંગે કહેવાઈ ગયું છે તે અનુસરતું અહિં બાદરકિટ્ટિઓનું સ્વરૂપ જાણવું. ) તે કિટ્ટિઓ દરેક કષાયની ( ક્રોધ માન માયા લોભની ) અનન્ત અનન્ત છે, પરન્તુ તે અનન્તાનન્ત કિટ્ટિઓના સ્થુલ જાતિભેદની અપેક્ષાએ ત્રણત્રણ કિટ્ટિઓ ( અથવા કિટ્ટિભેદ ) કલ્પીએ તો ૧૨ કિટ્ટિભેદ થાય. એ ૧૨ કિટ્ટિભેદ ક્રોધવડે શ્રેણિ પ્રારંભી હોય તેને જાણવા, અન્યથા માને શ્રેણિ પ્રારંભી હોય તો ૯, માયાએ શ્રેણિ પ્રારંભકને ૬ અને લોભે શ્રેણિ પ્રારંભકને ૩ કિટ્ટિભેદ હોય, કારણ કે માને શ્રેણિ પ્રારંભી હોય તો ક્રોધને ઉદ્વલનાવિધિથી ( અનુદિત નપુંસકવેદાદિકના ક્ષયવત્ ) ક્ષય કરે છે. જેથી ક્રોધની પ્રથમસ્થિતિના અભાવે કિટ્ટિકરણ ન હોય, કારણ કે કિટ્ટિઓ તેની કરવાની છે કે જેનો ક્રમે ઉદય થવાનો છે, માટે અનુદિત ક્રોધની કિટ્ટિઓ થતી નથી તેથી ક્રમે ઉદયમાં આવવા યોગ્ય શેષ ત્રણ કષાયોની ત્રણ ત્રણ મળી નવ કિટ્ટિઓ થાય છે. એ રીતે માયાના ઉદયે શ્રેણિ પ્રારંભી હોય તો માન પણ અનુદિત હોવાથી તેની કિટ્ટિઓ ન થાય જેથી ૬ કિટ્ટિઓ થાય. અને લોભે શ્રેણિ પ્રારંભી હોય તો માયા પણ અનુદિત હોવાથી માત્ર લોભનીજ ત્રણ કિટ્ટિઓ થાય. એ પ્રમાણે ૪ સંજ્વલન કષાયોનો किट्टिकरणविधि જાણવો.

---

૧ કિટ્ટિકરણકાળમાં તો ચારે કષાયની બાદરકિટ્ટિઓજ થાય છે, સૂક્ષ્મકિટ્ટિઓ તો લોભની બીજી કિટ્ટિઓના ઉદય વખતે તૈયાર થાય છે.

સમયોન બે આવલિકા સુધીની પૂર્વબદ્ધ સ્થિતિઓ વિદ્યમાન છે, શેષ સર્વ સ્થિતિઓ ક્ષય પામી છે, એ સમયોન બે આવલિકાબદ્ધ સ્થિતિઓ સં૦ક્રોધમાં ગુણસંક્રમવડે સંક્રમતી જાય છે. [ આ પ્રકાર પુરૂષવેદે શ્રેણિપ્રારંભક આશ્રયી કહ્યો, પરન્તુ જો શ્રેણિપ્રારંભક નપું૦ હોય તો પ્રથમ સ્ત્રીવેદ નપુંસકવેદનો સમકાળે ક્ષય કરે છે, અને ક્ષય સમયે પુરૂષવેદના બંધાદિ વિચ્છેદ પામે છે, ત્યારબાદ પુરૂષવેદહાસ્યછક એ સાતનો સમકાળે ક્ષય થાય છે. જો શ્રેણિપ્રારંભક સ્ત્રી હોય તો પ્રથમ નપું૦નો ક્ષય કરી સ્ત્રીવેદનો ક્ષય કરે અને સ્ત્રીવેદના ક્ષય સમયેજ પુરૂષવેદનો બંધ વિચ્છેદ પામે છે, ત્યારબાદ પુંવેદહાસ્યછક એ સાતનો સમકાળે ક્ષય થાય છે. ચાલુ વિષય પુરૂષ પ્રારંભકની અપેક્ષાએ કહેવાય છે–

હવે જે સમયે પુરૂષવેદની પ્રથમા સ્થિતિનો ક્ષય થઇ સમયોન બે આવલિકાવડે બંધાયલી સ્થિતિઓના સમુદાયવાળી દ્વિતીયા સ્થિતિ ગુણસંક્રમવડે સંક્રમવાનો પ્રારંભ થયો છે તેજ સમયે સં૦ક્રોધની પ્રથમા સ્થિતિ જે પ્રથમથી ઉદયમાં ચાલુ છે, તેના અહિં [1]ત્રણ વિભાગ થાય છે–અશ્વકર્ણકરણ કિટ્ટિકરણ ને કિટ્ટિવેદન. એ ત્રણ વિભાગમાં 'વહેંચાય છે. [ અર્થાત્ એ પ્રથમાસ્થિતિમાં જૂદી જૂદી ત્રણ ક્રિયાઓ અનુક્રમે થવાની છે]. ત્યાં પહેલા અશ્વકરણકાળમાં વર્તતો જીવ ચારે સંજ્વલન કષાયોની ઉપરની દ્વિતીયાસ્થિતિમાં ( અન્તરથી ઉપરની સ્થિતિમાં ) પ્રતિસમય અનન્ત અનન્ત [2]અપૂર્વ સ્પર્ધકો કરે છે, તે સાથે પુરૂષવેદને ગુણસંક્રમવડે બંધાતા સં૦

---

૧ અહિં ક્રોધની પ્રથમાસ્થિતિના ત્રણ વિભાગ થાય એમ કહ્યુ તે કંઇ તેજ સમયે ત્રણ વિભાગ પડી જાય છે એમ નહિં પરન્તુ એ પ્રથમાસ્થિતિમા અનુક્રમે ત્રણ ક્રિયાઓ જૂદી જૂદી થવાની છે, એમ પ્રથમથી સમજાવવા માટે ત્રણ વિભાગ થાય એમ કહ્યુ છે. ભવિષ્ય કાર્યનો ઉપચાર વર્તમાનકાળમાં થઇ શકે છે એ વિવક્ષાએ.

૨ અપૂર્વ સ્પર્ધકોનુ સ્વરૂપ ઉપ૦શ્રેણિમાંજ કહેવાઈ ગયુ છે.

८ मध्यकषाय क्षयः ॥

ત્યારબાદ અન્તર્મુ૦માં ૯ નોકષાય અને ૪ સંજ્વલન એ ૧૩ કષાયનું અન્તરકરણ કરે છે, જેથી એ દરેકને પ્રથમાસ્થિતિ અને દ્વિતીયા ( ઉપરી ) સ્થિતિ એમ બે વિભાગવાળી સ્થિતિ થાય છે, અને એ બે વિભાગ વચ્ચે કર્મપ્રદેશરહિત અન્તર્મુ૦ જેટલી સ્થિતિ હોય છે ( એ અન્તરકરણનો વિશેષવિધિ ઉપશમનાકરણમાં ૨૧ પ્રકૃતિના અન્તરકરણ પ્રસંગે તેમજ શ્રેણિ સંબંધિ ઉપશમ-સમ્યક્ત્વની પ્રાપ્તિમાં ૩ દર્શનમોહનીયનું અન્તરકરણ કહ્યું છે તે અનુસારે યથાયોગ્ય જાણવો ). એ રીતે ૧૩નું અન્તરકરણ કરીને નપું૦વેદની ઉપરની દ્વિતીયા સ્થિતિને ઉદ્વલનાનુવિદ્ધગુણસંક્રમવડે ઘટાડતાં ઘટાડતાં અન્તર્મુ૦માત્રમાં પલ્યોપમાસંખ્ય ભાગ જેટલી સ્થિતિ કરે, અને ત્યારથી પ્રારંભીને એ શેષ રહેલી સ્થિતિને ગુણસંક્રમ વડે બધ્યમાન મોહનીયની પ્રકૃતિઓમાં સંક્રમાવીને અન્તર્મુ૦ માત્રમાં દ્વિતીયા સ્થિતિનો સર્વથા નાશ કરે છે, અને નીચેની પ્રથમાસ્થિતિને નપું૦વેદે શ્રેણિ આરંભી હોય તો ઉદયથી ક્ષય કરતો જાય છે, અને અન્યવેદે આરંભી હોય તો માત્ર આવલિકા જેટલીજ બાકી રહિ હોય છે તેને સ્તિબુક સંક્રમવડે ઉદયવતી પર પ્રકૃતિમાં સંક્રમાવી આવલીકા જેટલા કાળમાં સર્વથા ક્ષય કરે છે. એ રીતે નપુંસકવેદનો ક્ષય થએથી મોહનીયની કુલ ૧૬ પ્રકૃતિનો ક્ષય થયો.

॥ इति नपुंसकवेद क्षयः ॥

નપુંસકવેદનો ક્ષય કર્યા બાદ અન્તર્મુ૦ માત્રમાં સ્ત્રીવેદનો ક્ષય પણ નપું૦વેદની પદ્ધતિએજ કરે છે ॥ इति स्त्रीवेदक्षयः ॥

સ્ત્રીવેદનો ક્ષય કર્યાબાદ ૬ નોકષાયનો ક્ષય એકસાથે આરંભે છે, ત્યાંથી આરંભી એ ૬ની દ્વિતીયાસ્થિતિને પુરૂષવેદમાં ન સંક્રમાવતાં સંજ્વલનક્રોધમાં સંક્રમાવે છે. એ રીતે અન્તર્મુ૦ સુધી સંક્રમાવતાં દ્વિતીયાસ્થિતિનો સર્વથા ક્ષય થાય છે, એજ સમયે પુરૂષવેદનો બંધ ઉદય ઉદીરણા એ ત્રણેનો વિચ્છેદ થાય છે. જેથી પુરૂષવેદની પ્રથમા સ્થિતિનો સર્વથા ક્ષય થયો પરન્તુ દ્વિતીયા સ્થિતિમાં

## ॥ २१ चारित्रमोहनीयना क्षयनो क्रम ॥

તે સાથે શેષ કર્મપ્રકૃતિઓના પણ ક્ષયનો ક્રમ.

પૂર્વે કહ્યા પ્રમાણે દર્શનસપ્તકનો ક્ષય કરેલ હોય તેમજ આયુષ્ય ન બાંધ્યું હોય તો તેવો જીવ ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિના ક્ષય માટે (અર્થાત્ ચારિત્રમોહનીયની ક્ષપકશ્રેણિ પ્રારંભવાને) પ્રથમ યથાપ્રવૃત્તકરણ કરે તે અપ્રમત્ત ગુણસ્થાનેજ કરે, અને બીજું અપૂર્વકરણ કરે તે આઠમા અપૂર્વકરણગુણસ્થાને કરે, અર્થાત્ એ આઠમું ગુણસ્થાન તે ચારિત્રમોહનીયનો ક્ષય કરવા માટેનું બીજું કરણ-અપૂર્વકરણ છે. એ અપૂર્વકરણમા સ્થિતિઘાતાદિ પાંચ પદાર્થ શરૂ થાય છે, ત્યાં પ્રથમસમયથીજ સ્થિતિઘાતો એવી રીતે પ્રવર્તે છે કે જેથી અપૂર્વ૦ના પર્યન્તે ૮ મધ્યકષાયની સ્થિતિસત્તા (પ્રથમ અન્ત કો૦કો૦સા૦ હતી તે ઘટીને) પલ્યોપમના અસંખ્યાતમાભાગ જેટલી શેષ રહે. ત્યારબાદ નવમા અનિવૃત્તિગુણસ્થાનમાં ત્રીજું કરણ અનિવૃત્તિકરણ કરે, અર્થાત્ જે નવમું અનિ૦ ગુણસ્થાન તે ચારિત્રમોહનીયના ક્ષયમાં ત્રીજું અનિવૃત્તિકરણજ છે. એ અનિ૦કરણના વા ગુણ૦ના સંખ્યાતા ભાગ વ્યતીત થાય ત્યારે સ્ત્યાનર્ધિ ૩-નરક ૨-તિર્યગ્ ૨-કુજાતિ ૪-સ્થા૦-આતપ-ઉદ્યોત-સૂક્ષ્મ-સાધારણ એ ૧૬ પ્રકૃતિની ઉદ્વલના સંક્રમ વડે ઘટતાં ઘટતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ રહે છે, ત્યારબાદ એ ૧૬ પ્રકૃતિઓને બંધાતી સ્વસક્રમ યોગ્ય પ્રકૃતિઓમાં ગુણસંક્રમ વડે સંક્રમાવી સંક્રમાવીને સંપૂર્ણ ક્ષય કરે છે. ॥ इति ३ दर्श० १३ नाम०=१६ प्रकृतिनो क्षय ॥

અહિં પ્રથમ આઠ મધ્યકષાયનો ક્ષય પ્રારંભ્યો હતો પરન્તુ તે ક્ષય થવા પહેલાં વચમાંજ આ ૧૬ પ્રકૃતિઓનો ક્ષય થયો ત્યારબાદ અન્તર્મુ૦કાળે ૮ મધ્યકષાયનો ક્ષય થાય છે. (અહિં કેટલાક આચાર્યોનું એમ પણ માનવું છે કે પ્રથમ ૧૬ પ્રકૃતિઓના ક્ષયનો પ્રારંભ કરી તે ક્ષય થયા પહેલાંજ વચમાં ૮ મધ્યકષાયનો ક્ષય કરે છે, અને ત્યારબાદ ૧૬ પ્રકૃતિનો ક્ષય કરે છે). ॥ इति

નાંખ્યુ ત્યાં સુધીના અંતર્મૂહુર્ત્ત પ્રમાણુ સ્થિતિસ્થાનો સત્તામાં રહે છે તેને તે તે ગતિવાળો ક્ષય કરે છે. તેથી ક્ષાયિકસમ્ય૦ની સમાપ્તિવાળો તો ચારે ગતિમાંની કોઈપણુ ગતિવાળો જીવ હોય. ॥ इति सम्य०मोहनीय क्षयः ॥

પ્રશ્નઃ—એ સાત પ્રકૃતિઓનો ( ૪ અનંતા૦ ૩ દર્શન૦ એ દર્શન સપ્તકનો ) ક્ષય થવાથી ક્ષાયિકસમ્ય૦ પામેલો જીવ કેટલામે ભવે મોક્ષે જાય ?

ઉત્તરઃ—ત્રીજે ભવે અથવા ચોથે ભવે મોક્ષે જાય [ ક્વચિત્ પાંચમે ભવે મોક્ષે જાય ], તે આ પ્રમાણે-અહિં મનુ૦ભવમાં ક્ષા૦ સમ્ય૦ પામીને દેવગતિમાં અથવા નરકગતિમાં જાય, ત્યાંથી નિકળીને પુનઃ મનુષ્ય થઈ મોક્ષે જતાં ત્રીજે ભવે મોક્ષે જાય જેમ શ્રેણિક આદિ. તથા તિર્યંચમાં અથવા મનુ૦માં જાય તો અવશ્ય યુગલિકમાંજ જાય, ત્યાંથી દેવ થઈ ત્યાંથી મનુ૦ થઇ મોક્ષે જતાં ચોથે ભવે મોક્ષે જાય. ( કૃષ્ણુ નરકાયુ બાંધી ક્ષા૦સમ્ય૦ પામી નરકે ગયા છે ત્યાંથી નીકળી મનુષ્ય થઇ ત્યાંથી પાંચમા કલ્પમાં દેવ થઇને મનુ૦ભવમાં આવી બારમા અમમ તીર્થંકર થઇ મોક્ષે જવાના છે એ અપેક્ષાએ પાંચ ભવ. અથવા શ્રીદુઃપ્રસહસૂરિ કે જે પાંચમા આરાને અન્તે થવાના છે તે ક્ષાયિકસમ્યગ્દ્રષ્ટિ છે, જેથી દુપ્રસહભવમાં તો જિનકાલનો અભાવ હોવાથી ક્ષા૦સ૦ પામે નહિં, અને હાલ દેવભવમાં છે ત્યાં પણ પામે નહિં, તેથી એ દેવભવ પહેલાંના મનુષ્યભવમાંજ પામેલા હોય માટે તે મનુષ્યભવ-દેવભવ-દુઃપ્રસહ-ભવ-દેવભવ એ ચાર ભવ પછી પાંચમા ભવે મનુષ્ય થઇ મોક્ષે જશે માટે એ રીતે કવચિત્ કોઇને પાંચ ભવ પણુ થાય. એ અલ્પ પ્રકાર હોવાથી સામાન્યવિવક્ષામાં પાંચ ભવ કહ્યા નથી.

પુનઃ પૂર્વબદ્ધાયુ મનુષ્ય ક્ષાયિક સમ્યક્ત્વ પામીને તરતમાં જો મરણુ ન પામે તો કોઇક ઉપશમશ્રેણિ પણુ કરે, અને જો આયુષ્ય બાંધ્યું ન હોય તો ક્ષાયિક સમ્ય૦ પામીને તરત ચારિત્રમોહનીયના ક્ષય માટે ક્ષપકશ્રેણિજ પ્રારંભે. ॥ इति क्षायिकसम्यक्त्वप्राप्ति ॥ અથવા दर्शनसप्तकनो क्षय ॥

સર્વ સ્થિતિઘાતોમાં મિથ્યાત્વની સ્થિતિ મિશ્રમાં અને સમ્ય૦માં લય પામે છે, મિશ્રની સમ્ય૦માં લય પામે છે, અને સમ્ય૦ની પોતાની અધોવર્તી સ્થિતિમાં (નીચેની સ્થિતિમાં) લય પામે છે. એ રીતે સ્થિતિનો નાશ થતાં મિથ્યા૦ની જે એક આવલિકા રહી છે તે સ્તિબુકસંક્રમ વડે સમ્ય૦ની ઉદયાવલિકામાં સંક્રમી નાશ પામે છે. ॥ इति मिथ्यात्वक्षयः ॥

ત્યારબાદ [ મિથ્યા૦ની એક આવલિકા શેષ રહી ત્યારથી ] મિશ્ર અને સમ્યક્ત્વના હજારો સ્થિતિઘાત વીત્યે દરેક સ્થિતિઘાતમાં અસંખ્ય અસંખ્ય ભાગો ક્ષય પામતાં મિશ્રની સ્થિતિ એક આવલિકા જેટલી બાકી રહે, અને સમ્ય૦ની સ્થિતિસત્તા ૮ વર્ષની રહે. આ વખતેજ સર્વ વિઘ્નોનો નાશ થવાથી નિશ્ચયનયના અભિપ્રાયે दर्शनमोहनीय क्षपक કહેવાય છે (વ્યવહારનયને અનુસરીને તો જ્યારથી યથાપ્ર૦કરણ શરૂ કર્યું ત્યારથી દર્શનક્ષપક ગણાય). પુનઃ મિશ્રમોહનીયની જે એક આવલિકા બાકી રહી હતી તે સ્તિબુ-કસંક્રમવડે સમ્ય૦ની ઉદયાવલિકામાં સંક્રમી નાશ પામે છે. इति मिश्रमोहनीय क्षयः ॥

હવે સમ્ય૦મોહનીયની આઠ વર્ષ પ્રમાણ જે સ્થિતિસત્તા બાકી રહી છે તેમાંથી અન્તર્મુ૦અન્તર્મુ૦ પ્રમાણ હજારો સ્થિતિઘાત (ઉદ્વલના સંક્રમપદ્ધતિએ) કરે, યાવદ્ દ્વિચરમ સ્થિતિખંડ આવે, દ્વિચરમ સ્થિતિખંડથી ચરમસ્થિતિખંડ સંખ્યાતગુણ મોટો છે. તેને પણ અંતર્મુહૂર્ત્તકાળે ઉવેલે. તે ઉવેલાયા બાદ આ ક્ષપક આત્મા कृतकरण કહેવાય છે. આ કૃતકરણમાં વર્તતો કોઇક જીવ (પૂર્વે આયુષ્ય બાંધ્યું હોય તે) કાળ કરીને બાંધેલા આયુષ્ય અનુસારે હીનાધિક પરિણામવાળો થઈ મરણ પામી તે તે ગતિમાં જાય છે, લેશ્યા પણ પ્રથમ શુક્લ હતી તે પલટાઇને છમાની કોઇપણ લેશ્યા પ્રગટ થાય છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થયુ કે ક્ષાયિક-સમ્ય૦નો પ્રારંભક જિનકાળવર્તી મનુષ્યજ હોય પરન્તુ પૂર્ણ કરનાર ચાર ગતિમાંનો કોઈ પણ ગતિનો જીવ હોય કેમકે છેલ્લો ખંડ ઉવેલાઈ રહ્યા બાદ પણ ઉદય સમયથી આરંભી ચરમ સ્થિતિખંડ ઘાત કરતા ગુણશ્રેણિદ્વારા જે દલ જે છેલ્લા સ્થાનમાં

ઉત્પન્ન થયું ત્યાં સુધીનો કાળ ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિનો ગણાય. એ ત્રણ દર્શનમોહની ક્ષપણાનો વિધિ પણ જો કે અનંતા૦ ની વિસંયોજના-ક્ષય સરખો છે, તો પણ કંઈક વિશેષતા છે તે સંક્ષેપમાં આ પ્રમાણે—

દર્શનમોહનીનો ક્ષય કરવા માટે પ્રથમ યથાપ્રવૃત્તકરણ કર્યા પછી અપૂર્વકરણ કરે તેના પ્રથમ સમયથીજ ઉદયમાં નહિં વર્તતા મિથ્યાત્વનો અને મિશ્રનો સમ્ય૦ મોહનીયમાં ગુણસંક્રમ કરે, તે સાથે ઉદ્વલના સંક્રમ પણ એ બેનો આરંભે, યાવત્ અપૂર્વકરણના અન્ત્ય સમયે ત્રણેની સ્થિતિસત્તા અપૂર્વ૦ના પ્રથમ સમયવર્તી સ્થિતિથી સંખ્યાતગુણ હીન (સંખ્યાતમા ભાગ જેટલી) રહે, અને દેશોપશમના નિધત્તી નિકાચના જે અત્યાર સુધી થતી હતી તે બંધ થાય. ત્યારબાદ અનિવૃત્તિકરણ પ્રારભે, તેમાં અપૂર્વ૦ વત્ સ્થિતિઘાતાદિ પાંચે પદાર્થ પ્રવર્ત્તે છે. તેમાંના હજારો સ્થિતિઘાત વીત્યા બાદ ત્રણેની સ્થિતિસત્તા અસંજ્ઞિપંચેન્દ્રિયની સ્થિતિ-સત્તા જેટલી થાય, ત્યાર બાદ હજારો સ્થિતિઘાત વીત્યા પછી ચતુરિન્દ્રિય જેટલી, ત્યારબાદ હજારો સ્થિતિઘાત વીત્યા પછી ત્રીન્દ્રિય જેટલી, ત્યારબાદ હજારો સ્થિતિઘાત વીત્યાબાદ દ્વીન્દ્રિય જેટલી અને ત્યારબાદ હજારો સ્થિતિઘાત વીત્યે એકે૦ જેટલી, ત્યારબાદ હજારો સ્થિતિઘાત વીત્યે એક પલ્યોપમ જેટલી [ એ ચૂર્ણિકારના અભિપ્રાયથી અને શ્રીપંચસંગ્રહાનુસારે તો પલ્યોપમના સંખ્યાતમા ભાગ જેટલી ] સ્થિતિસત્તા થાય. ત્યારબાદ શેષ રહેલી ( પલ્યોપમ જેટલી ) સ્થિતિસત્તામાંથી એક સંખ્યાતમો ભાગ બાકી રાખીને શેષ સર્વ સ્થિતિસત્તાનો ( સ્થિતિઘાતો વડે ) નાશ કરે, ત્યારબાદ એ ત્રણેની જે સંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ રહી છે તેમાંથી પણ ( હજારો સ્થિતિઘાત વીત્યે ) સંખ્યાતા ભાગો વિનાશ પમાડીને એક નાના સંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ ત્રણેની રાખે, ત્યારબાદ હજારો સ્થિતિઘાત વડે મિથ્યાત્વની સ્થિતિના અસંખ્ય ભાગ વિનાશ પામી એક અસં૦મા ભાગ જેટલી સ્થિતિ રહે, અને મિશ્રસમ્યક્ત્વના સંખ્યાત ભાગ વિનાશ પામી એક સંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ રહે, પુનઃ હજારો સ્થિતિ-ઘાત વીત્યા પછી મિથ્યાત્વ ૧ આવલિકા જેટલું રહે અને મિશ્ર સમ્યક્ત્વ એ બે પલ્યોપમના અસં૦મા ભાગ જેટલાં શેષ રહે, એ

## ॥ क्षपकश्रेणी ४ अनंतानुवन्धीनो क्षय ॥

(ઉપશમનાકરણમાંથી ઉદ્ધૃત).

ક્ષપકશ્રેણિનો આરંભ કરનાર આઠ વર્ષથી અધિક વયનો વજ્રર્ષભનારાચ સંહનનવાળો શુભ ધ્યાનવાળો ૪-૫-૬-૭-એ ચારમાંના કોઇપણ એક ગુણસ્થાનમાં વર્તતો મનુષ્ય હોય છે. તેમાં જો અપ્રમત્ત મુનિ પૂર્વધર હોય તો શુક્લધ્યાને અને એ સિવાયના બીજા સર્વ ધર્મધ્યાને શ્રેણિ પ્રારંભે. ત્યાં ૨૮ મોહનીયનો ક્ષય કરવો એ ક્ષપકશ્રેણિમાં મુખ્ય કાર્ય છે, અને મોહનીયના ક્ષયમાં પ્રસંગે પ્રસંગે શેષ ૭ કર્મની પ્રકૃતિઓનો પણ ક્ષય થતો જાય છે તે ગૌણ છે. તેમાં સર્વથી પ્રથમ તો ૪ અનન્તાનુબન્ધિ કષાયનો સમકાળે ક્ષય કરે તેનો વિધિ તો ઉપશમના કરણમાં અનંતા૦નીવિસંયોજનાના અધિકારમાં કહ્યો છે, વિસંયોજના અને ક્ષય એકજ છે. પુનઃ ક્ષપકશ્રેણિ પ્રારંભક મનુષ્ય પ્રથમ ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિજ હોય, અને પૂર્વે આયુષ્ય ન બાંધ્યું એજ ચરિત્રમોહનીયની ક્ષપકશ્રેણિ પ્રારભે. અને જો આયુષ્ય બાંધ્યું હોય તો અનંતા૦ની વિસંયોજના કર્યા બાદ ત્રણ દર્શનમોહનીયનો [એ ૭ પ્રકૃતિઓનો] ક્ષય કરીનેજ અટકે છે, એથી આગળ ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિઓનો ક્ષય કરવાને તત્પર થઈ શકતો નથી તેનું કારણ આયુષ્યનો બંધ એજ વિઘ્નરૂપ થાય છે. ત્યાં ઉપશમનાકરણમાં કહેલા વિધિપ્રમાણે ૪ અનતાનુવધી નો ક્ષય કરીને ત્યારબાદ ત્રણ દર્શન મોહનીયનો ક્ષય કરે છે તેનો વિધિ આ પ્રમાણે—

## ॥ ३ दर्शनमोहनीयनो क्षय अनुक्रमे ॥

દર્શનમોહનીયની ક્ષપણાનો પ્રારંભક શ્રી જિનેશ્વરના-સર્વજ્ઞના કાળમાં ઉત્પન્ન થયેલ આઠ વર્ષથી ઉપરની વયવાળો વજ્રર્ષભનારાચ સંહનનવાળો મનુષ્ય હોય છે. જેમ વર્તમાન ચોવીસીમાં શ્રીઋષભજિનેશ્વરના વિહારકાળથી પ્રારંભીને શ્રી જંબૂસ્વામીને કેવળજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧૧ મું | ૧૧ મુ ઉપશાન્તમોહ ગુણસ્થાન | =૨૮ |
| ૧૦ મે | સં૦ લોભ | ૧ |
| | અપ્ર૦ પ્ર૦ લોભ | ૨ |
| | સં૦ માયા | ૧ |
| | અપ્ર૦ પ્ર૦ માયા | ૨ |
| | સં૦ માન | ૧ |
| | અપ્ર૦ પ્ર૦ માન | ૨ |
| | સં૦ ક્રોધ | ૧ |
| | અપ્ર૦ પ્ર૦ ક્રોધ ૨ | ૨ |
| | પુરૂષવેદ | ૧ |
| | હા૦ ર૦ શો૦ અરતિ ભ૦ જુ૦ | ૬ |
| | સ્રીવેદ | ૧ |
| | નપુ૦ વેદ | ૧ |
| ૬–૭ મે | મિથ્યા૦ મિશ્ર સમ્ય૦ | ૩ |
| ૪–૫–૬–૭ ગુણ૦ | ૪ અનંતા૦ ની વિસં૦ વા ઉપ૦ | ૪ |

અધિક કાળ ટકતી નથી, તેમાં પણ જો મરણનો પ્રસંગ ઉપસ્થિત થાય તો એ સર્વોપશાન્તિ ૧ સમય ૨ સમય યાવત્ સમયોન અન્તર્મુ૦ સુધી હીનાધીક કાળ સુધી રહીને ત્યારબાદ મરણ પામી તરતજ અનુત્તરમાં ઉત્પન્ન થવાથી ચોથા ગુણસ્થાન યોગ્ય ૧૭ મોહનીય પ્રકૃતિઓનો ઉદય શરૂ થાય છે, જેથી એ મરણના કારણથી ઉપશાન્તિનું જે પતન થાય છે તે ભવક્ષયથી પ્રતિપાત કહેવાય છે. અને જો ૧૧ મે ગુણસ્થાને મરણનો પ્રસંગ ઉપસ્થિત ન થાય તો એ ગુણ૦ નો જે અન્તર્મુ૦ કાળ છે તે સંપૂર્ણ થાય છે ત્યારબાદ કાળ સમાપ્તિ થયે અવશ્ય પતન થાય છે. આ પ્રકારનું અવ્યાઘાતી પતન તે અદ્ધાક્ષયથી પ્રતિપાત કહેવાય છે, અને આ રીતે ઉપશમ ભાવથી પડેલો જીવ જે ક્રમથી ચઢયો છે તેજ ક્રમથી નીચે પડતો પડતો [૧૦ થી ૯, ૯ માથી ૮ મે ૮ માથી ૭ મે, ૭ માથી ૬ ઠ્ઠે] પ્રમત્ત સુધી આવે છે, અને ત્યાં આવી અનેકવાર પ્રમત્ત અપ્રમત ભાવમાં પરાવૃત્તિઓ કરીને કોઇ પાંચમે આવે, કોઈ ચોથે આવે અને કોઇ બીજે ગુણસ્થાને આવી મિથ્યાદૃષ્ટિ પણ થાય.

આ ઉપશમશ્રેણિ પ્રથમના ૩ સંઘયણવાળો હોય તેજ પ્રારંભે છે, અને અબદ્ધાયુ અથવા બદ્ધદેવાયુ હોય તેજ પ્રારભી શકે પરન્તુ શેષ ત્રણ આયુષ્ય બાંધેલ હોય તો ઉપ૦શ્રેણિ ન પ્રારભે અને જો શ્રેણિમાંથી એટલે ૮-૯-૧૦-૧૧ એ ચાર ગુણ૦માંથી ગમે તે સમયે મરણ પામે તો અવશ્ય અનુત્તર દેવ જ થાય, ૮-૯-૧૦ મા ગુણ૦માં ભવક્ષયથી પ્રતિપાત હોય, પણ અદ્ધાક્ષયથી પ્રતિપાત ન હોય. અને ૧૧ મે એ બન્ને પ્રતિપાત હોય. એ પૂર્વોક્ત વિધિ પુરૂષ પ્રારંભક અને સં૦ક્રોધના ઉદયવંતની અપેક્ષા એ કહ્યો છે. સ્ત્રી નપું૦ પ્રારભક હોય તથાસ૦માનાદિકે પ્રારંભી હોય તેનો તફાવત આ ગ્રંથમાં ઉપશમના કરણમાં કહ્યો છે ત્યાંથીજ જાણવો. ॥इति उपशमश्रेणीनुं सक्षिप्त स्वरुप॥

## ॥ १४ संज्वलन लोभनी उपशमना १-९८ ॥

किट्टिवेदन—પૂર્વે કહ્યા પ્રમાણે કિટ્ટિકરણના અન્ત્ય સમયે અથવા અનિવૃત્તિ ગુણ૦ ના અન્ત્ય સમયે બાદર સં૦લોભનો ઉદય બંધ થતા સાથેજ દ્વિતીયા સ્થિતિમાં બનેલી કિટ્ટિઓને એટલે સૂક્ષ્મલોભને આકર્ષીને સૂક્ષ્મસંપરાયના કાળ પ્રમાણ અન્તર્મુ૦ જેટલી પ્રથમા સ્થિતિ (ઉદય સ્થિતિ ) બનાવીને તરતજ સૂક્ષ્મલોભનો ઉદય શરૂ થાય છે. અને સં૦ લોભના બાદર ઉદયની જે એક આવલિકા બાકી રહી હતી તે સ્તિબુકાવલિ રૂપે બદલાઇને સ્તિબુક [1]સંક્રમવડે સંક્રમતી જાય છે, તથા સમયોન બે આવલિકા બદ્ધ અન્તર્મુ૦ પ્રમાણુની જે દ્વિતીયા સ્થિતિઓ છે તે સમયોન બે આવલિકા જેટલાજ કાળમાં સર્વથા ઉપશાન્ત થઈ જાય છે. એ રીતે આ કિટ્ટિવેદનનું જે અન્તર્મુહૂર્ત તેજ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન છે. સૂ૦ સંપરાય ગુણસ્થાનમાં બાદરલોભ ઉપશાન્ત શાંત થયેલ હોવાથી સૂક્ષ્મ લોભનોજ ઉદય વર્તે છે. પુનઃ એજ સૂ૦ સંપરાયમાં પ્રતિસમય પ્રથમાસ્થિતિમાંની કિટ્ટિઓ ઉદીરણા પૂર્વક ઉદયમાં આવતી જાય છે, અને દ્વિતીયા સ્થિતિમાંની કિટ્ટિઓ પ્રતિસમય ઉપશમતી જાય છે એ રીતે સૂ૦ સં૫૦ ના પ્રથમ સમયથી અન્ત્ય સમય સુધીમાં દ્વિ૦ સ્થિતિમાંની સર્વ કિટ્ટિઓ ઉપશાન્ત થઇ જાય છે, જેથી લોભનો સર્વથા ઉપશમ થતાં મોહનીયની ૨૮ સર્વ પ્રકૃતિઓ ઉપશાન્ત થઈ ॥ इति संज्वलन लोभोपशान्तिः ॥ समाप्तं च १० मं सू०संपराय गुणस्थानम् ॥

## ॥ उपशान्तमोह ११ मुं गुणस्थान ॥

સૂ૦સં૫૦ ના અન્ત્ય સમય સુધીમાં મોહનીયકર્મ સર્વથા ઉપશાન્ત થઇ ગયું, એ સર્વથા ઉપશાન્તિ પણ અન્તર્મુ૦ થી

[1] ક્યા સંક્રમે છે તે ૨૫૮ કહેલ નથી તો પણ તે સમયે ઉદય વર્તી સૂ૦ લોભ સિવાય બીજે સંક્રમવાનો અવકાશજ નથી, અને બાદર કષાય હોઈને સૂ૦ કષાયના ઉદયમાં સંક્રમે એમાં કોઈ વિરોધ પણ નથી.

કાળમાં જીવે કદીપણ એવો અત્યંત હીન કર્યો નથી, એવા અતિહીન રસવાળાં નવાં બનાવેલાં સ્પર્ધકો તે अपूर्वस्पर्धक કહેવાય. આ
પ્રથમ અશ્વકર્ણ કરણમાં પૂર્વસ્પર્ધકો અને અપૂર્વસ્પર્ધકો એમ બને પ્રકારના સ્પર્ધકો વિદ્યમાન છે.

किट्टिकरण –અશ્વકર્ણકરણ વિભાગમાં જે પૂર્વસ્પર્ધક અને અપૂર્વ સ્પર્ધકો વિદ્યમાન છે તે સર્વે એકોતર વૃદ્ધિ યુક્ત નિરન્તર
[અત્રુટિત ] વર્ગણાઓ વાળા છે. હવે એ બન્ને પ્રકારના સ્પર્ધકોમાંથી કેટલાક સ્પર્ધકોમાં રસ ઘટાડતાં ઘટાડતાં એટલો ઘણો
ઘટાડી દેવો કે જેથી એકોત્તર વૃદ્ધિ વાળો વર્ગણાક્રમ પણ તૂટી જાય, જેથી એ સ્પર્ધકની અંદર એકેકાંશ અધિક રસવાળી વર્ગ-
ણાઓ ક્રમશઃ ન મળે. જેમ કોઇ સ્પર્ધકમાં અસત્કલ્પનાએ પહેલી વર્ગણા ૧૫ રસાંશવાળા પરમાણુવાળી હોય, બીજી ૨૦ રસાં-
શવાળી ત્રીજી ૨૫ રસાંશવાળી એમ ત્રુટિત વર્ગણાઓ બની જાય. જેથી આ ત્રુટિત વર્ગણાઓવાળા રસપસ્પર્ધકો તે કિટ્ટિ સ્પર્ધકો
કહેવાય. અને એ કારણથી આ બીજા કિટ્ટિકરણ વિભાગમાં વર્તતાં પૂર્વસ્પર્ધકો અપૂર્વ સ્પર્ધકો અને કિટ્ટિસ્પર્ધકો એમ ત્રણે
પ્રકારનાં સ્પર્ધકો વિદ્યમાન છે.

પુન એ કિટ્ટિકરણકાળમાં બાદર સં૦લોભનો ઉદય ઉદીરણા બંધ પ્રવર્તે છે, ત્યાં એક ઉદયાવલિકા બાકી રહે તે વખતે સં૦લોભનો
બંધ ઉદય અને ઉદીરણા ત્રણે વિચ્છેદ પામે છે તેજ વખતે અપ્ર૦ પ્ર૦ લોભ સર્વથા ઉપશાન્ત થઈ જાય છે, અને નવમું અનિવૃત્તિ-
કરણ ગુણસ્થાન પણ સમાપ્ત થાય છે, અને સં૦લોભની પ્રથમા સ્થિતિમાં એક ઉદયાવલિકા, અને દ્વિતીયા સ્થિતિમાં સમયોન બે
આવલિકા સુધીમાં બાંધેલી નવી સ્થિતિઓ તથા દ્વિતીયા સ્થિતિમાં કરેલી કિટ્ટિઓ એટલું ઉપશમવું બાકી છે, શેષસર્વ લોભ અશ્વ-
કર્ણના પ્રથમ સમયથી કિટ્ટિકરણના અન્ત્ય સમય સુધીમાં સર્વથા ઉપશાન્ત થઈ જાય છે ॥ इति अप्र० प्र० लोभद्वयस्योपशान्तिः।
समाप्त च अनिवृत्ति ९ म गुणस्थानम् ॥

અહિં જે પૂર્વસ્પર્ધકો હોય તે અશ્વકર્ણ કાળમા હતાં એવાં નહિં પરન્તુ તેથી હીન રસવાળા, અને અપૂર્વસ્પર્ધકો તેથી પણ અત્યંતહીન રસવાળા છે.

સ્થિતિઓને પુરૂષવેદની પદ્ધતિએ સંક્રમાવતાં અને ઉપશમાવતાં સમયોન બે આવલિકા કાળમાં સર્વથા સંક્રાન્ત ને ઉપશાન્ત થઇ જાય છે, એ રીતે અપ્ર૦ પ્ર૦ માયા ઉપશાન્ત થયા બાદ સમયોન બે આવલિકા કાળે સં૦ માયા પણ સર્વથા ઉપશાન્ત થઈ.
॥ इति सं० मायोपशान्तिः ॥

## ॥ अप्रत्या० प्रत्या०लोभनी उपशमना २–२७ ॥

સં૦ માયાની ઉપશમનામાં કહ્યા પ્રમાણે જે સમયે સં૦ માયાના ઉદયનો વિચ્છેદ થાય છે અને એક સ્તિબુકાવલિ બાકી રહે છે તેજ સમયે કષાયોદયનો અભાવ ન થવાના કારણે સં૦ લોભની દ્વિતીયા સ્થિતિમાંના કેટલાક કર્મપ્રદેશો આકર્ષાઇને સં૦ લોભનીજ અન્તર્મુ૦ પ્રમાણ પ્રથમા સ્થિતિરૂપે બનતા જાય છે, અને ઉદયમાં આવતા જાય છે, જેથી સં૦ માયાનો ઉદય બંધ પડવા સાથેજ સં૦ લોભનો ઉદય શરૂ થાય છે, અને સં૦ લોભનો ઉદય શરૂ થવા સાથેજ અપ્ર૦ પ્ર૦ સં૦ એ ત્રણે લોભની ઉપશમના શરૂ થઇ જાય છે. અહિં બીજી એક વિશેષતા છે તે આ પ્રમાણે—સં૦લોભની અન્તર્મુ૦ પ્રમાણ જે ઉદયસ્થિતિ અથવા પ્રથમાસ્થિતિ નવીન બનાવી છે તેના ત્રણ વિભાગ કરીએ તો તેવા બે વિભાગમાં સં૦ લોભના રસનાં બે પ્રકારનાં પરિવર્તન થાય છે, અને ત્રીજા ભાગમાં પરિવર્તન પામેલોજ રસ ઉદયમાં આવે છે, એ પરિવર્તન ક્રિયાનું નામ અશ્વકર્ણકરણ અને કિટ્ટિકરણ. ત્યાં પહેલા વિભાગમાં રસનું અશ્વકર્ણકરણ બીજા વિભાગમાં રસનું કિટ્ટિકરણ થાય છે, અને ત્રીજા ભાગમાં કિટ્ટિવેદન (કિટ્ટિકૃત રસનો ઉદય) હોય છે, તેની કિંચિત્ સમજ આ પ્રમાણે—

૧ अश्वकर्ण करण—સં૦ લોભના ઉદયના પ્રથમ સમયે દ્વિતીયા સ્થિતિમાં રહેલાં સ્વાભાવિક રસવાળાં સ્પર્ધકો તે पूर्वस्पर्धक કહેવાય, એ પૂર્વસ્પર્ધકોમાં જે રસ છે, તેમાં પ્રતિસમય કેટલાક સ્પર્ધકોમાં અત્યન્ત હીન રસ કરવો–ઘટાડવો કે જે રસ અનાદિ-

અને ઉપશમાવે છે, જેથી અપ્ર૦ પ્ર૦માન ઉપશાન્ત થયા બાદ સમયોન બે આવલિકા કાળે સં૦માન પણ સર્વથા ઉપશાન્ત થઇ જાય છે ॥ इति संज्वलन मानोपशान्तिः ॥

## ॥ ११ अप्र० प्र०मायानी उपशमना २–२४ ॥

પૂર્વે સં૦માનની ઉપશમનામાં કહ્યા પ્રમાણે જે સમયે સં૦માનની પ્રથમાસ્થિતિ એક ઉદયાવલિકા જેટલી બાકી રહેવાની અને તે ઉદયાવલિકા સ્તિબુકાવલિકા રૂપે બદલાઈ જવી કહી છે, અને સ્તિબુકાવલિકા રૂપે બદલાવાથી કષાયના સ્વરૂપોદયનો અભાવ થાય છે માટે તેવો કષાયોદયનો અભાવ ન થવાના કારણે સં૦માયાની દ્વિતીયા સ્થિતિમાંથી પ્રદેશો આકર્ષીને સં૦માયાની પ્રથમાસ્થિતિ સં૦ક્રોધમાં કહ્યા પ્રમાણે અન્તર્મુ૦ પ્રમાણની બનાવી સં૦માયાના ઉદયમાં વર્તે છે, અને ત્રણે માયાને ઉપશમાવતો જાય છે. એ રીતે અન્તર્મુ૦ સુધી માયાના ઉદયમાં વર્તતાં જ્યારે એ પ્રથમાસ્થિતિની એક ઉદયાવલિકા બાકી રહે તે સમયે સં૦ માયાનો બંધ ઉદય ઉદીરણા વિચ્છેદ પામે છે. અને એજ સમયે અપ્ર૦ પ્ર૦માયા સર્વથા ઉપશાન્ત થઇ જાય છે. ॥ इति अप्र०प्र० मायोपशान्तिः ॥

## ॥ १२ संज्वलनमायानी उपशमना १–२५ ॥

અપ્ર૦ પ્ર૦ માનની ઉપશમનામાં કહ્યા પ્રમાણે સં૦ માયાની પણ પ્રથમા સ્થિતિ એક ઉદયાવલિકા જેટલી બાકી રહેતાં જ્યારે સં૦ માયાનો ઉદયવિચ્છેદ થાય છે ત્યારે તે સમયે (સં૦ માયાના ઉદયના અન્ત્ય સમયે) એક ઉદયાવલિકા અને સમયોન બે આવલિકા સુધીની બાંધેલી સ્થિતિઓ કે જેમાં છેલ્લી બંધસ્થિતિ ૧ માસની છે, એટલું ઉપશમવું બાકી છે, શેષ સર્વમાયા તો પોતાના ઉદય-કાળમાં [ અન્તર્મુ૦ પ્રમાણ પ્રથમા સ્થિતિમાં વર્તતાં ] જ ઉપશાન્ત થઈ ગઈ છે, જેથી એમાં જે ઉદયાવલિકા છે તેને તો સ્તિ-બુકાવલિકા રૂપે બદલીને સં૦ લોભના ઉદયમાં સંક્રમાવી સંક્રમાવી, ક્ષય કરે છે, અને સમયોન બે આવલિકાબદ્ધ ૧ માસાદિ

સમયોન બે આવલિકા કાળ પછી સંજ્વલનક્રોધ પણ સર્વથા ઉપશાન્ત થયો ॥ इति संज्वलन क्रोधोपशमना ॥

## ॥ ९ अप्र० प्र० माननी उपशमना २–२१ ॥

જે સમયે સંજ્વલનક્રોધનો બંધ ઉદય ઉદીરણા નાશ પામે છે તે સમયથી પ્રારંભીને સંજ્વલનમાનની બીજી સ્થિતિમાંના કેટલાક કર્મ પ્રદેશોને આકર્ષીને અન્તર્મુ૦ પ્રમાણ પ્રથમાસ્થિતિ બનાવવી પડે છે, કારણ કે સં૦ક્રોધના ઉદય વખતે સં૦માનનો ઉદય ન હોવાથી પ્રથમાસ્થિતિ સં૦ક્રોધની હોય છે પરન્તુ સં૦માનની હોય નહિં, જેથી સં૦ક્રોધની પ્રથમાસ્થિતિનો ઉદયવિચ્છેદ થવા સાથેજ કોઈપણ સં૦ કષાયનો ઉદય થવો જોઈએ, અને ઉદયસ્થિતિ તે પ્રથમાસ્થિતિરૂપ છે માટે માનની પ્રથમાસ્થિતિ નવી બનાવીને તુરતજ માનનો ઉદય શરૂ થાય છે, (કારણ કે વચ્ચે એકપણ સમય કષાયોદય વિનાનો હોય નહિં) ત્યાં પ્રથમાસ્થિતિમાં પ્રદેશોની ગોઠવણ (નિષેક) અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ હોય છે. એ પ્રથમાસ્થિતિમાં વર્તતો એટલે સં૦માનના ઉદયમાં વર્તતો જીવ ત્રણે સંજ્વલનને સમકાળે ઉપશમાવતો જાય અને જ્યારે ઉદયના અન્ત્ય સમયે આવે ત્યારે ચાર માસનો સ્થિતિબંધ કરે, બાદ માનનો ઉદયવિચ્છેદ સમયે અપ્રત્યા૦ અને પ્રત્યા૦માન સમકાળે સર્વથા ઉપશાન્ત થઈ જાય, ॥ इति अप्र०प्र०मानोपशमना ॥

## ॥ १० संज्वलनमाननी उपशमना १–२२ ॥

જે સમયે અપ્ર૦ પ્ર૦ માન ઉપશાન્ત થયાં તે સમયે સંજ્વલન માનની પ્રથમાસ્થિતિમાં એક ઉદયાવલિકા અને દ્વિતીયાસ્થિતિમાં સમયોન બે આવલિકા સુધીની પૂર્વબદ્ધ સ્થિતિઓ કે જેમાં અન્ત્ય સમયે બંધાયલી બે માસની સ્થિતિ છે. તે સર્વ ઉપશમવું બાકી છે. ત્યાં પ્રથમાસ્થિતિની ઉદયાવલિકા મટીને સ્તિબુકાવલી થઈ ઉદયવતી માયામાં સંક્રમી સંક્રમીને ક્ષય પામતી જાય છે, અને દ્વિમાસાદિ બંધસ્થિતિઓવાળી દ્વિતીયા સ્થિતિના કર્મપ્રદેશોને પુરૂષવેદની પદ્ધતિએ સમયોન બે આવલિકા સુધી સંક્રમાવે છે,

સર્વથા ઉપશાન્ત કરે છે. એ પ્રમાણે ૬ નોકષાય ઉપશમ્યાબાદ સમયોન બે આવલિકા બાદ પુરૂષવેદ સર્વથા ઉપશાન્ત થઈ જાય છે.
॥ इति पुरुषवेदोपशमना ॥

## ॥ ७ अप्रत्या० प्रत्या० क्रोधनी उपशमना ॥२॥१८॥

જે સમયે અવેદક થયો તે જ અવેદકપણાના પ્રથમસમયથી અપ્રત્યા૦ક્રોધ પ્રત્યા૦ક્રોધ અને સં૦ક્રોધ એ ત્રણની ઉપશમના શરૂ થઈ છે, પરન્તુ જે સમયે સંજ્વલન ક્રોધની પ્રથમા સ્થિતિનો એક ઉદયાવલિકા બાકી રહે ત્યારે સં૦ક્રોધનો ઉદય અને બંધ વિચ્છેદ પામે છે તે જ સમયે અપ્રત્યા૦ અને પ્રત્યા૦ એ બે અનુદિત ક્રોધ સર્વથા ઉપશાન્ત થઈ જાય છે. ॥ इति मध्यक्रोधद्वयोपशमना ॥

## ॥ ८ संज्वलनक्रोधनी उपशमना ॥१॥१९॥

જે સમયે અપ્ર૦ પ્ર૦ક્રોધ ઉપશાન્ત થયા તે સમયે ઉદયવર્તી સંજ્વલનક્રોધની પ્રથમા સ્થિતિમાં જે એક ઉદયાવલિકા બાકી રહી છે તે સ્વરૂપે ન ભોગવાતાં માનમાં પરરૂપે સ્તિબુક સંક્રમવડે ભોગવાતી જાય છે માટે એ એક સ્તિબુકાવલિકા અને દ્વિતીયાસ્થિતિમાં સમયોન બે આવલિકા સુધીમાં પૂર્વે બંધાયલી સ્થિતિઓ કે જેમાં છેલ્લી બંધસ્થિતિ ૪ માસની છે તે ચતુર્માસાદિ સ્થિતિઓ એટલું ઉપશમવું બાકી છે, ત્યાં સ્તિબુકાવલિકા સ્તિબુકસંક્રમવડે પરપ્રકૃતિમાં (ઉદયવંત સં૦માનમાં) સંક્રમી ક્ષય પામતી જાય છે, અને દ્વિતીયાસ્થિતિ [1]પુરૂષવેદમાં કહ્યા પ્રમાણે સંક્રમતી જાય છે અને ઉપશમતી જાય છે, જેથી સમયોન બે આવલિકા જેટલા કાળમાં ચાતુર્માસાદિ સ્થિતિઓવાળી સ્થિતિઓ સર્વથા ઉપશાન્ત થઈ જાય છે, એ પ્રમાણે મધ્યમ બે ક્રોધ ઉપશાન્ત થયા બાદ

૧ અપ્ર૦ પ્ર૦ની ઉપશમના વિધિ છ નોકષાયની ઉપશમનાવત્ અને સંજ્વલન્ કષાયનો ઉપશમનાવિધિ પુરૂષવેદની ઉપશમનાવત્ છે, કારણ કે મધ્યમકષાયો અનુદિત છે, અને સં૦કષાય ઉદિત હોય છે.

પ્રદેશોથી પણ અસંખ્યગુણ પ્રદેશો ઉપશમાવે, એ રીતે અન્તર્મુ૦ માત્રમાં નપુંસકવેદનીય સર્વથા ઉપશાન્ત થઇ જાય. ॥ इति नपुंसकोपशमना ॥

॥ ४ स्त्रीवेदनी उपशमना ॥१॥९॥

નપુંસકવેદ ઉપશાન્ત થયા બાદ નપું૦ની પદ્ધતિએ જ સ્ત્રીવેદને ઉપશમાવવાનો પ્રારંભ કરે, અને અન્તર્મુ૦ માત્રમાં એટલે હજારો સ્થિતિઘાત જેટલા કાળે સર્વથા ઉપશાન્ત થાય. ॥ इति स्त्रीवेदोपशमना ॥

॥५॥ ६ नोकषायनी उपशमना ॥६॥१५॥

સ્ત્રીવેદ ઉપશાન્ત થયા બાદ શેષ રહેલા સાતે નોકષાયને સમકાળે ઉપશમાવવાનો પ્રારંભ કરે, અને હજારો સ્થિતિઘાત વ્યતીત થવા જેટલા અન્તર્મુ૦ કાળમાં પુરુષવેદ સિવાયના શેષ ૬ નોકષાય ઉપશાન્ત થઈ જાય, અને પુરૂષવેદ કેવળ ૧ ઉદયસમય જેટલી પ્રથમા સ્થિતિમાં શેષ રહે છે, અને દ્વિતીય સ્થિતિમાં સમયોન બે આવલિકા સુધીની પૂર્વે બંધાયલી સ્થિતિઓ છે, જેમાં છેલ્લા સમયે બંધાયલી ૧૬ વર્ષની સ્થિતિ છે, એ સિવાયના સર્વ કર્મપ્રદેશો (સ્થિતિઓ) ૬ નો કષાયની ઉપશમના સાથે જ ઉપશાન્ત થઈ ગઈ છે. ॥ इति ६ नोकषायोपशमना ॥

॥ ६ पुरुषवेदनी उपशमना ॥१॥१६॥

૬ નોકષાય ઉપશાન્ત થયા પછી જે એક ઉદય સમય પ્રથમા સ્થિતિમાં પુરૂષવેદનો શેષ રહ્યો હતો તે ઉદય સમય વીત્યાબાદ અવેદક થઇને બીજી સ્થિતિમાં જે ૧૬ વર્ષાદિ બંધવાળી સ્થિતિઓ રહેલી છે, તેને બે સમય ન્યૂન બે આવલિકા જેટલા કાળમાં યથાપ્રવૃત્ત સંક્રમવડે પ્રતિસમય વિશેષહીન વિશેષહીન સંક્રમાવીને અને સ્વસ્થાને પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ ઉપશમાવીને

## ॥ ३ चारित्रमोहनीयमां प्रथम नपुंसकवेदोपशमना ॥१॥८॥

ત્રણુ દર્શનમોહનીયને પૂર્વોક્ત રીતે ૬-૭ મા ગુણુસ્થાને ઉપશમાવી અનેકવાર પ્રમત્ત અપ્રમત્તમાં આવ જા કરીને ત્યારબાદ ૭ મા અપ્રમત્ત ગુણુસ્થાને યથાપ્રવૃત્તકરણુ કરીને અપૂર્વકરણુ કરે એટલે આઠમું અપૂર્વકરણુ ગુણુસ્થાન પામે તેમાં પૂર્વોક્ત રીતે પાંચ પદાર્થ પ્રારંભીને ત્યારબાદ અનિવૃત્તિકરણુ કરે, એટલે નવમુ અનિવૃત્તિ ગુણુસ્થાન પામે, એ અનિવૃત્તિકરણુના અથવા ગુણુસ્થાનના સંખ્યાતા ભાગ ગયા બાદ એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે ચારિત્રમોહનીય ૨૧ પ્રકૃતિનું અન્તરકરણુ કરે, તેમાં ૪ સંજ્વલન કષાયમાંનો ઉદયવતી ૧ સંજ્વલન અને ત્રણુ વેદ માંથી ઉદયવતી ૧ વેદ એ ૨ પ્રકૃતિઓ ઉદયમાં વર્તતી હોવાથી એની નીચેની પ્રથમા સ્થિતિ ઉદયસમયથી પ્રારંભીને ૧ અન્તર્મું૦ જેટલી બાકી રાખીને તેની ઉપરના અન્તર્મું૦ જેટલી સ્થિતિમાં અન્તર બનાવે, અને શેષ ૧૯ અનુદયવતી પ્રકૃતિઓમાં નીચે એક સ્તિબુક આવલિકા બાકી રાખીને તેની ઉપર અન્તર્મું૦ જેટલી સ્થિતિમાં અન્તર બનાવે, જેથી બે ઉદયવતીની પ્રથમા સ્થિતિ અન્તર્મું૦ પ્રમાણુ અને ૧૯ અનુદયવતીની પ્રથમા સ્થિતિ એક જ આવલિકા માત્ર હોય છે. પુનઃ જે સ્થિતિમાં (અન્તર્મું૦મા) અન્તર બનાવવુ છે તે સ્થિતિમાં રહેલા કર્મપ્રદેશોને બંધોદયવતી હોય તો ઉપર નીચે, ઉદયવતી હોય ને બંધવતી ન હોય તો પ્રથમા સ્થિતિમાં (નીચે જ), ઉદયરહિત બંધવતી હોય તો દ્વિતીયા સ્થિતિમાં (ઉપર જ) અને અબંધવતી અનુદયવતી હોય તો પરપ્રકૃતિમાં સંક્રમાવે છે. એ રીતે ૨૧ પ્રકૃતિઓની પ્રથમા સ્થિતિ આવલિકા તથા અન્તર્મું૦, અંતરકરણુ અંતર્મુહૂર્ત અને શેષ ઉપરની દ્વિતીયા સ્થિતિ છે.

એ રીતે એકવીસના અન્તરકરણુના અનન્તર સમયથી જ નપુંસકવેદની દ્વિતીયા સ્થિતિમાંના કર્મપ્રદેશોને પ્રતિસમય અસંખ્યગુણુ અસંખ્યગુણુ ઉપશમાવે, અને ઉપશમતા પ્રદેશોથી અસંખ્યગુણુ અસંખ્યગુણુ પરપ્રકૃતિમાં સંક્રમાવે અને છેલ્લા સમયે સંક્રમતા

નીચેની એક સ્તિબુક ઉદયાવલિકા છોડીને ઉપર નવા સ્થિતિબંધના લઘુ અન્તર્મુ૦ જેટલું અન્તર બનાવે છે, અર્થાત્ અન્તર્મુ૦ જેટલી સ્થિતિમાં રહેલા કર્મપ્રદેશોને ખાલી કરે છે. તે વખતે એ અન્તરમાના કર્મપ્રદેશોને બંધાતી બીજી પ્રકૃતિઓમાં ગુણસંક્રમની રીતે પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ સંક્રમાવે છે. સ્તિબુકાવલિકાના પ્રદેશોને ઉદયવતી પરપ્રકૃતિમાં સંક્રમાવે છે, અને અન્તરની ઉપરનાં દીર્ઘસ્થિતિવર્તી પ્રદેશોને પ્રથમસમયે અલ્પ, બીજે સમયે અસંખ્યગુણ એ રીતે અન્તર્મુ૦ સુધી ઉપશમાવે છે, જેથી અન્તર્મુ૦માં સર્વ અનંતાનુબંધિ ઉપશાન્ત થાય છે, અને એ રીતે ઉપશમવાથી હવે એ પ્રદેશોમાં સંક્રમ ઉદય ઉદીરણા નિધત્તિ નિકાચના કંઈ પણ ન પ્રવર્તે ॥ इति अनन्तानुवन्धि उपशमना ॥

॥ २ त्यारवाद ३ दर्शनमोहनीयनी उपशमना ॥३॥७॥

પ્રમત્ત વા અપ્રમત્તમાંના કોઈ પણ ગુણસ્થાનમાં વર્ત્તતો ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિ મુનિ યથાપ્રવૃત્તકરણ અને અપૂર્વકરણ કરીને ત્યારબાદ ત્રીજે અનિવૃત્તિકરણમાં પ્રવેશી તેના સંખ્યાતા ભાગ ગયા બાદ એક સંખ્યાતમો ભાગ બાકી રહે તે વખતે અન્તરકરણ કરે, તેમાં મિથ્યાત્વની અને મિશ્રની સ્તિબુકાવલિકા બાકી રાખીને અને સમ્યક્ત્વ મોહનીયની અન્તર્મુ૦ સ્થિતિ નીચેથી બાકી રાખીને તેથી ઉપરની અન્તર્મુ૦ જેટલી સ્થિતિમાં એક સ્થિતિઘાત જેટલા કાળે અથવા નવા સ્થિતિબંધ જેટલા કાળે અન્તર બનાવે. ત્યાં અન્તર બનાવવાની સ્થિતિમાં રહેલા ત્રણે દર્શનમોહનીયના કર્મપ્રદેશો પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ પ્રમાણે સમ્યક્ત્વના બાકી રહેલા નીચેના અન્તર્મુ૦માં (પ્રથમા સ્થિતિમાં) સંક્રમાવે, મિથ્યા૦ મિશ્રની સ્તિબુકાવલિઓ સમ્યક્ત્વમોહનીયની પ્રથમા સ્થિતિમાં ઉદય આવી ભોગવાય, અને સમ્ય૦ મોહનીયની અન્તર્મુ૦ પ્રથમા સ્થિતિ સ્વોદયથી ઉદય આવી ભોગવાય. અને અન્તરકરણ કરતી વખતે ત્રણેના ઉપરની અંતઃ કો૦ કો૦ સાગરો૦ જેટલી સ્થિતિના પ્રદેશો પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ પદ્ધતિએ ઉપશમતાં ત્રણે દર્શનમોહનીય સર્વથા ઉપશાન્ત થઈ જાય. ॥ इति ३ दर्शनमोहनीय उपशमना ॥ इति ७ दर्शन० उपशमना ॥

## ॥ उपशमश्रेणिनुं संक्षिप्त स्वरूप अने अनुक्रम ॥

ઉપશમશ્રેણિનું સવિસ્તર સ્વરૂપ તો ઉપશમનાકરણ પ્રસંગે આ ગ્રંથમાંજ કહેવાઈ ગયું છે, અને ક્ષપકશ્રેણિનું સ્વરૂપ કહેવાયું નથી માટે તે કહેવાના પ્રસંગમાં સ્થાન શૂન્યતા જેવુ ન દેખાવાના કારણથી અહિં પ્રથમ ઉપ૦શ્રેણિનું સંક્ષિપ્ત સ્વરૂપ અને અનુક્રમ કહીને ત્યારબાદ ક્ષપકશ્રેણિ કહેવાશે.

### ॥ १ प्रथम ४ अनन्तानुबन्धिनी विसंयोजना तथा उपशमना ॥४॥

૮ વર્ષ લગભગ વયવાળો અથવા વધારેમાં વધારે દેશોનપૂર્વ ક્રોડ વર્ષની વયવાળો મનુષ્ય પ્રથમ યથાપ્રવૃત્તકરણ (અન્તમું૦ સુધી પ્રતિસમય અનંતગુણ વિશુદ્ધ અધ્યવસાયવાળું કરીને ત્યારબાદ અપૂર્વકરણમાં સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ ગુણસંક્રમ અને નવો નવો સ્થિતિબંધ એ પાંચ વિશિષ્ટ ક્રિયા અન્તમું૦ સુધી કરીને ત્યારબાદ અનિવૃત્તિકરણમાં પૂર્વોક્ત પાંચ પદાર્થ ઉપરાન્ત ઉદ્વલના સંક્રમ કરીને એ ગુણસંક્રમયુક્ત ઉદ્વલના સંક્રમથી અન્તમું૦ માત્રમાં ૪ અનન્તાનુબંધિનો ક્ષય કરે છે ॥ इति अनन्तानुबन्धि विसयोजना ॥

અથવા અન્ય આચાર્યો ઉપશમના માને છે તે આ પ્રમાણે-૪-૫-૬-૭ એ ચાર ગુણસ્થાનમાંના કોઈ પણ ગુણસ્થાનવાળો મનુષ્ય પૂર્વોક્ત રીતે પ્રથમ યથાપ્રવૃત્તકરણ કરીને ત્યારબાદ અપૂર્વકરણ પણ પાંચ પદાર્થવાળું કરીને ત્યારબાદ અન્તમું૦ પ્રમાણવાળા ત્રીજા અનિવૃત્તિકરણમાં પ્રવેશીને તેના સંખ્યાતા ભાગ જતાં એક સંખ્યાતમો ભાગ બાકી રહે અનન્તા૦ની સ્થિતિમાંથી સર્વથા

## ॥ સંજ્ઞા પ્રકૃતિઓનો ઉપસંહાર ॥

એ પ્રમાણે બંધ ૨ ઉદય ૨ સત્તા ૨ ઘાતી ૩ પરાવર્ત ૨ શુભ ૨ વિપાક ૪ ઉદયબંધ ૩ ક્રમોત્ક્રમબંધોદય ૩ અન્તરબન્ધ ૩ ઉત્કૃષ્ટસત્તા ૪ ઉદયવતી ૨ એ ૧૨ વિભાગે ૩૨ સંજ્ઞાઓ છે તેમાં

૧ ધ્રુવબંધિ ૪૭
૨ અધ્રુવબંધિ ૭૩
૩ ધ્રુવોદયી ૨૭
૪ અધ્રુવોદયી ૯૫
૫ ધ્રુવસત્તા ૧૩૦
૬ અધ્રુવસત્તા ૨૮
૭ સર્વઘાતી ૨૦–૨૧
૮ દેશઘાતી ૨૫ (૨૬)
૯ અઘાતી ૭૫
૧૦ પરાવર્તમાન ૯૧
૧૧ અપરાવર્તમાન ૨૯

૧૨ શુભ ૪૨
૧૩ અશુભ ૮૨ (૮૪)
૧૪ પુદ્‌ગલવિપાકી ૩૬
૧૫ ભવવિપાકી ૪
૧૬ ક્ષેત્રવિપાકી ૪
૧૭ જીવવિપાકી ૭૮
૧૮ સ્વોદયબન્ધી ૨૭
૧૯ સ્વાનુદયબન્ધી ૧૧
૨૦ ઉદયાનુદયબન્ધી ૮૨
૨૧ સમબંધોદયછેદી ૨૬
૨૨ ક્રમબંધોદયછેદી ૮૬

૨૩ ઉત્ક્રમબંધોદયછેદી ૮
૨૪ સાન્તરબન્ધી ૪૧
૨૫ નિરન્તરબન્ધી ૫૨
૨૬ સાન્તરનિરન્તરબન્ધી ૨૭
૨૭ ઉદયસંક્રમોત્કૃષ્ટ ૩૦
૨૮ અનુદયસંક્રમોત્કૃષ્ટ ૧૩
૨૯ ઉદયબન્ધોત્કૃષ્ટ ૬૦
૩૦ અનુદયબન્ધોત્કૃષ્ટ ૧૫
૩૧ ઉદયવતી ૩૪
૩૨ અનુદયવતી ૧૧૪

તિ૦ ૨-ઔદા૦ ૨-સેવાર્ત-એકે૦-સ્થા૦-આતપ-નિદ્રા ૫ એ ૧૫ પ્રકૃતિ અનુદયબંધોત્કૃષ્ટ છે. જેમ નરકદ્વિકની ઉ૦ સત્તા ૨૦ કો૦ કો૦ સા૦ જેટલી છે તે બન્ધથીજ છે, અને એ બન્ધ નારકને નહિં પણ મનુષ્યને હોય છે માટે અનુદય વખતે છે. ઇત્યાદિ રીતે શેષ ૧૪ પ્રકૃતિઓ પણ યથાસંભવ અનુદયબંધોત્કૃષ્ટ વિચારવી.

૪ આયુષ્યને એ ચારમાંની એકપણ સંજ્ઞા નથી, કારણ કે આયુષ્યનો સંક્રમ નથી તેમ બંધાતા આયુષ્યથી તેજ ઉદિત આયુષ્ય [જેમ બંધાતા મનુષ્યાયુષ્યથી ઉદિત મનુષ્યાયુ]ની સ્થિતિસત્તા પણ વધી શકતી નથી તે કારણથી સંજ્ઞારહિત છે. જો કે દેવાયુ નરકાયુ અનુદયબન્ધોત્કૃષ્ટ છે, પરન્તુ પ્રયોજનના અભાવથી અનુદયબંધોત્કૃષ્ટમાં ગણ્યાં નથી. એ રીતે અહિં ૩૦-૧૩-૬૦-૧૫=૧૧૮ને ૪ આયુ મળી ૧૨૨ પ્રકૃતિ તે ઉદયઆશ્રયી ગણી છે.

ઉદયવતી ૩૪-જે પ્રકૃતિ પોતાના ક્ષય સમયે વિપાકોદયવાળી હોય છે તે, અથવા જે પ્રકૃતિ પોતાના ક્ષય સમયે વિપાકોદયવડે [રસોદયવડે] ક્ષય પામે છે તે ઉદયવતી ૩૪ પ્રકૃતિ છે.

અનુદયવતી ૧૧૪-જે પ્રકૃતિ પોતાના ક્ષય સમયે વિપાકોદયવતી (રસોદયવતી સ્વરૂપોદયવતી) ન હોય પરન્તુ સ્તિબુકસંક્રમવડે ઉદયવતી પરપ્રકૃતિમાં સંક્રમીને ક્ષય પામતી હોય તે અનુદયવતી [પરરૂપોદયવતી-પ્રદેશોદયવતી] કહેવાય. [૧૪૮ ની અપેક્ષાએ ૧૧૪ અને ૧૫૮ની અપેક્ષાએ ૧૨૪ પ્રકૃતિ છે] તે ઉપર કહેલી ઉદયવતી ૩૪ થી શેષ પ્રકૃતિઓ જાણવી.

પંચે૦-ત્ર૦-બા૦-પર્યા૦-યશઃ-સુભગ-આદેય-જિન-મનુ૦ એ ચરમોદય નામની ૯ તથા જ્ઞા૦ ૫-અન્ત૦ ૫-દ૦ ૪-આયુ ૪-વેદનીય ૨-સ્ત્રી-નપું૦-ઉચ્ચ-સમ્ય૦-સં૦ લોભ એ ૩૪ પ્રકૃતિ ઉદયવતી છે, કેમકે તે પ્રકૃતિઓ પોતપોતાના ક્ષય સમયે વિપાકોદયવાળી છે, અને શેષ ૧૧૪ પ્રકૃતિઓ ક્ષય સમયે ઉદયવતી પરપ્રકૃતિમાં (સ્તિબુક સંક્રમ વડે) ઉદય આવી ક્ષય પામે છે, માટે અનુદયવતી છે.

કો૦ કો૦ સા૦ જેટલો ઉ૦ સ્થિતિબંધ કરીને બંધાવલિકા બાદ એ સર્વ સ્થિતિને મનુ૦ ૨ માં સંક્રમાવે ત્યારે મનુ૦ ૨ ની પણ ઉ૦ સ્થિતિસત્તા આવલિકા હીન ૨૦ કો૦ કો૦ સા૦ જેટલી થાય છે. એ રીતે શેષ પ્રકૃતિઓ આશ્રયી પણ યથાસંભવ વિચારવું. શુભ પ્રકૃતિઓનો સ્થિતિબંધ અલ્પ હોય છે, ને અશુભને ઘણો હોય છે માટે અશુભના સંક્રમથીજ શુભની સ્વમૂળપ્રકૃતિ જેટલી ઉ૦ સ્થિતિસત્તા થાય છે.

अनुदयसंक्रमोत्कृष्ट ૧૩-જે પ્રકૃતિની ઉ૦ સ્થિતિસત્તા પોતાનો ઉદય ન હોય ત્યારે જ અન્ય પ્રકૃતિના સંક્રમથી થાય તે, મનુષ્યાંનુ૦-મિશ્ર-આહા૦ ૨-દેવ ૨-વિકલ ૩-સૂક્ષ્મ ૩-જિનનામ એ ૧૩ છે. જેમ અવિરત્યાદિકમાં જિનનામનો સ્થિતિબંધ અંતઃ કો૦ કો૦ સા૦ પ્રમાણ લઘુ છે, તેમાં તે વખતે બંધાતી ગતિ આદિ પ્રકૃતિઓની ઘણી મોટી સ્થિતિસત્તા સંક્રમાવે ત્યારે તે વખતે અનુદય જિનનામની સ્થિતિસત્તા (બંધયોગ્ય અંતઃ કો૦ કો૦ સા૦થી પણ) ઘણી મોટી અંતઃ કો૦ કો૦ સા૦ જેટલી થાય છે. જિનનામના ઉદય વખતે તો જિનનામનો બંધ ન હોવાથી શેષ પ્રકૃતિઓનો સંક્રમ પણ નથી. ઇત્યાદિ રીતે શેષ ૧૨ પ્રકૃતિઓના સંબંધમાં પણ યથાસંભવ વિચારવું.

उदयबंधोत्कृष्टा ૬૦-જે પ્રકૃતિની ઉ૦ સ્થિતિસત્તા પોતાના ઉદયકાળે સ્વબંધથી હોય [ પરન્તુ પરપ્રકૃતિના સંક્રમથી ન હોય ] તે ઉદયબંધોત્કૃષ્ટ પ્રકૃતિઓ ૬૦ છે. પંચે૦-વૈ૦ ૨-હુ૦-પરા૦-ઉચ્છ્વાસ-ઉદ્યોત-કુખગતિ-અગુ૦-તૈ૦-કા૦-નિર્માણ-ઉપ૦-વર્ણાદિ ૪-અસ્થિરાદિ ૬-ત્રસાદિ ૪-અશાતા-નીચ-૧૬ કષાય-મિથ્યા૦-જ્ઞા૦ ૫-દ૦ ૪-અન્ત૦ ૫ એ ૬૦ પ્રકૃતિઓની ઉ૦સ્થિતિબંધથી થયેલી ઉ૦સ્થિતિસત્તા ઉદય વખતેજ છે માટે ઉદયબંધોત્કૃષ્ટ છે.

अनुदयबन्धोत्कृष्टा ૧૫-જે પ્રકૃતિની ઉ૦ સ્થિતિસત્તા પોતાના અનુદય વખતેજ બંધાયલા ઉ૦ સ્થિતિબંધથી હોય છે તે નરક ૨-

निरन्तर वन्धो ५२–જે પ્રકૃતિનો સતત બંધ અન્તર્મુ૦ સુધી અવશ્ય હોય (જેથી અન્તર્મુ૦ ની અંદર જેનો બંધવિરામ નથી) તે નિરન્તર બન્ધી પર પ્રકૃતિઓ આ પ્રમાણે–જ્ઞાના૦ ૫–દ૦ ૯–અન્ત૦૫–કષાય ૧૬–મિથ્યા૦–ભય–જાગુ૦–અગુ૦–નિર્માણ–તૈ૦–કા૦–ઉપ૦–વર્ણાદિ ૪ (એ ૪૭ ધ્રુવબન્ધી)–આયુ ૪–જિન એ ૫૨ પ્રકૃતિ નિરન્તર બન્ધી છે. કારણ કે અન્તર્મુ૦ કાળની અંદર એનો બંધવિરામ નથી, પરન્તુ અન્તર્મુ૦ થી ઉપરના પોતપોતાના ઉત્કૃષ્ટ સતત બંધ કાળમાં બંધવિરામ હોય છે. અથવા જઘ૦થી જેનો સતત બંધ અન્તર્મુ૦ હોય તે નિરન્તર બન્ધી કહેવાય.

सान्तर निरन्तर वन्धी ૨૭–જે પ્રકૃતિનો બંધ વિરામ અન્તર્મુ૦ ની અન્દર પણ હોય અને અન્તર્મુ૦ ની ઉપર પણ હોય તેવી [સમય થી અસં૦ કાળ સુધીના અનિયત સતતબંધ કાળ વાળી] ૨૭ પ્રકૃતિઓ છે તે આ પ્રમાણે–સમચ૦–વજ્રર્ષ૦–પરા૦–ઉચ્છ્વાસ–પુંવેદ–પંચે૦–શાતા–સુખગતિ–વૈ૦ ૨–દેવ ૨–ઔદા૦ ૨–મનુ૦ ૨–તિર્યં૦ ૨–ગોત્ર ૨–સૌભા૦૩–ત્રસાદિ ૪ એ ૨૭ પ્રકૃતિઓ જઘ૦થી ૧ સમય અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત કાળ સુધી બંધાય છે માટે મર્યાદિત કરેલા અન્તર્મુ૦નીચે અને ઉપર બન્ને સ્થાને એ ૨૭નો સાન્તર બન્ધ પણ છે ને નિરન્તર બંધ પણ છે માટે સાન્તર નિરન્તર બન્ધી કહેવાય છે.

उदयसंक्रमोत्कृष्ट ૩૦–જે પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સ્વ બન્ધથી નથી પરન્તુ અન્ય પ્રકૃતિના સંક્રમથી છે અને તે પણ ઉદય વખતે જ (તેવી ઉ૦ સ્થિતિસત્તા) પ્રાપ્ત થાય છે (પરન્તુ અનુદય વખતે નહિ) તે ઉદયસંક્રમોત્કૃષ્ટ સત્તાવાળી ૩૦ પ્રકૃતિ આ પ્રમાણે—મનુ૦ગતિ–શાતા–સમ્ય૦–સ્થિરાદિ ૬–હાસ્યાદિ ૬–વેદ ૩–સુખ૦–આદિ સંઘયણ ૫–આદિ સંસ્થાન ૫–ઉચ્ચ એ ૩૦ પ્રકૃતિની ઉ૦ સ્થિતિસત્તા સ્વોદયકાળે સંક્રમતી અન્ય પ્રકૃતિવડે છે, પરન્તુ એનો સ્થિતિબંધ તેટલો નથી. જેમ મનુ૦દ્વિકનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ૧૦ કો૦ કો૦ સા૦ છે, જેથી બંધથી ઉ૦ સ્થિતિસત્તા તો ૧૦ કો૦ કો૦ સા૦જ છે, પરન્તુ મનુષ્ય જ્યારે નરકદ્વિકનો ૨૦

વિકલે૦ ૩ નરક ૩ સેવાર્ત્ત નપું૦ એ ૯ નો બંધછેદ મિથ્યાત્વે છે. અને ઉદયછેદ (એ ૪-૩-૧-૧ નો) અનુક્રમે ૨-૪-૭-૯ મા ગુણસ્થાને છે. તથા સ્ત્રીવેદનો બંધછેદ બીજે અને ઉદય છેદ ૯ મે છે. તીર્યંગાનું૦ દુર્ભગ અનાદેય એ ૩ નો બંધછેદ બીજે અને ઉદય છેદ ૪ થે, તિર્યંગ્ગતિ તિર્યંગાયુ ઉદ્યોત નીચ એ ૪ નો બંધછેદ બીજે ઉદય છેદ ૫ મે, સ્ત્યા૦૩ નો બંધછેદ બીજે ઉદયછેદ ૬ટ્ઠે, ૪-૫ મા સંઘયણનો બંધછેદ બીજે ઉદયછેદ ૭ મે, ૨-૩ જા સંઘયણને બંધછેદ બીજે ઉદયછેદ ૧૧ મે, અરતિ શોકનો બંધછેદ ૬ટ્ઠે ઉદયછેદ ૮ મે, સંજ્વલન લોભનો બંધછેદ ૯ મે ઉદયછેદ ૧૦ મે, એ રીતે એ ૮૬ પ્રકૃતિઓનો પ્રથમ બંધછેદ થયાબાદ ઉદયછેદ થતો હોવાથી ક્રમ બંધોદય છેદી છે.

उत्क्रम बंधोदय छेदी ૮-જે પ્રકૃતિનો પ્રથમ ઉદય છેદ થયા પછી બંધછેદ થાય એવા ઉલટા ક્રમવાળી આઠ પ્રકૃતિઓ ઉત્ક્રમ બંધોદય છેદી કહેવાય. તે દેવ ૩-વૈ૦૨- આહા૦૨-અયશ એ ૮ છે. ત્યાં દેવાયુનો ૭ મે અયશનો ૬ટ્ઠે દેવ ૨ વૈ૦૨ નો ૮ માના છટ્ઠા ભાગે બંધવિચ્છેદ થાય છે અને એ ૬ નો ઉદય છેદ ૪ થે છે. તથા આહા૦ ૨ નો બંધછેદ ૮ માના છટ્ઠાભાગે અને ઉદય છેદ ૬ટ્ઠે છે, એ રીતે એ ૮ નો બંધછેદ પહેલાં ઉદય છેદ થાય છે.

सान्तर बन्धी ૪૧-જે પ્રકૃતિનો જઘન્યથી ૧ સમય અને ઉત્કૃષ્ટ થી અન્તર્મુ૦ સુધી સતત બન્ધ હોય તે સાન્તર બન્ધી. અર્થાત્ અન્તર્મુ૦ સુધી પણ જેનો સતત બંધ નિયત ન હોવાથી અન્તર્મુ૦ ની અંદર પણ બંધ વિરામ પામી જાય એવી ૪૧ પ્રકૃતિઓ છે, તે આ પ્રમાણે-શાતા સ્ત્રી૦ નપું૦ હાસ્ય રતિ અરિતિ શોક નરક ૨ આહા૦ ૨ કુસંસ્થાન ૫ કુસંઘયણ ૫ કુજાતિ ૪ આતપ ઉદ્યોત કુખ૦ સ્થિર શુભ યશ સ્થા૦ ૧૦ એ ૪૧ પ્રકૃતિ સાન્તર બન્ધી છે. અહિં સાન્તર આદિ ૩ સંજ્ઞાઓ અન્તર્મુ૦ કાળની મર્યાદાને અવલંબીને છે.

ઉભયાનુબન્ધી ૮૨–બંધયોગ્ય ૧૨૦માંથી ઉદયબંધી ૨૭ અને અનુદયબન્ધી ૧૧ મળી ૩૮ જતાં શેષ ૮૨ પ્રકૃતિઓ ઉદય હોય તોપણ બંધાય અને ઉદય ન હોય તોપણ બંધાય છે માટે ૮૨ પ્રકૃતિઓ ઉભયાનુબન્ધી છે.

समबन्धोदयछेदी ૨૬–જે પ્રકૃતિનો બંધ ને ઉદય બન્ને સમકાળે વિચ્છેદ પામે તેવી ૧૫ કષાય (સં૦ લોભ રહિત)–મિથ્યા૦–ભય–જુગુ૦–હાસ્ય–રતિ–નરાનુપૂર્વી–સૂક્ષ્મત્રિક–આતપ–પુંવેદ એ ૨૬ પ્રકૃતિઓ સમબન્ધોદયવિચ્છેદવાળી છે. એમાં સૂ૦૩–આતપ–મિ૦ એ ૫ નો મિથ્યાત્વે, ૪ અનન્તા૦નો સાસ્વાદને, નરાનુપૂર્વી અપ્રત્યા૦ ૪ એ ૫ નો અવિરતે, ૪ પ્રત્યા૦નો દેશવિરતે, હા૦ ૨૦ ભ૦જુ૦ એ ૪નો અપૂર્વે, સંજ્વલન ૩ પુંવેદ એ ૪નો નવમે બન્ધ ને ઉદય સમકાળે વિચ્છેદ પામે છે.

क्रमबन्धोदयछेदी ૮૬–જેનો બન્ધ ને ઉદય અનુક્રમે વિચ્છેદ પામે (અર્થાત્ પ્રથમ બન્ધવિચ્છેદ થયા બાદ ઉદયવિચ્છેદ થાય) તે ક્રમ બન્ધોદયછેદી ૮૬ પ્રકૃતિઓ છે. તેમાં ૨૬ સમછેદી ને હવે કહેવાતી ૮ ઉત્ક્રમછેદી એ ૩૪ પ્રકૃતિઓ બંધયોગ્ય ૧૨૦ માંથી બાદ કરતાં શેષ ૮૬ રહી તે જ ક્રમછેદી છે. તે આ પ્રમાણે—જ્ઞા૦ ૫–દ૦ ૪–અન્ત૦ ૫ એ ૧૪નો બન્ધવિચ્છેદ ૧૦ મે છે, અને ઉદયછેદ ૧૨ મે છે. નિદ્રાદ્વિકનો બંધછેદ અપૂર્વના પહેલા ભાગે છે, ને ઉદયછેદ ૧૨ માના ઉપાન્ત્ય સમયે છે, અસાતાનો બંધછેદ ૬ટ્ઠે છે, અને શાતાનો બન્ધછેદ ૧૩મે છે, ને ઉદયછેદ બન્નેનો ૧૩મે અથવા ૧૪મે પણ છે. હુંડકનો બંધછેદ મિથ્યાત્વે, મધ્યસંસ્થાન ૪–કુબ્જ૦–દુઃસ્વર એ ૬ નો બંધછેદ સાસ્વાદને ઔદા૦ ૨–વજ્રર્ષ૦નો બંધછેદ ૪ થે, અસ્થિર અશુભનો બંધછેદ છટ્ઠે, તૈ૦ કા૦ સમચ૦ વર્ણાદિ ૪ અગુ૦૪ પ્રત્યેક સ્થિર શુભ સુસ્વર સુખગતિ નિર્માણ એ ૧૭ નો બંધ છેદ ૮ માના છઠ્ઠાભાગે છે, અને એ હુંડકાદિ ૨૯ નો ઉદય છેદ ૧૩ મે છે. તથા મનુ૦ગતિ મનુ૦ આયુ૦ નો બધ છેદ ૪ થે છે, પચે૦ ત્ર૦ બા૦ ૫૦ સુભગ આદેય જિન એ ૭નો બંધછેદ ૮ માના છઠ્ઠાભાગે છે, યશ ઉચ્ચનો ૧૦ મે છે, અને મનુ૦ગતિથી ઉચ્ચસુધીની ૧૧ નો ઉદય છેદ ૧૪ મે છે. તથા સ્થા૦

પ્રકૃતિઓ સર્વથા બંધાતી જ નથી, માટે ૧૭ સિવાય શેષ અશુભ પ્રકૃતિઓનો એકસ્થાની રસબંધ છે જ નહિં. અને અશુભમાં જે સર્વઘાતી છે તેનો રસ તો સર્વદા સર્વઘાતી જ બંધાય છે, તેથી જો દેશ રસ બાંધવાને યોગ્ય નથી તો એકસ્થાની રસ તો બંધાય જ [1]ક્યાંથી ?

अनुदयबन्धी ૧૧-જે પ્રકૃતિનો બંધ પોતાના ઉદય વખતે ન હોય પરન્તુ ઉદય ન હોય ત્યારે જ બંધ હોય એવી દેવ ૩-નરક ૩ વૈ૦ ૨-આહા૦ ૨-જિન એ ૧૧ પ્રકૃતિઓ અનુદયબન્ધી કહેવાય. એમાં દેવત્રિકાદિ ૮ પ્રકૃતિઓનો ઉદય દેવનારકને હોય છે અને દેવનારકો દેવદ્વિકાદિ પ્રકૃતિઓ બાંધતા નથી, પરન્તુ એ ૮ ના અનુદયવાળા ગર્ભજ તિ૦ ગર્ભજ મનુષ્યો જ બાંધે છે માટે એ ૮ અનુદયબન્ધી છે. તથા આહા૦ દ્વિકનો બન્ધ અપ્રમત્તને હોય છે, અને અપ્રમત્તને આહા૦નો ઉદય હોય નહિં (પ્રમત્તને જ હોય) માટે અનુદયબન્ધી, તથા જિન નામનો બન્ધ ૪ થી ૮ માના છઠ્ઠા ભાગ સુધી હોય છે, અને ઉદય ૧૩ મે હોય છે માટે જિન-નામકર્મ અનુદયબન્ધી છે.

उदयबन्धी ૨૭-જે પ્રકૃતિનો બન્ધ પોતાના ઉદય વખતેજ હોય પરન્તુ અનુદયમાં ન હોય તે ઉદયબન્ધી જ્ઞા૦ ૫-દ૦ ૬-અન્ત૦૫ મિથ્યા૦-અને નામની ધ્રુવોદયી ૧૨ (નિર્માણ-તૈ૦-કા૦-સ્થિ૦-અસ્થિર-શુભ-અશુભ-અગુ૦-વર્ણાદિ ૪) એ ૨૭ છે.

---

૧ તાત્પર્ય એ છે કે—દેશઘાતી અને સર્વઘાતી પ્રકૃતિઓનો ચતુઃસ્થાની ત્રિસ્થાનીરસ તો સર્વઘાતીજ હોય છે, અને દ્વિસ્થાનક રસ સર્વઘાતીનો સર્વઘાતી હોય ને દેશઘાતી પ્રકૃતિઓનો સર્વઘાતી તથા દેશઘાતી બન્ને પ્રકારનો હોય. અને એકસ્થાનક રસ તો એકાન્તે દેશઘાતીજ હોય છે. તથા સર્વઘાતી પ્રકૃતિઓમા કેટલીકનો સર્વથા ઉદય ને કેટલીકનો ઉદય ન હોય તો ક્ષયોપશમ હોય છે, અને દેશઘાતીમાં અવધિ ૨ મનઃપ૦ એ ત્રણે વિના ઉદય ક્ષયોપ૦ ઉભય સમકાળે હોય છે, તથા અવ૦ ૨ મનઃપ૦ એ ત્રણમાં કેવળ ઉદય પણ હોય છે.

અમુક અમુક હેતુની મુખ્યતા એ અનુભવતો હોવાથી પુદ્ગલવિપાકી આદિ વિશેષ સંજ્ઞાઓ પણ સાર્થક છે. એ રીતે ૪ પ્રકારના હેતુ વિપા૦ આશ્રયી ૪ પ્રકારની પ્રકૃતિઓ કહીને હવે રસવિપાક આશ્રયી પ્રકૃતિભેદ કહેવાય છે તે આ પ્રમાણે—

જે પ્રકૃતિનો વિપાક-ઉદય અમુક રસની મુખ્યતાવાળો હોય તે રસવિપાકી, ત્યાં શુભ વા અશુભ રસ જે સ્વાભાવિક હોય તે એકસ્થાન, બે શેર રસને ઉકાળી ૧ શેર રાખતાં જેવો તીવ્ર રસ થાય તેવા રસ દ્વિસ્થાનરસ, ત્રણશેર રસને ઉકાળી ૧ શેર રાખતાં જેવો તીવ્રતર રસ થાય તે રસ ત્રિસ્થાનરસ, અને ચારશેર રસ ઉકાળી ૧ શેર રાખતાં જેવો તીવ્રતમ રસ થાય તે રસ ચતુઃસ્થાનરસ કહેવાય. એ રીતે અશુભ પ્રકૃતિઓનો અશુભ રસ ૪ પ્રકારનો છે, પરન્તુ શુભ પ્રકૃતિઓનો શુભરસ તો એકસ્થાન સિવાય ૩ પ્રકારનોજ છે. એ રસ પરસ્પર અનન્તગુણ હીનાધિક છે.

૧-૨-૩-૪ સ્થાનરસવાળી ૧૭-દેશઘાતી જ્ઞાનાવરણ ૪-દર્શના૦ ૩-પુરૂષવેદ-સંજ્વલન ૪-અન્ત૦ ૫ એ ૧૭ પ્રકૃતિઓનો રસ ચારે પ્રકારનો બધાય છે. ત્યાં મિથ્યાત્વથી નવમા ગુણસ્થાનના સંખ્યાતા ભાગ જાય ત્યાંસુધી ૨-૩-૪ સ્થાની રસ બધાય છે, અને [1]ત્યારબાદ પોતપોતાના બંધવિચ્છેદસ્થાન સુધી ૧ ૨ સ્થાની રસ બંધાય છે

૨-૩-૪ સ્થાની રસવાળી ૧૦૩-પૂર્વોક્ત ૧૭ સિવાયની શેષ ૧૦૩ પ્રકૃતિઓનો રસ ૨-૩-૪ સ્થાની એમ ત્રણે પ્રકારે બંધાય છે. અહિં અશુભ પ્રકૃતિઓ જ એકસ્થાન રસ બંધને યોગ્ય હોય છે, પરન્તુ જ્યાં એકસ્થાન રસબંધનુ સ્થાન છે ત્યાં તે અશુભ

---

૧ અર્થાત્ મોહનીયનુ અન્તરકરણ થાય ત્યારથી પુરૂષવેદને ૪ સંજ્વલન એ પાચનો એકસ્થાની રસ બધાય, ત્યારબાદ કેટલાએ સ્થિતિઘાત ગયે સ્ત્રીવેદોપશમનાનો સંખ્યાતમો ભાગ જાય ત્યારથી જ્ઞા૦૪ દ૦૩ અન્ત૦૫ એ ૧૨નો એકસ્થાનીરસ બધાય છે, એ પહેલાં કંઈક કંઇક કાળને અન્તરે દેશઘાતી રસનો બધ પ્રારંભાયો હતો. અને તે પહેલા સર્વદા સર્વઘાતીરસનોજ બંધ ચાલુ હતો.

થતો હોય તે પુદ્‌ગલ વિપાકી પ્રકૃતિ કહેવાય. તે શરીર ૫-ઉપાંગ ૩-સંઘ૦ ૬-સંસ્થાન ૬-ઉપ૦-પરા૦-આતપ- ઉદ્યોત-પ્રત્યેક-સાધા૦-અગુ૦-નિર્માણ-સ્થિર-અસ્થિર-વર્ણાદિ ૪-શુભ-અશુભ એ ૩૬ પ્રકૃતિઓનો ઉદય ૫ શરીર પુદ્‌ગલો પ્રત્યે પ્રવર્તે છે માટે પુદ્‌ગલવિપાકી છે.

જીવવિપાકી ૭૬-૭૮-જે પ્રકૃતિનો વિપાક-ઉદય જીવ પ્રત્યે એટલે જીવના જ્ઞાનાદિક ગુણો પ્રત્યે પ્રવર્તતો હોય તે જીવવિપાકી પ્રકૃતિઓ કહેવાય, અને તે જ્ઞાના૦ ૫-દર્શ૦ ૯-વેદનીય ૨-મોહનીય ૨૬ વા ૨૮-અન્તરાય ૫-ગતિ ૪-જાતિ ૫-ખગતિ ૨-( પ્રત્યેક સ્થિર શુભ સિવાય ) ત્રસદશકની ૭-(સાધા૦ અસ્થિ૦ અશુભ વિના) સ્થાવરદશકની ૭-જિન-ઉચ્છવાસ-ગોત્ર ૨ એ ૭૬ પ્રકૃતિઓ જીવવિપાકી છે.

ક્ષેત્રવિપાકી ૪-જે પ્રકૃતિનો ઉદય ક્ષેત્રની-આકાશની મુખ્યતાવાળો હોય તે ક્ષેત્રવિપાકી ૪ આનુપૂર્વીઓજ છે, કારણ કે આનુપૂર્વીનો ઉદય જીવ દેહસ્થ હોય ત્યારે ન હોય પરન્તુ પરભવમાં વક્રગતિએ જતો હોય ત્યારે માર્ગમાં-આકાશમાં બીજા ત્રીજા ચોથા સમયે હોય છે, તેથી એ ચાર પ્રકૃતિઓ ક્ષેત્રવિપાકી ગણાય છે.

ભવવિપાકી ૪-જે પ્રકૃતિનો ઉદય તે ભવમાં જ ( પોતાના નામવાળા ભવમાં જ ) હોય, અન્ય ભવમાં ન હોય તે ભવવિપાકી ૪ આયુષ્ય જ છે. કારણ કે ગતિઆદિ પ્રકૃતિઓ તો વિપાકોદયથી સ્વભવમાં અને પ્રદેશોદયથી પરભવમાં પણ ઉદયવતી હોય છે, પરન્તુ આયુષ્ય તો સ્વભવમાં જ વિપાકોદયી છે, આયુષ્યનો પ્રદેશોદય નથી, માટે એ વિલક્ષણતાના કારણથી ૪ આયુષ્ય ભવવિપાકી ( સ્વભવોદયી ) છે.

તાત્ત્વિક રીતે દરેક પ્રકૃતિ જો કે સામાન્યથી જીવવિપાકી જ છે કારણ કે દરેક પ્રકૃતિના ફળને જીવ જ અનુભવે છે તોપણ

अपरावर्त्तमान २९-જે પ્રકૃતિ અન્ય પ્રકૃતિના બંધાદિકને પરાવર્ત્યાવિના (અટકાવ્યાવિના) તેના ચાલુ બંધાદિકમાં પોતાનો પણ બંધાદિ પ્રવર્તાવે તે અપરાવર્તમાન ૨૯ પ્રકૃતિઓ છે. જ્ઞાના૦ ૫-અન્ત૦ ૫-દર્શના૦ ૪-પરાઘાત-જિન-ઉચ્છ્વાસ-મિથ્યાત્વ-ભય-જુગુપ્સા નામની ધ્રુવબંધિ ૯ (અગુ૦-ઉપ૦-નિર્માણ-તૈ૦-કા૦-વર્ણાદિ ૪) એ ૨૯. એમાં મતિજ્ઞાનાવ૦બંધાતું હોય તો શેષ જ્ઞાના૦ પણ બંધાય ઇત્યાદિ રીતે એ ૨૯ માંની કોઇપણ પ્રકૃતિ પોતાના બંધાદિકના પ્રસંગે અન્ય પ્રકૃતિના બંધાદિકને રોકતી નથી.

शुभ(पुण्य)प्रकृति ૪૨—જે પ્રકૃતિનો ઉદય જીવનને આલ્હાદક હોય અનુકૂળ હોય તે શુભ પ્રકૃતિ વા પુણ્ય પ્રકૃતિ કહેવાય. ત્યાં મનુ૦ ૩-દેવ૦ ૩-તિર્યગાયુ-ઉચ્છ્વાસ-શરીર ૫-ઉપાંગ ૩-સુખગતિ-શુભવર્ણાદિ ૪-ત્રસદશક-જિનનામ-નિર્માણ-વજ્રર્ષભ૦-સંમચ૦-આતપ-પરાઘાત-પંચે૦-અગુ૦-શાતા-ઉચ્ચ-ઉદ્યોત એ ૪૨ પુણ્ય પ્રકૃતિ છે.

अशुभ (पाप)प्रकृति ૮૨- ૮૪- જે પ્રકૃતિનો ઉદય જીવનને દુઃખ ઉપજાવનારો હોય તે પાપ પ્રકૃતિ. બંધમાં ગણાતી ૧૨૦ માંથી પૂર્વોક્ત'પુણ્યની ૪૨ જતાં શેષ ૭૮ પ્રકૃતિ ઉપરાન્ત વર્ણાદિ ૪ ને અહિં પુનઃ અશુભમાં પણ ગણતાં (અશુભ વર્ણાદિ ગણતાં) ૮૨ પાપપ્રકૃતિ થાય છે. તે ઉપરાંત મિશ્ર અને સમ્યક્ત્વમોહનીય ગણતાં ૮૪ અશુભ છે. અહિં પાપની ૮૨-૮૪ માં પુણ્યની ૪૨ મેળવતાં ૧૨૪-૧૨૬ થાય છે, અને પ્રકૃતિઓ તો ૧૨૦ વા ૧૨૨ થવી જોઇએ, તેનું કારણ કે વર્ણાદિ ૪ પ્રકૃતિ શુભમાં શુભવિશેષણથી એક વાર ગણીને અશુભમાં પણ અશુભ વિશેષણથી બીજીવાર ગણી છે. માટે એને મેળવતાં ૪ વધે છે, જેથી પ્રકૃતિઓના સંખ્યામેળ વખતે વર્ણાદિ ૪ ને એકવારજ ગણતાં બરાબર સંખ્યા ૧૨૦ વા ૧૨૨ નીજ થાય છે.

पुद्गलविपाकी ३६-અહિં વિપાક ભેદથી પ્રકૃતિઓ હેતુવિપાકી અને રસવિપાકી એમ બે પ્રકારની છે. ત્યાં પ્રથમ ૪ પ્રકારની હેતુવિપાકી પ્રકૃતિઓ દર્શાવાય છે તે આ પ્રમાણે-જે પ્રકૃતિનો વિપાક એટલે ઉદય-ફલાનુભવ પુદ્ગલદ્વારા એટલે પાંચ શરીરદ્વારા

જો એ અન્તરાયો સર્વથા ઘાતક હોય તો સંસારી જીવ કંઈ પણ આપે નહિ પામે નહિં ભોગવે નહિં ઉપભોગવે નહિં ને કંઈ કરી શકે નહિં. એ રીતે ૨૫ પ્રકૃતિઓ દેશઘાતી છે. (અહિં સમ્યક્ત્વમોહનીય તથા મિશ્રમો૦ની વિવક્ષા કરી નથી પરંતુ સમ્ય૦મો૦ દેશઘાતી ને મિશ્રમોહનીય સર્વ ઘાતી છે માટે ૧૨૨ પ્રકૃતિની અપેક્ષાએ દેશઘાતી[1] પ્રકૃતિ ૨૬ છે).

અઘાતી ૭૫-બંધ યોગ્ય ૧૨૦ માંથી પૂર્વોક્ત ૪૫ ઘાતી પ્રકૃતિ બાદ કરતાં અથવા ઉદય યોગ્ય ૧૨૨ માંથી ૪૭ ઘાતી પ્રકૃતિ બાદ કરતાં શેષ ૭૫ પ્રકૃતિઓ અઘાતી છે. કે જે પ્રકૃતિઓ જીવના જ્ઞાનાદિ ગુણને કંઈપણ ઘાત કરતી નથી, એમાં સર્વઘાતીનો રસ ઘન હોય છે, દેશઘાતીનો રસ વિરલ હોય છે અને અઘાતીનો રસ એ બન્નેથી વિલક્ષણ હોય છે, તેથી અઘાતી છે તો પણ ચોરની સંગતે ચોર ન હોય તો પણ ચોર ગણાય તેમ અઘાતીનો રસ સર્વઘાતીના સંબંધથી સર્વઘાતી સદૃશ (સર્વઘાતી પ્રતિભાગ) ગણાય છે, એ રીતે ૭૫ અઘાતી પ્રકૃતિઓ જાણવી.

પરાવર્ત્તમાન ૯૩-જે પ્રકૃતિ બીજી પ્રકૃતિનો બન્ધ ઉદય વા બન્ધોદય પરાવર્તીને બદલીને-અટકાવીને પોતાનો બન્ધ ઉદય વા બન્ધોદય પ્રવર્તાવે તે પરાવર્તમાન ૯૩ પ્રકૃતિઓ છે. તે ૧૨૨ ની અપેક્ષાએ અહિં કહેવાતી ૨૯ અપરાવર્તમાન સિવાયની શેષ સર્વ જાણવી. જેમ શાતા પ્રકૃતિ અશાતાના બંધાદિકને અટકાવીને જ બંધાય વા ઉદયમાં આવે, એ પ્રમાણે પરાવર્તમાન પ્રકૃતિઓ શાતા અશાતાવત્ પરસ્પર વિરૂદ્ધ હોવાથી પરાવર્તિત થાય છે.

---

[1] અર્થાત્ એ ૨૬ માં ૨૩ નો રસ ઉદયમા દેશઘાતી હોય છે, અવધિ૦ ૨ મનઃ ૫૦ એ ૩ નો રસ ઉદયમાં સર્વઘાતી દેશઘાતી બન્ને પ્રકારે હોય છે. તથા સમ્ય૦ રહિત ૨૫ નો રસ મિથ્યાત્વથી નવમા૦ ગુણ૦ માં સંખ્યાતભાગ સુધી સર્વઘાતી બંધાય છે, ત્યારબાદ એમાની બંધાતી ૧૭ પ્રકૃતિ(પુવેદવર્જ ૮ નોકષાયરહિત ) નો દેશઘાતી બંધાય છે, સર્વઘાતીનો તો સર્વદા સર્વઘાતી જ રસ બધાય છે.

કેવળદર્શનાવરણીય કર્મ છે, પરન્તુ ચક્ષુદર્શનાવરણીયાદિ ૩ દેશઘાતી દર્શનાવરણના ક્ષયોપશમથી જે દર્શનલબ્ધિ જીવને ઉત્પન્ન થઇ છે તે ઉત્પન્ન થયેલી લબ્ધિઓને પાંચ નિદ્રાઓ સર્વથા આવરે છે-હણે છે-અવ્યક્ત કરે છે માટે ૫ નિદ્રાઓ પણ સર્વઘાતી છે, એ રીતે એ ૨૦ પ્રકૃતિઓ સ્વ આવાર્ય ગુણને સર્વથા ઘાતક હોવાથી સર્વઘાતી છે.

દેશઘાતી ૨૫-જે પ્રકૃતિઓ પોતાને ઘાત કરવા યોગ્ય ગુણને દેશથી (અલ્પાંશે) ઘાત કરે તે દેશઘાતી અથવા દેશઘાતી રસના ઉદયવાળી તે દેશઘાતી ૨૫ પ્રકૃતિઓ છે. જ્ઞાનાવ૦ ૪-દર્શના૦ ૩-સંજ્વ૦ ૪-નોકષાય ૯-અન્તરાય ૫ એ ૨૫. ત્યાં મતિ આદિ ૪ જ્ઞાનો તે જીવના કેવળજ્ઞાનરૂપ મૂળ ગુણનો દેશ-અંશ છે, માટે તેવા દેશજ્ઞાનની ઘાતક મતિજ્ઞાનાવરણીય આદિ* પ્રકૃતિઓ છે, એ રીતે ૩ દર્શનાવરણ પણ દેશઘાતી છે. તથા જીવનો મૂળ ગુણ ક્ષાયિક સમ્યક્ત્વ વા યથાખ્યાત ચારિત્ર વા વીતરાગ ચારિત્ર છે, તે અપેક્ષાએ અનંતા૦ આદિ ૧૨ કષાયના ક્ષયોપશમથી ક્ષયોપશમ ભાવવાળું સરાગ ચારિત્ર દેશગુણ છે, અને સંજ્વલનાદિ ૧૩ કષાયો એ દેશચારિત્રને દેશથી જ હણે છે એટલે દોષ લગાડે છે મલિન કરે છે અતિચાર ઉપજાવે છે, પરન્તુ જીવને સર્વથા ચારિત્ર રહિત કરતા નથી માટે દેશઘાતી, (પ્રત્યાખ્યાનાદિ કષાયો તો જીવને અચારિત્રી જ બનાવી દે છે માટે તે સર્વઘાતી છે). તથા દાનાદિકનો વિષય ગ્રહણ ધારણાદિ યોગ્ય પુદ્ગલો તે પુદ્ગલાસ્તિકાયના અનન્તમા ભાગે હોવાથી દેશ ભાગે છે, અને તે દેશ ભાગ જેટલા પુદ્ગલ સ્કંધોના દાનાદિકને પણ દેશથી રોકનાર ૫ અન્તરાયકર્મ છે, એ રીતે અન્તરાયો જીવના દાનાદિક ગુણને દેશથી હણે છે તેથી જ સર્વ જીવોમાં તરતમભાવે હીનાધિક દાનાદિ લબ્ધિઓ હોય છે, માટે એ ૫ અન્તરાય પણ દેશઘાતી છે.

---

* અવધિ૦મનઃ૦ એ બે પ્રકૃતિઓ જો કે એ લબ્ધિ રહિતને તો ઉદયમાં સર્વદા સર્વઘાતી છે પરન્તુ અવધિ તથા મનઃપર્યવલબ્ધિવંતને પુન.દેશઘાતીપણેજ ઉદયમા વર્તે છે માટે દેશઘાતી સંજ્ઞા છે.

મનુષ્યદ્વિક પણ અગ્નિ વાયુ આશ્રયિ અધ્રુવસત્તાક છે, તથા દેવાયુ નરકાયુનો બંધ સ્થાવરોને અને વિકલેન્દ્રિયોને તથા સમ્મૂ૦ મનુષ્યોને નથી માટે એ ત્રણેને એ બે આયુની અસત્તા છે, નારકાયુની તો યુગલીકોને પણ અસત્તા છે. શેષ ગર્ભજ તિર્યંચ અને ગ૦ મનુષ્યોને દેવનરકાયુનો બંધ હોવાથી સત્તાછે. એ રીતે એ બે આયુ અધ્રુવસત્તાક છે, તિર્યંચ આયુષ્ય અનુત્તરદેવો ને ગ્રૈવેયકદેવો બાંધતા નથી માટે તેઓને અસત્ ને શેષ દેવાદિકને સત્ અસત્ હોવાથી અધ્રુવસત્તાક છે, તથા મનુષ્ય આયુષ્ય અગ્નિ વાયુ અને સાતમી પૃથ્વીના નારકો સર્વસ્થા બાંધતા નથી માટે તેઓને અસત્ અને શેષ પૃથિવ્યાદિજીવોને સત્ અસત્ હોવાથી અધ્રુવસત્તાક છે, એ રીતે ૨૮ પ્રકૃતિઓ અધ્રુવસત્તાક છે. અનન્તાનુબંધી ૪ ની ઉદ્વલના ૪-૫-૬-૭ ગુણસ્થાને થવાથી અસત્ થાય છે પરન્તુ એ અસત્તા પણ ગુણપ્રત્યયિક હોવાથી અધ્રુવસત્તાકમાં ન ગણાય.

સર્વઘાતી ૨૦-જે પ્રકૃતિઓ પોતાને ઘાત કરવા યોગ્ય-હણવા યોગ્ય ગુણનો સર્વથા ઘાત કરે-હણે તે સર્વઘાતી ૨૦ પ્રકૃતિઓ છે. કેવળજ્ઞાના૦-કેવળદર્શના૦૫ નિદ્રા-અસંજ્વલનકષાય ૧૨-મિથ્યાત્વ. એમાં કેવળજ્ઞા૦ દ૦ની બે પ્રકૃતિઓ જીવના કેવળજ્ઞાન અને કેવળદર્શનને સર્વથા હણે છે, જેથી એ એની સત્તા અને ઉદય સુધી કેવળજ્ઞાન કેવળદર્શન અંશમાત્ર પણ પ્રગટ થતું નથી, તેમજ એ બે ગુણ જીવના સ્વાભાવિક ગુણ હોવાથી જો પ્રગટ થાય તો સર્વાંશે પ્રગટ થાય, નહિતર અલ્પાંશે તો પ્રગટ થાય જ નહિં, જેથી એ બે ગુણને આવરનારી બે પ્રકૃતિઓ સર્વઘાતી ગણાય છે. તેમજ સમ્યક્ત્વ અને ચારિત્ર એ પણ જીવના ગુણ છે, તેને અનન્તાનુબંધી આદિ ૧૨ કષાયનો ઉદય સર્વથા હણે છે માટે સર્વઘાતી છે, ત્યાં મિથ્યા૦ અને અનન્તાનુ૦ સમ્યક્ત્વગુણને સર્વથા હણે છે, અપ્રત્યાખ્યાની દેશવિરતિને સર્વથા હણે છે, અને પ્રત્યા૦ કષાય સર્વવિરતિ ગુણને સર્વથા હણે છે તેથી એ ત્રણના ક્રોધાદિ ચાર ગણતાં બાર કષાય અને મિથ્યાત્વ એ ૧૩ સર્વઘાતી છે. તથા જીવના દર્શનગુણને મૂળથી સર્વથા હણનાર જો કે

અધ્રુવસત્તાક ૧૮ વા ૨૮–સર્વસંસારી જીવોમાં ( મિથ્યાદૃષ્ટી ગુણસ્થાને ) જે પ્રકૃતિની સત્તા કોઈને હોય ને કોઇને ન હોય તે અધ્રુવસત્તાક પ્રકૃતિઓ–દેવદ્વિક–નરકદ્વિક–વૈક્રિયદ્વિક(એ વૈક્રિય છક્ક)–૪ આયુ–મનુષ્ય ૨–આહા૦ ૨–ઉચ્ચગોત્ર–જિનનામ–સમ્ય૦ મોહનીય–મિશ્રમો૦ એ ૧૮ પ્રકૃતિ ૧૪૮ ની અપેક્ષાએ અને આહા૦ ૨ ને બદલે આહા૦ સપ્તક તથા વૈ૦ ૨ ને બદલે વૈ૦ ૭ ગણુતાં ૧૫૮ની અપેક્ષાએ ૨૮ છે. ત્યાં ઉચ્ચગોત્ર અને વૈ૦ ૬ એ સાત (અથવા વૈ૦ ૭ ગણુતાં ૧૨) પ્રકૃતિઓ ત્રસ જીવોને સત્તામા હોય છે, તેથી ત્રસપણું નહિં પામેલા સ્થાવરોને અનાદિકાળથી એ ૭–૧૨ ની અસત્તા છે, અથવા ત્રસપણું પામીને એ ૭–૧૨ ની સત્તા ઉત્પન્ન કરીને પુનઃ સ્થાવરમાં જાય તો જ્યાં સુધી સંપૂર્ણ ઉવેલાય નહિ ત્યાં સુધી સ્થાવરને સત્તા હોય, અને સંપૂર્ણ ઉવેલાઈ રહ્યા બાદ અસત્તા હોય, એ રીતે ૭–૧૨ ની સત્તા ને અસત્તા પણ છે માટે અધ્રુવસત્તાક. તથા સમ્ય૦ મો૦ અને મિશ્ર મોહનીય એ બેની સત્તા અનાદિ મિથ્યાદૃષ્ટિને ન હોય, તેમજ ઉપશમ વા ક્ષયોપ૦ સમ્યક્ત્વમાં એ બે પુંજની સત્તા બનાવીને પુનઃ મિથ્યાત્વે ગયેલાને એ બે ની સંપૂર્ણ ઉવેલના ન થાય ત્યા સુધી મિથ્યાદૃષ્ટિને એ બે ની સત્તા, ને પૂર્ણ ઉવેલાયા બાદ અસત્તા એ રીતે એ બે પ્રકૃતિઓ મિથ્યાત્વમા અધ્રુવસત્તાક છે. ક્ષાયિક સમ્ય૦ પામતી વખતે જો કે એ બેની ઉદ્વલનાથી અસત્તા થાય છે, પરન્તુ તે ગુણ પ્રત્યયિક અસત્તા હોવાથી અધ્રુવસત્તા તરીકે ન ગણાય. તથા અભવ્યોને તો એ બેની સત્તા સર્વથી નથી. તથા જિન નામનો બંધ અતિ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિને હોય છે, તેથી, અને નરકે જતાં મિથ્યાત્વમાં તો અન્તર્મું૦ માત્રજ અપર્યાપ્તાવસ્થામાં જિનનામસત્તા હોય છે, માટે જિનનામ અધ્રુવ સત્તાક છે. તથા આહારકદ્વિક વા સપ્તક કોઈક અપ્રમત્ત સયતનેજ બંધાય છે, અને બધાઈને પણ અવિરતિપણામાં ઉદ્વલના થાય છે માટે મિથ્યાદૃષ્ટિને પણ સત્તા હોય ન હોય તેથી અધ્રુવસત્તાક. તથા મનુષ્ય દ્વિકની સત્તા અગ્નિ વાયુ સિવાય સર્વ જીવને હોય છે, તેમજ પૃથ્વીકાયાદિકમા મનુષ્યદ્વિક બાંધીને અગ્નિ વાયુમા જાયતો જ્યાં સુધી સંપૂર્ણ ઉવેલાય નહિ ત્યાં સુધી અગ્નિ વાયુને મનુષ્ય દ્વિકની સત્તા, ને ઉવેલાયા બાદ અસત્તા હોવાથી

મિથ્યા૦ના અસંખ્ય વ્યક્તિભેદના ભાવાભાવથી છે, પરન્તુ સામાન્યતઃ મિથ્યાત્વના અભાવે નથી માટેજ અધ્રુવબંધિ ભેદ સામાન્ય હેતુઓની અપેક્ષાએ છે.

ધ્રુવોદયી ૨૭–જ્ઞાનાવ૦ ૫–અન્ત૦ ૫–દર્શના૦ ૪–મિથ્યાત્વ–નિર્માણ–સ્થિર–અસ્થિર–તૈ૦–કા૦–વર્ણાદિ ૪–અગુ૦–અશુભ–શુભ એ ૨૭ ધ્રુવોદયી પ્રકૃતિ છે. પોતાના ઉદયવિચ્છેદ સ્થાન [ગુણસ્થાન] સુધી જેનો ધ્રુવ–નિરન્તર ઉદય હોય તે ધ્રુવોદયી, એ અર્થ હોવાથી એ ૨૭ પ્રકૃતિઓ જે જે ગુણસ્થાને ઉદયવિચ્છેદ પામે છે, ત્યાંસુધી કોઇપણ સમય ઉદયના અભાવવાળી નથી, એ પ્રકૃતિઓ અનાદિકાળથી ઉદયવાળી હોય છે. એમાં મિથ્યાત્વ પહેલા ગુણ૦ સુધી ધ્રુવોદયી છે, શેષ ૧૪ ઘાતીપ્રકૃતિઓ ક્ષીણમોહ (૧૨મા) સુધી ધ્રુવોદયી, અને નામકર્મની ૧૨ પ્રકૃતિઓ ૧૩ માના અન્ત્ય સમય સુધી ધ્રુવોદયી છે.

અધ્રુવોદયી ૯૫–ઉદયમાં ગણાતી ૧૨૨ પ્રકૃતિઓમાંથી ૨૭ ધ્રુવોદયી બાદ કરતાં શેષ ૯૫ પ્રકૃતિઓ અધ્રુવોદયી છે. પોતાના ઉદયવિચ્છેદ સ્થાન સુધીમાં ક્વચિત્ ઉદય હોય અને ક્વચિત્ ન પણ હોય એવા અનિયત ઉદયવાળી તે અધ્રુવોદયી. ઉદય યોગ્ય ગુણસ્થાનોમાં પણ એ પ્રકૃતિઓનો ઉદયાભાવ ગુણહેતુથી નથી પરન્તુ સ્વઉદયયોગ્ય દ્રવ્ય ક્ષેત્ર કાળાદિક નિમિત્તના અભાવે છે.

ધ્રુવસત્તાક ૧૩૦–જે ૧૮ વા ૨૮ અધ્રુવસત્તાક કહેવાશે તે સિવાયની સર્વ ધ્રુવસત્તાક પ્રકૃતિઓ છે. વિશિષ્ટ ગુણ પ્રાપ્તિ વિના (મિથ્યાત્વમાં) જે પ્રકૃતિઓની સત્તા નિરન્તર હોય તે અથવા સર્વસંસારી (મિથ્યાદૃષ્ટિ) જીવોને જે પ્રકૃતિની અવશ્ય સત્તા હોય તે ધ્રુવસત્તા પ્રકૃતિ જાણવી. સમ્યક્ત્વાદિ વિશેષગુણ પામવાથી પ્રકૃતિનો ક્ષય થયે તે ગુણસ્થાને તે પ્રકૃતિનો અભાવ હોય તેથી અધ્રુવસત્તા ન કહેવાય, અને એ રીતે જો અધ્રુવસત્તા ગણીએ તો સર્વ પ્રકૃતિઓ અધ્રુવસત્તાકજ ગણાય, ધ્રુવસત્તાક પ્રકૃતિ હોયજ નહિં, માટે ગુણહેતુથી અસત્ થયેલી પ્રકૃતિ અધ્રુવસત્તા તરીકે ન ગણવી.

શરીર નામકર્મના ગણુમાં ઔદા૦ આહા૦ વૈ૦ એ ત્રણુ પરસ્પર વિરોધી છે, ગતિ ગણુમાં ચારે ગતિઓ પરસ્પર બંધવિરોધી છે માટે અધ્રુવબંધી છે.

પ્રશ્ન—પોતાનો બંધહેતુ હોવા છતાં પણ ન બંધાય તો તે બંધહેતુજ કેમ ગણાય? હેતુ જો કાર્યકૃત્ ન હોય તો તેવા નિરર્થક હેતુને હેતુજ કેમ કહેવાય ?

ઉત્તરઃ—એ વાત સત્ય છે. પરન્તુ ધ્રુવાધ્રુવબંધીની વ્યાખ્યામાં મિથ્યાત્વ આદિ ચાર સામાન્ય-મૂળ બંધહેતુની વિવક્ષા છે, તેમજ ૫૭ ઉત્તર બંધહેતુની વિવક્ષા છે, પરન્તુ એક મૂળહેતુ વા ઉત્તરહેતુના જે અસંખ્ય અસંખ્ય વ્યક્તિભેદ (ખાસ અધ્યવસાય) છે તેની વિવક્ષા નથી, માટે જો પોતપોતાના અસંખ્ય વ્યક્તિભેદની અપેક્ષાએ વિચારીએ તો અધ્રુવબંધી ૭૩ પ્રકૃતિઓ પણ ધ્રુવબંધી જ છે, જેથી ધ્રુવબંધી અધ્રુવબંધીનો ભેદ જ એ રીતે થતો નથી, માટે એ બે ભેદની ઉત્પત્તિમાં હેતુના વ્યક્તિભેદો (ખાસ અધ્યવ૦)ની વિવક્ષા નથી, પરન્તુ ૪ને ૫૭ મુખ્ય ભેદની જ વિવક્ષા ઉપયોગી છે. જેમ નરકગતિનો મુખ્ય બંધહેતુ મિથ્યાત્વ છે, છતાં મિથ્યાત્વમાં પણ દેવાદિ ત્રણ ગતિના બંધ પ્રસંગે નરકગતિ નથી બંધાતી તેનું કારણ મિથ્યાત્વ બંધહેતુનો વા મિથ્યાત્વના ૫ બંધહેતુમાંના કોઈ બંધહેતુનો અભાવ છે એમ નહિ, પરન્તુ મિથ્યાત્વના જે અસંખ્ય અધ્યવસાયો છે તેમાંના કેટલાક નરકગતિ યોગ્ય છે કેટલાક તિર્યંચગતિ યોગ્ય છે, કેટલાક મનુષ્યગતિ યોગ્ય છે ને કેટલાક દેવગતિબંધ યોગ્ય છે, તેમાં જે અસંખ્ય અધ્યવસાયો નરકગતિબંધના હેતુભૂત છે તે મિથ્યા૦ અધ્યવસાયોવડે તો નરકગતિ અવશ્ય બંધાય જ, પરન્તુ દેવગતિ બંધયોગ્ય મિથ્યાધ્યવસાયો વર્તતાં નરકગતિ ન બંધાય તેથી નરકગતિ બંધનો હેતુ મિથ્યાત્વ નહિ એમ કેમ કહેવાય ? માટે એ રીતે નરકગતિનો બંધ હોય તો મિથ્યાત્વ હેતુથીજ હોય એ અવશ્ય છે, પરન્તુ મિથ્યાત્વહેતુ વર્તતાં નરકગતિનો બંધ અવશ્ય હોય એમ નથી. અને એ બંધભજના

ન ગણાય. તથા જેના ઉદયથી શરીરે નીરોગી હોય યુવાવસ્થા પણ હોય છતાં તે પ્રમાણમાં બળ ન હોય, અલ્પશક્તિવાળો હોય તે વીર્યાંતરાય કર્મ.

## ॥ इति १५८ प्रकृतिनो संक्षिप्त अर्थ ॥.

## ॥ प्रकृतिओना संज्ञाभेद॥

ધ્રુવબંધી ૪૭-મિથ્યાત્વ અવિરતિ કષાય ને યોગ એ ચાર કર્મના સામાન્ય બંધહેતુ છે, તેમાં જે પ્રકૃતિઓના જે બંધહેતુ છે તે બંધહેતુ જ્યાં સુધી વિદ્યમાન હોય ત્યાંસુધી તે પ્રકૃતિ અવશ્ય બંધાય જ તે ધ્રુવબંધી, અથવા સ્વબંધવિચ્છેદ સ્થાન સુધી જેનો નિરન્તર બન્ધ હોય તે ધ્રુવબંધી. એવી પ્રકૃતિઓ જ્ઞાના૦ ૫-અન્ત૦ ૫-દર્શના૦ ૯-કષાય ૧૬-મિથ્યાત્વ-ભય-જુગુપ્સા-અગુરુ૦-ઉપઘાત-નિર્માણ-તૈજસ-કાર્મણ-વર્ણાદિ ૪ એ પ્રમાણે ૪૭ છે.

અધ્રુવબંધી ૭૩-બંધ યોગ્ય ૧૨૦ પ્રકૃતિમાંથી પૂર્વોક્ત ૪૭ ધ્રુવબંધી બાદ કરતાં શેષ ૭૩ પ્રકૃતિઓ અધ્રુવબંધી છે. જે પ્રકૃતિઓ સ્વબંધહેતુ વિદ્યમાન હોય તો પણ તે બંધાય કે ન પણ બંધાય એવી અનિયત બંધવાળી હોય તે અધ્રુવબંધી. એમાં પરાઘાત અને ઉચ્છ્વાસનો બંધહેતુ અવિરતિ આદિ હોવા છતાં પણ અપર્યાપ્ત યોગ્ય બંધ પ્રવર્તતો હોય ત્યારે એ બે ન બંધાય અને પર્યાપ્ત યોગ્ય બંધ પ્રવર્તતો હોય ત્યારે બંધાય. તથા ઉદ્યોત નામકર્મનો બંધ તિર્યંચગતિના બંધ પ્રસંગે જ હોય, દેવગત્યાદિના બંધ પ્રસંગે તો ન જ હોય. તથા જિનનામનો બંધહેતુ સમ્યક્ત્વ છે, પરન્તુ સમ્યક્ત્વ છતા પણ જિનનામનો અનિયત બંધ છે, તથા આહા૦ ૨નો બંધહેતુ અપ્રમત્તચારિત્ર છે, તે અપ્રમત્તચારિત્ર હોવા છતાં પણ કોઇને બંધાય કોઈને ન બંધાય, માટે એ ૬ પ્રકૃતિઓ એ રીતે અધ્રુવબંધી છે, અને શેષ ૬૭ પ્રકૃતિઓ તો પોતપોતાના ગણમાં વિરોધી હોવાથી જ અધ્રુવબંધી છે, જેમ

## ॥ ५ अन्तराय कर्मनो अर्थ ॥

દાન દેવાનું ચિત્ત હોય, દાનમાં આપવા યોગ્ય ધન આદિ વસ્તુ પણ ન્યાયથી પ્રાપ્ત થઈ હોય, અને દાન લેવા આવેલ પાત્ર પણ પવિત્ર હોય એ રીતે ચિત્ત વિત્ત ને પાત્ર એ ત્રણે પવિત્ર હોવા છતાં કંઈ એવા સંજોગે ઉપસ્થિત થાય કે દાન લેનારને સક્રિય દાન ન દઈ શકાય તો તેવાં વિઘ્નોને ઉપજાવનાર કર્મ તે દાનાન્તરાય, અથવા જે કર્મથી જીવનનો સ્વભાવ કૃપણ-સૂમ થાય તે દાનાન્તરાયકર્મ એમાં પહેલા અર્થમા દાતા દાનાન્તયાય કર્મની અલ્પતાવાળો હોવાથી ઉદાર છે, અને તેથી દાન દેવાની ઇચ્છાવાળો છે, પરન્તુ દાન સક્રિય નથી, અને બીજા અર્થમાં તે દાન દેવાની ઇચ્છાનોજ અભાવ છે. પુનઃ પુર્વોક્ત રીતે દાતાના દાનાન્તરાયથી અથવા કૃપણના દાનાન્તરાયથી દાન લેનાર જે દાન પામી શકનો નથી તેમાં દાન લેનારને લાભાન્તરાય કર્મ નો ઉદય જાણવો, અને લાભાન્તરાયના અતિ ક્ષયોપશમથી લાભ લબ્ધિ વાળો જીવ દાન લેવા જાય તો દાતારને કોઇ વિઘ્ન પણ ન ઉપજે અને કૃપણ પાસેથી પણ વસ્તુ પ્રાપ્ત કરી શકે છે. તથા આહાર પુષ્પમાળા ઈત્યાદિ એકવાર ઉપભોગમાં આવ્યા બાદ જે નિર્માલ્ય થઇ જાય છે તેવી નિર્માલ્ય થનારી વસ્તુઓ ભોગ્ય કહેવાય; અને ઘર વસ્ત્ર સ્ત્રી આદિ વારંવાર ઉપભોગમાં આવ્યા છતાં જે નિર્માલ્ય થતી નથી તેવી અનિર્માલ્ય વસ્તુઓ ઉપભોગ્ય કહેવાય, માટે તેવા ભોગ્ય અને ઉપભોગ્ય પદાર્થોનો ભોગ અને ઉપભોગ કરવાની ઇચ્છા થતાં એવા પ્રતિકૂળ સંયોગ ઉત્પન્ન થાય કે તે વસ્તુઓ ભોગવી શકાય નહિ તો તેવા પ્રતિકૂળ સંયોગ ઉત્પન્ન કરનારૂં કર્મ ભોગાન્તરાય તથા ઉપભોગાન્તરાય નામે છે. છતી વસ્તુઓનો નિયમ-પ્રત્યાખ્યાન રૂપ ત્યાગપરિણામથી ઉપભોગ ન કરે તે અન્તરાય કર્મનો ઉદય

---

કલ્પનાના તર્કવિતર્કોથી ઉચ્ચ નીચપણાના કર્મ જન્ય દિભાવને અસત્ય સમજે છે, તેમા દોષ સમજનારાઓનો નથી, પરન્તુ અનાર્ય સંસ્કૃતિનો સંગત દોષજ છે.

थाय ते सर्वोत्कृष्ट पुण्याईवाळुं जिननामकर्म० जे कर्मना उदयथी जीवने श्वासोच्छवास लेवा मूकवानी लब्धि प्राप्त थाय ते श्वासोच्छ्वास नामकर्म० ए आठ प्रकृतिओ अवान्तर भेद रहित होवाथी प्रत्येक कहेवाय छे. अथवा २८ प्रत्येक प्रकृति छे, जेमां आ कहेली ८ अप्रतिपक्ष छे, अने पूर्वे कहेल त्रसनी १० ने स्था०नी १० ए २० सप्रतिपक्ष प्रकृतिओ छे, अने ए २० प्रकृतिओ पण अवान्तर भेदरहित होवाथी प्रत्येक प्रकृति कही शकाय, ए रीते प्रत्येक प्रकृतिओ २८ पण गणाय. ॥ इति नामकर्म ॥

## ॥ २ गोत्र कर्मनो अर्थ ॥

जेना उदयथी उत्तम जाति उत्तम कुळ विशिष्ट बळ तपस्वीपणुं अति रूपवानपणुं, घणो वैभव अने लोकमां घणो सत्कार अने विशिष्ट ज्ञान आदिनो संभव होय ते उच्चगोत्र कर्म, अने जेना उदयथी ज्ञानादि युक्त होवा छता पण निंदाने प्राप्त थाय. अने हीन जाति आदिनो संभव होय ते नीच गोत्र[1] कर्म छे.

---

१ श्री सर्वज्ञोए जाणेला देखेला अने कहेला गोत्रकर्मना २ भेदथी जगतना जीवोमां उच्चत्व नीचत्व अनादिकाळथी हतु वर्तमानमां छे, अने भविष्यमा रहेवानुं छे. प्राचीन महापुरुषोना वचनो प्रत्ये आदरभाववाळाओने तो ए उच्च नीचपणानी मान्यता स्वभाविक लागे. परन्तु अनार्य केळवणीना वर्षोथी जामी गयेला दृढ संस्कारथी जेओने पुन्य पाप धर्म अधर्म स्वर्ग नरक आभव परभव इत्यादि प्रत्यक्ष वा परोक्ष पदार्थोनी हयाती उपदेशनारा प्राचीन ज्ञानी महापुरुषोना वचनो प्रत्ये आदरभाव-(श्रद्धाभाव)उडी गयो छे तेवा वर्तमान जमानामां कईक जीवो उच्चनीचपणां काल्पनिक समजे छे, सर्वमां मनुष्यत्व एक सरखुं होवाथी उच्च नीच कोण? युरोप आदि देशोमां उच्च नीचपणानो व्यवहार के मान्यता छे ज नहि, फक्त हिंदमांज उच्च नीचपणानुं भूत या व्हेम धर्माचार्योए पोतानी पूजा महत्ता खातर प्रभुना नामे शास्त्रो बनावीने तेमां लखी दीधुं छे. महान् संत पुरुषोने तो कोइ उच्च नीच होयज नहि, तेओनी नजर तो सर्व प्रत्ये समभाववाळी होय छे, इत्यादि अनेक मति

કાગ આદિ સરખો અપ્રીય સ્વર પ્રાપ્ત થાય તે दुःस्वरनाम०, જેનાથી યુક્તિ અને ન્યાયવાળું બોલે તો પણ વચનનો લોકમાં આદરભાવ ન થાય તે अनादेयनाम०, જેનાથી લોકમા અપજશ પામે તે अपयशनाम०, એ સ્થાવરાદિ ૧૦ પ્રકૃતિ કહી.

(૮) प्रत्येक प्रकृति—જે કર્મથી જીવનુ શરીર અતિ હલકું ન થાય તેમ અતિ ભારે પણ ન થાય તેમ જ અતિ ભારે હળવું બન્ને ન થાય પરન્તુ નિર્વહન થઈ શકે એવું હોય તે अगुरुलघुनाम०, જે કર્મથી જીવના શરીરમાં પડજીભી ચોર દાંત ગળવૃંદ ઇત્યાદિ નડતર કરનારા અવયવો ઉત્પન્ન થાય કે જેથી પોતાના અવયવો વડે પોતે જ પીડા પામે તે કર્મ, અથવા ફાંસો કૂવામાં પડવું પર્વત ઉપરથી પડવું ઇત્યાદિ રીતે પોતે જ પોતાનો આત્મઘાત કરે તે उपघातनाम०, જે કર્મના પ્રભાવથી પોતાની દેહ છાયા અને વાક્યચાતુર્ય એવું હોય કે જેને દેખવા માત્રથી પણ સભા ક્ષોભ પામે, બળવંતો પણ નિર્બળ થાય એવા પ્રભાવવાળુ કર્મ તે पराघातनाम०, જે કર્મથી જીવનાં શરીર શીત હોવા છતા ઉષ્ણ પ્રકાશ કરે તે आतपनाम०, આ કર્મનો ઉદય કેવળ સૂર્યવિમાનના પર્યાપ્ત પૃથ્વીકાય જીવોને જ હોય છે, અગ્નિમાં નહિ, કારણ કે અગ્નિનાં તો શરીર અને પ્રકાશ બન્ને ઉષ્ણ છે. તેમાં પ્રકાશ ઉત્કટ રક્તવર્ણના ઉદયથી તથા ઉષ્ણતા ઉષ્ણસ્પર્શ કર્મના ઉદયથી છે માટે. જે કર્મના ઉદયથી જીવનાં શરીર પણ શીત અને શરીરનો પ્રકાશ પણ શીત હોય તે उद्योतनाम०, આ કર્મનો ઉદય સૂર્યસિવાયના ચાર જ્યોતિષીઓનાં વિમાનવર્તી પૃથ્વીકાય જીવોને, તેમ જ શેષ રત્નાદિ પૃથ્વી વનસ્પતિ વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયને સ્વભાવથી હોય છે. પરન્તુ મનુષ્યમાં તો ઉત્તરવૈક્રિય કરનાર મુનિને તથા દેવમાં ઉત્તરવૈક્રિય કરનાર દેવને (ઉદ્યોતનો ઉદય) હોય છે, દેવ મનુષ્યના મૂળ શરીરને ઉદ્યોતનો ઉદય ન હોય. દેવનું શરીર જો કે શીતપ્રકાશવાળું હોય છે પરન્તુ તે ઉત્કટવર્ણ કર્મના ઉદયથી હોય છે. જે કર્મના ઉદયથી જીવના શરીરમાં આઠ અંગ અને અંગુલી આદિ ઉપાંગ જે સ્થાને જોઇએ તે જ સ્થાને ગોઠવાય–રચાય તેવું સૂત્રધાર–શીલ્પી સરખું કર્મ તે निर्माणनामकर्म० જે કર્મના ઉદયથી આઠ પ્રાતિહાર્ય આદિ મોટા અતિશયોરૂપ લોકોત્તર ઐશ્વર્ય પ્રાપ્ત થાય, અને ઈન્દ્રોને પણ પૂજનિક

(२) विहायोगति—चालती वखतनी गति (चाल) हंस बळद हस्ति आदि सरखी प्रशंसनीय होय ते शुभविहायोगति, अने गर्दभ उंट इत्यादि सरखी चाल होय ते अशुभ विहायोगति, अने एवी चाल प्राप्त करावनारुं कर्म ते शुभ वि० नामकर्मने अशुभ वि० नामकर्म.

(१०) त्रसदशक—जीव सुखदुःखना आशयथी जे वडे हलन चलन करी शके एवुं कर्म ते त्रसनाम०, द्रष्टिगोचर वा इन्द्रियग्राह्य थई शके एवुं स्थूल शरीर प्राप्त करावनारुं कर्म ते बादरनाम०, परभवमां स्वयोग्य पर्याप्तिओ पूर्ण करी शकाय एवुं कर्म ते पर्याप्तनाम० जेनाथी एक शरीरमां एक जीव उत्पन्न थाय ते, अथवा जीव पोतानुंज स्वतंत्र एक शरीर प्राप्त करे परन्तु अनेक जीवो मळीने एक शरीर न रचे ते प्रत्येक नाम०, जेनाथी दांत हाड विगेरे दृढ-कठीन-स्थिर अवयवो प्राप्त थाय ते स्थिरनाम०, जेनाथी नाभि उपरनो देहभाग लोकमां शुभ ज मनाय छे ते शुभनाम०, जेनाथी जीव कोईने उपकारादि न करे तो पण देखवाथी प्रीय लागे ते सौभाग्यनाम०, जेनाथी कोकिलादि सरखो मधुर स्वर होय ते सुस्वरनाम०, जेनाथी युक्ति विनानां वचनो पण लोकमां बहु आदरभाव पामे ते आदेयनाम०, अने जेनाथी लोकमां जश पामे ते यशःकीर्त्तिनाम० ए त्रसादि दश प्रकृतिओ कही.

(१०) स्थावरदशक—सुखदुःखना आशयथी जे वडे हाली चाली शकाय नहि एवुं कर्म ते स्थावरनाम०, जेनाथी जीवनुं शरीर द्रष्टिगोचर वा इंन्द्रियग्राह्य न थाय ते सूक्ष्मनाम०, परभवमां जईने स्वयोग्य पर्याप्तिओ पूर्ण कर्या विना मरण पामे एवुं कर्म ते अपर्याप्त नाम०, जेनाथी अनन्त जीवो वच्चे एक ज शरीरनी प्राप्ति थाय ते साधारणनाम०, जेनाथी जीव्हा पांपण डोळा रुधिर आदि अस्थिर-चल-हुला अवयवोनी प्राप्ति थाय ते अस्थिरनाम०, जेनाथी नाभि नीचेनो देहभाग लोकमां अशुभ ज गणाय छे ते अशुभ नाम०, जीव लोकमां उपकार करनार परगजु होय तो पण लोकमां चाहनावाळो न होय [आदरभाव न पामे] ते दोर्भाग्यनाम० जेनाथी

અર્થ મનુષ્યદેવની અપેક્ષાએ છે, અને તિર્યંચ આશ્રયિ તો સર્વ અવયવો સામુદ્રિક શાસ્ત્ર પ્રમાણે પ્રમાણયુક્ત હોય તે સમચતુરસ્ર-સસ્થાન૦ નાભિ ઉપરનો ભાગ લક્ષણયુક્ત અને નીચેનો લક્ષણહીન તે ન્યગ્રોધ સંસ્થાન, નાભિ નીચેનો ભાગ શુભ ઉપરનો ભાગ અશુભ તે સાદિ, મસ્તક ગ્રીવા હાથ પગ આદિ શુભ અને ઉર ઉદર આદિ અશુભ તે કુબ્જ, ઉર ઉદર આદિ શુભ અને મસ્તક ગ્રીવા હાથ પગ આદિ લક્ષણહીન તે વામન. સર્વઅવયવો અશુભ [પ્રમાણરહિત] તે હુંડક. એ ૬ સંસ્થાનને રચનારૂં કર્મ તે સમ૦ આદિ સંસ્થાન નામકર્મ કહેવાય.

(૨૦) વર્ણાદિનામ૦—જે કર્મથી જીવનું શરીર કૃષ્ણવર્ણી હોય તે કૃષ્ણવર્ણનામ૦ એ રીતે ૪ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શનો અર્થ યથાસંભવ વિચારવો.

(૪) આનુપૂર્વી—વક્રગતિએ પરભવમાં જતા જીવને આકાશપ્રદેશોની શ્રેણિ અનુસારે વચ્ચે વચ્ચે વક્ર કરીને [માર્ગ બદલાવીને] પણ સીધી લીટીએ ઉત્પત્તિ સ્થાને લઈ જનારૂં કર્મ તે આનુપૂર્વી. ચાર ગતિના નામથી જ ચાર આનુપૂર્વી કર્મનો અર્થ વિચારવો. જેમ વક્રગતિએ દેવગતિમાં જતા જીવને ઉત્પત્તિસ્થાને લઈ જનાર કર્મ તે દેવાનુપૂર્વી ઇત્યાદિ. જીવને ઉત્પન્ન થવાનું સ્થાન પોતાની જ સમશ્રેણિમાં હોય અથવા એક જ સીધી લીટીએ અન્યસ્થાન પોતાની દિશામાં હોય તો પરભવમાં ઉપજતા જીવની ઋજુગતિ હોવાથી આનુપૂર્વી કર્મની જરૂર નથી, પરન્તુ પોતાની દિશાથી પડખે હોય અથવા પોતાની વિદિશામાં હોય તો આનુપૂર્વી કર્મની જરૂર હોય છે. એમાં પણ પ્રથમસમયે તો આનુપૂર્વીની સહાય વિના જ સીધો જાય છે, પરન્તુ જ્યાથી વળવાનું હોય તે સ્થાનથી જ આનુપૂર્વીની સહાય હોય છે, માટે આ કર્મ ગાડાએ જોડેલા બળદની રાસ [રજ્જુ] સરખું છે, અથવા મોટરને વાળવા માટે ડ્રાઇવરના હાથમાં રહેલા ચક્ર સરખું છે.

(૫) સંઘાતન નામ૦- ગ્રહણ કરાયેલા ઔદા૦ પુદ્ગલોને પિંડીભૂત કરનારૂં જે કર્મ, તે. ઔદા૦ સંઘાતન કર્મ એ રીતે વૈક્રિયાદિ ૪ સંઘાતનનો અર્થ વિચારવો. આ કર્મ ઔદારિકાદિ શરીરને વા અવયવો ને અમુક પ્રમાણમાંજ પિંડીભૂત કરે છે, જેથી શરીરોના ન્યૂનાધિક પ્રમાણની તરતમતા આ કર્મથી થાય છે, અને એ કારણથીજ જીવનું મૂળ ઔદા૦ અંગુલના અસં૦મા ભાગથી ન્હાનું નહિં ને સાધિક ૧૦૦૦ યોજનથી અધિક નથી હોતું. મૂળવૈક્રિય ૧ હાથથી ન્હાનું નહિં ને ૫૦૦ ધનુ૦ થી અધિક નહિં ઈત્યાદિ.

(૬) સંહનનનામ૦—બે હાડસંધીની રચનાવિશેષ તે સંઘયણ૦. ત્યાં સંધિસ્થાને બે હાડના બે છેડા, नाराच એટલે બે મર્કટબંધવાળા હોય, એટલે બે તરફ એક બીજાની ઉપર આંટી દઈને વળગેલા હોય, તેના મધ્યમાં પુન હાડનો ऋषभ=પાટો બન્ને હાડની ઉપર નીચે વીંટાયો હોય, અને પાટાને તથા પાટામાં જકડાયલા બે હાડને ભેદીને આરપાર નીકળેલી वज्र=હાડખીલી હોય એ રીતે રચાયલી હાડસંધિનું નામ વજ્રઋષભનારાચ સંઘયણ કહેવાય, અને એવી હાડસંધિને રચનારૂં કર્મ તે વ૦ ઋ૦ ના૦ નામકર્મ૦, તથા વ૦ ઋ૦ ના૦ વાળી હાડસંધિમાં જો ખીલી ન હોય તો ऋषभ नाराच, ખીલી નહિ ને પાટો પણ નહિં તે नाराच, એક તરફ મર્કટબંધ ને બીજી તરફ (વ૦ ઋ૦ ના૦ ની અપેક્ષાએ મધ્યભાગે) ખીલી હોય તે अर्धनाराच, બન્ને તરફ મર્કટબંધ વિના જ સીધા હાડછેડા એક બીજા ઉપર ચઢેલા હોઈને વચ્ચે ખીલી હોય તે कीलिका, અને બે હાડછેડા એક બીજા ઉપર નહિં પરન્તુ સામસામા સ્પર્શ્યા હોય તો છેદસ્પૃષ્ટ અથવા સેવાર્ત્ત સંઘયણ૦. એ છએ પ્રકારની હાડસંધિઓને રચનારૂં કર્મ પણ તે તે નામથી જ ઓળખાય છે.

(૬) સંસ્થાનનામ—સામુદ્રિકશાસ્ત્ર પ્રમાણે શરીરનો શુભ વા અશુભ આકાર તે સંસ્થાન. ત્યાં શરીરના चतुः अस्र=ચારખૂણા વા ચાર દિશિભાગ સમ=સરખા પ્રમાણવાળા હોય તે સમચતુરસ્ર સંસ્થાન, જેમ પદ્માસને બેસતાં જમણા ઢીંચણથી ડાબો ખભો, ડાબા ઢીંચણથી જમણો ખભો, બે ઢીંચણનું અન્તર અને આસનમધ્યથી નાસિકા સુધી એ ચાર માપ સરખાં હોય તો સમચતુરસ્ર, આ

એ રીતે વૈક્રિય ઉપાંગ અને આહારક ઉપાંગનો અર્થ પણ વિચારવો. તૈજસ અને કાર્મણ શરીરને અવયવો હોય નહિં માટે તેનાં ઉપાંગ કહ્યાં નથી.

(૧૫) વધનનામ૦-જે કર્મથી પૂર્વે ગ્રહણ કરેલ ઔદા૦ પુદ્ગલો સાથે નવા ગ્રહણ કરાતા ઔદા૦ પુદ્ગલોનો સંબંધ થાય (એકાકાર થાય)તે ઔ૦ ઔ૦ બં૦ નામ૦ એ રીતે પૂર્વગૃહીત વૈ૦ પુદ્ગલો સાથે નવા ગ્રહણ કરાતા વૈ૦પુદ્ગલોનો પરસ્પર સંબંધ કરનારૂં કર્મ તે વૈ૦ વૈ૦ બંધન નામ૦ એ રીતે આહા૦આહા૦, તૈ૦ તૈ૦, અને કા૦ કા૦ એ ત્રણ બંધનકર્મનો અર્થ વિચારવો. તથા પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા ઔદા૦પુદ્ગલો સાથે ગ્રહણ કરેલા ને ગ્રહણ કરાતા તૈજસ પુદ્ગલોનો પરસ્પર સંબંધ કરનારૂં કર્મ તે ઔદા૦ તૈ૦ વધન કર્મ એ રીતે વૈ૦ તૈ૦, આહા૦ તૈ૦ એ બે બંધનકર્મનો અર્થ પણ વિચારવો. તથા પૂર્વેગ્રહણ કરેલા અને નવા ગ્રહણ કરાતા ઔદા૦ પુદ્ગલો સાથે પૂર્વગૃહીત અને ગ્રહણ કરાતા કાર્મણ પુદ્ગલોનો સંબંધ કરનારું કર્મ તે ઔદા૦કા૦ બંધન કર્મ. એ રીતે વૈ૦ કા૦ તથા આહા૦ કા૦ અને તૈ૦ કા૦ એ ત્રણનો અર્થ વિચારવો. તથા પૂર્વ ગૃહીત અને નવા ગ્રહણ કરાતા ઔદા૦ પુદ્ગલો સાથે પૂર્વગૃહીત અને નવા ગ્રહણ કરાતા તૈ૦ તથા કાર્મણ એ ત્રણેનો પરસ્પર સંબંધ કરનારૂં કર્મ તે ઔ૦ તૈ૦ કા૦ બંધન કર્મ. એ રીતે વૈ૦ તૈ૦ કા૦ તથા આહા૦ તૈ૦ કા૦ નો પણ અર્થ વિચારવો. એ રીતે પાંચે શરીરનાં સ્વ સાથે ૫, તૈ૦ સાથે ૩, કા૦ સાથે ૪ અને તૈ૦ કા૦ ઉભયસાથે ૩ મળી ૧૫ બંધન કર્મ કહ્યાં, શાસ્ત્રીય પદ્ધતિએ ઔદા૦વૈ૦ આહા૦ એ ત્રણનાં સ્વ સાથે ૩ તૈ૦ સાથે ૩ તૈ૦કા૦ ઉભયસાથે ૩ એ રીતે ૧૨, અને તૈ૦કા૦ માં સ્વસાથે ૨ પરસાથે ૧ મળી ૩ સહિત સર્વ ૧૫ બંધનકર્મ ગણ્યાં છે. આ ગણત્રીમાં વિશેષ સુગમતા છે. એ બંધન કર્મ લાખ સરખું છે. કાષ્ટના બે કકડા ને જોડવામાં જેમ લાખ ઉપયોગી છે તેમ એ શરીર પુદ્ગલોનોને જોડવામાં બંધન કર્મ ઉપયોગી છે.

જેનાથી સ્ત્રી પ્રત્યે કામરાગ ઉપજે તે, નपुंसकवेद-જેનાથી સ્ત્રી અને પુરૂષ એ બન્ને પ્રત્યે કામરાગ ઉપજે તે. ॥ इति २८ मोहनीय ॥

## ॥ ४ आयुष्यकर्मनो अर्थ ॥

नरकायुष्य-જે કર્મ અમુક મુદત સુધી નરકગતિમાં જીવને રોકી રાખે તે. तिर्यंचायुष्य-જે કર્મ અમુક મુદત સુધી જીવને તિર્યંચ ગતિમાં રોકી રાખે તે. मनुष्यायुष्य-જે કર્મ અમુક મુદત સુધી જીવને મનુષ્યગતિમાં રોકી રાખે તે, देवायुष्य-જે કર્મ જીવને અમુક મુદત સુધી દેવગતિમાં રોકી રાખે તે.

## ॥ १०३ नामकर्मनो अर्थ ॥

(४) गतिनाम०-જે કર્મથી દેવની ગતિ પ્રાપ્ત થાય તે દેવગતિ નામકર્મ. એ અનુસારે શેષ ત્રણ ગતિનો અર્થ પણ વિચારવો. દેવાદિપણું પ્રાપ્ત કરવું તે ગતિ, અને તે દેવાદિપણામાં અમુક કાળ સુધી રહેવાનો નિયમ કરનારૂં કર્મ તે આયુષ્ય. એ રીતે ગતિ અને આયુષ્યમાં તફાવત છે. અથવા "આ દેવ આ નારક" ઇત્યાદિ રીતે જીવના જૂદા જૂદા વ્યપદેશ કરાવવામાં કારણ ભૂતકર્મ તે ગતિનામકર્મ અને તેમાં કાળનો નિયમ કરનાર તે આયુષ્યકર્મ.

(५) जातिनाम०-'આ એકેન્દ્રિય છે" એવો વ્યપદેશ કરાવનારૂં અને ક્ષયોપશમમાં નિયામક જે કર્મ તે. એ રીતે દ્વીન્દ્રિયાદિ શેષ ૪ જાતિકર્મ માટે પણ અર્થ વિચારવા.

(५) शरीरनाम०-જે કર્મથી જીવ ઔદારિક પુદ્ગલો ગ્રહણ કરી ઔદારિક શરીરપણે પરિણમાવે-બનાવે તે ઔદા० શ० નામ૦એ રીતે વૈક્રિય આદિ શેષ ૪ કર્મનો પણ અર્થ વિચારવો.

(३) उपागनाम०-જે કર્મથી ઔદા० શરીરમાં અંગોપાંગની (હાથપગ આદિ અવયવોની) રચના થાય તે ઔદા० ઉપાંગ નામ૦

પ્રચલાપ્રચલા–ચાલતાં ચાલતાં ઉંઘે તે. સ્ત્યાનર્ધિ-દિવસે ચિંતવેલું કાર્ય ઉંઘમાં કરે એવી ગાઢ નિદ્રા. પ્રથમ સંઘયણીને આ નિદ્રામાં ઉત્કૃષ્ટથી વાસુદેવથી અર્ધ પણ બળ હોય છે, અને વર્તમાન સમયે ચાર પાંચગણું બળ હોય.

## ॥ ૨ વેદનીયનો અર્થ ॥

શાતાવે૦–જે વડે સુખનો અનુભવ થાય તે. અશાતાવે૦–જે વડે દુઃખનો અનુભવ થાય તે.

## ॥ ૨૮ મોહનીયનો અર્થ ॥

૧ મિથ્યાત્વમો૦–વસ્તુતત્ત્વથી વિપરીત શ્રદ્ધા–પ્રતીતિ. ૨ મિશ્રમો૦–સત્ય ઉપર રાગ નહિં ને દ્વેષ પણ નહિં તે. ૩ સમ્યક્ત્વમો૦ વસ્તુતત્ત્વની સમ્યક્શ્રદ્ધા. પરન્તુ અતિ અલ્પ મુંઝવણ હોય, અથવા સૂક્ષ્મ શંકા હોય. (ક્ષાયિક સમ્ય૦માં સૂક્ષ્મ શંકા પણ ન હોય) એ ૩ દર્શનમોહનીય. અનન્તાનુબન્ધિ–અનન્ત સંસારની પરંપરા વધારે એવા ક્રોધાદિ ૪. આ કષાય સમ્યક્ત્વને રોકે છે અને નરકગતિ આપે છે. અપ્રત્યા૦–વ્રત પ્રત્યાખ્યાનમાં ઉત્સાહ ન થાય એવા ક્રોધાદિ ૪. આ કષાય દેશવિરતિ રોકે છે, અને તિર્યંચગતિ આપે છે, પ્રત્યાખ્યાની–સર્વવિરતિ રૂપ પ્રત્યાખ્યાનને રોકે તે ક્રોધાદિ ૪. આ કષાય સર્વવિરતિ રોકે છે, (દેશવિરતિ પ્રગટ થવા દે છે). અને મનુષ્યગતિ આપે છે. સંજ્વલન–યતિને પણ કિંચિત્ ઉદ્દિપ્ત થાય, શબ્દાદિ વિષયોમાં અતિ અલ્પ રાગદ્વેષ આદિ ઉપજાવે તેવા ક્રોધાદિ ૪, એ કષાય યથાખ્યાત ચારિત્રને [વીતરાગ ચારિત્રને] રોકે છે, ચારિત્રમાં અતિચાર ઉપજાવીને ચારિત્રને દૂષિત કરે છે, તેથી એ ચારિત્ર સરાગસંયમ કહેવાય છે. અને દેવગતિ આપે છે. એ ૧૬ કષાયમોહનીય. હાસ્યમોહનીય–જેનાથી હસવું આવે તે. રતિમો૦–જેનાથી રતિ–પ્રમોદ ભાવ ઉપજે તે. શોકમોહ૦–જેનાથી શોક થાય તે, અરતિમો૦–જેનાથી અરતિ–ઉદ્વેગ ઉપજે તે. ભયમો૦–જેનાથી ભય ઉપજે તે, જુગુપ્સામો૦–જેનાથી દુગંછા–તિરસ્કારવૃત્તિ–અસૂયા ઉપજે તે. સ્ત્રીવેદ–જેનાથી પુરૂષ પ્રત્યે કામરાગ ઉપજે તે, પુરુષવેદ–

# १५८ कर्मप्रकृतिओनो अति संक्षिप्त अर्थ.

## ॥ ५ ज्ञानावरणीयनो अर्थ ॥

१ मतिज्ञानावरणीय-[ પરના ઉપદેશ વિના અને શ્રુતગ્રંથના અવલંબન વિના મન અને ઇન્દ્રિયોથી થતું જે જ્ઞાન તે અથવા માત્ર મનનશક્તિ તે મતિજ્ઞાન, એ ] મતિજ્ઞાનને જે આવરે-ઢાંકે-પ્રગટ ન થવા દે એવું જે કર્મ તે મતિજ્ઞાનાવરણીય કર્મ. જ્ઞાન એટલે વિશેષ ઉપયોગ. २ श्रुतज्ञानावरणीय-[ મન અને ઇન્દ્રિયોથી થતું પરના ઉપદેશવાળું અને શ્રુતગ્રંથના અવલંબનવાળું જે જ્ઞાન તે શ્રુતજ્ઞાન, અથવા અક્ષરોપલબ્ધિવાળું ( અક્ષરાનુવિદ્ધ ) જ્ઞાન તે શ્રુતજ્ઞાન, એ ] શ્રુતજ્ઞાનને જે આવરે તે શ્રુતજ્ઞાના० ३ अवधिज्ञानावरणीय-[ મન અને ઇન્દ્રિયોની અપેક્ષા વિના આત્મસાક્ષાત્ રૂપી પદાર્થનું ( પુદ્ગલાસ્તિકાય માત્રનું ) જે જ્ઞાન તે અવધિજ્ઞાન. એ ] અવધિજ્ઞાનને જે આવરે તે અવધિજ્ઞાના० ४ मनःपर्यवज्ञानाव०-અઢીદ્વીપવર્તી સંજ્ઞિપંચેન્દ્રિયના મનોભાવનું જે જ્ઞાન તે મનઃપ૦જ્ઞાન, એ જ્ઞાનને જે આવરે તે મનઃપ૦જ્ઞાના० ५ केवलज्ञाना०-રૂપી અરૂપી સર્વ પદાર્થના ત્રણે કાળના ભાવ જે વડે જણાય તે કેવળજ્ઞાન, તેને જે આવરે તે કેવળજ્ઞાના० ॥ इति ५ ज्ञानाव० ॥

## ॥ ९ दर्शनावरणीयनो अर्थ ॥

१ चक्षुदर्शना०-ચક્ષુથી થતા દર્શનને-સામાન્ય ઉપયોગને આવરે તે. २ अचक्षुदर्शना०-ચક્ષુ સિવાયની ૪ ઇન્દ્રિયોને મન એ ५ થી થતા સામાન્ય જ્ઞાનને જે આવરે તે. ३ अवधिदर्शना०-રૂપી પદાર્થના સામાન્ય જ્ઞાનને જે આવરે તે. ४ केवलदर्शना०-કેવળદર્શનને આવરે તે. અહિં દર્શન એટલે સામાન્ય ઉપયોગ. ५ निद्रा-અતિઅલ્પ નિદ્રા. निद्रानिद्रा-અધિક નિદ્રા. प्रचला-ઉભાં વા બેઠાં ઉંઘે તે.

૯ અનાદેય „
૧૦ અયશકીર્ત્તિ નામ૦

પ્રત્યેક પ્રકૃતિ ૮

૧ અગુરૂલઘુ નામ
૨ ઉપઘાત નામ૦
૩ પરાઘાત નામ૦
૪ ઉચ્છવાસ નામ૦
૫ આતપ નામ૦
૬ ઉદ્યોત નામ૦
૭ જિનનામકર્મ
૮ નિર્માણુ નામ૦

એ સર્વમળી ૧૦૩ પ્રકૃતિ;

(૭) ગોત્રકર્મ ૨

૧ ઉચ્ચગોત્ર
૨ નીચગોત્ર.

(૮) અન્તરાયકર્મ ૫

૧ દાનાન્તરાય
૨ લાભાન્તરાય
૩ ભોગાન્તરાય
૪ઉપભોગાન્તરાય
૫ વીર્યાન્તરાય

એ ૮ કર્મની ૧૫૮ પ્રકૃતિ થઈ.

એ ૧૫૮ કર્મપ્રકૃતિઓમાંથી ૧૫ બંધન ૫ સંઘાતનને શરીર અન્તર્ગત ગણુતાં ૨૦ ઓછી થાય, વર્ણાદિકની ૨૦ ને બદલે વર્ણાદિ ચાર સામાન્ય ગણુતાં ૧૬ ઓછી થાય, તથા મિશ્રમોહનીય અને સમ્યક્ત્વ મોહનીય એ બે મિથ્યાત્વનાં રૂપાન્તર હોવાથી બંધ મિથ્યાત્વનોજ છે, માટે એ બે સહિત સર્વ ૩૮ ઓછી કરતાં બંધમાં ૧૨૦ ગણાય છે, સમ્ય૦ અને મિશ્રનો ઉદય હોય છે માટે ઉદયમાં અને ઉદીરણામાં ૧૨૨ ગણાય છે, અને સત્તામાં બંધન ૧૫ ને બદલે ૫ ગણે તો ૧૪૮ ની સત્તા અને બંધન ૧૫ ગણીએ તો સત્તામાં ૧૫૮ પણ ગણાય છે. એ રીતે બંધ ઉદય ઉદીરણા સત્તામાં પ્રકૃતિઓની ગણત્રી એકસરખી નથી પણ અપેક્ષા ભેદે ભેદ છે, તત્ત્વથી તો ૧૫૬નો બંધ, ૧૫૮નો ઉદય, ૧૫૮ની ઉદીરણા અને ૧૫૮ની સત્તા છે, બંધમાં ૧૫૬ હોવાનું કારણ સમ્યક્ત્વ મિશ્રમોહનીયનો બંધ જ નથી એ છે.

(૧૧) રસ નામકર્મ ૫

૧ તિક્તરસ નામકર્મ
૨ કટુરસ ,,
૩ કષાયર૦ ,,
૪ આમ્લરસ ,,
૫ મધુરરસ ,,

(૧૨) સ્પર્શનામકર્મ ૮

૧ શીતસ્પર્શ નામકર્મ
૨ ઉષ્ણ સ્પર્શ ,,
૩ સ્નિગ્ધસ્પર્શ ,,
૪ રૂક્ષસ્પર્શ ,,
૫ મૃદુસ્પર્શ ,,
૬ કર્કશ સ્પર્શ ,,
૭ ગુરૂસ્પર્શ ,,
૮ લઘુ સ્પર્શ ,,

(૧૩) આનુપૂર્વી નામ૦ ૪

૧ નરકાનુપૂર્વી નામ૦
૨ તિર્યંચાનુપૂર્વી નામ૦
૩ મનુષ્યાનુપૂર્વી નામ૦
૪ દેવાનુપૂર્વી નામ૦

(૧૪) વિહાયોગતિ નામ૦ ૨

૧ શુભ વિહાયોગતિ નામ૦
૨ અશુભ વિહાયોગતિ નામ૦

એ ૧૪ પિંડપ્રકૃતિની ૬૫ વા ૭૫ ઉત્તરપ્રકૃતિ થઇ.

ત્રસદશકની ૧૦

૧ ત્રસ નામ૦
૨ બાદર ,,
૩ પર્યાપ્ત ,,
૪ પ્રત્યેક ,,
૫ સ્થિર ,,
૬ શુભ ,,
૭ સૌભાગ્ય ,,
૮ સુસ્વર ,,
૯ આદેય ,,
૧૦ યશઃકીર્તિ ,,

સ્થાવરદશકની ૧૦

૧ સ્થાવર નામ૦
૨ સૂક્ષ્મ ,,
૩ અપર્યાપ્ત ,,
૪ સાધારણ ,,
૫ અસ્થિર ,,
૬ અશુભ ,,
૭ દૌર્ભાગ્ય ,,
૮ દુઃસ્વર ,,

૩ અહારક બંધન નામ૦
૪ તૈજસ બંધન નામ૦
૫ કાર્મણ બંધન નામ૦
૧ ઔદા૦ઔદા૦ બંધન નામ૦
૨ ઔદા૦તૈ૦ બધન નામ૦
૩ ઔદા૦કા૦બંધન નામ૦
૪ ઔદા૦તૈ૦કા૦બંધન નામ૦
૫ વૈક્રિય વૈક્રિય બં૦નામ
૬ વૈ૦તૈ૦બં૦નામ૦
૭ વૈ૦કા૦બં૦નામ૦
૮ વૈ૦તૈ૦કા૦બં૦ના૦
૯ આહા૦આહા૦બ૦ના૦
૧૦ આહા૦તૈ૦બં૦ ના૦
૧૧ આહા૦કા૦ બં૦ના૦
૧૨ આહા૦તૈ૦કા૦ બ૦ ના૦
૧૩ તૈ૦તૈ૦બંધન નામ૦
૧૪ કા૦કા૦ બંધન નામ૦
૧૫ તૈ૦કા૦બંધન નામ૦

(૬) સંઘાતન નામ૦ ૫

૧ ઔદારિક સઘાતન નામ૦
૨ વૈક્રિય સંઘાતન નામ૦
૩ આહા૦સંઘાતન નામ૦
૪ તૈજસ સંઘાતન નામ૦
૫ કાર્મણ સંઘાતન નામ૦

(૭) સંઘયણ નામકર્મ ૬

૧ વજ્રઋષભ નારાચસંઘ૦નામ૦
૨ ઋષભ નારચ ,,
૩ નારાચ ,,
૪ અર્ધ નારાચ ,,
૫ કિલિકા ,,
૬ સેવાર્ત્ત (છિદસ્પૃષ્ટ) ,,

(૮) સંસ્થાન નામકર્મ ૬

૧ સમચતુરસ્ર સં૦નામકર્મ
૨ ન્યગ્રોધ ,,
૩ સાદી ,,
૪ વામન ,,
૫ કુબ્જ ,,
૬ હુંડક ,,

(૯) વર્ણ નામકર્મ ૫

૧ કૃષ્ણવર્ણ નામકર્મ
૨ નીલવર્ણ ,,
૩ રકતવર્ણ ,,
૪ પીતવર્ણ ,,
૫ શ્વેતવર્ણ ,,

(૧૦) ગંધ નામકર્મ ૨

૧ સુરભિગંધ નામકર્મ ૨
૨ દુરભિગંધ ,,

અપ્રત્યાખ્યાની લોભ, પ્રત્યાખ્યાની લોભ, સંજ્વલન લોભ, એ ૪ લોભ. એ ૧૬ કષાય. હાસ્ય, રતિ, શોક, અરતિ, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ એ ૯ નોકષાય એમાં ૩ દર્શનમોહનીય અને ૨૫ ચારિત્રમોહનીય મળીને મોહનીયની ૨૮ પ્રકૃતિ છે. પુનઃ ચારિત્રમોહનીયમાં પણ કષાયમોહનીય ૧૬ નોકષાયમોહનીય ૯ એમ બે પ્રકારે છે. તથા ૩ દર્શનમોહનીય ને ૪ અનંતાનુબંધિ એ ૭ ને દર્શનસપ્તક પણ કહે છે

૪ આયુષ્ય-નરકાયુષ્ય, તિર્યંચાયુષ્ય, મનુષ્યાયુષ્ય, દેવાયુષ્ય.

૧૦૩ નામકર્મ-એમાં ગતિઆદિ ૧૪ પિંડ પ્રકૃતિ, ૮ પ્રત્યેક પ્રકૃતિ, ત્રસદશક અને સ્થાવરદશક એ મુખ્ય ૪૨ છે, પરન્તુ ૧૪ પિંડપ્રકૃતિની ઉત્તર પ્રકૃતિ ૬૫ અથવા ૭૫ ગણતાં નામકર્મની સર્વ પ્રકૃતિ ૧૦૩ થાય છે તે આ પ્રમાણે-

(૧) ગતિ નામકર્મ ૪

૧ નરકગતિ નામ૦
૨ તિર્યંચ ગતિ નામ૦
૩ મનુષ્ય ગતિ નામ૦
૪ દેવગતિ નામ૦

(૨) જાતિ નામકર્મ ૫

૧ એકેન્દ્રિય જાતિ નામ૦
૨ દ્વીન્દ્રિય જાતિ નામ૦
૩ ત્રીન્દ્રિય જાતિ નામ૦
૪ ચતુરિન્દ્રિય જાતિ નામ૦
૫ પંચેન્દ્રિય જાતિ નામ૦

(૩) શરીર નામકર્મ ૫

૧ ઔદારિક શરીર નામ૦
૨ વૈક્રિય શરીર નામ૦
૩ આહારક શરીર નામ૦
૪ તૈજસ શરીર નામ૦
૫ કાર્મણ શરીર નામ૦

(૪) ઉપાંગનામકર્મ ૩

૧ ઔદારિક ઉપાંગ નામ૦
૨ વૈક્રિય ઉપાંગ નામ૦
૩ આહારક ઉપાંગ નામ૦

(૫) બન્ધન નામકર્મ ૫-૧૫

૧ ઔદારિક બંધન નામ૦
૨ વૈક્રિય બંધન નામ૦

# ॥ अथ प्रकृति संग्रह ॥

આ પ્રકૃતિસંગ્રહમાં કર્મની ૧૫૮ પ્રકૃતિઓનાં નામ તેનો સંક્ષિપ્ત અર્થ અને ધ્રુવબંધિ આદિ સંજ્ઞાઓ એ ત્રણ પ્રરૂપણા કહેવાશે. ત્યાં પ્રથમ નામપ્રરૂપણા આ પ્રમાણે—

મૂળ પ્રકૃતિ ૮-૧ જ્ઞાનાવરણીયની ૫, ૨ દર્શનાવરણીયની ૯, ૩ વેદનીયની ૨, ૪ મોહનીયની ૨૮, ૫ આયુષ્યની ૪, ૬ નામની ૧૦૩, ૭ ગોત્રની ૨, ૮ અન્તરાયકર્મની ૫. એ રીતે મૂળકર્મ ૮ની ઉત્તરપ્રકૃતિ ૧૫૮ છે, તેનાં નામ—

## ॥ मूळप्रकृति ८नी उत्तरप्रकृतिओ १५८ नां नाम ॥

૫ જ્ઞાનાવર્ણીય કર્મ-મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યવજ્ઞાનાવરણીય અને કેવલજ્ઞાનાવરણીય.

૯ દર્શનાવરણીય કર્મ-ચક્ષુદર્શનાવરણીય, અચક્ષુદર્શનાવરણીય, અવધિદર્શનાવરણીય, કેવળદર્શનાવરણીય, નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા. સ્ત્યાનર્દ્ધિ (થિણદ્ધી). એ રીતે ૪ આવરણ અને ૫ નિદ્રા મળી ૯ પ્રકૃતિ છે.

૨ વેદનીય-શાતાવેદનીય, અશાતાવેદનીય.

૨૮ મોહનીય-મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, સમ્યક્ત્વ મોહનીય એ ત્રણ દર્શનમોહનીય. અનંતાનુબંધિક્રોધ, અપ્રત્યાખ્યાની ક્રોધ, પ્રત્યાખ્યાનીક્રોધ, સંજ્વલનક્રોધ એ ૪ ક્રોધ. અનંતાનુબંધિ માન, અપ્રત્યાખ્યાની માન, પ્રત્યાખ્યાની માન, સંજ્વલનમાન, એ ૪ માન. અનન્તાનુબંધિ માયા, અપ્રત્યાખ્યાની માયા, પ્રત્યાખ્યાની માયા, સંજ્વલન માયા, એ ચાર માયા. અનન્તાનુબંધી લોભ,

બળજબરીથી પણ કોઇ વખત અવશ્ય પ્રગટાવશે જ, માટે ભાવના વિનાનો સંયમ નિષ્ફળ છે એવા ખોટા બચાવ અને ઉન્મત્તપ્રલાપ છોડીને સંયમ માર્ગમાં ઉદ્યમ કરવો એજ હિતકારી છે. શુભમાર્ગમાં યથાશક્તિ કરેલો ઉદ્યમ કદીપણ નિષ્ફળ જતો નથી, ઇત્યાદિ આ પ્રાસંગિક અધિક ચર્ચાથી સર્યું. ॥૫૫॥

## અર્થ લખનારની વિજ્ઞપ્તિ

આ કર્મપ્રકૃતિ ગ્રંથની સંસ્કૃત છાયા અન્વયાર્થ અને ભાવાર્થ લખવામાં મતિદોષથી ભૂલ થવી સંભવિત છે. કારણ કે આ અતિ ગહન વિષય છે. તેમજ આ ગ્રંથની વૃત્તિનો અક્ષરશઃ અર્થ તો ઘણા વર્ષ પૂર્વે લખી ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરેલો છે, જેથી આ બીજો અર્થ તારવણીથી ઉપજાવેલો સંક્ષિપ્ત અર્થ છે, અને એવા સ્વતંત્ર અર્થલેખનમાં ભૂલચૂક પ્રાયઃ સંભવિત છે, માટે આ વિષયના જ્ઞાતાઓ મારી તે ભૂલ સુધારીને વાંચશે એવી મારી નમ્ર વિજ્ઞપ્તિ છે, તેમજ તેવી ભૂલચૂક માટે હું મિથ્યાદુષ્કૃત દઉં છું. ॥

इति जैनाचार्य श्रीमद् विजयनेमिसूरीश्वर प्रशिष्य श्रीमद् वल्लभविजयजी सदुपदेशेन
भृगुकच्छनिवासी श्रेष्ठिवर्य श्रीयुत अनुपचंद्रस्य विद्यार्थी चंदुलाल
नानचंद्रेण लिखितोऽयं कर्मप्रकृति भावार्थः समाप्तः



પણુ એજ તાત્વિક સર્વત્યાગ–સર્વવિરતિ તે સંયમ છે, માટે તેવા સંયમ પ્રત્યે ઉદ્યમવાળા જીવો એ ૧૦નો ક્ષય કરી પરમસુખ [મોક્ષસુખ] અથવા સંપૂર્ણું નિર્મલ જીવત્વ પામે છે.

## પ્રત્યાખ્યાન ધર્મની ઉપેક્ષા વા અનાદર કરનારને ઉપદેશ

આ કર્મપ્રકૃતિ ગ્રન્થના કર્તા પૂર્વધર શ્રી શીવશર્મસૂરીશ્વરે આ ગાથામાં કર્મની એ ૧૦ વસ્તુઓનો નાશ કરવાને સંજમુજોગા એ પદથી સંયમને જ હેતુભૂત ગણેલ છે, માટે ક્રિયાકાંડ પ્રત્યે પોતાની શિથિલતાનો અને માનભંગનો બચાવ કરવા માટે તથા ક્રિયાકાંડ વિના પણુ પોતાને જ્ઞાની ધ્યાની અને મહાપુરૂષ મનાવવા માટે "ભાવના જ મુખ્ય છે, ભાવના જ ભવનાશિની છે, ભાવ નથી તો કંઈ જ નથી. ભાવ વિનાની ક્રિયા શુષ્ક છે જ્ઞાન શુષ્કજ્ઞાન છે, ભરતચક્રી ભાવનાથી જ કેવળજ્ઞાન પામ્યા, મરૂદેવા ભાવનાથી જ મોક્ષપદ પામ્યાં, પચ્ચખ્ખાણુનો પાઠ ઉચ્ચરવાથી શું? મનમાં ધારી લીધું એટલે બસ, અભવ્ય અનંત ઓઘા મુહપત્તિ કરે છે તોપણુ તેને મોક્ષફળ નથી, મન ચંગા તો કથરોટમાં ગંગા. ઈત્યાદિ અનેક પ્રકારના મિથ્યા પ્રલાપો ઉન્મત્તવત્ બોલીને પોતે પુદ્ગલાનંદી થઇ બીજાઓને પણુ પુદ્ગલાનંદી બનાવે છે. તથા એ ઉન્મત્ત પ્રલાપો પોતાના વિષયાનંદપણુમાંથી જ ઉદ્ભવેલા હોય છે અને તે પોતાના બચાવ માટેનાં ફાંફાં જેવા હોય છે. જેઓને હેય ઉપાદેય ને આદેયપણું સમજાયું નથી તેવા જીવો જ એવા ઉન્મત્ત પ્રલાપો ઉચ્ચારે છે. તાત્વિક રીતે વિચારીએ તો જેઓને ભાવના પ્રગટ થઈ હોય તેઓને તો હેય પદાર્થ શક્તિ અનુસાર છોડવામાં કઇજ કઠીનતા નથી. પ્રગટ થયેલી ભાવનામાં પાંચ ઇન્દ્રિયના વિષયો અપ્રિય જ હોય, તો અપ્રિય વસ્તુનો ત્યાગ કરવામાં મુશ્કેલી શું? મુશ્કેલી ત્યારે જ કે વિષયો અપ્રિય થયા ન હોય. માટે ભાવના પ્રગટ થાઓ કે ન થાઓ વ્હેલી થાઓ કે મોડી થાઓ પરન્તુ સંયમ માર્ગમાં તો ઉદ્યમી થવુ એજ શ્રેયસ્કર છે, એ સંયમ માર્ગ એવો છે કે જો ભાવના હશે તો પોષણુ કરશે, નહિં હશે તો

ઉદીરણા અજ૦ સ્થિતિસંક્રમ અજ૦ સ્થિતિસત્તા અને અજ૦ સ્થિતિઉદય ઇત્યાદિ રીતે પૂર્વાપર વિચાર કરીને પાંચેનો પરસ્પર સંવેધ વિચારવો. ॥૫૪॥

अवतरण—એ પ્રમાણે સત્તા પ્રકરણ સમાપ્ત થયું, અને તે સાથે આઠ કરણ ઉદય અને સત્તા એ ૧૦ વસ્તુઓની પ્રરૂપણા સંબંધિ જે આ ગ્રંથની પહેલીજ ગાથામાં સૂચના કરી હતી તે પ્રરૂપણા પણ સમાપ્ત થઈ, હવે આ ગ્રંથના જ્ઞાનનું વિશિષ્ટ ફળ શું? તે કહીને ઉપસંહાર સહિત આ ગ્રન્થની સમાપ્તિ કરાય છે—

**करणोदयसंतविऊ तन्निज्जरकरणसंजमुज्जोगा। कम्मट्ठगुदयनिट्ठाजणियमणिट्ठं सुहमुवेंति ॥५५॥**

**करणोदयसत्ताविदस्तन्निर्जराकरणसंयमोद्योगाः। कर्माष्टकोदयनिष्ठाजनितमनिष्टं सुखमुपैति ॥५५॥**

अन्वयार्थ—करण उदय संत=કરણ (આઠ કરણ) ઉદય અને સત્તાના विऊ=વિદ્વાન-જાણકાર પુરુષો तत् निर्जराकरण=તે દશેની નિર્જરા (ક્ષય) કરવાને માટે संजम उज्जोगा=સંયમમાં ઉદ્યોગ-ઉદ્યમવાળા થયા છતા कम्मट्ठग=આઠ કર્મના उदयनिट्ठा=ઉદયની નિષ્ઠાથી-સમાપ્તિથી (ઉદયના ક્ષયથી) जणियं=ઉત્પન્ન થયેલ એવા अणिट्ठं=અનિષ્ઠ-અસમાપ્ત-અપાર-અનન્ત सुहं=સુખને उवेंति=પામે છે. ॥૫૫॥

भावार्थ—આઠ કરણ ઉદય અને સત્તા એ ૧૦ વસ્તુઓ જાણીને કર્મ સંબંધિ એ દશે વસ્તુઓનો નાશ કરવા માટે સંયમમાં ઉદ્યોગ કરવો એજ ઉપયોગી છે. કારણ કે બંધ સંક્રમ આદિ દશે વસ્તુ જીવને અનાદિ કાળથી આ સંસારમાં ઉત્પન્ન થવામાં કારણભૂત છે. અને તે સંસારના હેતુભૂત જે રાગદ્વેષ કષાય અજ્ઞાન આદિ અનેક મલિન હેતુઓ છે તેનો અંશે અંશે ઘટાડો થતાં જીવમાં તેટલે તેટલે અંશે જે નિર્મળતા અથવા નિર્મળ હેતુઓ સમ્યક્ ઉત્પન્ન થાય છે તેજ સંયમ છે, ગુણસ્થાનભેદે વિચારતાં

आगम्य=સારી રીતે જાણીને सेसग=શેષ સ્વામિત્વ એટલે વિશેષ સ્વામિત્વ પણ गईयाइ मग्गणासुं=ગતિ આદિ માર્ગણાઓમાં संभवओ=સંભવથી–યથાસંભવ नेयं=જાણવું. ॥૫૩॥

ભાવાર્થઃ—કરણ ૮ ઉદય અને સત્તા એ ૧૦નું પ્રત્યેકનું જે સ્વરૂપ વિસ્તાર સહિત કહ્યું તે ઓઘ સ્વામિત્વ–સામાન્ય સ્વામિત્વ કહેવાય, તેથી એ ૧૦ નું ઓઘ સ્વામિત્વ વિચારીને તે અનુસારે વિશેષ સ્વામિત્વ ગત્યાદિ ૧૪ માર્ગણામાં જે રીતે ઘટે તે રીતે શાસ્ત્રાનુસારે વિચારવુ. ॥૫૩॥

અવતરણઃ—પુનઃ બંધનકરણાદિકમાં સંવેધ પણ વિચારવા યોગ્ય છે તે કહે છે—

**बंधोदीरणसंकमसंतुदयाणं जहन्नगाईहिं । संवेहो पगइठिईअणुभागपएसओ नेओ ॥५४॥**

**बन्धोदीरणासंक्रमसत्त्वोदयानां जघन्यादिभिः । संवेधः प्रकृतिस्थित्यनुभागप्रदेशतो ज्ञेयः ॥५४॥**

અન્વયાર્થઃ—बंधोदीरणसकमसतुदयाण=બંધ ઉદીરણા સંક્રમ સત્તા અને ઉદય એ પાંચ પદાર્થોના पगइ ठिई अणुभाग पएसओ=પ્રકૃતિ સ્થિતિ અનુભાગ અને પ્રદેશને અધિકરીને जहन्नगाईहिं=જઘન્ય આદિ (જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એ ચાર) વિકલ્પ વડે सवेहो=સંવેધ પણ नेओ=જાણવા યોગ્ય (વિચારવા યોગ્ય) છે. ॥૫૪॥

ભાવાર્થઃ—બંધ ઉદય ઉદીરણા સંક્રમ અને સત્તા એ ૫ [1]પદાર્થના પ્રકૃતિ વિગેરે ચાર આશ્રયી જઘન્યાદિ વિકલ્પનો સંવેધ પણ વિચારવા યોગ્ય છે. જેમ જ્ઞાનાવરણીયના જઘ૦ સ્થિતિબંધમાં જઘ૦ અનુભાગબન્ધ જઘ૦ પ્રદેશબંધ અજઘન્ય સ્થિતિ

---

[1] ૧૦ પદાર્થનો સંવેધ વિચારવા યોગ્ય કેમ નહિ કહ્યો હોય તે શ્રીબહુશ્રુત જાણે

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૫૧॥

अवतरणः—હવે એ ભૂયસ્કારાદિકનો અર્થ કહે છે—

**एगादहिगे पढमो एगाईऊणगम्मि बिइओ उ। तत्तियमेत्तो तईओ पढमे समये अवत्तव्वो ॥५२॥**

एकाद्यधिके प्रथम एकादिन्यूनके द्वितीयस्तु। तावन्मात्रस्तृतीयः प्रथमे समयेऽवक्तव्यः ॥५२॥

अन्वयार्थः—एग आदि अहिगे=એકાદિ અધિક હોય તો पढमो=પ્રથમ પ્રકાર એટલે ભૂયસ્કાર થાય છે, उ=અને एगाइ उणगम्मि=એક આદિ ન્યૂન હોય તો बिइओ=બીજો પ્રકાર એટલે અલ્પતર થાય છે, तत्तियमेत्तो=તેટલો માત્રજ હોય તો तइओ=ત્રીજો પ્રકાર અવસ્થિત થાય છે, અને पढमे समये=પ્રથમસમયે(પ્રારંભસમયે) अवत्तव्वो=અવક્તવ્ય નામનો ચોથો પ્રકાર થાય છે. ॥૫૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. તેમજ પાંચમા કર્મગ્રંથમાં પ્રકૃતિબંધને અંગે ભૂયસ્કારાદિ જે રીતે કહ્યા છે તે રીતે જાણવા. ॥૫૨॥

अवतरणः—બંધનકરણાદિમાં જે સ્વામિત્વ કહ્યું તે ઓઘ સ્વામિત્વ છે, માટે બંધાદિ ૧૦ વસ્તુઓમાં દરેક ગત્યાદિ આશ્રયી વિશેષ સ્વામિત્વ પણ છે તે વિચારવાની ભળામણ આ ગાથામાં કરે છે—

**करणोदयसंताणं सामित्तोघेहिं सेसगं नेयं। गईयाइमग्गणासुं संभवओ सुट्ठु आगमिय ॥५३॥**

करणोदयसत्तानामोघस्वामित्वैः शेषकं ज्ञेयम्। गत्यादिमार्गणासु संभवतः सुष्ठुआगम्य ॥५३॥

अन्वयार्थः—करण उदय संताणं=આઠ કરણ ઉદય અને સત્તા એ ૧૦ વસ્તુઓમાં કહેલા सामित्तोघेहिं=ઓઘ સ્વામિત્વને सुट्ठु

**संभवतो ठाणाइं कम्मपएसेहिं होंति नेयाइं। करणेसु य उदयम्मि य अणुमाणेणेवमेएणं ॥५०॥**

संभवतः स्थानानि कर्मप्रदेशैर्भवन्ति ज्ञेयानि। करणेषु चोदये चानुमानेनैवमेतेन ॥५०॥

अन्वयार्थ—एवं=એ પ્રમાણે एएण अणुमाणेण=એ પૂર્વોક્ત અનુમાનવડે [ પૂર્વોક્ત સ્પર્ધકોને અનુસારે ] करणेसु य=આઠ કરણોમાં उदयम्मि य=ઉદયમાં પણ कम्मपएसेहिं=કર્મ પ્રદેશો વડે संभवतो=યથાસંભવ પ્રમાણે ठाणाइं होंति=સ્થાનો અને સ્પર્ધકો થાય છે તે नेयाइं=જાણવાં. ॥૫૦॥

ભાવાર્થઃ—જેમ સત્તામાં પ્રદેશસત્તા સ્પર્ધકો કહ્યા તેમ બંધમાં બધ્યમાન પ્રદેશોનાં પ્રદેશબંધ સ્પર્ધકો, સંક્રમમાં સંક્રમતા પ્રદેશો આશ્રયી પ્રદેશસંક્રમ સ્પર્ધકો ઇત્યાદિ આઠે કરણમાં તે તે કરણ સંબંધિ પ્રદેશસ્પર્ધકો પ્રાપ્ત થાય છે, તે જે રીતે સંભવે તે રીતે આ કહેલા સત્તાસ્પર્ધકોને અનુસારે વિચારવાં, તેમજ ઉદયનાં પણ પ્રદેશસ્પર્ધકો વિચારવાં [ અહિં ઉદય એક કરણરૂપ ન હોવાથી જુદું પદ કહ્યુ છે ] ॥૫૦॥

અવતરણઃ—એ આઠ કરણાદિકમાં [૧૦ વસ્તુઓમાં] ભૂયસ્કારાદિ પણ હોય છે તે કહે છે—

**करणोदयसंताणं पगइट्ठाणेसु सेसयतिगे य। भूयक्कारप्पयरो अवट्ठिओ तह अवत्तव्वो ॥५१॥**

करणोदयसत्तानां प्रकृतिस्थानेषु शेषत्रिके च। भूयस्कारोऽल्पतरोऽवस्थितस्तथाऽवक्तव्यः ॥५१॥

अन्वयार्थः—करण उदय संताण=આઠ કરણ ઉદય અને સત્તા એ ૧૦નાં पगइट्ठाणेसु=પ્રકૃતિસ્થાનોમાં य सेसतिगे=અને શેષ ૩ માં એટલે સ્થિતિસ્થાનોમાં અનુભાગસ્થાનોમાં અને પ્રદેશસ્થાનોમાં भूयक्कार=ભૂયસ્કાર अप्पयरो=અલ્પતર अवट्ठिओ=અવસ્થિત तह=તથા अवत्तव्वो=અવક્તવ્ય એ ૪ હોય છે, તે પણ યથાસંભવ વિચારવા. ॥૫૧॥

તથા નિદ્રાપચલાનો ઉદય ઉપાન્ત્ય સુધી જ હોવાથી અન્ત્યસમયવર્તી ૧ અધિક બાદ કરતાં શેષ અન્તર્મુ૦ જેટલાં છે (અર્થાત્ આવરણથી ૧ ન્યૂન છે). ॥૩૮॥

**सेलेसिसंतिगाणं उदयवईणं तु तेण कालेणं। तुल्ला णेगहियाइं सेसाणं एगऊणाइं ॥४९॥**

**शैलेशीसत्ताकानामुदयवतीनां तु तेन कालेन। तुल्यान्येकाधिकानि शेषाणामेकन्यूनानि ॥४९॥**

अन्वयार्थः—सेलेसिसंतिगाणं=શૈલેશીમાં [ અયોગીમાં ] સત્તાવાળી પ્રકૃતિઓમાં उदयवईणं=ઉદયવતી ૧૨ પ્રકૃતિઓનાં પ્રદેશ સત્તા સ્પર્ધકો तेण कालेणं तुल्लाणि=તે કાળ તુલ્ય [ અયોગીના સમય જેટલાં ] અને તે ઉપરાન્ત एग(अ)हियाइं=એક અધિક છે. અને सेसाणं= શેષ અનુદયવતી ૮૩ પ્રકૃતિઓનાં સત્તાસ્પર્ધકો एगऊणाइं=એક ન્યૂન છે. (અયોગી સમય જેટલાંજ) છે. ॥૪૯॥

भावार्थः—અયોગી ગુણસ્થાને ૯૫ની સત્તામાં ૧૨ ઉદયવતીને ૮૩ અનુદયવતી છે, તેમાં ઉદયવતીનાં સ્પર્ધકો ૧૪ આવરણની પદ્ધતિ પ્રમાણે અયોગીના સમય જેટલાં એક સામયિક દ્વિસામયિક ઇત્યાદિ અન્ત્ય સમયથી પ્રારંભીને પ્રથમ સમય સુધી પશ્ચાનુપૂર્વીએ જાણવાં. તથા સયોગિકેવલીના ચરમ સમયે થતો જે છેલ્લો સ્થિતિઘાત, તેના ચરમ પ્રક્ષેપથી આરંભી પાશ્ચાનુપૂર્વિએ પોતપોતાના સર્વોત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મસ્થાન પર્યંત પોતપોતાની સંપૂર્ણ સ્થિતિ સંબંધી એક સ્પર્દ્ધક જાણવું. જેથી ઉદયવતીનાં સર્વ સ્પર્ધકો ૧ અધિકઅયોગી સમય પ્રમાણ છે. તથા અનુદયવતી ૮૩ નાં સત્તા સ્પર્ધકો ઉપાન્ત્ય સમયથી ગણાતાં હોવાથી અન્ત્ય સમયવર્તી ૧ સ્પર્ધક રહિત ગણવાં. ॥૪૯॥

अवतरणः—એ રીતે જેમ સત્તા સંબંધિ સ્પર્ધકો કહ્યાં તેમ બન્ધનકરણ આદિકનાં (બંધનાં સંક્રમનાં ઇત્યાદિ) પણ યથાસંભવ પ્રાપ્ત થાય છે માટે તે વિચારવાની ભલામણ કરે છે—

अवतरणः—મોહનીય વિના શેષ ૩ ઘાતીકર્માનાં સત્તાસ્પર્ધકો કહેવાય છે—

**ठिइखंडगविच्छेया खीणकसायस्स सेसकालसमा । एगहिया घाईणं निद्दापयलाण हिच्चेकं ॥४८॥**

स्थितिखंडकविच्छेदात्, क्षीणकषायस्य शेषकालसमानि । एकाधिकानि घातिनां, निद्राप्रचलयोर्हित्वैकम् ॥४८॥

अन्वयार्थः—खीणकसायस्स=ક્ષીણકષાયીના ठिइखडग विच्छेया=સ્થિતિખંડ-સ્થિતિઘાત વિચ્છેદ થયા પછી सेस कालसमा=શેષ રહેલા કાળ સમાન અને તે ઉપરાન્ત પણ एगहिया=એક અધિક સ્પર્ધક घाइण=ઘાતી પ્રકૃતિઓનાં હોય છે, અને निद्दापयलाण=નિદ્રા પ્રચલાનાં સ્પર્ધકો તેથી एकं=એક સ્પર્ધક हिच्चा=વર્જીને હોય છે. ॥૪૮॥

भावार्थः—ક્ષીણકષાયના સંખ્યાતભાગ ગયા બાદ છેલ્લો એક સંખ્યાતમો ભાગ અન્તર્મુ૦પ્રમાણ બાકી રહે ત્યારે આવરણની ૧૪ પ્રકૃતિઓની સ્થિતિસત્તા સર્વાપવર્તના વડે અપવર્તીને શેષ અન્તર્મુ૦પ્રમાણ બનાવે છે, અને નિદ્રાદ્વિકની સ્થિતિસત્તા સમયહીન બનાવે છે. એ વખતે સ્થિતિઘાતાદિ સર્વ વિચ્છેદ પામે છે, જેથી શેષ રહેલ અન્તર્મુ૦ સ્થિતિ અનુક્રમે સમયે સમયે ઉદયઉદીરણાથી ક્ષય પામતાં જ્યારે છેલ્લો એક સમય બાકી રહે તે સમયે ક્ષપિત૦ની જે કમમાં કમ પ્રદેશસત્તા તે જઘન્ય, અને ત્યાંથી પ્રારંભીને પ્રદેશપ્રદેશની વૃદ્ધિએ ગુણિત૦ની ઉ૦સત્તા સુધીનાં જે સર્વ પ્રદેશસત્તાસ્થાનો, તેનો સમુદાય તે એક સ્પર્ધક. એ રીતે ઉપાન્ત્ય સમયે દ્વિસામયિક ત્રિચરિમસમયે ત્રિસામયિક યાવત્ અન્તર્મુ૦સ્થિતિસત્તાનાં અન્તર્મુ૦ જેટલા સત્તાસ્પર્ધકો વિચારવાં. તથા ચરિમસ્થિતિઘાતના ચરિમ-પ્રક્ષેપથી આરભી પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે વધતા પ્રદેશ સત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા, યાવત્ પોતપોતાનુ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મ પ્રાપ્ત થાય, તેટલું પોતપોતાનુ સંપૂર્ણ સ્થિતિ સંબધો એક સ્પર્ધક થાય છે. તેથી એ ૧૪ પ્રકૃતિનાં સત્તાસ્પર્ધકો ૧ અધિક અન્તર્મુ૦ પ્રમાણ છે.

અભવ્ય યોગ્ય જ૦ પ્ર૦ સત્તાવાળો જીવ ત્રસમાં ઉત્પન્ન થઈ સમ્યક્ત્વ અને દેશવિરતિ અનેકવાર પામી ચારવાર મોહનીય ઉપશમાવી ૧૩૨ સાગર સુધી સમ્યક્ત્વ પાલન કરી મિથ્યાત્વે જઈ પલ્યાસં૦ભાગ જેટલી દીર્ઘ ઉદ્વલના વડે સમ્યક્ત્વને ઉવેલતા છેલ્લો સ્થિતિખંડ સંક્રમીને એક સ્તિબુકાવલિકા [પરોદયાવલિયા] બાકી રહી હોય, તેને મિથ્યાત્વમાં સ્તિબુકોદયવડે સંક્રમાવતાં બે સમય બાકી રહે તે સમયે (ઉપાન્ત્ય સમયે) સમ્ય૦ની જઘ૦ પ્રદેશસત્તા અને એજ ઉપાન્ત્ય સમયે અનેક જીવ આશ્રયી પ્રદેશ વૃદ્ધિએ અનન્ત સત્તાસ્થાનોનો સમુદાય તે ૧ સત્તાસ્પર્ધક [અન્ત્ય સમયે તો નિઃસત્તા થવાથી સ્પર્ધકાભાવ છે].

એ પ્રમાણે મિશ્રમોહનીયનું પણ ૧ સ્પર્ધક થાય છે, અને એજ રીતે શેષ ઉદ્વલનીય ૨૧ પ્રકૃતિઓનું પણ એકેક સત્તાસ્પર્ધક છે, પરન્તુ એ ૨૧માં તફાવત એ કે-૧૩૨ સાગરોપમનો સમ્યક્ત્વકાળ ન કહેવો. તથા લોભ અને યશકીર્તિનું પણ ૧-૧ સ્પર્ધક એ રીતેજ છે પરન્તુ તફાવત એ કે ચારવાર મોહનીયનો ઉપશમ કર્યા વિના શેષ ક્ષપિત૦ક્રિયા વડે પ્રદેશો ખપાવીને દીર્ઘકાળ સંયમ પાલન કરી ક્ષપક થાય ત્યારે યથાપ્ર૦ના અન્ત્યસમયે જઘન્ય પ્રદેશ સત્તાસ્થાન હોય છે, ત્યાંથી આરંભી નાના જીવોની અપેક્ષાએ નિરન્તર પ્રદેશ સત્સ્થાનો ત્યાં સુધી કહેવા કે ગુણિત કર્માંશને ઉત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મસ્થાન થાય, તેનુ ૧ સ્પર્ધક બને છે.

તથા ૬ નોકસાયનું ૧-૧ સ્પર્ધક આ પ્રમાણે-સમ્ય૦મોહનીયમાં કહ્યા પ્રમાણે ચારવાર મોહનીય ઉપશમાવવા સુધી કહીને ત્યારબાદ સ્ત્રીવેદ નપું૦વેદને વારંવાર બાંધવાથી અને હાસ્યાદિકનો પ્રદેશો સંક્રમાવવાથી ઘણી પ્રદેશસત્તા પ્રાપ્ત કરીને મનુષ્ય થાય ત્યાં દીર્ઘકાળ સંયમ પાલન કરી પર્યન્તે ક્ષપક થઇને છેલ્લા સ્થિતિખંડના ચરમપ્રક્ષેપ સમયે જે જઘન્યપ્રદેશસત્તા છે ત્યાંથી પ્રારં-ભીને એક એક પ્રદેશવૃદ્ધિએ નિરંતર પ્રદેશ સત્કર્મસ્થનો ત્યાં સુધી કહેવા યાવત્ ગુણિતકર્માંશને ઉત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મસ્થાન પ્રાપ્ત થાય. આ રીતે સંપૂર્ણ સ્થિતિ સંબંધી એક સ્પર્ધક થાય છે. ॥૪૭॥

અવતરણ:—પ્રથમ કહેવાયલાં અને હજી કહેવાશે તે પ્રદેશસત્તા સ્પર્ધકોનું સામાન્ય લક્ષણ આ ગાથામાં કહેવાય છે—

**सव्वजहन्नाढत्तं खंधुत्तरओ निरंतरं उप्पिं। एगं उव्वलमाणी लोभजसा नोकसायाणं ॥४७॥**

**सर्वजघन्यादारब्धं स्कंधोत्तरतो निरन्तरमुपरि। एकमुद्वल्यमानानां, लोभयशसोः नोकषायाणाम् ॥४७॥**

अन्वयार्थः—सव्वजहन्न=સર્વ જઘન્ય પ્રદેશ સત્તાસ્થાનથી आढत्त=આરંભીને उप्पिं=આગળ निरतरं=નિરન્તરપણે खध=એકૈય સ્કંધની વા પ્રદેશની उत्तरओ=વૃદ્ધિ કરવાથી પ્રદેશસત્તાનુ સ્પર્ધક બને છે. તથા उव्वलमाणी=ઉદ્વલના યોગ્ય ૨૩ પ્રકૃતિઓ અને लोभजसा नोक सायाण=સં૦લોભ યશ અને નોકષાય ૬ એ ૮ પ્રકૃતિમાં एगं=એકેક સત્તાસ્પર્ધક બને છે. ॥૪૭॥

ભાવાર્થ:—અહિં ક્ષપિતકર્માંશને જઘન્ય યોગે બાંધેલા પ્રદેશ સમૂહોમાંથી પ્રાપ્ત થતી જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા છે તેમાં યોગવૃદ્ધિએ એકેક સ્કંધની વૃદ્ધિ કરતાં [ અર્થાત્ અનન્ત પ્રદેશોની વૃદ્ધિ કરતાં ], ૭૦ યોગસ્થાન પ્રત્યયિક ૭૦ પ્રદેશસ્થાન સુધીનાં અસંખ્ય પ્રદેશ સત્તાસ્થાનોનો સમુદાય [ વિવક્ષિત એકજ સમયમાં બનતો હોય ] તે યોગ પ્રત્યયિક સત્તા સ્પર્ધક અને એકેક પ્રદેશ[1] વૃદ્ધિએ અનન્ત સત્તા સ્થાનોના સમુદાયનું જે એક સત્તા સ્પર્ધક તે પ્રદેશ પ્રત્યયિક સત્તા સ્પર્ધક, એમ બે રીતે સત્તા સ્પર્ધકની ઉત્પત્તિ છે. તેમાં પર્યન્તે નવા બાંધેલા પ્રદેશોનાં સ્પર્ધકો યોગ પ્રત્યયિક [ સ્કંધ વૃદ્ધિવાળાં ] છે, અને સ્તિબુકાવલિકાના તથા સ્થિતિઘાતવર્તી સ્થિતિખંડના સ્પર્ધકો પ્રદેશ પ્રત્યયિક (પ્રદેશ વૃદ્ધિવાળા) છે. ઉદ્વલના યોગ્ય ૨૩ પ્રકૃતિઓનું ૧ સત્તાસ્પર્ધક બને છે તે આ પ્રમાણે.

---

૧ ગાથામા સ્કંધ શબ્દના ઉપલક્ષણથી પ્રદેશ પણ ગ્રહણ કરવો.

ભાવાર્થઃ—અભવ્ય યોગ્ય જ૦ પ્રદેશ સત્તાવાળો જીવ ત્રસમાં ઉત્પન્ન થઇ ઘણીવાર દેશવિરતિ સર્વવિરતિ પામી ચાર વાર મોહનીયને ઉપશમાવી ૧૩૨ સાગર સુધી સમ્યક્ત્વપાળી અપતિત સમ્યક્ત્વમાં નપુંસક વેદે ક્ષપકશ્રેણિ પ્રારંભીને નપું૦નો ક્ષય કરતાં કરતાં જ્યારે નપું૦ની પ્રથમાસ્થિતિ (ઉદયસ્થિતિ) ૧ સમય જેટલી બાકી રહી તે વખતે ઉપાન્ત્ય સમયે વર્તતાં દ્વિતીયા સ્થિતિનો છેલ્લો સ્થિતિખંડ પરપ્રકૃતિમાં સંપૂર્ણ સંક્રમાવ્યો, જેથી પ્રથમાસ્થિતિના ચરમસમયે નપું૦વેદની દ્વિતીયા સ્થિતિનો અભાવ હોવાથી કેવળ પ્રથમા સ્થિતિનોજ એક છેલ્લો સમય વર્તે છે, તેથી એ છેલ્લા સમયમાં પૂર્વોક્ત પ્રકારે એકેક પ્રદેશવૃદ્ધિને અનુસારે નાના જીવ આશ્રયી અનંત સત્તાસ્થાનોનું ૧ સત્તા સ્પર્ધક બને છે. તથા ઉપાન્ત્ય સમયે વર્તતાં જે બીજી સ્થિતિનો પર્યન્ત સમય છે તે બીજી સ્થિતિના પર્યન્ત સમયથી પણ સંપૂર્ણ સ્થિતિનું ૧ સ્પર્ધક પૂર્વોક્ત રીતે એકેક પ્રદેશવૃદ્ધિને અનુસરીને બને છે. માટે નપું૦વેદનાં બે સ્પર્ધક થયાં.

અથવા બીજી રીતે વિચારીએ તો જે સમયે પ્રથમાસ્થિતિ અને દ્વિતીયાસ્થિતિમાં જેટલા પ્રદેશો છે તે સમુદિત પ્રદેશસત્તાનું ૧ સ્પર્ધક (પ્રથમાના ઉપાન્ત્ય સમયમાં અથવા દ્વિતીયાના અન્ત્ય સમયમાં બને છે તે અથવા પ્રથમાના ઉપાન્ત્યનું અને દ્વિતીયાના અન્ત્ય સમયનું એ બે મળીને ૧ સ્પર્ધક), અને બીજી સ્થિતિ ક્ષય પામ્યાબાદ પ્રથમાના અન્ત્ય સમયનું ૧ સ્પર્ધક, એ રીતે પણ નપું૦નાં બે સ્પર્ધક ગણી શકાય છે. સ્ત્રીવેદનાં પણ એ રીતેજ બે સ્પર્ધકો જાણવાં.

તથા પુરુષવેદમાં સંજ્વલન ત્રિકમાં કહ્યા પ્રમાણે બે સમયોન બે આવલિકા જેટલાં સ્પર્ધકો બીજી સ્થિતિમાં [બે સમયોન બે આવલિકા સુધી બાંધેલા નવા પ્રદેશોના], થાય છે. અને પ્રથમાસ્થિતિમાં તો નપું૦વેદવત્ ૧ જ સ્પર્ધક અન્ત્ય સમયમાં થાય છે, માટે પુ૦વેદનાં સ્પર્ધકો સ્ત્રી નપું૦નાં સ્પર્ધકોથી બે સમયોન બે આવલિકા જેટલાં અધિક છે, અહિં બીજી સ્થિતિમાં બનતા સ્પર્ધકોનો પ્રકાર દર્શાવવા માટે ગાથામાં બે સમયોન બે આવલિકા જેટલાં અધિક કહ્યાં છે. ॥૪૬॥

એ પ્રમાણે સ્તિબુકાવલિકાનાં સમયોનાવલિકા જેટલાં, બંધવિચ્છેદ સમયે રહેલા ચરમ સ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી આરંભી સકલ સ્થિતિગત ૧, અને યોગ આશ્રયી બંધગત સ્પર્ધકો બે સમયોન બે આવલિકા જેટલાં, એ ત્રણે ભેગાં કરતાં જો કે બે સમયોન ૩ આવલિકા જેટલાં થાય, પરન્તુ સ્તિબુકાવલિકા (પ્રથમસ્થિતિની પરોદયાવલિકા). અને નવા બંધાયલા પ્રદેશોની પ્રથમ સંક્રમાવલિકા એ બેનો એકેક સમય સમકાળેજ ક્ષય પામતો જાય છે, જેથી એ બે આવલિકાના સ્પર્ધકો સમકાલીન હોવાથી જૂદા ન ગણાય [કારણ કે અહિ સ્પર્ધકોના ભેદ ભિન્ન કાળાશ્રય વૃત્તિવાળા છે] જેથી સ્તિબુકાવલિકાના અને પહેલી સંક્રમાવલિકાના સ્પર્ધકોની સત્તા એક બીજા [1]અન્તર્ગત વા સમકાલીન હોવાથી એકજ આવલિકા ગણતાં શેષ બે સમયોન એક આવલિકા જેટલાં સ્પર્ધકો અધિક-જૂદાં ગણવાં, તેથી ૨૯ પ્રકૃતિઓના સત્તાસ્પર્ધકોથી આ ૩ પ્રકૃતિનાં સત્તાસ્પર્ધકો બે સમયોન આવલિકાના સમય જેટલાં અધિક કહ્યાં તે યુક્ત છે. ॥૪૫॥

**वेएसु फड्डगदुगं अहिगा पुरिसस्स बे उ आवलिया। दुसमयहीणा गुणिया जोगट्ठाणेहिं कसिणेहिं ॥४६॥**

वेदेषु स्पर्धकद्विकमधिकानि पुरुषस्य द्वे त्वावलिकानि। द्विसमयहिनानि गुणितानि योगस्थानैः कृत्स्नैः ॥४६॥

अन्वयार्थः—वेएसु=ત્રણે વેદમાં फड्डगदुगं=બે બે સ્પર્ધક છે. उ=પરન્તુ पुरिसस्स=પુરૂષવેદનાં સ્પર્ધકો कसिणेहि जोगट्ठाणेहिं=સર્વ યોગસ્થાનોના સમૂહ સાથે दुसमय हीणा वे आवलिया=બે સમય હીન બે આવલિકાને गुणिया=ગુણવા જેટલાં ( બે સમયોન બે આવ૦ જેટલાં ) અધિક છે. ॥૪૬॥

૧ આ સમકાલીન સ્પર્ધકોની પ્રદેશસત્તા સમુદિત ગણવી જોઇએ તે અહિં જો કે સ્પષ્ટ ગણાવી નથી તોપણ તેવી સમુદિત સત્તાવાળા સ્પર્ધકો સ્વયં વિચારવામા પણ વિરોધ જેવુ સંભવતુ નથી.

પ્રમાણે સંક્રમાવતા બંધવિચ્છેદસમયથી પ્રારંભીને બીજી (સંક્રમ) આવલિકાના અન્ત્યસમયે સ્વરૂપાપેક્ષયા અકર્મી થાય છે અર્થાત છેલ્લે સમયે તે સત્તામાં હોતું નથી. દ્વિચરમ સમયે જે બાંધ્યું તે પણ બંધાવલિકા વીત્યા બાદ સંક્રમાવતા સંક્રમાવલિકાના અન્ત્ય સમયે સ્વરૂપ આશ્રયી સત્તામાં હોતું નથી. એ પ્રમાણે જે સમયે જે બાંધ્યું તે તે સમયથી આરંભી બીજી આવલીકાના ચરમ સમયે સત્તા વિનાતું થાય છે. અને તેથી જ બધના અભાવના પ્રથમ સમયે બે સમયન્યૂન બે સમયનુ બાંધેલુંજ સત્તામાં હોય છે, અન્ય હોતું નથી. એ પ્રમાણે બધવિચ્છેદ સમયે જઘન્ય યોગવાળાએ જે કમમાં કમ દલિક બાંધ્યુ તેને સંક્રમાવલિકાના ચરમ સમયે જેટલું અન્યમાં સંક્રમાવશે એ જઘન્ય પ્રથમ સ્થાન, કોઇએ કિંચિત્ અધિક (બીજા યોગસ્થાનવડે) બાંધ્યું હોય તેથી અનંતપ્રદેશ જેટલી અધિક પ્રદેશસત્તા હોય, એ બીજું સત્તાસ્થાન, કોઇએ ત્રીજા યોગસ્થાને બાંધ્યું હોય તો તેથી પણ અનન્તપ્રદેશ અધિક ત્રીજું સત્તાસ્થાન, એ રીતે યાવત ઉત્કૃષ્ટયોગસ્થાન વડે બાંધેલા સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાનું ઉ૦સત્તાસ્થાન આવે ત્યાં સુધીનાં અસંખ્ય સત્તાસ્થાનો તે ૧ સત્તાસ્પર્ધક થયું. એ સ્પર્ધક દ્વિતીયાવલિકાના અન્ત્યસમયે કમમાં કમ અને વધારેમાં વધારે જેટલુ દલિક સંક્રમાવશે તેનું થયું તેમ જ બંધના ચરિમસમયબદ્ધ પ્રદેશોનું થયું. ત્યારબાદ બંધવિચ્છેદના ઉપાન્ત્યસમયે (દ્વિચરમસમયે) બાંધેલા પ્રદેશોનું બીજું સત્તાસ્પર્ધક પણ પ્રથમસ્પર્ધકની જ રીતિએ અસંખ્ય સ્થાનોનું થાય છે, પરન્તુ તફાવત એકે દ્વિતીયાવલિકાના ઉપાન્ત્ય સમય સંબંધી સંક્રમનાર દલિકોનું થાય છે તેથી એ ઉપાન્ત્ય સમયમાં બંધવિચ્છેદસમયના બાંધેલા અને ઉપાન્ત્યસમયના બાંધેલા પ્રદેશો એ બે પ્રદેશસમુદાયની સત્તા છે તેથી દ્વિસામયિકપ્રદેશોનું ગણાય. એ રીતે ત્રિચરમસમયે બાંધેલા પ્રદેશોનું ત્રીજું દ્વિતીયાવલિકાના ત્રિચરમસમયે થાય છે, તે ત્રિસામયિક પ્રદેશસત્તાવાળું છે. એ રીતે બે સમયોન બે આવલિકાના જેટલા સમયો તેટલા સ્પર્ધકો થાય છે. એ પ્રમાણે અબંધકપણામાં યોગ આશ્રયી વા બંધ આશ્રયી બે સમયોન બે આવલિકા જેટલાં સ્પર્ધકો જાણવાં.

જેટલા પૂર્વોક્ત રીતે જ છે, પરન્તુ એ ઉપરાન્ત યોગસ્થાન આશ્રયી બીજા પણ સ્પર્ધકો બે સમયન્યૂન બે આવલિકાના સમય જેટલા અધિક છે. તેનું કારણ કે—એ ૨૯ પ્રકૃતિઓ ક્ષપકને અનુદયવતી હોવાથી તેમજ તેનો નવો બંધ પણ ન હોવાથી ક્ષયકાળ પહેલાં અને ક્ષયકાળે પણ સ્તિબુક સંક્રમવડે પરરૂપોદયથી નિર્જર છે, જેથી એ ૨૯ પ્રકૃતિમાં ક્ષયકાળે શેષ રહેલી ચરમાવલિકા—વા સ્તિબુકાવલિકાને અધિકરીને સમયોન આવલિકા જેટલાં સ્પર્ધકો સ્તિબુકાવલિકાગત અને ૧ સ્પર્ધક ચરમખંડના ચરમપ્રક્ષેપથી માંડી સંપૂર્ણ સ્થિતિનું મળી સંપૂર્ણ આવલિકા જેટલાં સ્પર્ધકો થાય છે. અને આ ત્રણ પ્રકૃતિઓ તો ક્ષપકને બંધાતી અને ઉદયવતી પણ છે, જેથી એ ત્રણના ક્ષયકાળે દરેકની પ્રથમસ્થિતિ (ઉદયસ્થિતિ) જ્યાંસુધી એક આવલિકા જેટલી બાકી ન રહે ત્યાંસુધી તેમાં સ્થિતિઘાત રસઘાત બંધ ઉદય ઉદીરણા પ્રવર્તે છે, અને તે પ્રથમા સ્થિતિ જ્યારે એક આવલિકામાત્ર બાકી રહે ત્યારે એ પાંચે પદાર્થ વિચ્છેદ પામે છે, અને ત્યારપછીના સમયે એટલે અબંધના અથવા અનુદયના પ્રથમસમયે સમયોન આવલિકા જેટલા પ્રથમસ્થિતિના પ્રદેશો અને બે સમયોન બે આવલિકા જેટલા નવા બંધાયલા પ્રદેશો, એટલી પ્રદેશસત્તા છે, શેષ સર્વ પ્રદેશો ક્ષય પામ્યા છે. પુનઃ બંધવિચ્છેદસમયે જે અન્ત્યપ્રક્ષેપ થયો છે તેના પણ ચરમસ્થિતિખંડના ચરમ પ્રક્ષેપથી સંપૂર્ણ સ્થિતિસંબંધી સત્તાસ્પર્ધકો વિચારવાના છે, એ રીતે ત્રણ પ્રકારની સ્થિતિમાં ત્રણ પ્રકારની પ્રદેશસત્તાના સ્પર્ધકો વિચારવાના છે. ત્યાં બંધવિચ્છેદસમયવર્તી ચરમસ્થિતિખંડના ચરમપ્રક્ષેપથી આરંભ સંપૂર્ણ. સ્થિતિગત ૧ સ્પર્ધક, અને એ ત્રણના અબંધક વા અવેદકપણામાં સ્તિબુકાવલિકાની પ્રદેશસત્તાનાં સમયોન આવલિકા જેટલાં સ્પર્ધકો તો પૂર્વોક્ત ૨૯ પ્રકૃતિનાં એ બે પ્રકારની જેમ સ્પર્ધકો વિચારવાં, અને એજ અબંધકપણામાં વા અવેદકપણામાં જે બે સમયોન બે આવલિકા જેટલી પ્રદેશસત્તાનાં બે સમયોન બે આવલિકા જેટલાં જ સત્તાસ્પર્ધકો યોગ આશ્રયી બંધને અધિકરીને થાય છે તે આ પ્રમાણે—

બંધવિચ્છેદસમયે જઘન્યયોગે જેટલા પ્રદેશો નવા બાંધ્યા છે, તે બન્ધાવલિકા વીત્યાબાદ એક આવલિકા સુધી સંક્રમાવે, એ

ચાર સમય શેષે છેલ્લા ત્રણ સમયગત પ્રદેશસમૂહનું ત્રીજું, ચાર સમયવર્તી પ્રદેશસમૂહનું ચોથું, યાવત્ સંપૂર્ણ આવલિકા શેષ રહે સમયોન આવલિકાના સમયોમાં વર્તતા પ્રદેશ સમૂહનું છેલ્લું સ્પર્ધક થાય. એ પ્રમાણે આવલિકામાં પ્રદેશસત્તા સ્પર્ધકો સમયોન આવલિકાના સમય જેટલાં એટલે આવલિકાસમયોથી ૧ ન્યૂન થયાં.

તથા એ જ પ્રકૃતિનો છેલ્લો સ્થિતિખંડ જે અન્તમું૦ સુધી સંક્રમી વિનાશ પામે છે, તે અન્તમું૦ના અન્ત્યસમયે સંપૂર્ણ ક્ષપિત૦ને તત્સમયવર્તી સ્થિતિખંડના જે પ્રદેશો એક સામટા સંક્રમે છે તે જઘન્ય પ્રદેશસમૂહનું જઘન્ય સત્તાસ્થાન ચરિમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપ સંબંધિ જાણવું, ત્યારબાદ તેથી એક પ્રદેશ અધિક બે પ્રદેશ અધિક યાવત્ સંપૂર્ણગુણિત૦ને સર્વોત્કૃષ્ટપ્રદેશ-સત્તાસ્થાન આવે ત્યાંસુધીનું સંપૂર્ણ સ્થિતિ સંબંધી અનન્ત સ્થાનોનું પણ એક સ્પર્ધક થાય છે. તેને સમયોન આવલિકાપ્રમાણ પૂર્વોક્ત સ્પર્ધકોમાં ઉમેરતાં સંપૂર્ણ ૧ આવલિકાના સમયો જેટલાં પ્રદેશસત્તાસ્પર્ધકો થાય છે. ॥૪૪॥

**संजलणतिगे चेवं अहिगाणि य आलिगाए समएहिं । दुसमयहीणेहिं गुणाणि जोगट्ठाणाणि कसिणाणि ॥**

**संज्वलनत्रिके चैवमधिकानि चावलिकायाः समयैः । द्विसमयहीनैर्गुणितानि योगस्थानानि कृत्स्नानि ॥४५॥**

अन्वयार्थ—संजलणतिगे=સંજ્વલનત્રિકનાં સત્તાસ્પર્ધકો પણ च एवं=એ પ્રમાણે જ જાણવાં, च=અને તે ઉપરાન્ત कसिणाणि=કૃત્સ્ન-સંપૂર્ણ-સર્વ जोगट्ठाणाणि=યોગસ્થાન સમુદાયને दुसमयहीणेहिं=બે સમયહીન आलिगाए समएहिं=આવલિકાના સમય વડે गुणाणि=ગુણે-ગણે અને ગુણવાથી-ગણવાથી જેટલા યોગસ્થાનસમુદાયો આવે તેટલાં अहिगाणि=અધિક સ્પર્ધકો (સં૦ ત્રિકના) છે. ॥૪૫॥

भावार्थः—સં૦ક્રોધમાન માયા એ ત્રણના સ્પર્ધકો પણ પૂર્વોક્ત ૨૯ પ્રકૃતિઓના જેટલા, અર્થાત્ સંપૂર્ણ આવલિકાના સમયો

ભાવાર્થઃ—પ્રકૃતિના ક્ષય વખતે જે છેલ્લી બાકી રહેલી આવલિકા તે ચરમાવલિકા, તેમાં જેના ગુણશ્રેણિ પ્રદેશો આવેલા છે એવી સ્ત્યાન૦ ૩-મિથ્યા૦-પ્રથમ ૧૨ કષાય-નરક ૨-તિ૦ ૨-કુજાતિ ૪-આતપ-ઉદ્યોત-સ્થા૦-સૂ૦-સાધા૦ એ ૨૯ પ્રકૃતિઓનાં તે ચરમાવલિકાના સમયો જેટલા સ્પર્ધકો છે. અહિં તાત્પર્ય એ છે કે—અભવ્ય યોગ્ય જઘ૦ પ્ર૦ સત્તાવાળો જીવ ત્રસમાં ઉત્પન્ન થઇ ત્યા અનેકવાર દેશવિરતિ સર્વવિરતિ પામીને ચારવાર મોહનીય ઉપશમાવીને પુન. એકે૦માં ઉત્પન્ન થઈ પલ્યોપમાસ૦ભાગ સુધી ત્યાં રહીને મનુષ્યમાં ઉત્પન્ન થઈ પ્રકૃતિઓનો ક્ષય કરવાને તત્પર થતાં છેલ્લો સ્થિતિખંડ ક્ષય થયા બાદ કેવળ એક આવલિકા રહે છે તે પણ સ્તિ૦ સંક્રમથી ક્ષય પામતાં જ્યારે અન્તે બે સમય પ્રમાણ એક સ્થિતિ બાકી રહે તે ઉપાન્ત્ય સમયે પર્યન્તસમયવર્તી[1] પ્રદેશોનો સમૂહ તે પ્રથમ સર્વજઘન્ય પ્રદેશસત્તા સ્થાન સંપૂર્ણ ક્ષપિતકર્માંશને હોય છે, પુનઃ એથી એક પ્રદેશ અધિક સત્તા પણ કોઈકને હોય માટે એક પ્રદેશાધિક બીજું સત્તાસ્થાન, પુનઃ બે પ્રદેશ અધિક પણ સત્તાસ્થાન કોઇને હોય માટે એ ત્રીજું સત્તાસ્થાન, એ રીતે એકેક અધિક પ્રદેશસત્તાવાળાં સ્થાનો અનેક જીવની અપેક્ષાએ ત્યાં સુધી જાણવા કે એજ સ્થાને (ઉપાન્ત્ય સમયે) કોઈ ગુણિતકર્માંશ આવ્યો હોય તેને જે સર્વોત્કૃષ્ટપ્રદેશસત્તા હોય ત્યાંસુધીનાં જે અનન્ત સત્તાસ્થાનો તે સર્વ મળીને ઉપાન્ત્યસમયવર્તી જીવને અન્ત્યસમયગત એક સત્તાસ્પર્ધક કહેવાય. (અહિ એક સમયવર્તી સત્તાસ્થાનોનો સમુદાય તે ૧ સ્પર્ધક કહેવાય છે માટે).

એ પ્રમાણે જેમ સ્તિબુકાવલિકાના અન્ત્ય સમયસંબંધી ૧ સત્તાસ્પર્ધક થયું એજ રીતે ત્રણ સમય શેષે અન્ત્યને ઉપાન્ત્ય એ બે સમયમા સંપૂર્ણ ક્ષપિતકર્માંશને ક્રમમાંક્રમ જે પ્રદેશસમૂહ હોય તેનું સર્વજઘન્ય ૧ સ્થાન, અને એ જ પ્રદેશસમૂહમાં એક પ્રદેશ અધિક ઈત્યાદિ પૂર્વોક્ત રીતે ગુણિતકર્માંશની ઉ૦પ્રદેશસત્તા સુધીનાં અનન્તસ્થાનો મળીને જે ૧ સ્પર્ધક થાય તે બીજુ સ્પર્ધક. તથા

---

૧ ઉપાન્ત્ય સમયવર્તી પ્રદેશસમૂહ પરરૂપે ઉદયવતીમાં સંક્રમતો હોવાથી તે પ્રદેશો આ પ્રથમ સત્તાસ્થાનમા ન ગણવા

બાંધીને કેવલી થાય, ત્યારબાદ અતિ દીર્ઘકાળ સુધી એટલે દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધી કેવલિ પર્યાય પાળીને અયોગી કેવળી થાય તેવા ક્ષપિતકર્માંશ અયોગી કેવલીને અન્ત્ય સમયે જિનનામની જ૦ પ્રદેશસત્તા હોય. કેટલાક આચાર્ય એમ પણ માને છે કે—ક્ષપિતકર્માંશ જીવ જઘન્યયોગે જિનનામ બાંધે તો બંધકાળના પ્રથમ સમયે બંધાયલી જે લતા તેજ જિનનામની જ૦ પ્ર૦ સત્તા છે. તથા ક્ષપિતકર્માંશે આહા૦ ૭ અલ્પકાળ બાંધીને [ અહિં બંધકાળ સ્પષ્ટ કહ્યો નથી. સામાન્ય બંધકાળ તો ૧ સમયથી અન્તર્મુ૦ માત્ર છે-માટે યથાસંભવ ગ્રહણ કરવો ] મિથ્યાત્વે જઈ દીર્ઘ ઉદ્વલનાવડે પલ્યાસં૦ ભાગ સુધી ઉવેલતાં જ્યારે સ્વરૂપથી ૧ સમય અને કર્મત્વ સામાન્યથી ૨ સમયસ્થિતિ રહે ત્યારે પ્રદેશસત્તા હોય. ॥૪૩॥ इति जघन्य प्रदेशसत्ता स्वामी ॥

## ॥ अथ प्रदेशसत्तानां स्पर्धकोनी प्ररूपणा ॥

अवतरण—એ પ્રમાણે જ૦ પ્ર૦ સત્તા સમાપ્ત થતાં પ્રદેશસત્તા પણ સમાપ્ત થઇ. હવે એ પ્રદેશસત્તાનાં અનેક સ્થાન-ભેદ છે તેની પ્રરૂપણા સ્પર્ધકની રીતિએ કહે છે, અર્થાત્ પ્રદેશનાં સત્તાસ્થાનો કહેવાને પ્રદેશસત્તાનાં સ્પર્ધકો કહેવાય છે—

**चरमावलियपविट्ठा गुणसेढी जासिमत्थि न य उदओ। आवलिगासमयसमा तासिं खलु फड्डगाइं तु ॥४४॥**

**चरमावलिकाप्रविष्टा गुणश्रेणिर्यासामस्ति न चोदयः। आवलिकासमयसमानि तासां खलु स्पर्धकानि तु ॥४४॥**

अन्वयार्थ—जासिं=જે પ્રકૃતિઓની गुणसेढी=ગુણશ્રેણિ चरमावलिय पविट्ठा=ચરમાવલિકામાં ( ક્ષયકાળની છેલ્લી સ્તિબુકાવલિકામાં ) પ્રવેશેલી હોય, य न उदओ=પરન્તુ ઉદય ન હોય तासिं=તે ૨૯ પ્રકૃતિઓના फड्डगाइं=સ્પર્ધકો आवलिगा समयसमा खलु=આવલિકાના સમય જેટલાં જ હોય છે. ॥૪૪॥

ભાવાર્થઃ—ક્ષપિતકર્માંશ જીવે પ્રથમ વૈ૦ ૧૧નો ઉદ્વલના કરી સત્તામાંથી ક્ષય કર્યું છે, ત્યારબાદ પુનઃ અન્તર્મુ૦માત્ર બાંધીને ૩૩ સાગરો૦ની સ્થિતિવાળો નારક થઈ ઉદયથી સંક્રમથી ઘણું ખપાવીને ત્યાંથી નિકળી તિર્યંચપંચેન્દ્રિય થઇને પુનઃ ત્યાં નવું એકાદશક ન બાંધીને ત્યાથી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં દીર્ઘકાળ સુધી ( પલ્યો૦ના અસં૦મા ભાગ સુધીની ) ઉદ્વલના કરતાં જ્યારે સ્વરૂપથી ૧ સમયની અને ઉભયરૂપે ( કર્મત્વ સામાન્યથી ) ૨ સમય સ્થિતિ બાકી રહે ત્યારે તે એકેન્દ્રિયને વૈ૦ ૧૧ ની જ૦ પ્રદેશસત્તા હોય છે. ॥૪૨॥

**मणुयदुगुच्चागोए सुहुमखणबद्धगेसु सुहुमतसे । तित्थयराहारतणू अप्पद्धा बंधिया सुचिरं ॥४३॥**

**मनुष्यद्विकोच्चैर्गोत्राणां सूक्ष्मेण क्षणबद्धानां सूक्ष्मत्रसे। तीर्थकराहारकतन्वोरल्पाद्धां बद्ध्वा सुचिरम् ॥४३॥**

अन्वयार्थ—सुहुमखणबद्धगेसु=સૂક્ષ્મ એકે૦મા અન્તર્મુ૦ માત્ર બધાયેલ मणुयदुग उच्चागोए=મનુ૦દ્વિક અને ઉચ્ચગોત્રની જ૦ પ્ર૦ સત્તા सुहुमतसे=સૂ૦ત્રસમાં હોય છે. તથા अप्पद्धा बंधिय=અલ્પકાળ બાંધીને सुचिर=દીર્ઘકાળ સુધી ( જિનને ) નિર્જરતાં અને (આહા૦ને) ઉવેલતાં तित्थयर आहारतणू=તીર્થં૦ અને આહા૦ શરીરની જ૦પ્રદેશસત્તા હોય છે ॥૪૩॥

भावार्थ—ક્ષપિતકર્માંશ અગ્નિવાયુએ પ્રથમ મનુ૦ ૨ ઉચ્ચગોત્ર ઉવેલી સત્તારહિત કર્યું હોય, ત્યારબાદ સૂક્ષ્મ એકેન્દ્રિયમાં (પૃથ્વી જળ વન૦માં) ઉત્પન્ન થઈ અન્તર્મુ૦ કાળ માત્ર બાધીને પુનઃ અગ્નિવાયુમાં ઉત્પન્ન થઈ દીર્ઘ ઉદ્વલનાવડે ઉવેલતાં જ્યારે સ્વરૂપથી ૧ સમય અને કર્મત્વ સામાન્યથી ૨ સમયની સ્થિતિ બાકી રહે તે વખતે મનુ૦ ૨ ઉચ્ચગોત્રની જ૦ પ્રદેશસત્તા હોય.

તથા ( ક્ષપિતકર્માંશ જીવે ) જિનનામ અલ્પકાળ માત્ર એટલે ૮૪૦૦૦ ( ચોર્યાશી હજાર ) વર્ષથી કંઈક અધિક કાળ સુધી

अन्वयार्थ—अतिमलोभजसाणं=અન્ત્ય લોભ (સંજ્વલન લોભ) અને યશ એ બેની જ૦પ્ર૦ સત્તા मोहं अणुवसमइत्तु=ચારવાર મોહનીયને[1] નહિ ઉપશમાવીને (અર્થાત્ મોહનીયને એકવાર પણ ઉપશમાવ્યા વિના) શેષ ક્ષપિતકર્માંશ ક્રિયાઓવડે खीणाण=ક્ષય પામતાં अहापवत्तकरणस्स चरिमे समए=યથાપ્ર૦ કરણના ચરિમ સમયે [સાતમા[2] ગુણ૦માં ચરિમ સમયે] હોય છે, પરન્તુ ક્ષયના પર્યન્ત સમયે નહિ. ॥૪૧॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૪૧॥

**वेउव्विक्कारसगं खणबंधं गते उ नरयजिट्ठट्ठिइ। उव्वट्टित्तु अबंधिय एगेंदिगए चिरुव्वलणे ॥४२॥**

**वैक्रियैकादशकं क्षणबद्धं गतस्तु नरकज्येष्ठस्थितौ। उद्वृत्याबध्वा एकेन्द्रियगतः चिरोद्वलयतः ॥४२॥**

अन्वयार्थः—वेउव्विक्कारसगं=વૈક્રિય એકાદશકનો [નરકદ્વિક દેવદ્વિક વૈ૦૭નો] खण=અન્તર્મુ૦માત્ર बंधं=બંધ કરે, તેને બાંધીને नरय जेट्ठट्ठिई=નરકની ઉ૦સ્થિતિમાં ઉત્પન્ન થાય (૩૩ સાગરો૦વાળો નારક થાય) પુનઃ ત્યાંથી उव्वट्टित्तु=નિકળીને अबंधिय=વૈ૦ ૧૧ નહિં બાંધીને एगिंदिगए=એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તેને चिर उव्वलणे=દીર્ઘ ઉદ્વલના કરતાં પર્યન્તે એક સ્થિતિ બાકી રહ્યે વૈ૦ એકા૦ની જ૦પ્રદેશસત્તા હોય. ॥૪૨॥

---

૧ મોહનીય ઉપશમાવવાથી ગુણસંક્રમવડે ઘણી અશુભ પ્રકૃતિઓના ઘણા પ્રદેશો એમાં સંક્રમે છે તેથી પ્રદેશસત્તા વધી જાય છે માટે "મોહનીય નહિ ઉપશમાવીને" કહ્યું છે.

૨ અપૂર્વકરણરૂપ ૮મા ગુણસ્થાને ગુણસંક્રમ શરૂ થવાથી પ્રદેશસત્તા ઘણી વધી જાય છે માટે યથાપ્ર૦ને અન્તે કહ્યું છે તથા આ પ્રકૃતિઓના ક્ષયનું યથાપ્ર૦ કરણ ૭મું ગુણસ્થાનજ છે.

સુરક્ષિત રાખી ક્ષપકપણું પામી અનંતા૦ને ખપાવતાં જ્યારે સ્વરૂપથી ૧ સમયની અને સ્વપરરૂપે બે સમયની છેલ્લી એકસ્થિતિ બાકી રહે ત્યારે અનંતા૦ની જ૦પ્ર૦સત્તા હોય ॥૩૯॥

**उव्वलमाणीण उव्वलणा एगट्ठिई दुसामइगा। दिट्ठिदुगे बत्तीसे उदहिसए पालिए पच्छा ॥४०॥**

**उद्वल्यमानानामुद्वलना एका स्थितिर्द्विसामयिकी। दृष्टिद्विकस्य द्वात्रिंशदधिकोदधिशतं पालयित्वा पश्चात् ॥४०॥**

अन्वयार्थः—उव्वलमाणीण=ઉદ્વલના કરવા યોગ્ય ૨૩ પ્રકૃતિઓની उव्वलणा=ઉદ્વલના કરતા તેની જ્યારે दुसामइगा एगठिई=બે સમયરૂપ એક સ્થિતિ જેટલી બાકી રહે ત્યારે એ ૨૩ની જ૦પ્ર૦ સત્તા હોય. પરન્તુ दिट्ठिदुगे=દૃષ્ટિદ્વિકની–સમ્ય૦ મિશ્રની જ૦પ્ર૦ સત્તા बत्तीसे उदहिसए=સાધિક ૧૩૨ સાગરોપમ સુધી पालिए=પાલન કરીને पच्छा=પછીથી હોય. ॥૪૦॥

भावार्थ—ઉદ્વલવા યોગ્ય જે ૨૩ પ્રકૃતિઓ છે તેની જ૦ પ્ર૦ સત્તા ક્ષપિતકર્માંશને સ્વસ્વક્ષયકાળે જ્યારે સ્વરૂપની અપેક્ષાએ એક સમયની અને કર્મત્વ સામાન્ય અપેક્ષાએ બેસમયની સ્થિતિ બાકી રહે ત્યારે હોય છે, એ સામાન્યથી કહ્યું પરન્તુ જે જે વિશેષતા છે તે આ પ્રમાણે–ત્યાં પ્રથમ સમ્ય૦ મોહની અને મિશ્રમોહનીયની જ૦પ્ર૦સત્તા ૧૩૨ સા૦ સમ્ય૦ પાલન કરીને મિથ્યાત્વે જઈ પલ્યો૦ના અસં૦મા ભાગ સુધીની અતિમંદ ઉદ્વલનાવડે મિથ્યાત્વમા એ બેને સંક્રમાવતાં જ્યારે ઉદયાવલિકા ઉપરાન્તના સર્વ પ્રદેશો સર્વસંક્રમવડે સંક્રમી જાય ત્યારે બાકી રહેલી એક આવલિકાને સ્તિબુકથી સંક્રમાવતા સ્વરૂપે ૧ સમય અને કર્મત્વ સામાન્યરૂપે બે સમય જેટલી સ્થિતિ બાકી રહે ત્યારે હોય. ॥૪૦॥

**अंतिमलोभजसाणं मोहं अणुवसमइत्तु खीणाणं। नेयं अहापवत्तकरणस्स चरमम्मि समयम्मि॥४१॥**

**अन्तिमलोभयशसोर्मोहमनुपशमय्य क्षीणयोः। ज्ञेयं यथाप्रवृत्तकरणस्य चरिमे समये ॥४१॥**

ઉ૦ પ્ર૦ સત્તા नरतिरय=મનુષ્યભવોમાં અને તિર્યંચભવોમાં चिर=દીર્ઘકાળ સુધી अज्जिया=ઉપાર્જની કરી [ વારંવાર બાંધી ] હોય તેને પોતાના બન્ધના અન્ત્ય સમયે તે તિર્યંચને વા મનુષ્યને होंति=હોય છે ॥૩૮॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩૮॥ इति उत्कृष्ट प्रदेशसत्ता स्वामी ॥

અવતરણઃ—એ પ્રમાણે ઉ૦ પ્ર૦ સત્તાના સ્વામી કહીને હવે જ૦પ્ર૦સત્તાના સ્વામી કહેવાય છે—

**खवियंसयम्मि पगयं जहन्नगे नियगसंतकम्मंते। खण संजोइयसंजोयणाण चिरसम्मकालंते ॥३९॥**

**क्षपितांशेन प्रकृतं, जघन्यके निजकसत्कर्मान्ते। क्षणं संयोजितसंयोजनानां चिरसम्यक्त्वकालान्ते ॥३९॥**

અન્વયાર્થ:—जहन्नगे=જઘન્ય પ્રદેશ સત્તામાં नियग संतकम्मते=સ્વસ્વ સત્તાના અન્ત્ય સમયે વર્તતા खवियंसयम्मि=ક્ષપિત કર્માંશ જીવ पगयं=પ્રકૃત-ચાલુ અધિકારમાં મુખ્ય છે. [ અર્થાત્ સર્વ પ્રકૃતિઓની જ૦પ્ર૦સત્તા પોતપોતાના સત્તાક્ષયના અન્ત્ય સમયે ક્ષપિત કર્માંશ જીવને હોય છે ], એ સામાન્યથી કહ્યું. પરન્તુ એમાં જે જે વિશેષતા છે તે દર્શાવાય છે—खण संजोइय=ક્ષણવાર બાંધેલા [ અન્તમું૦ બાંધેલા ] संजोयणाण=સંયોજના કષાયોની ( અનંતા૦ ૪ની ) જ૦ પ્ર૦ સત્તા चिरकालसम्मत्त अते=દીર્ઘકાળ સુધીના સમ્યક્ત્વને અન્તે હોય છે. ॥૩૯॥

ભાવાર્થઃ—જ૦પ્ર૦સત્તામાં સર્વત્ર ક્ષપિતકર્માંશ જીવ સ્વામી તરીકે છે, અને પર્યન્ત સમયે જ૦સત્તા હોય છે એ બે વાત સર્વ પ્રકૃતિઓમાં સામાન્ય છે, તોપણ કેટલીક વિશેષતા છે તે આ પ્રમાણે—ક્ષપિતકર્માંશ જીવે સમ્યગ્દષ્ટિપણામાં અનંતા૦ની ઉદ્વલના ( વિસંયોજના ) કરીને મિથ્યાત્વે આવી અન્તમું૦કાળ અનંતા૦ બાંધી પુનઃ શીઘ્ર સમ્યક્ત્વ પામી બે છાસઠ સાગરો૦સુધી સમ્યક્ત્વ

ભાવાર્થઃ—તૈ૦ ૭-શુભવર્ણાદિ ૧૧-અગુ૦-નિર્માણ એ ૨૦ શુભ ધ્રુવબ-ધી પ્રકૃતિ અને સ્થિરશુભ એ ૨૨ પ્રકૃતિની ઉ૦ પ્ર૦ સત્તા સમ્યગ્દષ્ટિની ધ્રુવબંધિ ૧૨ પ્રકૃતિવત્ કહેવી, પરન્તુ ચારવાર મોહનીય ઉપશમાવીને શીઘ્ર ક્ષપકને કહેવી. તથા જીનનામની ઉ૦ પ્ર૦ સત્તા દેશોન બે+પૂર્વક્રોડ અધિક ૩૩ સાગરો સુધી સતત બાંધીને બન્ધના પર્યન્ત સમયે [ ૮ માના ૬ઠ્ઠા ભાગને અન્તે ] હોય છે. અને આહા૦ ૭ની સત્તા દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધી વાર[1]વાર બાંધીને બન્ધ વિચ્છેદના પર્યન્ત સમયે [ ૮ માના ૬ઠ્ઠા ભાગને અન્તે ] હોય છે. ॥૩૭॥

## तुल्ला नपुंसवेएणेगिंदिएयथावरायवुज्जोवा। विगलसुहुमतियावि य नरतिरियचिरज्जिया होंति ॥३८॥

तुल्या नपुंसकवेदेनैकेन्द्रियस्थावरातपोद्योताः। विकलसूक्ष्मत्रिकावपि नरतिर्यग्भिश्चिरार्जितौ भवतः ॥३८॥

अन्वयार्थ—एगिंदिएय=એકેન્દ્રિયનામ અને थावर आयव उज्जोया=સ્થાવર આતપ ઉદ્યોત એ ચાર પ્રકૃતિની ઉ૦પ્ર૦ સત્તા नपुसवेएण तुल्ला=નપું૦વેદ તુલ્ય [ અર્થાત્ ઇશાનદેવને ભવાન્ત્ય સમયે ] છે. તથા विगल सुहुमत्तिय अवि य=વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક એ ૬ ની

---

+ સુનિકાચિત સ્થિતિ એટલી જ છે, કારણ કે દેશોન પૂર્વ ક્રોડ વર્ષ સુધી અર્વાક્ ત્રીજા ભવે જિનનામ બંધ ચાલુ રહી પુન ૩૩ સાગર સુધી અનુત્તરમા પણ જિનનામ બધ ચાલુ રહી ૮૪ લાખ પૂર્વના ત્રીજા ભવમાં પણ સાધિક ૮૩ લાખ પૂર્વસુધી જિનનામનો બંધ સતત પ્રવર્તીને ક્ષપક શ્રેણી પ્રારંભે ત્યારે ૮ માના ૬ઠ્ઠા ભાગે બંધવિચ્છેદ થાય, ત્યારબાદ નિર્વાણ સુધી જિન નામનો ઉદય હોવાથી સુનિકાચિત સ્થિતિ ૩૩ સા૦ દેશોન ૧ પૂ૦ ક્રો૦ ૮૪ લાખ પૂર્વ. અને બંધકાળ લગભગ ૧ લાખ પૂર્વ ન્યૂન એટલોજ.

૧ વારવાર પ્રમત્તે આવવાનુ હોય છે અને પ્રમત્તે આહા૦ બંધ નથી માટે દેશોન પૂ૦ ક્રો૦ સુધી આહા૦નો સતત બંધ નહિ પણ વારવાર બંધ ગણાય

अन्वयार्थः—सम्मदिट्ठिधुवाणं=સમ્યગ્દ્રષ્ટિને ધ્રુવબંધી ૧૨ પ્રકૃતિઓની [પંચે૦-સમચ૦-પરા૦-ઉચ્છવાસ-સુખગ૦-ત્રસાદિ ૪-સુસ્વર સુભગ-આદેયની] ઉ૦ પ્રદેશસત્તા (કોને હોય? તે કહે છે). बत्तीस उदहिसयं=સાધિક ૧૩૨ સાગરોપમ સુધી સતત બાંધીને [વારંવાર નહિ], चउक्खुत्तो=૪ વાર मोहं=મોહનીયને उवसामयित्तु=ઉપશમાવીને શીઘ્ર खवेंतगे=ક્ષપણા કરનારને नियग बंधते=પોતપોતાના બન્ધના પર્યન્ત સમયે હોય. ॥૩૬॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-સમ્યક્ત્વની ઉ૦ સ્થિતિ ૩ વાર અચ્યુતગમનથી ૬૬ સાગર પૂરીને (મિશ્રે આવી) પુનઃ બે વાર અનુત્તરમાં જવાથી ૬૬ સાગર પૂરતાં વચ્ચેના મનુષ્યભવ અધિક ૧૩૨ સાગરની છે. ત્યાં સુધી એ પ્રકૃતિઓ સતત બંધાય છે. તથા મોહનીયની ઉપશમનાથી ગુણસંક્રમવડે અશુભ પ્રકૃતિના એ ૧૨ માં ઘણા પ્રદેશો સંક્રમે છે, માટે ચારવાર મોહનીયનો ઉપશમ કહ્યો છે. ॥૩૬॥

**धुवबन्धीण सुभाणं सुभथिराणं च नवरि सिग्घयरं। तित्थगराहारगतणू तेत्तीसुदही चिरचिया य ॥३७॥**

**ध्रुवबंधिनीनां शुभानां, शुभस्थिरयोश्च नवरं शीघ्रतरम्। तीर्थकराऽऽहारकतन्वोस्त्रयस्त्रिंशदुदधींश्चिरचितस्य च ॥६७॥**

अन्वयार्थः—सुभाणं धुवबंधीण=શુભ ધ્રુવબંધિ પ્રકૃતિઓની ઉ૦ પ્ર૦ સત્તા सुभथिराणं च=અને શુભ તથા સ્થિર પ્રકૃતિઓની ઉ૦ પ્ર૦ સત્તા પૂર્વની ગાથામાં કહ્યા પ્રમાણે કહેવી. नवरि=પરન્તુ તફાવત એ કે सिग्घयरं=શીઘ્રતર (ચારવાર મોહોપશમ કરીને શીઘ્ર ક્ષપણા કરનારને) કહેવી. तित्थगर आहारगतणू तीर्थंકર નામકર્મ અને આહારક શરીર (આહા૦ ૭) એ ૮ ની ઉ૦ પ્રદેશસત્તા અનુક્રમે तेत्तीसुदही=૩૩ સાગર य=અને चिरचिया=દીર્ઘકાળ સુધી (દેશોન પૂ૦ક્રો૦વર્ષ સુધી) બાંધી હોય તેને કહેવી. ॥૩૭॥

**तमतमगो सव्वलहुं सम्मत्तं लंभिय सव्वचिरमद्धं। पूरित्ता मणुयदुगं सवज्जरिसहं सबंधंते ॥३५॥**

तमस्तमगः सर्वलघु, सम्यक्त्वं लब्ध्वा सर्वचिराद्धाम्। पूरयित्वा मनुष्यद्विकं, सवज्रर्षभं स्वबन्धान्ते ॥३५॥

अन्वयार्थ—तमतमगो=તમસ્તમા નામની સાતમી પૃથ્વીને નારક सव्वलहु=સર્વથી શીઘ્ર (અતિ શીઘ્ર) અપર્યાપ્તભાવી અન્તર્મુ૦ ગયા બાદ તરતજ सम्मत्त लंभिय=સમ્યક્ત્વ પામીને सव्वचिरं=સર્વથી દીર્ઘ (અતિદીર્ઘ) अद्ध=કાળ સુધી [દેશોન ૩૩ સાગર સુધી] સમ્યક્ત્વનું અનુપાલન કરતો मणुदुग=મનુષ્યદ્વિકને सवज्जरिसह=વજ્રર્ષભનારાચ સહિત पूरित्ता=પૂરીને-સતત બાંધીને [વારંવાર નહિ] सवधते=પોતપોતાના બન્ધના અન્ત્ય સમયે, અર્થાત્ જે અનન્તર સમયે મિથ્યાત્વ પામશે તેના પૂર્વ સમયે તે મનુષ્યદ્વિકની અને વજ્રર્ષભ૦ની ઉ૦ પ્ર૦ સત્તા કરે છે. ॥૩૫॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩૫॥

**सम्मद्दिट्ठि धुवाणं बत्तिसुदहीसयं चउक्खुत्तो। उवसामइत्तु मोहं खवेंतगे नीयगबंधंते ॥३६॥**

सम्यग्दृष्टिध्रुवाणां द्वात्रिंशदधिकोदधिशतं चतुष्कृत्वः। उपशमय्य मोहं, क्षपयतो निजकबन्धान्ते ॥३६॥

---

૧ સાતમી પૃથ્વીનો નારક નવુ સમ્યક્ત્વ પામે એ વાત ઘણાને આશ્ચર્ય ઉપજાવે છે, પરન્તુ અકામ નિર્જરા થતા થતા-ઘણી વેદનાઓ ભોગવવાથી અકામ નિર્જરા થતાં થતાં કર્મસ્થિતિ જ્યારે એકસામટી ઘટી જાય છે ત્યારે એ જીવ નૈસર્ગિક સમ્યક્ત્વ પામે અથવા જાતિસ્મૃતિથી પણ સંભવે. પુનઃ એ પ્રાપ્ત સમ્યક્ત્વ ૩૩ સાગર સુધી પણ રહીને છેલ્લુ અન્તર્મુ૦ બાકી રહે ત્યારે અવશ્ય નાશ પામે.

पूरित्तु पुव्वकोडीपुहुत्त नारगदुगस्स बंधंते । एवं पल्लतिगंते वेउव्वियसेसनवगम्मि ॥३४॥

पूरयित्वा पूर्वकोटिपृथक्त्वं नरकद्विकस्य बन्धान्ते । एवं पल्यत्रिकान्ते शेषवैक्रियनवकस्य ॥३४॥

अन्वयार्थः—पुव्वकोडीपुहुत्त=પૂર્વક્રોડ પૃથક્ત્વ વર્ષ સુધી (સાત પૂર્વક્રોડ વર્ષસુધી) નરકદ્વિકને पूरित्तु=પૂરીને–વારંવાર બાંધીને बंधंते=બન્ધના અન્ત્ય સમયે नारगदुगस्स=નરકદ્વિકની ઉ૦ પ્ર૦ સત્તા કરે. તથા वेउव्विय=વૈક્રિયના सेस नवगम्मि=શેષ નવકમાં (વૈ૦ એકાદશકમાંથી નરકગતિદ્વિક વર્જીને શેષ વૈ૦ ૭ દેવ૦ ૨માં) પણ एवं=એજ રીતે पल्लतिग अन्ते=ત્રણ પલ્યોપમને અન્તે ઉ૦ પ્ર૦ સત્તા જાણવી. ॥૩૪॥

भावार्थः—નરકદ્વિક સંખ્યાતવર્ષાયુવાળા એટલે પૂર્વક્રોડ વર્ષાયુવાળા મનુષ્ય વા તિર્યંચ પંચે૦ જ બાંધે છે, અને એ અધ્રુવબંધી હોવાથી પૂ૦ ક્રો૦ વર્ષ સુધી સતત ન બંધાય પરન્તુ અન્તર્મુ૦ને અન્તરે અન્તરે બંધાય, માટે એ રીતે ૭ [1]પૂર્વક્રોડ વર્ષ સુધી વારંવાર નરકદ્વિક બાંધે તો પર્યન્ત બન્ધના અન્ત્ય સમયે નરકદ્વિકની ઉ૦પ્ર૦સત્તા હોય. તથા વૈ૦૭ને દેવદ્વિક એ શેષ ૯ પ્રકૃતિને પૂર્વોક્ત રીતે ૭પૂર્વક્રોડવર્ષ સુધી વારંવાર બાંધે, ત્યારબાદ યુગલિકમાં ઉત્પન્ન થઈને ત્યાં પણ ત્રણ પલ્યોપમ સુધી (વારંવાર નહિં પરન્તુ) સતત બાંધીને પર્યન્ત સમયે એ ૯ની ઉ૦પ્ર૦ સત્તા કરે છે. ॥૩૪॥

---

૧ મનુષ્યપણુ નિરન્તર ૮ ભવસુધી પ્રાપ્ત થાય છે, તેમા પ્રથમના ૭ભવ સંખ્યાત વર્ષાયુ (પૂર્વક્રોડવર્ષાયુ)વાળા, અને આઠમો ભવ યુગલિકનો ૩ પલ્યોપમવાળો ઉત્કૃષ્ટથી પ્રાપ્ત થાય છે. ત્યાં યુગલિકભવમા કેવળ દેવગતિ જ બાધવાની હોવાથી શેષ નરકગતિના બંધયોગ્ય ૭ ભવ ગ્રહણ કરવાથી "૭ પૂર્વક્રોડવર્ષ સુધી" એમ કહ્યુ છે. અને દેવદ્વિક વૈ૦ ૭ યુગલિકભવમાં પણ બંધાય છે માટે આઠે ભવ ગણીને ૩ પલ્યોપમ અધિક કહેલ છે.

આયુષ્યની ઉ૦ પ્ર૦ સત્તા તો બંધના અન્ત્ય સમયથી ઉદયના પહેલા સમય સુધી અથવા ઉદય સમયાધિક અંતર્મુહૂર્ત્તન્યૂન પૂર્વક્રોડ વર્ષના ત્રીજા ભાગરૂપ અબાધાકાળ પર્યન્ત હોય છે. ॥૩૧॥

## सेसाउगाणि नियगेसु चेव आगम्म पुव्वकोडीए। सायबहुलस्स अचिरा बंधंते जाव नोवट्टे ॥३३॥

शेषायुषी निजकेषु चेवागत्य पूर्वकोट्या। सातबहुलस्याचिराद् बन्धान्ते यावन्नापवर्तयेत् ॥३३॥

अन्वयार्थः—पुव्वकोडीए=પૂર્વક્રોડવર્ષના પ્રમાણવાળાં બે આયુષ્ય બાંધીને बंधते=બન્ધને અંતે अचिरा=શીઘ્ર नियगेसु चेव=પોતપોતાના આયુષ્યના ઉદયવાળા ભવમાં જ आगम्म=આવીને--ઉત્પન્ન થઇને जाव=જ્યાંસુધી न ओवट्टे=ન અપવર્તે ત્યાંસુધી सायबहुलस्स=બહુ શાતાવાળા (અતિસુખી) જીવને शेष आयुषी=શેષ બે આયુષ્ય [ તિર્યંગાયુ નરાયુ ] ઉ૦ પ્ર૦ સત્તાવાળાં હોય. ॥૩૩॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે–દે૦ ન૦ આયુષ્ય બંધાય તે વખતે ઉદયવતી મનુષ્યગતિ વા તિર્યંગ્ગતિ એ વિરૂદ્ધ ગતિ છે, માટે એ એના બંધ પછી અબાધાકાળ વીત્યે ઉદયકાળે અ[1]પવર્તના–ઉદયદ્વારા વિનાશ શરૂ થાય છે, માટે એ બે આયુની ઉ૦ પ્ર૦ સત્તા અબાધાકાળ જેટલા દીર્ઘકાળ સુધી હોય છે. પરન્તુ તિર્યંગાયુના બંધવાળા તિર્યંચને અને મનુ૦આયુના બંધવાળા મનુષ્યને જે આયુષ્ય બંધાય છે તેજ આયુષ્ય ઉદયવાળુ છે, અને ઉદયવાળા આયુની અપવર્તના–નિર્જરા પણ હોય છે, જેથી બન્ધના અન્ત્ય સમયે આયુષ્ય પ્રદેશોની (ઉદયવંતનીને નવા બાંધેલાની એના પ્રદેશોની ભેગી) જે ઉ૦ સત્તા થઇ છે તે ઉદય સમયે એક સમય જેટલી અપવર્તાવાથી (ઉદય દ્વારા નાશ પામવાથી) અલ્પ થઈ જાય છે માટે અહિં બન્ધના અન્ત્ય સમયેજ ઉ૦ પ્ર૦ સત્તા કહી છે. તથાં અતિ સુખી જીવને આયુષ્યના પ્રદેશો અલ્પ ક્ષય પામે છે માટે સાતાવેદી જીવને ઉ૦ પ્ર૦ સત્તા કહી છે. ॥૩૩॥

---

૧ અહિં અપવર્તના શબ્દ સર્વથા નાશ વાચક નહિ પરન્તુ પ્રદેશો ઘટવા–હીન થવા રૂપ લેવો. જેથી અપવર્તાય છે એટલે પ્રદેશો હીન થાય છે.

સત્તાના સ્વામીને જ) संजलणा=૪ સંજ્વલનો ઉ૦ પ્રદેશ સત્તાવાળા હોય છે. તથા चउरुवसमित्तु=ચાર વાર મોહનીયને ઉપશમાવીને खिप्पं=શીઘ્ર ક્ષપકશ્રેણિવંતને रागते=રાગના અન્તે–સૂક્ષ્મ સંપરાયના અન્ત્ય સમયે साय उच्च जसा=શાતા ઉચ્ચગોત્ર અને યશઃ એ ત્રણ ઉ૦ પ્રદેશસત્તાવાળી હોય છે. ॥૩૧॥

ભાવાર્થઃ—પુરૂષવેદની ઉ૦ પ્રદેશસત્તાવાળો જીવ જે સમયે પુરૂષવેદને સંજ્વલન ક્રોધમાં સર્વ સંક્રમવડે સંક્રમાવે તે સમયે સં૦ ક્રોધની ઉ૦ પ્રદેશસત્તા, પુનઃ એ જ ક્રોધને માનમાં સર્વ૦સંક્ર૦સંક્રમાવે ત્યારે માનની ઉ૦ પ્ર૦ સત્તા, પુનઃ એજ માનને માયામાં સર્વ સંક્રમાવે ત્યારે માયાની ઉ૦ પ્ર૦ સત્તા, અને એજ માયાને લોભમાં સર્વ૦ સંક્રમાવે ત્યારે સં૦ લોભની ઉ૦ પ્ર૦ સત્તા હોય. તથા જે ગુણિત કર્માંશ ચારવાર મોહનીયને ઉપશમાવીને શીઘ્ર ક્ષપકશ્રેણિ પ્રારંભે ત્યારે દશમા સૂ૦ સંપ૦ ગુણ૦ના અન્તે શાતા યશ અને ઉચ્ચની ઉ૦ પ્રદેશસત્તા હોય, (કારણ કે ગુણસંક્રમ દ્વારા અશુભ પ્રકૃતિઓના ઘણા પ્રદેશો એ ત્રણમાં સંક્રમે છે, તેથી પર્યન્ત સમયે ઘણા પ્રદેશો પ્રાપ્ત થાય છે). ॥૩૧॥

**देवनिरयाउगाणं जोगुक्कस्सेहिं जेट्ठगद्धाए। बद्धाणि ताव जावं पढमे समए उदिन्नाणि ॥३२॥**

देवनारकायुषोरुत्कृष्टयोगैर्ज्येष्ठाद्धया। बद्धयोस्तावद्यावत्प्रथमे समये उदीर्णे ॥३२॥

અન્વયાર્થઃ—जोग उक्कस्सेहिं=ઉત્કૃષ્ટ યોગે અને जेट्ठग अद्धाए=ઉત્કૃષ્ટ બંધકાળ સુધી बद्धाणि=બાંધ્યાં હોય તે जावं=જ્યાં સુધી पढमे समये=પહેલે સમયે उदिन्नाणि=ઉદયમાં આવે ताव=ત્યાં સુધી देवनिरयाउगाणं=દેવાયુ નરકાયુની ઉ૦ પ્રદેશસત્તા હોય. ॥૩૨॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે પ્રાયઃ ઘણાં કર્મોની ઉ૦ પ્ર૦ સત્તા ૧ સમયાદિ અલ્પકાળ હોય છે, પરન્તુ દે૦ ન૦

अन्वयार्थः—ईसाणे=ઇશાન કલ્પમાં नपुसगं=નપું૦વેદને पूरित्ता=પૂરીને-વારવાર બાંધીને ત્યારબાદ સંખ્યાત વર્ષના આયુષ્યવાળામાં ઉત્પન્ન થઈ तो=ત્યાંથી-ત્યારબાદ असखवासीसु=અસંખ્ય વર્ષાયુવાળા યુગલિકમા ઉત્પન્ન થાય, ત્યાં સંકિલષ્ટ થઇ पल्लासखियभागेण=પલ્યોપમના અસં૦મા ભાગ સુધી સ્ત્રીવેદને વારંવાર पूरिए=પૂર્યે છતે (=વારંવાર બંધથી અને નપુંના સંક્રમથી પૂર્ણ થતાં) इत्थिवेयस्स=સ્ત્રીવેદની ઉ૦પ્રદેશસત્તા હોય ॥૨૯॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૨૯॥

**पुरिसस्स पुरिससंकमपएसउक्कस्स सामिगस्सेव। इत्थी जं पुण समयं संपक्खित्ता हवइ ताहे ॥३०॥**

पुरुषस्य उत्कृष्टपुरुषप्रदेशसंक्रमस्य स्वामिकस्यैव। स्त्रीवेदं यस्मिन् पुनः समये संप्रक्षेप्ता भवति तदानीम् ॥३०॥

अन्वयार्थः—पुरिसस्स=પુરૂષવેદની ઉ૦પ્રદેશસત્તા पुरिससकमपएस उक्कस्स=પુરૂષવેદના ઉ૦ પ્રદેશ સંક્રમના सामिगस्स एव=સ્વામીનેજ જાણવી. पुण=પરન્તુ ज समय=જે સમયે इत्थी=સ્ત્રીવેદનો सपक्खित्ता होइ=પ્રક્ષેપ કરનાર હોય (અર્થાત્ જ્યારે સ્ત્રીવેદને પુ૦વેદમા સર્વ સંક્રમવડે સંક્રમાવે) ताहे=તે વખતે-તે સમયે પુ૦વેદની ઉ૦સત્તા જાણવી. ॥૩૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩૦॥

**तस्सेव उ संजलणा पुरिसाइकमेण सव्वसंछोभे। चउरुवसमित्तु खिप्पं रागंते सायउच्चजसा ॥३१॥**

तस्यैव तु संज्वलनाः पुरुषादिक्रमेण सर्वसंछोभे। चतुरुपशमय्य क्षीप्रं रागान्ते सातोच्चैर्गोत्रयशसः ॥३१॥

अन्वयार्थः—पुरिसाइ कमेण=પુરૂષવેદાદિકના ક્રમ પ્રમાણે सव्वसछोभे=સર્વસંક્રમ કર્યે છતે तस्स एव उ=તેને જ (પુ૦ની ઉ૦ પ્ર૦

અવતરણ—પૂર્વે ગાથામાં સૂચવ્યા પ્રમાણે જે જે પ્રકૃતિમાં જે જે વિશેષતા છે તે કહે છે—

मिच्छत्ते मीसम्मि य संपक्खित्तम्मि मीससुद्धाणं। वरिसवरस्स उ ईसाणगस्स चरमम्मि समयंमि॥२८॥

मिथ्यात्वे मिश्रे च संप्रक्षिप्ते मिश्रशुद्धयोः। वर्षवरस्य त्वीशानगतस्य चरिमे समये ॥२८॥

અન્વયાર્થઃ—मीस सुद्धाणं=મિશ્રની અને શુદ્ધની-સમ્યક્ત્વની मिच्छत्ते=મિથ્યાત્વમાં य=અને मीसम्मि=મિશ્રમાં संपक्खित्तम्मि=પ્રક્ષિપ્ત કર્યે છતે ઉ૦પ્ર૦ સત્તા હોય. [=મિથ્યાત્વને મિશ્રમાં સર્વસંક્રમવડે પ્રક્ષેપતાં મિશ્રની ઉ૦પ્ર૦સત્તા, અને એ મિશ્રને સમ્ય૦માં સર્વસંક્રમવડે સંક્રમાવતાં સમ્ય૦ની ઉ૦પ્ર૦ સત્તા હોય], તથા वरिसवरस्स=વર્ષવર વેદની (નપું૦ની) ઉ૦ પ્ર૦ સત્તા ईसाणगस्स=ઇશાન કલ્પમાં રહેલા દેવને चरिमम्मि समयम्मि=ચરિમ સમયે હોય. ॥૨૮॥

ભાવાર્થઃ—સાતમી પૃથ્વીમાંથી નિકળેલો ગુણિતકર્માંશ જીવ તિર્યંચમાં ઉત્પન્ન થઇ અન્તર્મુ૦ જીવીને મનુષ્યમાં ઉત્પન્ન થઈ શીઘ્ર ક્ષાયિક સમ્યક્ત્વ પામતાં મિથ્યાત્વને જે સમયે સર્વસંક્રમવડે મિશ્રમાં સંક્રમાવે તે સમયે મિશ્રની ઉ૦ પ્રદેશસત્તા હોય, પુનઃ એજ મિશ્રને જે સમયે સર્વસંક્રમવડે સમ્યક્ત્વમાં સંક્રમાવે ત્યારે સમ્ય૦ની ઉ૦પ્રદેશસત્તા હોય છે.

તથા એજ ગુણિત૦ નારક તિર્યંચ થઇને શીઘ્ર ઇશાનકલ્પમાં દેવ થાય, ત્યાં અતિ સંક્લેશવડે વારંવાર નપું૦વેદ બાંધે તે વખતે ભવના અન્ત્ય સમયે એ દેવને નપું૦વેદની ઉ૦પ્રદેશ સત્તા હોય. ॥૨૮॥

ईसाणे पूरित्ता नपुंसगं तो असंखवासासु। पल्लासंखियभागेण पूरिए इत्थिवेयस्स ॥२९॥

ईशाने पूरयित्वा नपुंसकं ततोऽसंख्येयवर्षायुष्केषु। पल्यासंख्येयभागेन पूरिते स्त्रीवेदस्य ॥२९॥

પુંo–પંચેo–તૈo ૭–સમચo–વજ્રર્ષo–શુભવર્ણાદિ ૧૧–અગુo–નિર્માણ–પરાo–ઉચ્છ્વાસ–સુખગતિ–ત્રસદશક એ ૪૨ પ્રકૃતિ જાણવી, અને ધ્રુવસત્તાક જે ૧૩૦ છે તેમાંથી અનંતા ૪–સંoલોo–યશ એ ૬ અને એ ૬ સિવાયની શેષ ૧૨૪[1] જાણવી ॥૨૬॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે, વિશેષાર્થીએ વૃત્તિ જોવી. ॥૨૬॥ इति प्रदेशसत्तामा साद्यादिप्ररूपणा ॥

અવતરણઃ—એ પ્રમાણે સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે સ્વામિત્વ કહેવાનો પ્રસંગ છે, ત્યાં ઉoપ્રoસત્તાના સ્વામી અને જoપ્રo સત્તાના સ્વામી એ બે પ્રકારમાંથી પ્રથમ ઉoપ્રoસત્તાના સ્વામી કહેવાય છે—

**संपुन्नगुणियकम्मो पएसउक्कस्ससंतसामी उ। तस्सेव उ उप्पि विणिग्गयस्स कासिंचि वन्नेऽहं ॥२७॥**

सम्पूर्णगुणितकर्मा प्रदेशोत्कृष्टसत्तास्वामी तु। तस्यैव तु उपरि विनिर्गतस्य कासांचिद् वर्णयिष्याम्यहम् ॥२७॥

अन्वयार्थः—उक्कस्सपएससंतसामी=ઉત્કૃષ્ટપ્રદેશસત્તાનો સ્વામી સર્વપ્રકૃતિમાં સપુન્ન ગુણિયકમ્મો=સંપૂર્ણ ગુણિતકર્માંશ જીવ જાણવો. उ=પરન્તુ कासिंचि=કેટલીક પ્રકૃતિઓનો સાતમી પૃથ્વીમાંથી विणिग्गयस्स=નિકળેલા तस्स=તે જીવને उप्पि=ઉપર–નિકળ્યાબાદ કંઇક વિશેષતા છે તે अहं=હું वण्णे=વર્ણવીશ ॥૨૭॥

ભાવાર્થઃ—સામાન્યતઃ સર્વ પ્રકૃતિઓની ઉoપ્રo સત્તા સંપૂર્ણ ગુણિતકર્માંશ સાતમી પૃથ્વીના અન્ત્ય સમયવર્તી નારકને હોય છે, પરન્તુ કેટલીક પ્રકૃતિઓની ઉo પ્રદેશસત્તા તો તે નારકને ચરમ સમયમાં નહિં, પરન્તુ ત્યાંથી નિકળ્યા બાદ જૂદી જૂદી રીતે હોય છે તે વિશેષતાઓ કહેવાશે. ॥૨૭॥

---

૧ આ ગાથામાં જઘo અનુo ને અજo એ ત્રણ વિકલ્પને અંગે પ્રકૃતિઓ ગણાવેલી હોવાથી પ્રકૃતિ એક બીજા વિકલ્પમાં પુનઃ આવવાથી ૧૫૮ ની ગણત્રી શીઘ્ર નહિં મળે માટે ગણત્રી ગણનારે વિચારીને જુદી પાડવી.

सेसा=શેષ વિકલ્પો (જ૦ ઉ૦ અનુ૦ એ ત્રણ વિકલ્પ) दुहा=બે પ્રકારના (સાદિ અધ્રુવ) છે. य=પુનઃ आउस्स=આયુષ્યોના सव्वेवि=સર્વે પણ (જ૦ અજ૦ ઉ૦ અનુ૦ એ ચારે) વિકલ્પો साइ अधुवा=સાદિ અધ્રુવ એમ બે પ્રકારના છે ॥૨૫॥

भावार्थः—સાત કર્મની જ૦ પ્ર૦ સત્તા ક્ષપિતકર્માંશને ક્ષયના અન્ત્યસમયે હોય છે માટે સાદિ અધ્રુવ. તે સિવાય શેષ અજ૦ સત્તા અનાદિકાળથી હોય છે માટે અનાદિ, અને ભવ્યાભવ્ય અપેક્ષાએ અધ્રુવ ધ્રુવ. શેષ જઘન્યાદિ ત્રણ વિકલ્પ સાદિ અધ્રુવ છે. કારણ કે સાતે કર્મની ઉ૦પ્રદેશસત્તા ગુણિતકર્માંશ મિથ્યાદષ્ટિ સાતમી પૃથ્વીના નારકને હોય છે, શેષ અનુત્કૃષ્ટ સત્તા એજ નારકને અન્ય સમયે હોય છે માટે ઉ૦ અનુ૦ વિકલ્પ સાદિ અધ્રુવ છે. તથા આયુષ્ય તો અધ્રુવસત્તાવાળું હોવાથી જ એના ચારે વિકલ્પ સાદિ અધ્રુવ છે ॥ इति मूलकृतिगत साद्यादिक प्ररूपणा ॥

अवतरणः—હવે ઉત્તરપ્રકૃતિગત પ્રદેશસત્તાની સાદ્યાદિપ્રરૂપણા કરાય છે—

**बायालाणुक्कस्सं चउवीससयाऽजहन्न चउतिविहं । होइह छण्ह चउद्धा अजहन्नमभासियं दुविहं ॥२६॥**

**द्विचत्वारिंशतामनुत्कृष्टं चतुर्विंशत्यधिकशतानां जघन्यं चतुस्त्रिविधम् । भवति षण्णां चतुर्द्धाऽजघन्यमभाषितं द्विविधम् ॥२६॥**

अन्वयार्थ—बायालाण=બેંતાલીસ પ્રકૃતિઓની अणुक्कस्सं=અનુત્કૃષ્ટ પ્ર૦સત્તા, चउवीससया=એક સો ચોવીસ પ્રકૃતિઓની अजहन्न=અજઘન્ય પ્ર૦સત્તા અનુક્રમે चउतिविहं=ચાર પ્રકારની અને ત્રણ પ્રકારની છે. તથા छण्ह=છ પ્રકૃતિઓની अजहन्नं=અજ૦ પ્ર૦સત્તા चउद्धा= ચાર પ્રકારે છે, અને अभासियं=નહિં કહેલા વિકલ્પ (૪૨ ના જ૦અજ૦ ઉ૦, ૧૩૦ ધ્રુવસત્તાકમાંથી ૧૨૪ ના ઉ૦અનુ૦ જ૦, અને ૬ ના ઉ૦ અનુ૦ જ૦ અને શેષ અધ્રુવસત્તાક ના ચારે વિકલ્પ) दुविहं=સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે. અહિં શાતા–સં૦ ૪–

અસંખ્યલોક પ્રમાણ છે તો પણ અનુક્રમે અસંખ્યગુણ છે. જેથી બંધોત્પત્તિક સ્થાનો સર્વાલ્પ, હતોત્પત્તિક તેથી અસંખ્યગુણ, અને હતહતોત્પત્તિક તેથી પણ અસંખ્યગુણ છે. કારણ કે જે એક બંધોત્પત્તિક સ્થાન તે ઉદ્વર્તનાપવર્તનાથી હણાઇ હણાઇને અસંખ્ય પ્રકારનું બને છે તે હતોત્પત્તિક, અને એક હતોત્પત્તિક સ્થાન પણ સ્થિતિઘાતરસઘાતથી અસંખ્ય પ્રકારનું બને છે માટે એ અલ્પબહુત્વ યુક્ત છે. તથા જે વખતે ઉદય ઉદીરણા હોય તે વખતે બંધથી ઉત્પન્ન થયેલું અથવા તો ઉદ્વર્તનાપવર્તનાથી ઉત્પન્ન થયેલું અથવા તો સ્થિતિઘાતરસઘાતથી ઉત્પન્ન થયેલું એમાંનું કોઇપણ પ્રકારનું સ્થાન ઉદય ઉદીરણામાં આવે છે માટે ઉદયઉદીરણાનાં અનુભાગસ્થાનો બંધાદિસ્થાનોથી જુદાં નથી પણ અન્તર્ગત છે, માટે ઉદયોદીરણાનુભાગસ્થાનો વર્જીને એ ત્રણનું અલ્પબહુત્વ કહ્યુ છે ॥૨૪॥ इति जघन्यानुभागसत्ता ॥ इति अनुभागसत्ता ॥

## ॥ अथ प्रदेश सत्ता ॥

अवतरण—એ પ્રમાણે અનુભાગસત્તા કહીને હવે પ્રદેશસત્તા કહેવાનો પ્રસંગ છે તેમાં ૧ ભેદ, ૨ સાદ્યાદિ પ્રરૂપણા, ૩ સ્વામિત્વ એ ત્રણ અર્થાધિકાર છે. તેમાં ભેદપ્રરૂપણા સ્થિતિ વા અનુભાગવત્, અને ૨ સાદ્યાદિપ્રરૂપણા મૂળપ્રકૃતિસંબંધિ અને ઉત્તરપ્રકૃતિસંબંધિ એમ બે પ્રકારની છે. તેમાં પ્રથમ મૂળપ્રકૃતિસંબંધિ સાદ્યાદિપ્રરૂપણા કરાય છે—

**सत्तण्हं अजहन्नं तिविहं सेसा दुहा पएसम्मि । मूलपगईसु आउस्स साई अधुवा य सव्वे वि ॥२५॥**

**सप्तानामजघन्यं त्रिविधं शेषा द्विधा प्रदेशे । मूलप्रकृतीनामायुषां साद्यध्रुवाश्च सर्वेऽपि ॥२५॥**

अन्वयार्थ—पएसम्मि=પ્રદેશસત્તામાં मूलपगइसु=મૂળ सत्तण्ह=સાત કર્મની अजहन्नं=અજઘન્ય પ્રદેશસત્તા तिविह=૩ પ્રકારની છે,

એ જીવોને જ ક્ષયના પર્યન્તસમયે જ૦અનુભાગ હોય છે, પરન્તુ બીજાને નહિં, એ વિશેષતા. ॥૨૩॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અહિં શ્રુતજ્ઞાની ચૌદપૂર્વધરો સૂત્રજ્ઞાનથી સર્વ સરખા હોય પરન્તુ અર્થજ્ઞાનથી પરસ્પર ષટ્સ્થાનપતિત હોવાથી એક ચૌદપૂર્વીથી બીજા ચૌદપૂર્વી ઉત્કૃષ્ટથી અનન્તગુણ જ્ઞાનવાળા (અર્થજ્ઞાનવાળા) હોય છે માટે તેવા સર્વોત્કૃષ્ટ ક્ષયોપશમ લબ્ધિવાળા શ્રુતજ્ઞાનિ તે અહિં મત્યાદિક આવરણના જ૦અનુભાગસત્તાના સ્વામી છે. તથા અવધિની લબ્ધિ ઉત્પન્ન થતાં અવધિ આવરણનો ઘણો રસ ક્ષય પામવાથી પરમાવધિ જ્ઞાનીને અવધિ આવરણની જ૦ અનુ૦ સત્તા હોય છે. પરમાવધિ તે અસંખ્યાત લોકાકાશ જેટલા દીર્ઘક્ષેત્રનું અવધિજ્ઞાન છે. અને મનઃપર્યવજ્ઞાનાવરણના જઘન્ય રસની સત્તા વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનીને સમજવી. ॥૨૩॥

અવતરણ—આ ગાથામાં અનુભાગસત્તાસ્થાનના ૩ ભેદ દર્શાવે છે—

**बंधहयहयहउप्पत्तिगाणि कमसो असंखगुणियाणि । उदयोदीरणवज्जाणि होंति अणुभागठाणाणि ॥२४॥**

**बंधहतहतहतोत्पत्तिकानि क्रमशोऽसंख्येयगुणानि । उदयोदीरणवर्जाणि भवन्त्यनुभागस्थानानि ॥२४॥**

અન્વયાર્થઃ—उदयोदीरणवज्जाणि=ઉદય અને ઉદીરણાનાં અનુ૦સ્થાનોને વર્જીને बंध (उप्पत्तिगाणि) બંધોત્પત્તિક हय (उप्पत्तिगाणि)=હતોત્પત્તિક અને हयह(य)उप्पत्तिगाणि=હતહતોત્પત્તિક એ ૩ પ્રકારનાં अणुभागठाणाणि=અનુભાગસ્થાનો कमसो=અનુક્રમે असंखगुणियाणि=અસંખ્યગુણ અસંખ્યગુણ होंति=છે. ॥૨૪॥

ભાવાર્થઃ—બંધથી ઉત્પન્ન થયેલાં તે બંધોત્પત્તિક, ઉદ્વર્તના અપવર્તનાથી હત થયેલાં (હણાયેલાં) અથવા ભિન્ન પ્રકારનાં થયેલાં તે હતોત્પત્તિક, અને સ્થિતિઘાત રસઘાતથી હણાઇને ભિન્ન પ્રકારનાં વિલક્ષણ થયેલાં તે હતહતોત્પત્તિક અનુભાગસ્થાનો દરેક જો કે

ઘાતી આશ્રયી देसहरं=દેશઘાતી જાણવી. [અર્થાત્ જઘન્ય રસસત્તા એક સ્થાની ને દેશઘાતી જાણવી] ॥૨૧॥

मणनाणे=મનઃપર્યવજ્ઞાનાવ૦ दुट्ठाण देसहरं=દ્વિસ્થાનકરસ અને દેશઘાતી રસ જ૦સત્તામાં જાણવો. य=અને सामिगो=સ્વામી તે ઉ૦ અનુ૦સત્તાના સ્વામી ઉ૦ અનુ૦ સંક્રમતુલ્ય છે. એ પ્રમાણે–सम्मत्ते=સમ્યક્ત્વમોહનીયના તથા आवरण=૫ જ્ઞાના૦ ૬ દર્શના૦ विग्घ=૫ અન્ત૦ એ सोलसग=સોળ પ્રકૃતિ તથા किट्टि=સૂ૦લોભ અને वेएसुं=૩ વેદ એ વીસ પ્રકૃતિઓની જ૦ અનુસત્તા सग अन्ते=પોતપોતાના અન્ત્ય સમને (ક્ષય સમયે) હોય છે, માટે તે તે સ્થાને વર્તતા તે તે પ્રકૃતિના જ૦ અનુભાગસત્તાના સ્વામી જાણવા ॥૨૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૨૧-૨૨॥

अवतरणः—૨૨ મી ગાથામાં જ્ઞાનાવરણીયાદિકની જ૦ અનુ૦ સત્તા પોતપોતાના ક્ષયને પર્યન્તસમયે કહી તે બાબતમાં કંઈક વિશેષતા પણ છે તે દર્શાવે છે—

## मइसुयचक्खुअचक्खूण सुयसमत्तस्स जेट्ठलद्धिस्स । परमोहिस्सोहिदुगं मणनाणं विउलनाणिस्स ॥२३॥

मतिश्रुतचक्षुरचक्षूषां श्रुतसमाप्तस्य ज्येष्टलब्धिकस्य । परमावधिकस्यावधिद्विकं मनोज्ञानं विपुलज्ञानिनः ॥२३॥

अन्वयार्थः—मइसुयचक्खुअचक्खूण=મતિજ્ઞા૦ શ્રુતજ્ઞા૦ ચક્ષુદર્શના૦ અચક્ષુદર્શના૦ એ ૪ પ્રકૃતિઓની જ૦ અનુભાગસત્તા जेट्ठलद्धिस्स=જ્યેષ્ટ લબ્ધિવાળા (સર્વોત્કૃષ્ટ ક્ષયોપશમવાળા) सुयसमत्तस्स=શ્રુતસમાપ્ત મુનિને એટલે સમ્પૂર્ણ શ્રુતજ્ઞાનવાળા ચૌદપૂર્વધર મુનિને હોય. ओहिस्स दुग=અવધિનું દ્વિક (અવધિજ્ઞા૦ અવધિ દર્શના૦) તે परमोहिस्स=પરમાવધિવાળા જીવને જ૦અનુ૦સત્તાવાળું હોય, અને मणनाण=મનઃપર્યવજ્ઞા૦ विउलनाणिस्स=વિપુલજ્ઞાનીને (વિપુલમતિ મનઃપર્યવીને) જ૦ અનુ૦સત્તાવાળું હોય. એ પ્રમાણે આ પ્રકૃતિઓની

નીચેનાં એક સમયહીન બે સમયહીન આદિ સ્થિતિથી આરંભીને યાવત્ જ૦સંક્રમ વા ૧ સમય સુધીની સ્થિતિ સુધીમાં જે વચ્ચેનાં સર્વ સ્થિતિસ્થાનો છે તેમાંનાં કેટલાંક નિરન્તર અને કેટલાંક અન્તરવાળાં [જીવપ્રાપ્તિ વિનાનાં] પણ હોય છે. કારણ કે એ સ્થાનો ક્ષપક વા ઉપશમકને હોય છે. તે આ પ્રમાણે–એકે૦યોગ્ય જઘન્યસ્થિતિથી ૧ સમયહીન ૨ સમયહીન યાવત્ અન્તર્મુ૦હીન સુધીનાં સ્થાનો નિરન્તર હોય છે, ત્યારબાદ એ અન્તર્મુ૦ કાળમાં પલ્યો૦ના અસં૦મા ભાગ જેટલી સ્થિતિ સ્થિતિઘાતવડે સમકાળે ત્રુટવાથી તે પલ્યો૦ના અસં૦મા ભાગ જેટલું અન્તર પડ્યું, ત્યારબાદ પુનઃ અન્તર્મુ૦ જેટલી સ્થિતિઓ નિરન્તરપણે વર્તી પુનઃ પલ્યો૦ના અસં૦મા ભાગ જેટલી સ્થિતિ ત્રુટવાથી તેટલું અન્તર પડ્યું. એ રીતે પર્યન્ત આવલિકા સુધી વચ્ચે વચ્ચે નિરન્તર અને સાન્તર સ્થિતિઓ ક્ષપક વા ઉપશમકમાં પ્રાપ્ત થાય છે ॥૨૦॥ इति स्थितिसत्ता ॥

अवतरण—એ પ્રમાણે સ્થિતિસત્તાના ભેદ દર્શાવીને હવે अनुभागसत्ता કહેવાય છે—

**संकमसममणुभागे नवरि जहन्नं तु देसघाईणं । छन्नोकसायवज्जं एगट्ठाणंमि देसहरं ॥२१॥**

**मणनाणे दुट्ठाणं देसहरं सामिगो य सम्मत्ते । आवरणविग्घसोलसग किट्टिवेएसु य सगंते ॥२२॥**

संक्रमसममनुभाग(सत्कर्म) नवरं जघन्यं तु देशघातिनीनाम् । षण्णोकषायवर्जानामेकस्थानं देशहरम् ॥२१॥

मनोज्ञाने द्विस्थानं, देशहरं स्वामिनः च सम्यक्त्वस्य । आवरणविघ्नषोडशककिट्टिवेदानां च स्वकान्ते ॥२२॥

अन्वयार्थ—अणुभागे=અનુભાગ સત્તા संकमसमं=અનુભાગ સંક્રમ તુલ્ય જાણવી, नवरि=પરન્તુ તફાવત એકે–छन्नोकसायवज्जाण= ૭ નોકષાય વર્જીને શેષ देसघाईणं=દેશઘાતી પ્રકૃતિઓ ૧૮ ની જ૦ અનુભાગસત્તા સ્થાન આશ્રયી एगट्ठाणंमि=એક સ્થાની અને

ભાવાર્થઃ—સંજ્વલન ૩ પુરૂષવેદ હાસ્યરતિ શોક અરતિ ભય અને કુત્સા એ ૧૦ પ્રકૃતિઓનો બંધ અને ઉદય વિચ્છેદ થયા બાદ સંક્રમથી નાશ પામે છે, માટે એ ૧૦ની જેટલી સ્થિતિ સંક્રમના અન્ત્ય સમયે અન્ય પ્રકૃતિમાં સંક્રમી ક્ષય પામે છે તેટલીજ એ ૧૦ની જ૦ સ્થિતિસત્તા જાણવી. (સંક્રમથી કેટલી ક્ષય પામે છે તે સંક્રમકરણમાં જોવી). શેષ ૩૪ ઉદયવતીઓની જ૦ સત્તા સ્વક્ષય સમયે ૧ સમય પ્રમાણ રહે છે તેટલીજ જાણવી. એ રીતે ૪૪ ઉદયવતી કહી. તથા અનુદયવતીઓની જ૦સત્તા ૧ સમય અથવા ૨ સમય છે. અનુદયવતીના ઉદય સમયો સ્તિબુકસંક્રમવડે ઉદયવતીમાં સંક્રમે છે, એ પ્રમાણે સંક્રમતા ઉદયવતીના ઉપાન્ત્ય સમયે અનુદયવતીના છેલ્લા સમયનું દલિક ઉદયવતીના ચરમસમયમાં સ્તિબુકસંક્રમથી સંક્રમી જાય છે. એટલે અનુદયવતી પ્રકૃતિ માટે ઉપાન્ત્ય સમય સ્વરૂપસત્તાનો અને છેલ્લો સમય પરરૂપસત્તાનો એમ બે સમય જઘન્યસત્તા કહી શકાય છે. ॥૧૯॥

## ठिइसंतट्ठाणाइं नियगुक्कस्सा हि थावरजहन्नं । नेरंतरेण हेट्ठा खवणाइसु संतराइं पि ॥२०॥

स्थितिसत्तास्थानानि, निजकोत्कृष्टाद्धि स्थावरजघन्यम् । नैरन्तर्येणाधस्तात्, क्षपणादिषु सान्तराण्यपि ॥२०॥

અન્વયાર્થઃ—સર્વપ્રકૃતિઓમાં नियग=પોતપોતાના उक्कस्सा=ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનથી थावरजहन्न=સ્થાવરના જઘ૦સ્થિતિસ્થાન સુધીનાં ठिइसंत=સ્થિતિસત્તાનાં ठाणाइं=સ્થાનો नेरंतरेण=નિરન્તરપણે–અત્રુટક હોય છે, અને એ સ્થા૦ યોગ્ય જઘ૦સ્થિતિથી हेट्ठा=નીચેના સ્થિતિસ્થાનો खवणाइसु=ક્ષપણાદિકમાં [ક્ષપણા અને ઉપશમનામાં] संतराइ पि=સાન્તર–આંતરાવાળાં–વચ્ચે વચ્ચે ત્રુટકપણ હોય છે. ॥૨૦॥

ભાવાર્થઃ—કોઇ પણ કર્મની ૭૦ કો૦કો૦ ૩૦ કો૦કો૦ આદિ જે સર્વોત્કૃષ્ટ સ્થિતિ કે જે સંજ્ઞિપંચે૦ પર્યાપ્તને હોય છે, અને દેશોન (પલ્યાસં૦ ભાગહીન) ૧ સાગ૦ તથા દેશોન ૩.૭ સા૦ આદિ જે એકેન્દ્રિય યોગ્ય સર્વજઘન્યસ્થિતિસત્તા છે તે બેની વચ્ચેનાં જે સર્વ સ્થિતિસ્થાનો તે કોઇને કોઇ જીવમાં વિદ્યમાન હોઇ શકે છે માટે નિરન્તર વા અત્રુટક [જીવોપલબ્ધિવાળાં] છે. અને એથી

સ્થિતિસત્તા ૧ આવ૦ અધિક ૨ આવલિકા અને ૧ સમયહીન સંક્રાન્તની ઉ૦સ્થિતિ તુલ્ય જાણવી. તથા સમ્ય૦ની ઉ૦સ્થિતિપ્રમાણે મિશ્રની જાણવી પરન્તુ તેથી પણ ૧ સમયહીન જાણવી. એ રીતે અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓના જે સ્વામી તેજ એના ઉ૦સત્તાના સ્વામી જાણવા.

તથા એ પૂર્વોક્ત બન્ને પ્રકારની પ્રકૃતિઓની યત્સ્થિતિ એટલે સંક્રમ સમયે વર્તતી સર્વ સ્થિતિ તો ઉ૦ સ્થિતિસત્તા જેટલીજ હોય છે. કારણ કે એ બે પ્રકારવાળી પ્રકૃતિઓમાં જે અનુદયવતીનો ૧ સમય હીનતર ગણાય છે તે પ્રદેશરહિત હોવા છતાં પણ સ્થિતિ તરીકે વિદ્યમાન છે જ. અર્થાત્ તે વર્તમાન સમયના પ્રદેશો પરપ્રકૃતિરૂપે ગણવાથી તે પ્રકૃતિના નથી, પરન્તુ એ સંક્રમતો વર્તમાન સમય તો વિદ્યમાન હોવાથી યત્સ્થિતિમાં તો તે સમય ગણી શકાય છે—એ તાત્પર્ય. ॥ इति उत्कृष्ट स्थितिसत्ताना स्वामी ॥

अवतरणः—હવે जघन्य स्थितिसत्ताना स्वामी કહેવાય છે—

**संजलणतिगे सत्तसु य नोकसाएसु संकमजहन्नो। सेसाण ठिई एगा दुसमयकाला अणुदयाणं ॥१९॥**

**संज्वलनत्रिके सप्तसु च नोकषायेषु संक्रमो जघन्यः। शेषाणां स्थितिरेका द्विसमयकालाऽनुदयानाम् ॥१९॥**

अन्वयार्थः—संजलणतिगे=ત્રણ સંજ્વલનમાં (ક્રો૦ મા૦ માયામાં), અને सत्तसु नोकसाएसु=સાત નોકષાયમાં (પું૦ હાસ્યાદિ ૬માં) એ ૧૦ ઉદયવતીમાં जहन्नो सकम=જઘન્ય સંક્રમ જેટલી જઘન્ય સ્થિતિસત્તા છે. [જેથી જે જઘ૦ સંક્રમસ્વામી તેજ જ૦ સ્થિતિ સત્તાના સ્વામી જાણવા], તથા सेसाण=શેષ ઉદયવતી પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ एगा ठिइ=એક સ્થિતિ (એક સમય) છે, અને अणुदयाण=અનુદયવતીઓની જ૦સ્થિતિસત્તા दुसमयकाला=બે સમયના કાળ જેટલી (બે સમય) છે. ॥૧૯॥

ક્રમોત્કૃષ્ટા કહેવાય, અન્યથા અનુદયસંક્રમોત્કૃષ્ટા કહેવાય. ત્યાં ઉદયસંક્રમોત્કૃષ્ટાની ઉ૦સ્થિતિસત્તા આવલિકા સહિત ઉત્કૃષ્ટ આગમન જેટલી. અર્થાત્ પરપ્રકૃતિમાંથી જે બે આવલિકાહીન સંક્રમે છે-આવે છે તે આવલિકા સહિત જેટલી થાય તેટલી જાણવી. જેમ શાતાના ઉદયે અશાતાની ૩૦ કો૦કો૦ ઉ૦સ્થિતિ બાંધીને પુનઃ શાતાનો ઉ૦ ૧૫ કો૦કો૦ સ્થિતિબંધ પ્રારંભે તે જ સમયે અશાતાની બંધાવલિકા વીત્યાબાદ શેષ રહેલી આવલિકાહીન ૩૦ કો૦કો૦ માથી નીચેની ઉદયાવલિકા છોડીને શેષ બે આવ૦હીન ૩૦ કો૦કો૦ જેટલી સ્થિતિને ઉદયવતી અને ઉ૦બંધવતી શાતામાં સંક્રમાવે, અને તે પણ શાતાની ઉદયા૦ વર્જીને ઉપરની શેષ સર્વ [ ઉદયાવ૦ન્યૂન ૧૫ કો૦કો૦] સ્થિતિમાં સંક્રમાવે, પરન્તુ ઉદયાવલિકામા તો ન જ સંક્રમે. એ રીતે ઉદયવતી અને બંધાતી શાતામા અશાતાની બે આવ૦હીન ૩૦ કો૦કો૦ સ્થિતિ (ઉદયાવ૦થી ઉપર) આવી-સંક્રમી તે આગમ, અને નીચેની ઉદયાવલિકા, એ સર્વ ગણતાં ઉદયસંક્રમોત્કૃષ્ટા શાતાની ઉ૦સ્થિતિ ઉદયાવ૦ સહિત આગમ જેટલી થઈ. જેથી ૧ આવલિકાહીન ૩૦ કો૦કો૦ જેટલી શાતાની ઉ૦સ્થિતિસત્તા થઈ. એ રીતે ૯ નોક૦-નરકગતિ-૫ પ્રથમસંઘયણ-૫ પ્રથમસંસ્થાન-સુખગતિ-સ્થિરાદિ ૬-ઉચ્ચ એ ૨૮ ની ઉ૦સ્થિતિસત્તાપણ બે આવ૦ હીન આગમ અને એક ઉદય આવ૦ અધિક સંક્રાન્ત પ્રકૃતિની ઉ૦સ્થિતિસત્તા જેટલી જાણવી. સમ્ય૦માં આગમ અન્તર્મુ૦હીન ૭૦ કો૦કો૦ હોય માટે ઉદયા૦ સહિત અને અન્તર્મુ૦ રહિત સમ્ય૦ની ઉ૦સ્થિતિસત્તા ( મિથ્યાત્વના સંક્રમથી ) થાય છે એ રીતે ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓના જે સ્વામી તેજ તેની ઉ૦સ્થિતિસત્તાના પણ સ્વામી જાણવા.

તથા જે પ્રકૃતિની ઉ૦સત્તા સંક્રમથી હોય પરન્તુ તે વખતે તે પતદ્ગ્રહ પ્રકૃતિનો ઉદય ન હોય તો તેવી અનુદય સંક્રમોત્કૃષ્ટાની ઉ૦સ્થિતિસત્તા ઉદયસંક્રમોત્કૃષ્ટમાં કહ્યા પ્રમાણે જ, પરન્તુ તેમાથી પણ ૧ સમયન્યૂન જાણવી. કારણ કે પતદ્ગ્રહ પ્રકૃતિ અનુદય વતી હોવાથી ઉદયાવલિકાનો ઉદય સમય સ્તિબુકસંક્રમવડે પરઉદયી છે પણ સ્વોદયી નથી માટે તે સમય એ પ્રકૃતિની સત્તામાં ગણાતો નથી. એ રીતે વિકલ૦-આહા૦ ૭-નરદેવાનુપૂર્વી ૨-સૂ૦-અપ૦-સાધા૦-જિન-દેવગતિ-એ ૧૭ પ્રકૃતિઓની ઉ૦

સ્થિતિ પણ પૂર્વબદ્ધ પ્રદેશોવાળી હોય છે, તેમ જ ઉદયવતી હોવાથી સ્તિબુકસંક્રમણ થતો નથી માટે ઉ૦સ્થિતિબંધતુલ્ય ઉ૦ સ્થિતિસત્તા હોય છે.

તથા નિદ્રા ૫-તિ૦ ૨-નરક ૨-ઔદા૦ ૭-એકે૦-સ્થા૦-આતપ-સેવાર્ત એ ૨૦ પ્રકૃતિઓ અનુદયબંધોત્કૃષ્ટ [ઉ૦ સ્થિતિબંધ વખતે અનુદયવતી] છે, તેથી એનો ઉ૦ સ્થિતિબંધ થાય તે સમયે અબાધા તો પૂર્વબદ્ધ પ્રદેશોથી પૂરાયલી જ છે, પરન્તુ અનુદયવતી હોવાથી નીચેનો ૧ સમય સ્તિબુકસંક્રમવડે પરોદયી છે, પણ સ્વોદયી નથી તેથી તે ૧ જ સમય ઉ૦ બંધસમયે અસત્તાક ગણવાથી એ પ્રકૃતિઓની ઉ૦સ્થિતિસત્તા ઉ૦સ્થિતિબંધથી ૧ સમયહીન ગણાય છે ॥૧૭॥

**संकमओ दीहाणं सहालिगाए उ आगमो संतं । समऊणमणुदयाणं उभयासिं जट्ठिई तुल्ला ॥१८॥**

**संक्रमतो दीर्घाणां सहावलिकया त्वागमः सत्कर्म । समयोनमनुदयानामुभयीषां यत्स्थितिस्तुल्या ॥१८॥**

अन्वयार्थ—संकमओ=સંક્રમથી दीहाण=દીર્ઘ થયેલ (ઉ૦સ્થિતિસત્તાવાળી) પ્રકૃતિઓની संतं=ઉ૦ સ્થિતિસત્તા आलिगाए सह आगमो=આવલિકા સહિત આગમ-પરપ્રકૃતિમાંથી આવેલી-સત્તા જેટલી છે. અને अणुदयाणं=સંક્રમ વખતે અનુદય વતીની समऊणं=પૂર્વથી સમયન્યૂન ઉ૦સ્થિતિ સત્તા છે. उभयासिं=એ બન્નેની (ઉદય અનુદયવતીની) जट्ठिई=પોતપોતાની યત્સ્થિતિ તો तुल्ला=તુલ્ય જ હોય છે ॥૧૮॥

ભાવાર્થઃ—જે પ્રકૃતિની ઉત્કૃષ્ટસ્થિતિસત્તા બંધથી પ્રાપ્ત થાય તે બંધોત્કૃષ્ટા (ઉદય બંધોત્કૃષ્ટ અને અનુદય બંધોત્કૃષ્ટ એમ બે પ્રકારે છે), તેની ઉ૦સ્થિતિસત્તા કહીને હવે જે પ્રકૃતિઓની ઉ૦સ્થિતિસત્તા બંધથી નહિ પરન્તુ ઉ૦સ્થિતિવાળી પરપ્રકૃતિના સંક્રમવાથી થાય તે સંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિ જાણવી. પુનઃ ઉ૦ સ્થિતિવાળી બીજી પ્રકૃતિ સંક્રમતી વખતે એ પતદ્ગ્રહ પ્રકૃતિને ઉદય હોય તો ઉદયસં-

ધ્રુવસત્તાક પ્રકૃતિઓ તો અનાદિકાળથી અજઘન્ય સત્તાવાળી હોઇને ક્ષય પામતી વખતે જઘન્ય સત્તાવાળી થઇ પુનઃ સત્તામાં આવતી નથી તેથી અજ૦ સત્તા અનાદિ હોય પરન્તુ સાદિ ન હોય, જેથી ૧૨૬ ની ચારે સત્તા અનાદિ ધ્રુવ અધ્રુવ છે. ॥૧૬॥ इति २ साद्यादि प्ररूपणा ॥

अवतरणः—એ પ્રમાણે સ્થિતિસત્તાની સાદ્યાદિપ્રરૂપણા કરીને હવે સ્વામિત્વ કહેવાના પ્રસંગમાં ઉ૦ સ્થિતિસત્તાના સ્વામી અને જ૦ સ્થિતિસત્તાના સ્વામી કહેવાના છે ત્યાં પ્રથમ ઉત્કૃષ્ટસ્થિતિસત્તાના સ્વામી કહેવાય છે—

**जेट्ठठिईबंधसमं जेट्ठं बंधोदया उ जासि सह । अणुदयबंधपराणं समऊणा जट्ठिई जेट्ठं ॥१७॥**

**ज्येष्ठस्थितिबन्धसमं ज्येष्ठं बन्धोदयौ तु यासां सह । अनुदयबन्धपराणां समयोना यत्स्थितिर्ज्येष्ठम् ॥१७॥**

अन्वयार्थ—जासि=જે પ્રકૃતિઓનો [૮૬ નો] बंधोदया=બંધ ને ઉદય सह=સાથે હોય છે તે પ્રકૃતિઓનું जेट्ठ=જ્યેષ્ઠ સત્કર્મ-ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા जेट्ठठिइबंधसम=ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સમાન છે. તથા अणुदयबधपराण=અનુદયે ઉત્કૃષ્ટ બંધવાળી ૨૦ પ્રકૃતિઓનું समऊणा=સમયન્યૂન जट्ठिई=યત્સ્થિતિ જેટલું जेट्ठ=જ્યેષ્ટ-ઉત્કૃષ્ટ સત્કર્મ-સત્તા છે. ॥૧૭॥

भावार्थः—જે પ્રકૃતિઓનો ઉ૦ સ્થિતિબંધ તે પ્રકૃતિઓના ઉદય વખતે જ બંધાય તે [1]ઉદયબંધોત્કૃષ્ટ પ્રકૃતિઓ જ્ઞા૦ ૫-દર્શ૦ ૪-અસાત-મિથ્યા૦-૧૬ કષાય-પંચે૦-તૈ૦ ૭-હું૦-વર્ણાદિ ૨૦-અગુ૦-પરા૦-ઉપ૦-ઉશ્વાસ-કુખ૦-ઉદ્યોત-ત્રસાદિ ૪-અસ્થિરાદિ ૬-નિર્મા૦-નીચ-૫ અન્ત૦-વૈ૦ ૭ એ ૮૬ ની ઉ૦ સ્થિતિસત્તા પોતપોતાના ઉ૦સ્થિતિ બંધ તુલ્ય છે. કારણ કે ૮૬ ની અબાધા-

૧ અહિં સંક્રમકરણમા સ્થિતિસંક્રમના પ્રસંગે જે ઉદયબંધોત્કૃષ્ટ-અનુદયબંધોત્કૃષ્ટ-ઉદયસંક્રમોત્કૃષ્ટ અનુદયસંક્રમોત્કૃષ્ટ ઇત્યાદિ વર્ગ પાડયા છે તે અનુસારે ઉ૦સ્થિતિસત્તા કહેવાની છે.

ઉત્તરપ્રકૃતિસંબંધિ એમ બે પ્રકારે છે, તેમાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

**मूलठिई अजहन्नं तिहा चउद्धा य पढमगकषाया । तित्थयरुव्वलणायुगवज्जाण तिहा दुहाणुत्तं ॥१६॥**

**मूलस्थितिसत्कर्माजघन्यं त्रिधा चतुर्द्धा च प्रथमकषायाणाम् । तीर्थंकरोद्वलनीयायुष्कवर्जानां त्रिधा द्विधानुक्तम् ॥१६॥**

अन्वयार्थः—मूलठिई=મૂળ પ્રકૃતિઓની अजहन्नं=અજઘન્ય સ્થિતિસત્તા तिहा=ત્રણ પ્રકારે (અનાદિ ધ્રુવ અધ્રુવ), શેષ ત્રણ વિકલ્પ સાદિ અધ્રુવ. તથા ઉત્તરપ્રકૃતિઓમાં पढमगकसाया=પહેલા અનંતા૦ ૪ કષાયોની (अज०)=અજઘન્ય સ્થિતિસત્તા चउद्धा=ચાર પ્રકારે (સા૦ અ૦ ધ્રુવ અધ્રુવ), તથા तित्थयर=તીર્થંકર નામકર્મ उव्वलण=ઉદ્વલના યોગ્ય દેવ ૨–નરક ૨–મનુ૦ ૨–વૈ૦ ૭–આહા૦ ૭–ઉચ્ચ૦ સમ્ય૦–મિશ્ર એ ૨૩ પ્રકૃતિઓ અને आउग=૪ આયુષ્ય એ ૨૮ પ્રકૃતિઓ वज्जाणि=વર્જીને શેષ ૧૨૬ પ્રકૃતિઓની (अज०=) અજઘન્ય સ્થિતિસત્તા तिहा=ત્રણ પ્રકારે (અનાદિ ધ્રુવ અધ્રુવ) છે, અને એ સર્વ પ્રકૃતિઓની अणुत्तं=અનુક્ત–નહિં કહેલી સત્તાઓ [મૂળ પ્રકૃતિઓની જ૦ ઉ૦ અનુ૦ સત્તા, અનતા ૪ તો જ૦ ઉ૦ અનુ૦, તીર્થંકરાદિ ૨૮ ની જ૦ અજ૦ ઉ૦ અનુ૦ અને ૧૨૬ ની જ૦ ઉ૦ અનુ૦ સત્તા] दुहा=બે પ્રકારની (સાદિ અધ્રુવ) છે. ॥૧૬॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. સંક્ષેપમાં એટલું જ કે જઘ૦સ્થિતિસત્તા પોતપોતાના ક્ષય સમયે કોઈની ૧ સમય વા ૨ સમયમાત્ર હોય છે. તથા જે પ્રકૃતિઓ ક્ષય પામીને અથવા અસત્તાક થઈને પુનઃ બંધાય–સત્તામાં આવે એવી ૨૮ અધ્રુવસત્તાક પ્રકૃતિઓની સત્તા અનાદિ ધ્રુવ ન હોય, કેવળ સાદિ અધ્રુવ જ હોય. તથા અનંતા૦ ૪ જો કે અસત્ થઈને પુનઃ સત્તામાં આવે છે તો પણ મિથ્યાદૃષ્ટિને ધ્રુવસત્તાવાળા હોવાથી અનાદિથી અજઘન્ય સત્તાવાળા હોય છે, પરન્તુ સમ્યક્ત્વાદિ ગુણસ્થાને વિસંયોજિત થયા બાદ મિથ્યાત્વે પુનઃ બંધાવાથી અજ૦ સત્તાવાળા થવાથી એ ૪ ની અજ૦ સત્તા અનાદિ ને સાદિ પણ છે. અને શેષ ૧૨૬

||१९१||

अन्वयार्थ—પહેલા एगे=એક ગુણસ્થાનમાં छ=૬, दोसु दुगं=બે ગુણમાં બે, ત્યારપછીના पंचसु चत्तारि=પાંચ ગુણમાં ચાર, ત્યારબાદ दोसु अट्ठग=બે ગુણમાં આઠ, ત્યારબાદ कमसो=અનુક્રમે तिसु=ત્રણ ગુણ૦માં चउक्क=સત્તાનું ચતુષ્ક (ચાર સ્થાન), तु=પુનઃ अजोगम्मि=અયોગીમાં छ ठाणाणि= ૭ સત્તાસ્થાનો છે. ॥૧૫॥

भावार्थः—ચૌદ ગુણસ્થાનમા નામકર્મનાં સત્તાસ્થાનોનો ક્રમ આ પ્રમાણે—

૧ મિથ્યાત્વે—૧૦૨-૯૬-૯૫-૯૩-૮૪-૮૨ (એ ૬)
૨ સાસ્વા૦ને—૧૦૨-૯૫-(એ ૨)
૩ મિશ્રે—૧૦૨-૯૫ (એ ૨).
૪ અવિરતે—૧૦૩-૧૦૨-૯૬-૯૫ (એ ૪).
૫ દેશવિરતે—૧૦૩-૧૦૨-૯૬-૯૫ (એ ૪).
૬ પ્રમત્તે—૧૦૩-૧૦૨-૯૬-૯૫ (એ ૪).
૭ અપ્રમત્તે—૧૦૩-૧૦૨-૯૬-૯૫ (એ ૪)
૮ અપૂર્વે—૧૦૩-૧૦૨-૯૬-૯૫ (એ ૪).
૯ અનિવૃત્તિમાં—૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૦-૮૯-૮૩-૮૨ ( એ ૮ )
૧૦ સૂ૦ સંપરાયે-અનિવૃત્તિવત્
૧૧ ઉપશાન્તે-૧૦૩-૧૦૨-૯૬-૯૫ (એ ૪).
૧૨ ક્ષીણમોહે-૯૦-૮૯-૮૩-૮૨ (એ ૪).
૧૩ સયોગીમાં—૯૦-૮૯-૮૩-૮૨ (એ ૪).
૧૪ અયોગીમાં—૯૦-૮૯-૮૩-૮૨-૯-૮ (એ ૬).

॥ इति प्रकृतिसत्तास्थानानि ॥

अवतरणः—એ પ્રમાણે પ્રકૃત્તિસત્તા કહીને હવે સ્થિતિસત્તા કહેવાનો પ્રસંગ છે, ત્યા ૧ ભેદ, ૨ સાદ્યાદિપ્રરૂપણા, ૩ સ્વામિત્વ એ ત્રણ અર્થાધિકાર છે, તેમા સ્થિતિસત્તાના ભેદ તો પ્રકૃતિ સત્તામા કહ્યા [1]પ્રમાણે, અને સાદ્યાદિ પ્રરૂપણા મૂળપ્રકૃતિસંબધિ તથા

૧ મૂળપ્રકૃતિની સ્થિતિસત્તા અને ઉત્તરપ્રકૃતિની સ્થિતિસત્તા એમ બે પ્રકારે સ્થિતિસત્તા છે, તેમા મૂળપ્રકૃતિની સ્થિતિસત્તામા જ્ઞાનાવરણીયાદિ ૮ પ્રકારની, અને ઉત્તરપ્રકૃતિની સ્થિતિસત્તા મતિજ્ઞાનાવરણીયાદિ ૧૫૮ પ્રકારની છે ॥ इति १ भेदप्ररूपणा ॥

અવતરણ—હવે નામકર્મનાં પ્રકૃતિસત્તાસ્થાનો કહે છે—

**तिदुगसयं छप्पंचगतिगनउई नउइ इगुणनउई य। चउतिगदुगाहिगासी नव अट्ठ य नामठाणाइं॥१४॥**

त्रिद्व्युत्तरशतं षट्पंचत्र्युत्तरनवतिर्नवत्येकोननवतिश्च। चतुस्त्रिद्व्यधिकाशीतिर्नवाष्टौ च नामस्थानानि ॥१४॥

અન્વયાર્થઃ—ति(सय) दुगसयं=એકસો ત્રણ, એકસો બે छ(नउइ)=છન્નુ पचनउइ=પંચાણુ, तिगनउइ=ત્રાણુ नउइ=નેવું य=અને गुणनउइ=નેવ્યાસી चउ(अहिगासी)=ચાર અધિક એંસી-ચોર્યાસી, तिग(अहिगासी)=ત્રણ અધિક એંસી=ત્યાસી, दुगाहिगासी=બે અધિક એંસી=બ્યાસી नव य अट्ठ=નવ અને આઠ એ રીતે ૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૯૦-૮૯-૮૪-૮૩-૮૨-૯-૮ એ ૧૨ પ્રકૃતિસત્તાસ્થાન છે. ॥૧૪॥

ભાવાર્થઃ—સર્વનામ પ્રકૃતિવડે ૧૦૩, જિનરહિત ૧૦૨, ૧૦૩માંથી આહા૦૭ રહિત ૯૬, એમાંથી જિનરહિત ૯૫, એમાંથી દેવદ્વિક વા નરકદ્વિક રહિત ૯૩. ૧૦૩માંથી નામની ૧૩ વિના ૯૦, એમાંથી જિન વિના ૮૯, તથા ૯૩માંથી નરકદ્વિક વૈક્રિય સપ્તક રહિત ૮૪, અથવા દેવદ્વિક વૈ૦૭ રહિત ૮૪. તથા ૯૬માંથી નામની ૧૩ વિના ૮૩, ૯૫માંથી નામની ૧૩ વિના ૮૨, અથવા ૮૪-માંથી મનુ૦૨ રહિત ૮૨ની સત્તા, તથા મનુ૦ગતિ-પંચે૦-ત્ર૦-બા૦-૫૦-સુભગ-આદેય-યશ-જિન એ ૯, એમાંથી જિન રહિત ૮. એ પ્રમાણે ૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૯૦-૮૯-૮૪-૮૩-૮૨-૯-૮ એ ૧૨ સત્તાસ્થાનો નામકર્મનાં છે. ॥૧૪॥

અવતરણ—નામકર્મનાં એ ૧૨ સત્તાસ્થાનો ગુણસ્થાનોમાં કહેવાય છે—

**एगे छ दोसु दुगं पंचसु चत्तारि अट्ठगं दोसु। कमसो तीसु चउक्कं छत्तु अजोगम्मि ठाणाणि ॥१५॥**

एकस्मिन् षट् द्वयोर्द्वे पंचसु चत्वार्यष्टौ द्वयोः। क्रमशस्त्रिषु चतुष्कं षट् त्वयोगिनि स्थानानि ॥१५॥

**અવતરણ**—અહિં મોહનીયની સત્તાના સબંધમાં કંઇક મતાન્તર પણ છે તે કહે છે—

**संखीणदिट्ठिमोहे केई पणवीसइं पि इच्छंति। संजोयणाण पच्छा नासं तेसिं उवसमं च ॥१३॥**

**संक्षीणे दृष्टिमोहे केचित् पंचविंशतिमपीच्छन्ति। संयोजनानां पश्चान्नाशं तेषामुपशमं वा ॥१३॥**

**अन्वयार्थः**—केइ=કેટલાય આચાર્યો संखीण दिट्ठिमोहे=દૃષ્ટિમોહ ક્ષય થયે ( ૩ દર્શન૦ના ક્ષયે ) पणवीसइं पि=પચ્ચીશ પ્રકૃતિઓની સત્તા પણ इच्छंति=ઇચ્છે છે, અને તે ત્રણ દર્શનમોહનો ક્ષય થયા બાદ पच्छा=પશ્ચાત્-પછીથી संजोयणाण=સંયોજના કષાયોનો ( ૪ અનંતા૦નો ) नासं=નાશ-વિસંયોજન-ક્ષય च उवसमं=અને-અથવા ઉપશમ ઇચ્છે છે. ॥૧૩॥

**भावार्थः**—પ્રથમ ૪ અનતાનુબંધીનો ક્ષય થયા બાદજ ત્રણ દર્શનમોહનીયનો ક્ષય વા ઉપશમ થાય એ સિદ્ધાન્ત પ્રસિદ્ધ છે, અને પ્રાય સર્વ ગ્રથોમાં એજ ક્રમ જોવામા આવે છે. પરન્તુ કેટલાય આચાર્યો તો એમ પણ માને છે કે પ્રથમ ત્રણ દર્શનમોહનીયનો ક્ષય થાય તેથી મોહનીયનુ ૨૫નુ સત્તાસ્થાન પણ પ્રાપ્ત થાય છે, અને ત્રણદર્શનમોહનીયનો ક્ષય થયા બાદ ૪ અનંતા૦નો ક્ષય થાય એમ માને છે. પુનઃ એજ ૨૫નું સત્તાસ્થાન માનનારા આચાર્યોજ અનતા૦ની ઉપશમના થાય એમ પણ માને છે, પરન્તુ તે પૂર્વાચાર્યના અભિપ્રાય સાથે વિરોધી હોવાથી અહિં કર્મપ્રકૃતિમા તે અભિપ્રાયનો અંગીકાર કર્યો [1]નથી ( અર્થાત્ અનંતા૦ ૪ની ઉપશમના માની નથી ) જેથી કેવળ વિસંયોજનાજ માની છે.

---

૧ અનતા૦ની ઉપશમના ઘણા ગ્રથોમા કહેલી દેખાય છે. પરન્તુ ૨૫નુ સત્તાસ્થાન તો દેખવામા આવતુ નથી, માટે જેટલુ વિરોધી ૨૫નુ સત્તાસ્થાન સભવે, તેટલુ અતિ વિરોધી અનતા૦ની ઉપશમનાનુ કથન ન સભવે એમ સમજી શકાય છે.

અવતરણ—એ મોહનીયનાં ૧૫ સત્તાસ્થાનો ગુણ૦માં કહેવાય છે—

**तिन्नेग तिगं पणगं पणगं पणगं च पणगमह दोन्नि। दस तिन्नि दोन्नि मिच्छाइगेसु जावोवसंतो त्ति ॥**

त्रीण्येकत्रिकं पंच पंच पंच च पंचाथ द्वे। दश त्रीणि द्वे मिथ्यात्वादिकेषु यावदुपशान्तं इति ॥१२॥

अन्वयार्थः—मिच्छाइगेसु=મિથ્યાત્વ આદિમાં जाव=યાવત્ उवसंतो=ઉપશાન્તમોહ ગુણ૦સુધીનાં ૧૧ ગુણ૦માં અનુક્રમે तिन्नि० ૩-૧-૩-૫-૫-૫-૫ अह=તથા दोन्नि० ૨-૧૦-૩-૨ त्ति=એ પ્રમાણે મોહ૦નાં સત્તાસ્થાનો છે. ॥૧૨॥

भावार्थः—કયા ગુણસ્થાને મોહનીયનાં કેટલાં પ્રકૃતિસ્થાનો છે તે દર્શાવાય છે—

૧ મિથ્યાત્વે—૨૮-૨૭-૨૬ ( એ ૩ )
૨ સાસ્વાદને—૨૮ ( એ ૧ )
૩ મિશ્રે—૨૮-૨૭-૨૪ ( એ ૩ )
૪ અવિરતે—૨૮-૨૪-૨૩-૨૨-૨૧ ( એ ૫ )
૫ દેશવિરતે—૨૮-૨૪-૨૩-૨૨-૨૧ ( એ ૫ )
૬ પ્રમત્તે—૨૮-૨૪-૨૩-૨૨-૨૧ ( એ ૫ )

૭ અપ્રમત્તે—૨૮-૨૪-૨૩-૨૨-૨૧ ( એ ૫ )
૮ અપૂર્વે—૨૪-૨૧ ( એ ૨ )
૯ અનિવૃત્તિમાં—૨૪-૨૧-૧૩-૧૨-૧૧-૫-૪-૩-૨-૧ ( એ ૧૦ )
૧૦ સૂ૦સંપરાયે—૨૪-૨૧-૧ ( એ ૩ )
૧૧ ઉપ૦મોહે-૨૪-૨૧ ( એ ૨ )

એ ૧૧ ગુણ૦થી આગળ મોહનીયની સત્તાનો ( ૧૨મા આદિકમાં ) અભાવ છે. ગુણ૦માં એ કહેલાં સ્થાનો કોને કેવી રીતે હોય ? તે વિસ્તારવૃત્તિથી જાણવો. ॥૧૨॥

સુધી કોઈપણ એકનો ક્ષય વા અભાવ ન હોય ત્યાં સુધી ( અયોગીના ઉપાન્ત્યસમય સુધી ) ૨ની સત્તા અને એકનો અભાવ થતાં ૧ની સત્તા કેવળ અયોગીના અન્ત્યસમયે છે. તથા ગોત્રકર્મમાં ઉચ્ચૈર્ગોત્રની ઉદ્વલના પણ હોવાથી મિથ્યાત્વે ૧-૨ની અધ્રુવસત્તા ( વિકલ્પસત્તા ) છે, અને ૨થી ૧૪માના ઉપાન્ત્યસમય સુધી ૨ની ધ્રુવસત્તા, ત્યારબાદ નીચનો ક્ષય થવાથી અયોગીના અન્ત્યસમયે ૧ની ધ્રુવસત્તા, ત્યાર બાદ અસત્તા. તથા આયુષ્યકર્મમા જ્યાં સુધી પરભવનું આયુ ન બધાય ત્યાં સુધી વર્તમાનભવના ૧ આયુની સત્તા અને બંધાય ત્યારે ૨ આયુની સત્તા ભવના પર્યન્તસમય સુધી હોય છે. અહિં ગુણસ્થાનો સ્વતઃ વિચારવા. ॥૧૦॥

અવતરણ—આ ગાથામાં મોહનીયના પ્રકૃતિ સત્તાસ્થાન કહેવાય છે—

**एगाइ जाव पंचगमेक्कारस बार तेरसिगवीसा। बिय तिय चउरो छस्सत्त अट्ठवीसा य मोहस्स ॥११॥**

**एकादि यावत्पंचकमेकादश द्वादश त्रयोदशैकविंशतिः। द्वित्रिचतुःषट्सप्ताष्टाधिकविंशतिश्च मोहस्य ॥११॥**

અન્વયાર્થઃ—एगाइ जाव पच=એકથી યાવત્ પાંચ સુધી, ત્યારબાદ एक्कारस बार तेरस इगवीसा=અગિયાર-બાર-તેર-એકવીસ-बिय-(वीसा)=બે અધિક વીસ-બાવીસ तिय(वीसा)=ત્રેવીસ चउरो(वीसा)=ચોવીસ छ(वीसा)=છવીસ सत्त(वीसा)=સત્તાવીસ अट्ठवीसा=અઠ્ઠાવીસ એ મોહનીયનાં ૧૫ સત્તાસ્થાન છે. ॥૧૧॥

ભાવાર્થ—૧-૨-૩-૪-૫-૧૧-૧૨-૧૩-૨૧-૨૨-૨૩-૨૪-૨૬-૨૭-૨૮ એ ૧૫ સત્તાસ્થાને મોહનીયનાં છે, તે આ પ્રમાણે-સર્વ પ્રકૃતિની સત્તાએ ૨૮ સમ્યક્ત્વની ઉદ્વલનાએ ૨૭, મિશ્રની ઉદ્વલનાએ ૨૬, અથવા અનાદિ મિથ્યાદૃષ્ટિને ૨૬, ૨૮માથી અનંતા૦ ૪ની વિસંયોજનાએ ૨૪, મિથ્યાત્વક્ષયે ૨૩, મિશ્રક્ષયે, ૨૨, સમ્ય૦ક્ષયે ૨૧, ૮ મધ્યકષાયક્ષયે ૧૩, નપું૦ક્ષયે ૧૨, સ્ત્રીક્ષયે ૧૧, ૬ નોકષાયક્ષયે ૫, પું૦ક્ષયે ૪, સં૦ક્રોધક્ષયે ૩, માનક્ષયે ૨, માયાક્ષયે ૧ લોભનું. એ રીતે ૧૫ સત્તાસ્થાન છે. ॥૧૧॥

રીતે ૨-૩ ગુણ૦ વિના સર્વગુણસ્થાનોમાં જિનનામની અધ્રુવ સત્તા અને ૨-૩ ગુણસ્થાને ધ્રુવ અસત્તા છે. ॥ ૮-૯ ॥ इति एकैक-प्रकृतिगत प्रकृतिसत्ता ॥

अवतरण:—એ પ્રમાણે એકેક પ્રતિમાં પ્રકૃતિસત્તા કહીને હવે પ્રકૃતિસ્થાનોમાં પ્રકૃતિ સત્તા કહેવાય છે (અર્થાત્ પ્રકૃતિસ્થાનની સત્તા ગુણ૦માં કહેવાય છે).

**पढमचरिमाणमेगं छन्नवचत्तारि बीयगे तिन्नि । वेयणियाउयगोएसु दोन्नि एगो त्ति दो होंति ॥१०॥**

प्रथमचरिमयोरेकं षण्णवचतस्रो द्वितीये त्रीणि । वेदनीयायुर्गोत्रेषु द्वे एका इति द्वे भवतः ॥१०॥

अन्वयार्थ—पढम=પહેલું જ્ઞાનાવરણ અને चरिमाण=છેલ્લું અન્તરાય એ બે કર્મમાં एगं=એક પ્રકૃતિસત્તાસ્થાન ૫ નું છે. बीयगे=બીજા દર્શના૦કર્મમાં छन्नवचत्तारि=૬-૯-૪ પ્રકૃતિનું એમ तिन्नि=ત્રણ સત્તાસ્થાન છે. वेयणियाउयगोएसु=વેદનીય આયુ અને ગોત્રકર્મમાં दोन्नि एगो=૨ પ્રકૃતિનું અને ૧ પ્રકૃતિનું त्ति=એમ दो=બે પ્રકૃતિસ્થાન होंति=છે.

भावार्थ:—ગાથામાં પ્રકૃતિસ્થાનો માત્ર કહ્યાં પરન્તુ તે સ્થાનોની સત્તા ક્યાં સુધી હોય તે સુગમ હોવાથી દર્શાવેલ નથી માટે વૃત્તિ અનુસારે તે સ્થાનોની ગુણ૦માં સત્તા આ પ્રમાણે—

જ્ઞાના૦અન્તની પાંચ પાંચ પ્રકૃતિની સત્તાવાળું ૧-૧ સ્થાન બારમા ક્ષીણમોહના અન્ત્યસમય સુધી ધ્રુવસત્તાક છે. દર્શન૦ના ત્રણ સ્થાનોમાં ૯નું સત્તાસ્થાન ઉપ૦શ્રેણિ આશ્રયી ૧૧મા સુધી ધ્રુવ અને ક્ષપક આશ્રયી ૯માના સંખ્યાતા ભાગ સુધી ધ્રુવ, ત્યાર બાદ સ્ત્યા૦૩નો ક્ષય થતાં ૬નું સત્તાસ્થાન ક્ષીણમોહના ઉપાન્ત્યસમય સુધી ધ્રુવ, ત્યારબાદ નિદ્રાદ્વિકનો ક્ષય થતાં ૪નું સત્તાસ્થાન ક્ષીણમોહના અન્ત્યસમયે ૧ જ સમયમાત્ર ધ્રુવ છે, ત્યાર બાદ એ ચારનો પણ ક્ષય હોવાથી અસત્તા છે. તથા વેદનીયકર્મમાં જ્યાં

भवचरिमस्समयम्मि=ભવના અન્ત્ય સમય (અયોગીના અન્ત) સુધી ધ્રુવસત્તા છે, ત્યારબાદ અસત્તા છે, અધ્રુવ સત્તા છે જ નહિં. ઉ=પુનઃ सेसा=શેષ ૮૩ પ્રકૃતિઓની સત્તા तम्मगिल्लसमयम्मि=તેના આગલા સમય સુધી (અયોગીના ઉપાન્ત્ય-દ્વિચરમ સમય સુધી) ધ્રુવસત્તા છે, ત્યારબાદ અસત્તા છે, અને અધ્રુવસત્તા છે નહિ. તથા आहारगतित्थयरा=આહારક ૭ અને તીર્થંકરનામ એ ૮ પ્રકૃતિઓ ચૌદે ગુણસ્થાનોમાં भज्जा=ભાજ્ય-વિકલ્પે છે, પરન્તુ दुसु=સાસ્વાદન અને મિશ્ર એ બે ગુણ૦માં तित्थयर=જિનનામની સત્તા સર્વથા नत्थि=નથી (જેથી જિનનામ શેષ ૧૨ ગુણ૦માં અધ્રુવ સત્તાક છે.)

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અપ્રમત્તથી અપૂર્વ૦ના ૬ ઠ્ઠા ભાગ સુધીમાં આહા૦ ૭ નો બંધ છે તેથી ત્યાં બાંધીને પતિત થતાં નીચેનાં સર્વગુણસ્થાનો અને ક્ષપક થાય તો ઉપરનાં સર્વગુણસ્થાનો પ્રાપ્ત કરે છે, તથા ઉપશમક થાય તો ૧૧ મું ગુણ૦ પ્રાપ્ત કરે છે, માટે આહા૦ ૭ ની સત્તા સર્વગુણ૦માં સંભવે છે, અને આહા૦નો બંધ અધ્રુવ હોવાથી ચૌદે ગુણ૦માં સત્તા ન પણ હોય માટે એ રીતે આહા૦ સપ્તક સર્વગુણ૦માં અધ્રુવ સત્તાક છે. તથા જિનનામનો બંધ ૪ થી ૮ માના છઠ્ઠા ભાગ સુધી હોય છે, તેથી ત્યાં જિનનામ બાંધીને પૂર્વબદ્ધનરકાયુવાળો હોય તો મિથ્યાદૃષ્ટિ થઇને નરકમાં જાય છે, ત્યાં અપર્યાપ્તાવસ્થાસુધી મિથ્યાદૃષ્ટિ રહીને પર્યાપ્તપણામાં અવશ્ય સમ્યગ્દૃષ્ટિ થાય છે. એ રીતે નિકાચિત જિનનામવાળા ક્ષયોપ૦સમ્યગ્દૃષ્ટિ તીર્થંકર જીવોને પણ નરકે જતાં મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે (ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ હોય તો ક્ષાયિક સમ્ય૦સહિત જ નરકે જાય છે), માટે એ રીતે જિનનામની સત્તા મિથ્યાત્વગુણસ્થાને સંભવે છે. પુનઃ જિનનામની સત્તાવાળો જીવ તથાસ્વભાવે જ સાસ્વાદન મિશ્ર ગુણસ્થાને જતો નથી માટે એ બેમાં જિનનામની સર્વથા અસત્તા જ છે. અને ક્ષપક ઉપશમક થઇને ઉપરના સર્વગુણ સ્થાનો યથાસંભવ પ્રાપ્ત કરે છે માટે ૨-૩ સિવાય સર્વત્ર સત્તા હોય છે. પુનઃ જિનનામ અધ્રુવબંધિ હોવાથી નહિ બાંધનારને સર્વત્ર અસત્તા પણ હોય છે. એ

ત્યારબાદ हासछक्कं=હાસ્યાદિ ૬નો સાથે ક્ષય, ત્યારબાદ पुरिससंजलणा=પુરૂષવેદ અને સંજ્વલન ૪ तस्स पत्तेगं=તે પ્રત્યેકનો कमा=ક્રમથી ક્ષય થાય છે, य=અને लोभो=સં૦લોભ तणुरागंतो=સૂક્ષ્મરાગને અન્તે ક્ષય પામનારો છે. માટે ત્યાંસુધી એ સર્વની ધ્રુવસત્તા છે. ॥૭॥

ભાવાર્થઃ—૧૬ પ્રકૃતિ ક્ષય થયા બાદ સંખ્યાતાં સ્થિતિઘાતો વ્યતીત થયા પછી શ્રેણિ પ્રારંભક પુરૂષ અથવા સ્ત્રી હોય તો પ્રથમ નપું૦નો અને ત્યાર પછી સંખ્યાતા સ્થિતિઘાત વીત્યે સ્ત્રીવેદનો ક્ષય કરે છે, પરન્તુ શ્રેણિ પ્રારંભક નપુંસક હોય તો સ્ત્રીવેદ નપું૦વેદનો સમકાળે ક્ષય કરે છે, માટે નપું૦ તથા સ્ત્રીવેદનો ક્ષય અનુક્રમે અને સમકાળે પણ થાય છે. ત્યારબાદ સંખ્યાતસ્થિતિ ઘાતને અન્તરે પ્રારંભક પુરૂષ હોય તો પ્રથમ હાસ્યષટ્કનો ક્ષય કરી સમયોન બે આવલિકા બાદ પુરૂષવેદનો ક્ષય કરે છે, અને સ્ત્રી વા નપુંસક હોય તો સાતનો સમકાળે ક્ષય કરે છે, ત્યારબાદ સંખ્યાત સંખ્યાત સ્થિતિઘાતને અન્તરે અનુક્રમે સં૦ક્રોધ સં૦માન સં૦ માયાનો નવમે ક્ષય કરી દશમા ગુણ૦ને અન્તે સં૦લોભનો ક્ષય કરે છે. તેથી ક્ષપકને ત્યાંસુધી એ પ્રકૃતિઓ ધ્રુવ સત્તાવાળી છે. ઉપશમકને તો ૧૧ મા સુધી એ સર્વ પ્રકૃતિઓ ધ્રુવસત્તાક છે. ॥૭॥

**मणुयगइजाइतसबायरं च पज्जत्तसुभगआएज्जं । जसकित्ती तित्थयरं वेयणिउच्चं च मणुयाउं ॥८॥**

**भवचरिमस्ससमयम्मि उ तम्मग्गिल्लसमयम्मि सेसाउ । आहारगतित्थयरा भज्जा दुसु नत्थि तित्थयरं ॥९॥**

मनुजगतिजातित्रसबादरं च पर्याप्तसुभगादेयम् । यशःकीर्त्तितीर्थकरं वेदनीयोच्चैर्गोत्रं च मनुजायुः ॥८॥

भवचरिमसमये तु तदग्रिमसमये शेषास्तु । आहारकतीर्थकरौ भाज्यौ द्वयोर्नास्ति तीर्थकरम् ॥९॥

અન્વયાર્થઃ—मणुय=મનુષ્યગતિ-પંચે૦જાતિ-ત્રસ-બાદર-પર્યાપ્ત-સૌભાગ્ય-આદેય-યશઃકીર્તિ-તીર્થંકર- ૧ વેદનીય-ઉચ્ચગોત્ર-મનુષ્ય આયુ એ ૧૨ પ્રકૃતિ ॥૮॥

ગુણસ્થાને તો વિસંયોજના કરીનેજ જાય માટે અસત્તા નિયમા હોય છે. ॥૫॥

**खवगानियट्टिअद्धा संखिज्जा हौंति अट्ठ वि कसाया। निरयतिरियतेरसगं निद्दानिद्दातिगेणुवरिं ॥६॥**

क्षपकाऽनिवृत्त्यद्धायाः संख्येयान् भवन्त्यष्टावपि कषायाः। नरकतिर्यक्त्रयोदशकं निद्रानिद्रात्रिकेनोपरि ॥६॥

अन्वयार्थ—खवगाऽनियट्टिअद्धा=ક્ષપકના અનિવૃત્તિ ગુણ૦ના અન્તર્મુ૦ પ્રમાણ કાળના संखिज्जा=સંખ્યાતમા ભાગ સુધી अट्ठविकसाया=મધ્યના આઠે કષાયો हौंति=અવશ્ય ધ્રુવસત્તાવાળા છે. તથા निरयतिरियतेरसग=નરક તિર્યંચ સંબંધિ ૧૩ પ્રકૃતિઓ निद्दानिद्दातिगेण=નિદ્રાનિદ્રાત્રિક સહિત ૧૬ પ્રકૃતિઓ उवरिं=આઠ કષાયોથી ઉપર પણ ધ્રુવસત્તાવાળી હોય છે. ॥૬॥

ભાવાર્થઃ—ક્ષપકને નવમા ગુણ૦ના સંખ્યાતાભાગ વીત્યાબાદ ૮ મધ્યકષાયનો ક્ષય થાય છે. માટે ત્યાંસુધી ૮ કષાયની ધ્રુવસત્તા છે, ત્યારબાદ અસત્તા છે, જેથી એની અધ્રુવસત્તા (વિકલ્પ સત્તા) 'નથી. તથા નરકદ્વિક-તિર્યંગ્દ્વિક-કુજાતિ-૪-સ્થા૦-આતપ-ઉદ્યોત-સૂ૦-સાધા૦-એ ૧૩ પ્રકૃતિ તથા સ્ત્યાનર્ધિત્રિકસહિત ૧૬ પ્રકૃતિઓ ૮ કષાય ક્ષય થયા બાદ હજારો સ્થિતિઘાત વીત્યા પછી ક્ષય પામે છે માટે ત્યાં સુધી (૮ કષાયથી ઉપર-અધિક) એ ૧૬ ની ધ્રુવસત્તા છે, ત્યારબાદ અસત્તા છે, અને અધ્રુવસત્તા છે જ નહિં. એ ક્ષપક આશ્રયી ધ્રુવસત્તા કહી, અને ઉપશમક આશ્રયી તો એ ૨૪ પ્રકૃતિની ૧૧ ગુણ૦ સુધી ધ્રુવસત્તા છે. ॥૬॥

**अपुमित्थीय समं वा हासच्छक्कं च पुरिससंजलणा। पत्तेगं तस्स कमा तणुरागंतो त्ति लोभो य ॥७॥**

नपुंसकस्त्रीयोः समकं वा हास्यषट्कं च पुरुषसंज्वलनाः। प्रत्येकं तस्य क्रमात्तनुरागान्त इति लोभश्च ॥७॥

अन्वयार्थः—૧૬ નો ક્ષય થયા બાદ अपुम=નપું૦ વેદનો અને इत्थीए=સ્ત્રીવેદનો અનુક્રમે वा=અથવા समं=સાથે ક્ષય થાય છે.

बिइयतईएसु मिस्सं नियमा ठाणनवगम्मि भयणिज्जं। संजोयणा उ नियमा दुसु पंचसु होइ भइयव्वं ॥५॥

द्वितीयतृतीययोर्मिश्रं, नियमात् स्थाननवके भजनीयम्। संयोजनास्तु नियमाद्वयोः पंचसु भवति भाज्यम् ॥५॥

अन्वयार्थ—मिस्स=મિશ્ર મોહનીય बिइय तइएसु=બીજા ત્રીજા ગુણ૦માં नियमा=નિશ્ચય હોય, અને ठाणनवगम्मि=નવ ગુણ૦માં (શેષ ૧૧ સુધીમાં) भयणिज्जं=ભજનાએ હોય. संजोयणा उ=પુનઃ સંયોજના કષાયો (૪ અનંતા) दुसु=પહેલા બે ગુણ૦માં नियमा=નિશ્ચય સત્તા૦માં હોય જ, અને पंचसु=પાંચ ગુણ૦માં (૩-૪-૫-૬-૭ ગુણ૦માં) भइयव्वं होइ=ભજનાએ હોય. ॥૫॥

भावार्थ—સાસ્વાદનમાં અવશ્ય ૨૮ મોહનીયનીજ એક સત્તા છે, અને મિશ્રગુણ૦ તો મિશ્રના જ ઉદયથી છે માટે એ બે ગુણ૦માં મિશ્રની ધ્રુવસત્તા છે, અને મિથ્યાત્વ ગુણસ્થાને ઉદ્વલના કરી હોય અથવા અનાદિ મિથ્યાદ્રષ્ટિ હોય તો મિશ્રની સત્તા ન હોય, અને ત્રણ પુંજ સહિત આવેલ હોય તો સત્તા હોય માટે મિથ્યાત્વે મિશ્રની અધ્રુવ સત્તા છે. શેષ ગુણ૦માં મિથ્યા૦ની અધ્રુવ સત્તાવત્ વિચારવું. તથા મિથ્યાત્વમાં અને સાસ્વા૦માં અનંતા૦ ૪નો બંધ અવશ્ય હોવાથી એ બેમાં અનંતા૦ ૪ની ધ્રુવસત્તા છે, અને અનંતા૦ની વિસંયોજના કરીને મિશ્રે આવે તો મિશ્રમાં અનંતા૦ની સત્તા ન હોય,, પરન્તુ મિથ્યા૦થી મિશ્રે આવે અથવા સમ્યક્ત્વાદિકથી વિસંયોજના રહિત આવે તો મિશ્રમાં અનંતા૦ની સત્તા હોય, માટે મિશ્રમાં અનંતા૦ની સત્તા અધ્રુવ છે, અને શેષ ૪-૫-૬-૭માં અનંતા૦ની અધ્રુવતા વિસંયોજન કરી હોય તો સત્તા ન હોય ન કરી હોય તો હોય એ રીતે વિચારવી. શેષ ૮* આદિ

* અહિં ૩-૪-૫-૬-૭માંજ અધ્રુવતા કહી તે કર્મપ્રકૃતિના કર્તા "ઉપશમશ્રેણિ પણ અનંતા૦ની વિસંયોજનાથીજ હોય" એમ માને છે તેથી, અન્યથા ઉપ૦ શ્રેણિમા અનંતા૦ની ઉપશમના માનનારા આચાર્યોના અભિપ્રાયથી તો કર્મગ્રંથાદિકમાં ૩ થી ૧૧ સુધી અનંતા૦ની અધ્રુવ સત્તા ગણેલી છે.

સ્થિતિબંધ છે. ॥૩॥

**तिसु मिच्छत्तं नियमा अट्ठसु ठाणेसु होइ भइयव्वं। आसाणे सम्मत्तं नियमा सम्मं दससु भज्जं ॥४॥**

त्रिषु मिथ्यात्वं नियमादष्टसु स्थानेषु भवति भाज्यम्। आसादने सम्यक्त्वं, नियमात् सम्यक्त्वं दशसु भाज्यम् ॥४॥

અન્વયાર્થ—મિચ્છત્તં=મિથ્યાત્વની સત્તા તિસુ=પહેલાં ત્રણ ગુણસ્થાનોમાં નિયમા=નિશ્ચય-અવશ્ય હોઇ=હોય, અને અટ્ઠસુ ટાણેસુ=આઠ ગુણસ્થાનોમાં (૪ થી ૧૧ સુધી) ભઇયવ્વ=ભજનાએ-વિકલ્પે હોય (અર્થાત્ હોય અને ન પણ હોય). તથા સમ્મત્તં=સમ્યક્ત્વ મોહનીયની સત્તા આસાણે=સાસ્વાદન ગુણ૦માં નિયમા=નિશ્ચય હોય અને દસસુ=દશ ગુણસ્થાનોમાં (સાસ્વા૦ સિવાય ૧૧ સુધી) ભજ્જ=ભજનાએ હોય. ॥૪॥

ભાવાર્થઃ—મિથ્યાત્વની સત્તા પહેલાં ત્રણ ગુણસ્થાન સુધી અવશ્ય હોય છે અને ૪ થી ૧૧ સુધી વિકલ્પે હોય છે. તેમ હોવાનું કારણ એ ગુણસ્થાનોમાં ક્ષાયિક સમ્ય૦વંતને દર્શન મોહનીયનો ક્ષય થવાથી મિથ્યા૦ની સત્તા ન હોય, અને ક્ષાયિક સમ્ય૦ ન પામ્યા હોય તેને મિથ્યા૦ની સત્તા અવશ્ય હોય. ૧૨-૧૩-૧૪ મે તો કેવળ ક્ષાયિક સમ્ય૦ દ્રષ્ટિજ હોવાથી મિથ્યાત્વની સત્તા ન હોય. તથા ઉપ૦ સમ્ય૦માં ત્રણ પુંજ કરીને સાસ્વાદને આવે માટે સમ્યક્ત્વ મોહનીયની સાસ્વા૦માં અવશ્ય સત્તા હોય, અને મિથ્યાત્વે જઇ સમ્ય૦ની ઉદ્વલના કર્યા બાદ મિશ્ર ગુણસ્થાને આવે તો મિશ્રમાં સમ્ય૦ની સત્તા ન હોય, અને ઉવેલ્યા વિના આવે તો સત્તા હોય, તેમજ મિથ્યાત્વે પણ સમ્ય૦ની ઉદ્વલના થયા બાદ અસત્તા અને અનુદ્વલના સુધી સત્તા, અથવા અનાદિ મિથ્યાદૃષ્ટિને અનાદિથી સમ્ય૦ની અસત્તાજ છે. શેષ ૪ થી ૧૧ ગુણ૦માં મિથ્યાત્વની સત્તા અસત્તાવત્ વિચારવું. એ રીતે મિથ્યાત્વની ને સમ્યક્ત્વની ધ્રુવાધ્રુવ સત્તાનાં ગુણસ્થાન કહ્યાં ॥૪॥

વિસંયોજિત થયા પછી પણ પુનઃ બંધાય છે માટે ભવ્યને સાદિ અધ્રુવ સત્તા છે. તથા ધ્રુવસત્તાક હોવાથી અભવ્યને ધ્રુવ, અને અવિસંયોજકને અનાદિ. શેષ ૧૨૬ પ્રકૃતિઓ ભવ્યાભવ્યને ભૂતકાળમાં સર્વદા હોવાથી અનાદિ, અને ભવિષ્યમાં અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ ॥૨॥ इति २ साद्यादि प्ररुपणा ॥

अवतरणः—હવે ૩જો અધિકાર સ્વામિત્વ કહેવાય છે. તે એકેક પ્રકૃતિ સંબંધી અને પ્રકૃતિસ્થાન સંબંધી એમ બે પ્રકારે છે. ત્યાં પ્રથમ एकैकप्रकृतिगत स्वामित्व કહેવાય છે.

**छउमत्थंता चउदस दुचरमसमयंमि अत्थि दो निद्दा। बद्धाणि ताव आऊणि वेइयाइं ति जा कसिणं ॥३॥**

छद्मस्थान्ताश्चतुर्दश द्विचरिमसमयं स्तः द्वे निद्रे। बद्धानि तावदायूंषि वेदितानीति यावत् कृत्स्नम् ॥३॥

अन्वयार्थः—चउदस=૧૪ પ્રકૃતિઓ (જ્ઞા० ૫-દ० ૪-વિઘ્ન ૫) छउमत्थंता=છદ્મસ્થાન્ત છે. અર્થાત્ ક્ષીણમોહ ગુણ૦ના અન્ત્ય સમય સુધી સત્તામાં છે. दो निद्दा=બે નિદ્રા (ક્ષીણમોહના) दुचरिमसमये=દ્વિચરમ સમય-ઉપાન્ત્ય સમય સુધી अत्थि=સત્તામાં છે. आऊणि=ચાર આયુષ્ય તો बद्धाणि=જ્યારથી બંધાયાં ત્યારથી जा=જ્યાં સુધીમાં कसिणं=સંપૂર્ણ वेइयाइं=વેદાય ताव=ત્યાં સુધી સત્તામાં ગણાય ति=એમ જાણવું. ॥૩॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે પ્રસિદ્ધિ પ્રમાણે દેવાયુ નરકાયુ જે ૩૩ સાગરની સ્થિતિવાળું ગણાય છે તેમ ન ગણતાં ઉત્કૃષ્ટ અબાધા જે પૂર્વક્રોડ વર્ષનો ત્રીજો ભાગ છે તે સહિત [અર્થાત્ પૂર્વક્રોડ વર્ષના ત્રીજા ભાગ અધિક ૩૩ સાગરોપમ જેટલી] સત્તા ગણવી, કારણ કે સત્તા બંધ સમયથીજ ગણાય. એ રીતે નરાયુ તિર્યગાયુની સત્તા પ્રસિદ્ધિ પ્રમાણે ૩ પલ્યોપમ ન ગણતાં પૂર્વક્રોડ વર્ષના ત્રીજા ભાગ અધિક ૩ પલ્યોપમ ગણવી. કેમકે ૩૩ સાગ૦ અને ૩ પલ્યો૦ તો તે તે આયુનો ઉત્કૃષ્ટ

ઉત્તરપ્રકૃતિસત્તા મતિજ્ઞાનાવરણીય આદિ ૧૫૮ પ્રકારે છે. એમાં ૮ પ્રકારની મૂળસત્તા તથા ૧૫૮ પ્રકારની ઉત્તરપ્ર૦સત્તા દરેક પ્રકૃતિસત્તા સ્થિતિસત્તા રસસત્તા પ્રદેશસત્તા એમ ચાર ચાર પ્રકારની છે. ॥ इति १ भेदप्ररूपणा ॥ તથા બીજો સાદ્યાદિ અર્થાધિકાર આ પ્રમાણે-સાદિ અનાદિપ્રરૂપણા મૂળપ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબધી એમ બે પ્રકારે છે, તેમાં પણ મૂળપ્રકૃતિ સંબંધિ ૮ પ્રકારે અને ઉત્તરપ્રકૃતિ સંબંધિ ૧૫૮ પ્રકારે છે, ત્યાં પ્રથમ ૮ મૂળપ્રકૃતિની સાદ્યાદિ પ્રરૂપણા અનાદિ ધ્રુવ અધ્રુવ એમ ત્રણ ત્રણ પ્રકારે છે. દરેક મૂળપ્રકૃતિની સત્તા અનાદિ કાળથી છે માટે અનાદિ, અભવ્યને અનન્તકાળ પર્યન્ત રહેશે માટે ધ્રુવ, અને મોક્ષે જનાર ભવ્યને સત્તાવિચ્છેદ થવાનો છે માટે અધ્રુવ. ॥૧॥

अवतरणः—પૂર્વ ગાથાથાં સત્તાના ભેદ તથા આઠ મૂળપ્રકૃતિ સત્તાની સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે આ ગાથામાં ૧૫૯ પ્રકૃતિસત્તાની સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

**दिट्ठिदुगाउगछग्गति तणुचोद्दसगं च तित्थगरमुच्चं। दुविहं पढमकसाया होंति चउद्धा तिहा सेसा ॥२॥**

दृष्टिद्विकायुष्कषड्गतितनुचतुर्दशकं च तीर्थमुच्चैर्गोत्रम्। द्विविधं प्रथमकषाया भवन्ति चतुर्द्धा त्रिधा शेषाः ॥२॥

अन्वयार्थः—दिट्ठिदुग०—બે દ્રષ્ટિ (સમ્ય૦મિશ્ર)-આયુષ્ય-ગતિષટ્ક (દેવદ્વિક-નરદ્વિક-નરકદ્વિક)-તનુચતુર્દશ (વૈ૦૭-આહા૦૭)-જિનનામ-ઉચ્ચગોત્ર એ ૨૮ પ્રકૃતિઓની સત્તા दुविह=સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે. पढमकसाया=પહેલા અનંતા૦૪ કષાયો चउद्धा=સાદ્યાદિ ચારે પ્રકારે છે, અને सेसा=શેષ (૧૨૯) પ્રકૃતિઓ तिहा=ત્રણ પ્રકારે (અનાદિ ધ્રુવ અધ્રુવ) છે.

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—૨૮ પ્રકૃતિઓ તો અધ્રુવસત્તાવાળી હોવાથી જ સાદિ અધ્રુવ છે. અનંતા૦ ૪

# ॥ अथ १०मं सत्ताप्रकरणम् ॥

अवतरणः—९मुं ઉદયપ્રકરણ કહીને હવે ૧૦મું સત્તાપ્રકરણ કહેવાનો પ્રસંગ છે, તેમાં ભેદ સાદ્યાદિપ્રરૂપણા અને સત્તાના સ્વામી એ ત્રણ અર્થાધિકાર કહેવાના છે તેમાં અહિં સત્તાના ભેદ એ પહેલો અર્થાધિકાર કહેવાય છે—

मूलुत्तरपगइगयं चउव्विहं संतकम्ममवि नेयं। धुवमधुवणाईयं अट्ठण्हं मूलपगईणं ॥१॥

मूलोत्तरप्रकृतिगतं चतुर्विधं सत्कर्म अपि ज्ञेयम्। ध्रुवमध्रुवमनादिकमष्टानां मूलप्रकृतीनाम् ॥१॥

अन्वयार्थः—संतकम्म अवि=સત્તાકર્મ પણ मूलुत्तरपगइगयं=મૂળપ્રકૃતિગત અને ઉત્તરપ્રકૃતિગત તે દરેક चउव्विह=ચાર પ્રકારનું (પ્રકૃતિસત્તા સ્થિતિસત્તા અનુભાગસત્તા પ્રદેશસત્તા એ ૪ પ્રકારનું) नेयं=જાણવું, તથા अट्ठण्हं मूलपगईण=આઠ મૂળ પ્રકૃતિઓની સાદિ-અનાદિપ્રરૂપણા धुवं अध्धुव(अ)णाईयं=ધ્રુવ અધ્રુવ અનાદિ એમ ત્રણ ત્રણ પ્રકારની છે. ॥૧॥

भावार्थः—સત્તા બે પ્રકારની. ૧ મૂળપ્રકૃતિસત્તા, ૨ ઉત્તરપ્રકૃતિસત્તા, તેમાં મૂળપ્રકૃતિસત્તા જ્ઞાના०દર્શના०આદિ ૮ પ્રકારે અને

કેન્દ્રિયજાતિ ૪–આદિ ૫ સંસ્થાન–ઔદા૦ઉપાંગ–વૈ૦ઉપાંગ–સંઘયણ ૬–ખગતિ ૨–ત્રસ–સુભગત્રિક–દુઃસ્વર એ ૨૫ પ્રકૃતિઓનો એકેન્દ્રિયને ઉદય નથી તેનો જ૦પ્રદેશોદય એકે૦ભવમાંથી નિકળીને તે તે પ્રકૃતિઓના ઉદય યોગ્ય ભવોમા ઉત્પન્ન થયેલને હોય અને તે તે ભવને યોગ્ય ઘણી પ્રકૃતિઓનો ઉદય હોય તેવા પર્યાપ્તને હોય છે. તદ્‌ભવયોગ્ય ઘણી પ્રકૃતિઓનો ઉદય પર્યાપ્ત અવસ્થામાં હોય. અને ઘણી પ્રકૃતિઓ ઉદયવતી હોય તો વિવક્ષિત ઉદયવતીમા સ્તિબુકસંક્રમ વડે તે સંક્રમે નહિં તેથી વિવક્ષિતનો જ૦ પ્રદેશોદય પ્રાપ્ત થાય છે. તથા જિનનામનો જ૦પ્રદેશોદય તો ક્ષપિતકર્માંશ કેવલીને કેવળજ્ઞાનોત્પત્તિના પ્રથમ સમયે હોય છે (બીજા આદિ સમયોમાં તો ગુણશ્રેણિમાંના ઘણા પ્રદેશો ઉદયમાં આવે છે માટે જ૦પ્રદેશોદય ન હોય.)॥૩૨॥૪૧૯॥

## ॥ इति उदयप्रकरण समाप्त ॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-ઉદ્યોતનો ઉદય હોય તો ઉદ્યોત દેવગતિમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમે નહિં તેથી દેવગતિનો જ૦પ્રદેશોદય પ્રાપ્ત થાય છે. (તેનો ઉદય ન હોય તો દેવગતિમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમવાથી દેવગતિના ઘણા પ્રદેશો ઉદયમાં આવે છે). આહા૦ના જ૦પ્રદેશોદયમાં પણ ઉદ્યોતનો ઉદય હોવાનું એજ કારણ જાણવું. તથા દીર્ઘકાળ સુધી સંયમ પાલનથી કર્મના ઘણા પ્રદેશો નિર્જરે છે તેથી પર્યન્તે અલ્પપ્રદેશોદય પ્રાપ્ત થાય છે, માટે આહા૦ના જ૦પ્રદેશોદયમાં દીર્ઘકાળ સંયમ પાલન કહ્યું છે. ॥૩૧॥

**सेसाणं चक्खुसमं तंमि व अन्नंमि व भवे अचिरा। तज्जोगा बहुगीओ पवेययंतस्स ता ताओ ॥३२॥**

**शेषाणां चक्षुःसमं तस्मिन् वाऽन्यस्मिन् भवेऽचिरात्। तद्योग्या बह्वीः प्रवेदकस्तस्य तास्ताः ॥३२॥**

અન્વયાર્થઃ—सेसाणं=શેષ પ્રકૃતિઓનો જ૦પ્રદેશોદય चक्खुसमं=ચક્ષુ દર્શનાવ૦ સમાન तंमि व अन्नमि भवे=તે ભવમાં અથવા બીજા ભવમાં अचिरा=શીઘ્ર-પ્રથમસમયાદિમાં तज्जोगा=તે તે ભવને યોગ્ય ता ताओ=તે તે बहुगीओ=ઘણી પ્રકૃતિઓનો पवेययं=પ્રવેદક-ઉદયવાળો હોય तस्स=તેને (શેષ પ્રકૃતિઓનો જ૦પ્રદેશોદય) હોય. ॥૩૨॥

ભાવાર્થઃ—ક્ષપિતકર્માંશ દેવ ૧૦૦૦૦ વર્ષની જઘન્યસ્થિતિવાળો થઈ પ્રારભનું અન્તર્મુ૦ વીત્યા બાદ સમ્યક્ત્વ પામી આયુષ્ય પર્યન્ત સમ્યક્ત્વ પાલન કરી પર્યંતનું અન્તર્મુ૦ બાકી રહ્યે મિથ્યાત્વ પામી અતિ સંક્લિષ્ટ પરિણામપૂર્વક પૂર્વોક્ત સિવાયની શેષ એકે૦યોગ્ય પ્રકૃતિઓની ઉ૦સ્થિતિ બાંધી અન્તર્મુ૦ સુધી ઘણા પ્રદેશો ઉદ્વર્તીને તેવાજ સક્લિષ્ટ પરિણામમાં કાળ કરી એકેન્દ્રિય થાય તે એકેન્દ્રિયને પ્રથમ સમયે જ પૂર્વોક્ત સિવાયની શેષ એકે૦યોગ્ય પ્રકૃતિઓનો જ૦પ્રદેશોદય હોય. એ રીતે જે શેષ પ્રકૃતિઓનો ઉદય એકેન્દ્રિયને હોય તેનો જ૦પ્ર૦ઉદય એકેન્દ્રિયને ચક્ષુદર્શના૦સમાન કહ્યો. પરન્તુ જે શેષ પ્રકૃતિઓ મનુ૦ગતિ-અને

स्सठिई=ઉ૦સ્થિતિ ( અનતા૦ની ) બાંધીને ત્યાંથી एगिंदियासन्नी=એકેન્દ્રિયમાં થઈને અસંજ્ઞિપંચે૦માં જાય ( એકે૦માં અતિ અલ્પ અન્તર્મું૦ રહીને અસ૦પંચે૦માં આવે, અહિં દેવ ચવીને અસંજ્ઞી ન થાય માટે વચ્ચે એકે૦ભવ કહ્યો ) ॥૩૦॥

અસંજ્ઞિમાં અતિ અલ્પજીવીને सव्वलहु=સર્વ શીઘ્ર-અતિ શીઘ્ર नरयगए=નરકમાં ગયો હોય, અને तम्मि=તે નરકભવમાં सव्व पज्जत्ते=શીઘ્ર સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત થયો હોય તેવો નારક निरयगई=નરકગતિનો જ૦પ્રદેશોદય કરે છે. [ પર્યાપ્તને ઘણી પ્રકૃતિઓ ઉદયમાં આવવાથી સ્તિબુકસંક્રમવડે વિવક્ષિત ઉદયવતીમાં તે ઉદયવતી પ્રકૃતિઓ સંક્રમતી નથી તેથી જ૦પ્રદેશોદય થાય છે માટે સર્વપર્યાપ્ત વિશેષણ છે ] તથા अणुपुव्वीओ=ચારે આનુપૂર્વીઓનો गइतुल्ला=સ્વસ્વ ગતિતુલ્ય જ૦પ્રદેશોદય જાણવો, પરન્તુ વિશેષ એ કે-આનુપૂર્વીઓનો જ૦પ્રદેશોદય भवादिम्मि=તે તે ભવના આદિ સમયે હોય છે [ કારણ કે ત્રીજે સમયે તો પહેલે બીજે સમયે જેની બંધાવ૦ વ્યતીત થયેલી હોય તેવી અન્ય લતા પણ ઉદયમાં પ્રાપ્ત થાય છે માટે ઘણો પ્રદેશોદય હોય છે ] ॥૩૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૨૯-૩૦॥

## देवगई ओहिसमा नवरिं उज्जोयवेयगो ताहे। आहार जाय अइचिरसंजममणुपालिऊणंते ॥३१॥

देवगतिरवधिसमा नवरमुद्योतवेदकस्तदा। आहारको जातोऽतिचिरं संयममनुपालयित्वाऽन्ते ॥३१॥

अन्वयार्थ—જઘન્યપ્રદેશોદયમાં देवगई=દેવગતિ ओहिसमा=અવધિ સરખી કહેવી, नवरिं=પરન્તુ તફાવત એ કે જ્યારે उज्जोयवेयगो=ઉદ્યોતનો વેદક હોય ताहे=ત્યારે. તથા अइचिर=અતિ દીર્ઘકાળ સુધી ( દેશોનપૂ૦ક્રો૦ સુધી ) सजम=સંયમને अणुपालिऊण=અનુપાલીને अंते=અન્ત્ય વખતે आहार(रि)=આહારક શરીરવાળો जाय=થાય, અને ઉદ્યોતનો પણ ઉદય હોય તેને આહા૦૭નો જઘ૦પ્રદેશોદય હોય.

સ્થિતિવાળા આયુષ્યોનો ઉ૦સ્થિતિના અંતે-અન્ત્યસમયે સ્વસ્વ ઉદયમાં વર્તતા નારકાદિકને જ૦પ્રદેશોદય હોય. ॥૨૮॥

ભાવાર્થ.—ચાર આયુષ્યને અતિ [1]અલ્પ અન્તર્મુ૦સુધી અને અલ્પ યોગે ઉ૦સ્થિતિવાળુ બાંધે, તેથી પ્રદેશનિષેક પણ વિશેષહીન હીન ક્રમ પ્રમાણે થવાથી છેલ્લા સમયમાં અતિ અલ્પ પ્રદેશનિક્ષેપ થાય છે, એ રીતે નિષેક કરીને પુન. દીર્ઘકાળ સુધી અને તીવ્ર દુઃખમાં વર્તતો હોય તો તેવા અત્યન્ત દુઃખી [ અશાતોદયવાળા ] જીવને આયુષ્યના અન્ત્યસમયે જ૦પ્રદેશોદય હોય છે. ॥૨૮॥

**संजोयणा विजोजिय देवभवजहन्नगे अइनिरुद्धे। बंधिय उक्कस्सठिई गंतूणेगिंदिया सन्नी ॥२९॥**

**सव्वलहुं नरयगए निरयगई तंम्मि सव्वपज्जत्ते। अणुपुव्वीओ य गईतुल्ला नेया भवादिम्मि ॥३०॥**

संयोजनान् वियोज्य जघन्यदेवभवेऽतिनिरुद्धे। बद्ध्वोऽत्कृष्टस्थितिं गत्वैकेन्द्रियासंज्ञिनोः ॥२९॥

सर्वलघु नरकं गते नरकगतेस्तस्मिन् सर्वपर्याप्तः। आनुपूर्व्यो गतितुल्या ज्ञेया भवादौ ॥३०॥

अन्वयार्थः—सजोयणा=સંયોજના કષાયોને ( અનંતા૦૪ને ) विजोजिय=વિયોજીને-વિસંયોજના કરીને ત્યાર બાદ જઘ૦આયુવાળો દેવભવ પામી તે देवभव जहन्नगे=જઘન્ય દેવભવને अइनिरुद्धे=અત્યંત રૂંધે છતે ( અન્તર્મુ૦ શેષ રહે ), મિથ્યાત્વ પામી उक्क-

[1] અહિં સર્વ વિશેષણો અતિ અલ્પ પ્રદેશના સંયોગો માટે છે, કારણ કે અલ્પ બંધકાળે અલ્પ પ્રદેશસંગ્રહ થાય, તેમજ અલ્પ યોગે પણ અલ્પપ્રદેશ ગ્રહણ થાય ઉ૦સ્થિતિ બાંધવાથી પ્રદેશનિષેક દરેક સમયોમાં અલ્પભાગે આવે, અને દુઃખીને આયુષ્યની નિર્જરા અધિક હોય તેથી દીર્ઘકાળ સુધી અતિદુઃખીને આયુના પ્રદેશો ઘણા નિર્જરી જવાથી અતિઅલ્પ પ્રદેશો ( આયુને અન્તે ) સત્તામાં રહે, માટે અન્ત્યસમયે આયુનો જ૦ પ્રદેશોદય હોય. તથા ચારે આયુનો તે તે આયુના ઉદયવાળા નારકાદિને જ૦પ્રદેશોદય જાણવો.

તેથી અનંતા૦નો જ૦પ્રદેશોદય પ્રાપ્ત થાય છે. ॥૨૬॥

**इत्थीए संजमभवे सव्वनिरुद्धम्मि गंतु मिच्छत्तं । देवीए लहुमिच्छी जेट्ठठिइ आलिगं गंतुं ॥२७॥**

**स्त्रियाः संयमभवे सर्वनिरुद्धे मिथ्यात्वं गत्वा । देव्या लघु मिथ्यात्वाज्ज्येष्टस्थित्यावलिकां गत्वा ॥२७॥**

अन्वयार्थः—सजमभवे=સંયમભવ सव्वनिरुद्धम्मि=સર્વ નિરૂદ્ધ થયે છતે [ ચારિત્રનો ભવ અલ્પ–અન્તર્મુ૦પ્રમાણ બાકી રહ્યે ] मिच्छत्त गतु=મિથ્યાત્વ પામીને देवीए=દેવી થઈ लहु=શીઘ્ર પર્યાપ્ત થઇ मिच्छा=મિથ્યાત્વથી जेट्ठठिइ=ઉત્કૃષ્ટસ્થિતિ બાંધીને તેની आलिगं गतु=એક આવલિકા ( બંધાવલિકા ) વ્યતીત થઇને તે આવ૦ના અન્ત્યસમયે તે इत्थीए=સ્ત્રીને સ્ત્રીવેદનો જ૦પ્રદેશોદય હોય છે. ॥૨૭॥

भावार्थः—દેશોનપૂ૦ક્રો૦વર્ષના આયુવાળી ક્ષપિતકર્માંશ સ્ત્રી આઠ વર્ષ બાદ ચારિત્ર પામીને તે ચારિત્રવાળો ભવ અન્તર્મુ૦માત્ર બાકી રહેતાં મિથ્યાત્વ પામીને અન્તર્મુ૦બાદ દેવીપણે ઉત્પન્ન થઇ શીઘ્ર પર્યાપ્ત થઈ ઉ૦સંક્લેશે સ્ત્રીવેદની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધી પૂર્વબદ્ધ સ્ત્રીવેદની ઉદ્વર્તના કરે, તે ઉ૦બંધની બંધાવલિકાના અન્ત્યસમયે પૂર્વબદ્ધ સ્ત્રીવેદનો જ૦પ્રદેશોદય હોય છે [ ત્યાર પછીના સમયમાં નવો સ્ત્રીવેદ પણ સાથે ઉદય આવે છે માટે જ૦પ્રદેશોદય ન હોય ] ॥૨૭॥

**अप्पद्धाजोगचियाणाऊणुक्कस्सगठिईणंते । उवरिं थोवनिसेगे चिरतिव्वासायवेईणं ॥२८॥**

**अल्पाद्धायोगचितानामायुषामुत्कृष्टस्थित्यन्ते । उपरि स्तोकनिषेके चिरतीव्रासातवेदिनाम् ॥२८॥**

अन्वयार्थः—अप्प अद्धा=અલ્પબંધકાળ સુધી અને (अप्प)जोग=અલ્પ યોગવડે चियाण=બાંધેલા आऊण=આયુષ્યોનો उवरिं=ઉપર थोव निसेगे=સ્તોક નિષેક અલ્પપ્રદેશોનો નિક્ષેપ થયે चिर=દીર્ઘકાળ સુધી तिव्व=તીવ્ર असायवेईणं=અશાતાના વેદકોને उक्कस्सगठिईण=તે ઉત્કૃષ્ટ-

चउरुवसमित्तु पच्छा संजोइय दीहकालसम्मत्ता। मिच्छत्तगए आवलिगाए संजोयणाणं तु ॥२६॥

चतुरुपशमय्य पश्चात् संयोज्य दीर्घकालसम्यक्त्वात्। मिथ्यात्वं गतस्यावलिकाया (अन्ते) संयोजनानां तु ॥२६॥

अन्वयार्थः—चउर=ચાર વખત उवसमित्तु=મોહનીયને ઉપશમાવીને पच्छा=પશ્ચાત્ મિથ્યાત્વે જઈ संजोइय=સંયોજીને ( અનંતા૦બાંધીને ) પુનઃ સમ્યક્ત્વ પામી તેને दीहकालसम्मत्ता=દીર્ઘકાળ સુધી પાલન કરીને સમ્ય૦થી પુનઃ मिच्छत्त गए=મિથ્યાત્વે ગયેલા જીવને પુનઃ અનન્તાનુ૦ બાંધી તેની आलिगाए=આવલિકાના અન્ત્યસમયે संजोयणाण तु=સંયોજના કષાયોનો ( ૪ અનંતા૦નો ) જઘન્યપ્રદેશોદય હોય છે. ॥૨૫॥ .

भावार्थः—ચાર વાર મોહનીયનો ઉપશમ કરી ( તેમાં ચાર વાર અનંતા૦ની વિસંયોજના કરી ) અન્તર્મુ૦બાદ મિથ્યાત્વે જઈ મિથ્યાત્વહેતુથી પુનઃ અનન્તા૦બાંધી પુનઃ સમ્યક્ત્વ પામી તે ક્ષયોપ૦સમ્ય૦નું વચ્ચે એકવાર મિશ્રની પ્રાપ્તિપૂર્વક બે છાસઠ સાગરોપમ અનુપાલન કરતાં અનંતા૦ના ઘણા પ્રદેશો સંક્રમદ્વારા નિર્જરીને અલ્પપ્રદેશો બાકી રહે પુનઃમિથ્યાત્વે જઇ અનંતા૦ બાંધે, તે નવા બાંધેલા અનંતા૦ની બંધાવલિકાના અન્ત્યસમયે પૂર્વબદ્ધ અનન્તા૦નો જ૦પ્રદેશોદય હોય. તદનન્તર સમયે નવા બાંધેલા અનન્તા૦નો પણ ભેગો ઉદય થવાથી ઘણા પ્રદેશો ઉદયમાં આવે માટે આવલિકાના અન્ત્યસમયે જ૦પ્ર૦ઉદય કહ્યો છે. તથા મોહનીયનો ઉપ-શમ સંસારચક્રમાં ચાર વાર જ થાય છે, અને તે ચારે વખતના ઉપશમમાં અનંતા૦માં સંક્રમવા યોગ્ય શેષ મોહપ્રકૃતિઓના ઘણા પ્રદેશો નિર્જરી જાય છે તેથી અનંતાનુબંધિના બંધકાળે ક્ષીણપ્રાય તે કષાયોના અતિ અલ્પપ્રદેશો જ અનંતા૦માં સંક્રમે છે

જેથી એક દેવને એ ૧૭માથી જેનો જેનો ઉદય હોય તે તે પ્રકૃતિમાં ઉદયસમયથી વિશેષહીન હીન નિષેક કરે અને અનુદય પ્રકૃતિમા ઉદયાવલિકા બહારથી હીન હીન નિષેક કરે છે.

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૨૪॥

**दंसणमोहे तिविहे उदीरणुदए उ आलिगं गंतुं। सत्तरसण्ह वि एवं उवसमइत्ता गए देवे ॥२५॥**

दर्शनमोहस्य त्रिविधस्य उदीरणोदये आवलिकां गत्वा। सप्तदशानामप्येवमुपशमय्य गतस्य देवत्वम् ॥२५॥

અન્વયાર્થઃ—तिविहे दसणमोहे=ત્રણ પ્રકારના દર્શનમોહનીયનો જ૦પ્રદેશોદય उदीरणोदए उ आलिग गंतुं=ઉદીરણોદય છતા-ઉદીરણાની આવલિકા વીત્યા બાદ થાય છે. सत्तरसण्ह वि=૧૭ પ્રકૃતિઓનો પણ एव-એ પ્રમાણેજ પરન્તુ उवसमइत्ता=ઉપશમાવીને ( એ ૧૭નો ઉપશમ કરીને ) गए देवे=દેવમાં ગયો હોય તે દેવને હોય છે. ॥૨૫॥

ભાવાર્થઃ—ક્ષપિતકર્માંશજીવ ઉપશમ સમ્યક્ત્વ પામીને પડતા સમ્ય૦ની (અંતરકરણની) છેલ્લી આવલિકામાં ત્રણ પુંજનાં પ્રદેશો બીજી સ્થિતિમાંથી આકર્ષીને વિશેષહીન હીન નિષેકથી રચે તે ઉદીરણોદયાવલિકાના અન્ત્યસમયે સ્વસ્વપુંજોદયમાં વર્તતા જીવને તે ત્રણ પુંજનો ( ત્રણદર્શનમોહનીયનો ) તે તે જીવને જઘ૦પ્રદેશોદય હોય. [ અહિં અન્તરકરણની છેલ્લી આવલિકા અન્તરકરણના અનુભવરૂપે રહેતી નથી પરન્તુ ઉદયાવલિકારૂપ થઈ જાય છે. ]

તથા ૧૭ પ્રકૃતિઓ ( ૧૨ કષાય–પુ૦–હાસ્યાદિ ૪ ) ઉપશાન્ત થયા બાદ અન્તરકરણમાં–અન્તરમાં–ઉપશાન્તાદ્ધામાં વર્તતો જીવ ભવક્ષયથી મરણ પામીને દેવ થાય, તેજ સમયે શેષ અન્તરકરણાદ્ધામાં ( ઉપશમ અદ્ધામાં ) બીજી સ્થિતિમાંથી પ્રદેશો આકર્ષી [1]વિશેષહીન હીન ક્રમે કર્મવર્ગણાઓ ગોઠવે તે ( ઉપશાન્તાદ્ધાવર્તી ) ઉદયાવલિકાના અન્ત્યસમયે તે તે પ્રકૃતિના ઉદયમાં વર્તતા દેવને એ ૧૭ પ્રકૃતિઓનો જઘ૦પ્રદેશોદય હોય ॥૨૫॥

---

૧ અહિં દેવ થયેલાને એ ૧૭ પ્રકૃતિઓ એક જીવનેજ સમકાળે સર્વ ઉદય આવતી નથી તેથી ભિન્ન જીવ આશ્રયી યથાસંભવ ઉદય આવે છે,

**वेयणियंतरसोगारउच्च ओहि व्व निद्दपयला य। उक्कस्स ठिइबंधा पडिभग्गपवेइया नवरं ॥२३॥**

वेदनीयान्तरायशोकारत्युच्चैर्गोत्राणामवधिवन्निद्राप्रचलयोश्च। उत्कृष्टस्थितिबन्धात्प्रतिभग्नस्य प्रवेदकस्य नवरम् ॥२३॥

अन्वयार्थः—वेयणिय=એ વેદનીય अंतर=૫ અન્તરાય, सोग=શોક अरइ=અરતિ उच्च=ઉચ્ચગોત્ર એ ૧૦નો જ૦પ્રદેશોદય ओहि व्व=અવધિવત્ પૂર્વ પ્રકારે કહેવો. य=તથા निद्दपयला=નિદ્રાપ્રચલાનો પણ અવધિવત્ જ૦પ્રદેશોદય છે. नवर=પરન્તુ તફાવત એ છે કે उक्कस= ठिइबंधा पडिभग्ग=ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી પ્રતિભગ્ન-પતિત થયેલ અને पवेइया=એ બે નિદ્રાના ઉદયવાળો હોય તે જ૦પ્રદેશોદય કરે. ॥૨૩॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. પરન્તુ નિદ્રાદ્વિક માટે વિશેષતા એ છે કે-નિદ્રાદ્વિકની ઉ૦સ્થિતિ બાંધીને ભ્રષ્ટ થયો છતો (ઉ૦સ્થિતિબંધથી ઉતરી અલ્પસ્થિતિ બાંધતો) નિદ્રાપચલાના ઉદયમાં વર્તતો હોય તેને જ૦પ્રદેશોદય હોય [ અહિ ઉ૦સ્થિતિ-બંધ ઉ૦સંક્લેશીને હોય અને ઉ૦સંક્લેશમાં નિદ્રાનો ઉદય ન હોય તેથી નિદ્રાનો ઉદય ઉ૦સ્થિતિબંધથી ભ્રષ્ટ થયેલને કહ્યો છે ].

**वरिसवरतिरियथावरनीयं पि य मइसमं नवरि तिन्नि। निद्दानिद्दा इंदियपज्जत्ती पढमसमयम्मि ॥२४॥**

वर्षवरतिर्यक्स्थावरनीचैर्गोत्राणामपि च मतिसमं नवरं तिसृणाम्। निद्रानिद्रादीनामिन्द्रियपर्याप्तस्य प्रथमसमये ॥२४॥

अन्वयार्थः—वरिसवर=વર્ષવર-નપુંસકવેદ, तिरिय थावर नीयं=તિર્યંગ્ગતિ સ્થાવર નીચગોત્ર એ ૪ પ્રકૃતિનો જ૦પ્રદેશોદય मइसमं= મતિજ્ઞાના૦ના જ૦પ્રદેશોદય સરખો કહેવો. नवरि=વિશેષ એ કે-निद्दानिद्दा=નિદ્રાનિદ્રા આદિ ૩ નો જ૦પ્રદેશોદય इंदिय पज्जत्ती=ઇન્દ્રિય-પર્યાપ્તિએ પર્યાપ્તને पढम समयम्मि=પ્રથમ સમયે હોય, તદનન્તરસમયે ઉદીરણાથી આવેલા પ્રદેશોનો ઉદય થવાથી જ૦પ્રદેશોદય હોતો નથી. ॥૨૪॥

આવરણનો તથા केवलदुग०=કેવલદ્વિક મનઃ ૫૦ ચક્ષુ અચક્ષુ એ आवरण=આવરણોનો જઘન્યપ્રદેશોદય થાય ॥૨૧॥

**ભાવાર્થઃ**—જઘ૦પ્રદેશોદય ક્ષપિતકર્માંશને હોય છે, અને તેનુ સ્વરૂપ સંક્રમકરણમાં કહ્યું છે. તેવો ક્ષપિતકર્માંશ દેવ જઘ૦ આયુષ્યવાળો હોય તે અન્તમુ૦ વીત્યાબાદ સમ્યક્ત્વ પામી તે અન્તમુ૦ અને અન્ત્ય અન્તમુ૦ રહિત ૧૦૦૦૦ વર્ષ સુધી સમ્યક્ત્વ પાલન કરી પર્યન્તે અન્તમુ૦ બાકી રહ્યે મિથ્યાત્વ પામે તે અતિસંક્લિષ્ટ પરિણામવાળો દેવ મત્યાવરણાદિની ઉ૦સ્થિતિ બાંધીને અન્તમુ૦ સુધી ઘણા પ્રદેશો ઉદ્વર્તે (ઉપરની સ્થિતિઓમાં પ્રક્ષેપે), અને તેવાજ પરિણામે કાળ કરી એકેન્દ્રિય થાય તેને પ્રથમસમયે મત્યાવરણાદિ ૭ આવરણનો જ૦પ્રદેશોદય હોય ॥૨૧॥

**ओहीण संजमाओ देवत्त गए गयस्स मिच्छत्तं । उक्कोसठिइबंधे विकड्ढणा आलिगं गंतुं ॥२२॥**

**अवधेः संयमाद्देवत्वं गते गतस्य मिथ्यात्वम् । उत्कृष्टस्थितिबन्धे उद्वर्त्तनावलिकां गत्वा ॥२२॥**

**અન્વયાર્થઃ**—संजमाओ=સંયમથી देवत्तगए=દેવપણાને પામેલો જીવ मिच्छत्तगयस्स=મિથ્યાત્વ પામ્યો હોય તે उक्कोसठिइबंधे=ઉ૦સ્થિતિબંધ કરીને विकड्ढणा=વિકર્ષણા-ઉદ્વર્તના કરે, ત્યારબાદ आलिग गतु=આવલિકા જઇને (બંધાવલિકા વ્યતીત કરીને) ओहीण=અવધિદ્વિકનો જ૦પ્રદેશોદય કરે ॥૨૨॥

**ભાવાર્થઃ**—કોઇ ક્ષપિતકર્માંશ જીવ સંયમ પામી અવધિજ્ઞાનદર્શન પ્રાપ્ત કરી એજ અવધિ સહિત દેવમાં ઉત્પન્ન થઈ અન્તમુ૦ બાદ મિથ્યાત્વ પામી અવધિદ્વિકનો ઉ૦સ્થિતિબંધ કરે તે વખતે ઉ૦ઉદ્વર્તના પણ કરે ત્યારબાદ બંધાવલિકા વીત્યાબાદ બંધાવલિકાના [1]અન્ત્યસમયે અવધિદ્વિકનો જ૦પ્રદેશોદય હોય ॥૨૨॥

---

૧ વૃત્તિમા અન્ત્યસમય સ્પષ્ટ નથી કહ્યો પરન્તુ અધિકારને અનુસરીને અન્ત્ય સમય ગ્રહણ કરવો કારણ કે ત્યારપછીના સમયમા નવા બાંધેલા અવધિદ્વિકના પ્રદેશો પણ ભેળા ઉદયમા થાય છે તેથી ઘણો પ્રદેશોદય થાય

ભાવાર્થઃ—ગુણિતકર્માંશ પંચેન્દ્રિય જીવ સમ્યગ્દૃષ્ટિ થતી વખતે સમ્ય૦પ્રત્યયિક ગુણશ્રેણિ રચીને ત્યાંથી પડી મિથ્યાત્વે આવી [1]દ્વીન્દ્રિયમાં ઉત્પન્ન થઇ દ્વીન્દ્રિયયોગ્ય (આતપની) સ્થિતિ વર્જીને શેષ સર્વસ્થિતિ અપવર્તી મરણ પામી એકેન્દ્રિય (ખરપૃથ્વી) થાય, ત્યાં એકેન્દ્રિયયોગ્ય (આતપની) સ્થિતિસત્તા કરીને શીઘ્ર [2]શરીરપર્યાપ્ત થઈ આતપના ઉદયવાળો હોય ત્યારે તેવા ખરપૃથ્વીકાયને શરીરપર્યાપ્તિના અનન્તર સમયે (આતપોદયના પ્રથમ સમયે) આતપનો ઉ૦ પ્રદેશોદય થાય. ॥૧૯॥ इति उत्कृष्टप्रदेशोदय स्वामी ॥

पगयं तु खवियकम्मे जहन्नसामी जहन्नदेवठिइ। भिन्नमुहुत्ते सेसे मिच्छत्तगतो अतिकिलिट्ठो ॥२०॥
कालगएगिंदियगो पढमे समये व मइसुयावरणे। केवलदुगमणपज्जवचक्खुअचक्खूण आवरणा ॥२१॥

प्रकृतं तु क्षपितकर्मांशेन, जघन्यस्वामित्वे जघन्यस्थितिदेवः। भिन्नमुहूर्त्ते शेषे, मिथ्यात्वं गतोऽतिक्लिष्टः ॥२०॥
कालगत एकेन्द्रियकः प्रथमे समये वा मतिश्रुतावरणयोः। केवलद्विकमनःपर्यवचक्षुरचक्षुषामावरणानाम् ॥२१॥

અન્વયાર્થઃ—અહિં जहन्नसामी=જઘ૦પ્રદેશોદયના સ્વામીના અધિકારમાં खवियकम्मे=ક્ષપિતકર્માંશ જીવનો पगयं=અધિકાર–ઉપયોગ જાણવો. जहन्नदेवठिइ=જઘન્યસ્થિતિવાળો (૧૦૦૦૦ વર્ષાયુવાળો) દેવ થઈ भिन्नमुहुत्ते सेसे=અન્તર્મું૦ બાકી રહે मिच्छत्तगतो=મિથ્યાત્વે ગયેલો અને अतिकिलिट्ठो=અતિસંક્લિષ્ટ થયેલો દેવ ॥૨૦॥

कालगए एगिंदियगो=કાળ કરી એકેન્દ્રિય થયો હોય તે એકેન્દ્રિય જીવને पढमे समये व=પ્રથમ સમયેજ मइसुयावरणे=મતિશ્રુત

---

૧ આગળ કહેવાતો એકે૦જીવ દ્વીન્દ્રિયયોગ્ય સ્થિતિને શીઘ્ર સ્વયોગ્ય કરે તેથી દ્વીન્દ્રિયમાં ઉપજવાનું કહ્યું છે
૨ શરીર અપર્યાપ્તને આતપનો ઉદય હોય નહિં માટે શરીરપર્યાપ્ત થવાનું કહ્યું છે.

अन्वयार्थः—संघयणपचगस्स य=પુનઃ ૫ અશુભ સંહનનનો ઉ૦પ્રદેશોદય જ્યાં बिइयादी=બીજી આદિ तिन्नि गुणसेढी=ત્રણ ગુણશ્રેણિઓ (ના શીર્ષ) होंति=હોય છે-વર્તે છે ત્યાં થાય છે. आहारगउज्जोयाण=આહા૦ ૭ અને ઉદ્યોત એ ૮ નો ઉ૦પ્રદેશોદય उत्तरतणु=ઉત્તર શરીરમાં (આહા૦ શરીરમાં) વર્તતા अप्पमत्तस्स=અપ્રમત્ત મુનિને હોય છે ॥૧૮॥

भावार्थः—કોઇક મનુષ્ય દેશવિરતિ પામીને દેશવિ૦ પ્રત્યયિક [1]બીજી ગુણશ્રેણિ રચે, પુન એજ મનુ૦ તરત સર્વવિરતિ પામીને સર્વવિ૦ પ્રત્યયિક ત્રીજી ગુણશ્રેણિ રચે, પુનઃ એજ તરત અનન્તાનુ૦ વિસંયોજના કરવા માટે અનંતા૦વિસં૦ની ચોથી ગુણશ્રેણિ રચે એ રીતે ૨-૩--૪ ગુણશ્રેણિ રચીને એ ત્રણેના શીર્ષમાં વર્તતો તે તે સંઘયણના ઉદયવાળો જીવ ૫ અશુભ સંઘયણનો ઉ૦પ્રદેશોદય કરે, તથા પ્રમત્તમાં આહારક શરીર રચી અપ્રમત્તે ગએલાને પ્રથમગુણશ્રેણિના (પ્રથમ સમયકૃત ગુણ૦ના) શીર્ષે વર્તતાં આહા૦ ૭ ને ઉદ્યોત એ ૮ નો ઉ૦ પ્રદેશોદય હોય ॥૧૮॥

## बेइंदिय थावरगो कम्मं काऊण तस्समं खिप्पं। आयावस्स उ तव्वेइ पढमसमयम्मि वट्टंतो ॥१९॥

द्वीन्द्रियः स्थावरगः कर्म्म कृत्वा तत्समं क्षिप्रम्। आतपस्य तु तद्वेदी, प्रथमसमये वर्त्तमानः ॥१९॥

अन्वयार्थः—પંચેન્દ્રિય મરીને बेइंदिय=દ્વીન્દ્રિય થયો અને તે મરણ પામીને थावरगो=સ્થાવર થયેલો જીવ तस्समं=સ્થાવર સમાન कम्म=કર્મ-સ્થિતિસત્કર્મ काऊण=કરીને खिप्पं=ક્ષીપ્ર-શીઘ્ર પર્યાપ્ત થઈ तव्वेइ=તેનો વેદક (આતપનો વેદક) पढमसमयम्मि वट्टतो=ઉદયના પ્રથમ સમયમાં વર્તતો आयावस्स उ=આતપ નામકર્મનો ઉ૦પ્રદેશોદય કરે ॥૧૯॥

---

[1]-૨ આ ઉદય પ્રકરણની ૮ મી ગાથામા જે ૧૧ ગુણશ્રેણિ કહી છે તેમા સમ્યક્ત્વની પહેલી અને દેશવિરતિની બીજી છે માટે

શેષ સર્વ (અન્તર્મુ૦ ન્યૂન ૩ પલ્યોપમ) સ્થિતિની અપવર્તના કરે, તો તે અપવર્તના બાદ પ્રથમ સમયે એ યુગલિક મનુષ્યને નરાયુ અને તિર્યંચને તિર્યંગાયુનો ઉ૦પ્રદેશોદય હોય ॥૧૬॥

दूभगणाएज्जाजसगइदुगअणुपुव्वितिगसनीयाणं । दंसणमोहक्खवणे देसविरइविरइगुणसेढी ॥१७॥

दुर्भगानादेयायशोगतिद्विकानुपूर्वित्रिकसनीचैर्गोत्राणाम् । दर्शनमोहक्षपणायां, देशविरतिविरतिगुणश्रेण्याम् ॥१७॥

અન્વયાર્થઃ—दुभग अणाएज्ज अजस गइदुग अणुपुव्वितिगसनोयाणं=દુર્ભગ-અનાદેય-અપયશ-ગતિદ્વિક (નરક-તિ૦ગતિ)-આનુપૂ૦ ૩ (ન૦ તિ૦ મ૦ આનુપૂર્વી)-અને નીચગોત્ર સહિત એ ૯ પ્રકૃતિઓનો ઉ૦પ્રદેશોદય दंसणमोहक्खवणे=દર્શનમોહની ક્ષપણામાં એ ક્ષપણાની ગુણશ્રેણિ તથા देसविरइ विरइ गुणसेढी=દેશવિરતિની અને સર્વવિરતિની ગુણશ્રેણિ એ ત્રણના શીર્ષે વર્તતાને હોય ॥૧૭॥

ભાવાર્થઃ—પ્રથમ અવિરત ક્ષયો૫૦ સમ્યગ્દૃષ્ટિ જીવે ૭ દર્શનમોહનીય ખપાવવા ગુણશ્રેણિ રચી, ત્યારબાદ એજ જીવ દેશવિ-રતિ પામી સર્વવિરતિ પામે તો એ બે સ્થાને પણ ગુણશ્રેણિ રચે, ત્યારબાદ કરણ સમાપ્ત થયે સંક્લિષ્ટ થઇને અવિરત થાય તો એ ત્રણે શ્રેણિના શીર્ષે વર્તતા અવિરતને એજ ભવમાં દુર્ભગાદિ ૪નો ઉ૦પ્રદેશોદય હોય, અને એજ ત્રણ શ્રેણિ સહિત નરકે ઉપજે તો નરકદ્વિક સહિત ૬ નો, તિર્યંચમાં ઉપજે તો તિર્ય૦ ૨ સહિત ૬ નો અને મનુ૦ભવમાં ઉપજે તો મનુષ્યાનુપૂર્વિસહિત ૫ નો ઉ૦પ્રદેશોદય હોય ॥૧૭॥

संघयणपंचगस्स य बिइयाईतिन्नि होंति गुणसेढी । आहारगउज्जोयाणुत्तरतणु अप्पमत्तस्स ॥१८॥

संहननपंचकस्य च, द्वितीयाद्यास्तिस्रो भवन्ति गुणश्रेणयः । आहारकोद्योतयोरुत्तरतनावप्रमत्तस्य ॥१८॥

**हस्सठिइं बंधित्ता अद्धाजोगाइठिइनिसेगाणं। उक्कस्सपए पढमोदयम्मि सुरनारगाऊणं॥१५॥**

ह्रस्वां स्थितिं बद्ध्वाऽद्धायोगादिस्थितिनिषेकानाम्। उत्कृष्टपदे प्रथमोदये सुरनारकायुषोः॥१५॥

अन्वयार्थः—हस्सठिइं=( દેવાયુ નરકાયુની ) હ્રસ્વસ્થિતિ-૧૦ હજાર વર્ષની અલ્પસ્થિતિ बंधित्ता=બાંધીને अद्धा=બંધકાળ जोग=યોગ અને आइठिइनिसेगाणं=આદિ સ્થિતિમાં નિષેક उक्कस्सपए=ઉત્કૃષ્ટ પદે કરીને, અર્થાત્ ઉ૦બંધકાળ સુધી બાંધીને ઉ૦યોગમાં વર્તીને તેમજ ઉદયના પહેલા સમયમાં ઘણા પ્રદેશો પ્રક્ષેપીને ( બીજા આદિ સમયે હીન હીન પ્રદેશો ગોઠવીને ) ત્યારબાદ મરણ પામી દેવ વા નરક થાય તો તેને पढमोदयम्मि=પ્રથમ ઉદયમાં ( ઉદયના પ્રથમ સમયે ) વર્તતા દેવ નારકીને દેવાયુ નરકાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય. ॥૧૫॥

**अद्धाजोगुक्कोसो बंधित्ता भोगभूमिगेसु लहुं। सव्वप्पजीवियं वज्जइत्तु ओवट्टिया दोण्हं॥१६॥**

अद्धायोगोत्कृष्टे बद्ध्वा भोगभूमिगेषु लघु। सर्वाल्पजीवितं वर्जयित्वाऽपवर्त्तयतो द्वयोः॥१६॥

अन्वयार्थः—अद्धा=કાળ ( મનુષ્યાયુ અને તિર્યંગાયુનો બન્ધકાળ ) તથા जोग=યોગમાં उक्कोसो=ઉત્કૃષ્ટ એવો જીવ [ અર્થાત્ ઉ૦ બંધકાળ સુધી ઉત્કૃષ્ટયોગે] भोगभूमिगेसु=ભોગ ભૂમિકોનું-યુગલિક નરતિર્યંગનું આયુષ્ય बंधित्ता=બાંધીને (૩ પલ્યોપમ આયુષ્ય બાંધીને) लहुं=શીઘ્ર ત્યાં ઉત્પન્ન થઇને सव्वअप्प जीविय=સર્વથી અલ્પજીવિત( -સર્વાલ્પઆયુ અપર્યાપ્તપણાના અન્તર્મુ૦ જેટલું ) वज्जइत्तु=વર્જીને શેષ સર્વ આયુ ओवट्टिया=અપવર્તતા જીવને दोण्हं=બે આયુનો ( નરાયુ તિર્યંગાયુનો ) ઉ૦પ્રદેશોદય હોય. ॥૧૬॥

भावार्थः—ઉત્કૃષ્ટ યોગપૂર્વક ઉત્કૃષ્ટબંધકાળ [આયુ૦ બંધયોગ્ય ઉ૦ અન્તર્મુ૦ સુધી] યુગલિકનું ૩ પલ્યો૦ આયુષ્ય બાંધી શીઘ્ર યુગલિકમાં ઉત્પન્ન થઇ ત્યાં અપર્યાપ્ત પણે જેટલો કાળ (અન્તર્મુ૦) અવશ્ય જીવવાનું જ છે તેટલી પ્રારંભની અન્તર્મુ૦સ્થિતિ છોડીને

ભાવાર્થ:—દેશવિરતિ પામીને દેશવિરતિની ગુણશ્રેણિ રચીને પુનઃ સંયમ પામી સંયમપ્રત્યયિક ગુણશ્રેણિ રચી, ત્યારબાદ જે સમયે બન્ને ગુણશ્રેણિનું શીર્ષ એકત્ર મળે તે કાળે વર્ત્તમાન ગુણિતકર્માંશ જીવ મિથ્યાત્વ પામે તો તે વખતે મિથ્યા૦અનંતા૦ ૪નો ઉ૦પ્રદેશોદય હોય, મિશ્ર પામે તો મિશ્રનો ઉ૦પ્રદેશોદય હોય. અને સ્ત્યાન૦૩ નો તો મિથ્યાત્વે ગયેલાને અથવા નહિ ગયેલા પ્રમત્તને પણ બે ગુણ૦શીર્ષમાં વર્તતાને હોય. તથા ૪ કુજાતિ-સ્થા૦-સૂ૦-સાધા૦ એ ૭ એકાન્ત તિર્યંચપ્રાયોગ્ય પ્રકૃતિનો તથા અપર્યાપ્તા નામનો ઉ૦પ્રદેશોદય એ બે ગુણશ્રેણિ રચીને મિથ્યાદૃષ્ટિ તિર્યંચમાં ગયેલાને શીર્ષે વર્તતાને હોય. ॥૧૩॥

अंतरकरणं होहिं त्ति जाय देवस्स तं मुहुत्तंतो। अट्ठण्हकसायाणं छण्हं पि य नोकसायाणं ॥१४॥

अन्तरकरणं भविष्यतीति जातदेवस्य तस्मिन् (पाश्चात्ये) मुहूर्त्तान्तात्। अष्टानां कषायाणां षण्णामपि च नोकषायाणाम् ॥१४॥

अन्वयार्थ:—જે અનન્તરસમયે अंतरकरणं=અન્તરકરણ (૮ કષાય ૬ નોક૦નું) होहि त्ति=થશે તે વખતે तं=તે પાશ્ચાત્યસમયે जायदेवस्स=દેવ ગતિમાં ઉત્પન્ન થયેલા દેવને ઉત્પન્ન થયા બાદ मुहुत्तंतो=અન્તર્મુ૦ પછી अट्ठण्ह कसायाणं=૮ કષાયોનો य=અને छण्हं पि नोकसायाणं=૭ એ નોકષાયનો ઉ૦પ્રદેશોદય હોય છે. ॥૧૪॥

ભાવાર્થ:—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે ઉપશમશ્રેણિ પામીને ૯મા ગુણસ્થાનના સંખ્યાતા ભાગ ગયા બાદ એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે ચા૦મોહનીયની ૨૧ પ્રકૃતિઓનું અન્તરકરણ કરે છે, એ વખતે કોઇ જીવ અન્તરકરણ હજી પ્રારંભાયુ નથી પણ અનન્તર સમયે પ્રારંભાશે, તે દરમ્યાનમાં પ્રારંભવાના પૂર્વ સમયે મરણ પામી દેવ થાય તો ત્યાં દેવભવમાં અન્તર્મુહુર્તબાદ (પ્રથમ રચાયલી સંયમ પ્રત્યયિક ગુણશ્રેણિના શીર્ષે વર્તતાં) મધ્ય ૮ કષાય અને વેદરહિત ૬નોકષાયનો ઉ૦પ્રદેશોદય હોય. ॥૧૪॥

પ્રત્યેક-સ્થિરાસ્થિર ૨-શુભાશુભ ૨-નિર્માણ એ ૫૨ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટપ્રદેશોદય ગુણિતકર્માંશ સયોગીકેવલીને અન્ત્યસમયે હોય. સુસ્વર દુઃસ્વર અને ઉચ્છ્વાસનો સ્વસ્વ નિરોધના અન્ત્યસમયે ઉ૦પ્રદેશોદય હોય છે, તથા અયોગીને ઉદયવતી ૧૨ પ્રકૃતિઓનો ઉ૦પ્રદેશોદય અયોગીને અન્ત્યસમયે હોય, એ ૧૭ જિનોદયી પ્રકૃતિઓ કહી. ॥૧૧॥

**उवसंतपढमगुणसेढीए निद्दादुगस्स तस्सेव। पावइ सीसगमुदयंति जायदेवस्स सुरनवगे ॥१२॥**

उपशान्तप्रथमगुणश्रेण्यां निद्राद्विकस्य तस्यैव। प्राप्स्यति शीर्षकोदयमिति जातदेवस्य सुरनवकस्य ॥१२॥

अन्वयार्थ—उवसतपढमगुणसेढीए=ઉપશાન્તમોહની પોતાની પ્રથમ ગુણશ્રેણિના શીર્ષમાં વર્તમાન ગુણિતકર્માંશને निद्दादुगस्स=નિદ્રા-દ્વિકનો-નિદ્રાપ્રચલાનો ઉ૦પ્રદેશોદય હોય. તથા અનન્તરસમયે सीसगं उदय=ઉપશાન્તમોહની પ્રથમ ગુણશ્રેણિનાં શીર્ષક ઉદયને पावइ= પામશે તે પશ્ચાત્ સમયમાં जायदेवस्स=દેવપણે ઉત્પન્ન થયેલને (દેવને) सुरनवगे=સુરનવકનો (વૈ૦૭-દેવ૦ ૨નો) ઉ૦પ્રદેશોદય હોય. ॥૧૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૧૨॥

**मिच्छत्तमीसणंताणुबंधिअसमत्तथीणगिद्धीणं। तिरिउदएगंताण य बिइया तइया य गुणसेढी ॥१३॥**

मिथ्यात्वमिश्रानन्तानुबन्ध्यपर्याप्तस्त्यानर्द्धित्रिकाणाम्। तिर्यगेकान्तोदयानां च द्वितीयायां तृतीयायां च गुणश्रेण्याम् ॥१३॥

अन्वयार्थः—मिच्छ०=મિથ્યાત્વ મિશ્ર અનન્તાનુબન્ધિ ૪ અપર્યાપ્ત સ્ત્યાનર્દ્ધિત્રિક य=અને तिरिउदएगताण=તિર્યંચને એકાન્ત ઉદય-યોગ્ય ૭ પ્રકૃતિઓનો ઉ૦પ્રદેશોદય बिइया य तइया गुणसेढी=બીજી અને ત્રીજી ગુણશ્રેણિના શીર્ષે વર્તતાને ( દેશવિ૦સર્વવિ૦ પ્રત્યયિક ગુણશ્રેણિમાં એકત્ર સ્થાને વર્તતાને ) હોય છે. ॥૧૩॥

आवरणविघ्नमोहानां जिनोदयिकानां वाऽपि निजकान्ते । लघुक्षपणयाऽवध्योरनवधिलब्धिकस्योत्कृष्टः ॥११॥

अन्वयार्थः—आवरणविग्घमोहाण=૫ જ્ઞાના૦-૪ દર્શના૦-૫ વિઘ્ન૦-અને ૮ મોહનીય (સં૦૪-વેદ ૩-સમ્ય૦ એ ૮)નો, તથા जिणोदइयाण=જિનોદયી પ્રકૃતિઓનો (કેવલિને ઉદયમાં વર્તતી પ્રકૃતિઓનો) उक्कसो=ઉત્કૃષ્ટપ્રદેશોદય नियग अंते=પોતપોતાના ઉદયને અન્તે लहुखवणाए=લઘુ ક્ષપણાવડે ક્ષય કરતાને હોય છે. અને ओहीण=અવધિદ્વિકનો उक्कसो=ઉત્કૃષ્ટ પ્રદેશોદય अण ओहिलद्धिस्स=અવધિ લબ્ધિ રહિતને હોય છે. ॥૧૧॥

ભાવાર્થ—ક્ષપણા બે પ્રકારની છે-૧ લઘુક્ષપણા, ૨ ચિરક્ષપણા. ત્યાં ૮ વર્ષ ૭ માસની વયે સંયમ પામીને તરત અન્તર્મુ૦માં ક્ષપકશ્રેણિ પ્રારંભે તેની જે ક્ષપણા તે लघुक्षपणा-शीघ्रक्षपणा. અને જે ઘણી મોટી વયે સંયમ પામીને સંયમ પામ્યા બાદ પણ ઘણે કાળે ક્ષપકશ્રેણિ આરંભે, તેની જે ક્ષપણા તે चिरक्षपणा-दीर्घक्षपणा. આ દીર્ઘક્ષપણામાં ઘણા પ્રદેશો પહેલાં ઉદયે આવી ક્ષય થઇ ગયા હોય છે, અને અલ્પપ્રદેશો શેષ રહ્યા હોય છે તેથી ઉત્કૃષ્ટપ્રદેશોદય પ્રાપ્ત થતો નથી, અને લઘુક્ષપણામાં ઘણા પ્રદેશોનો ઉદય થવાથી ઉત્કૃષ્ટપ્રદેશોદય પ્રાપ્ત થાય છે. જેથી આવરણ આદિ ૧૪ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટપ્રદેશોદય શીઘ્રક્ષપક ગુણિતકર્માંશ જીવને ગુણશ્રેણિના શીર્ષે વર્તતાં ક્ષીણમોહના ચરમ સમયે હોય. પરન્તુ તફાવત એ કે-અવધિના બે આવરણનો ઉ૦પ્રદેશોદય એજ જીવને હોય, પરન્તુ અવધિલબ્ધિરહિતને હોય. કારણ કે અવધિજ્ઞાનદર્શન ઉત્પન્ન થતાં ઘણા કર્મપુદ્ગલો (અવધિદ્વિકના) નિર્જરે છે, તેથી અવધિજ્ઞાનિને ઉ૦પ્રદેશોદય પ્રાપ્ત થતો નથી.

તથા મોહનીયકર્મમાં સમ્યક્ત્વ-સંજ્વલન ૪-વેદ ૩ એ ૮ પ્રકૃતિઓનો ઉ૦પ્રદેશોદય શીઘ્રક્ષપક ગુણિતકર્માંશને પોતપોતાના ઉદયને અન્તે હોય. તથા સર્વજ્ઞને ઉદયમાં વર્તે એવી ઔદા૦૭-તૈ૦૭-સંસ્થાન ૬-વજ્રર્ષ૦-વર્ણાદિ ૨૦-પરા૦-ઉપ૦-અગુ૦-૨ ખગતિ-

**तिन्नि वि पढमिल्लाओ मिच्छत्तगए वि होज्ज अन्नभवे । पगयं तु गुणियकम्मे गुणसेढीसीसगाणुदये ॥१०॥**

तिस्रोऽपि प्रथमा मिथ्यात्वं गतस्यापि भवेदन्यभवे । प्रकृतं तु गुणितकर्मांशेन गुणश्रेणिशिरसामुदयगतेन ॥१०॥

अन्वयार्थ—पढमिल्लाओ तिन्निवि=પ્રથમની ત્રણ ગુણશ્રેણિ मिच्छत्तगएवि=મિથ્યાત્વે ગયેલાને જ अन्नभवे=અન્યભવમાં પણ होज्ज=હોય છે. તથા અહિં गुणसेढीसीसगाण उदये=ગુણશ્રેણિઓના શીર્ષભાગે–અન્તે ઉદયમાં વર્તતા गुणियकम्मे=ગુણિતકર્માંશ જીવનો જ पगयं=પ્રકૃત–ચાલુ અધિકારમાં ઉપયોગ છે. ॥૧૦॥

ભાવાર્થઃ—સમ્યક્ત્વ પ્રત્યયિક દેશવિરતિ પ્રત્યયિક અને સર્વવિરતિ પ્રત્યયિક એ ૩ ગુણશ્રેણિઓમાં વર્તતો શીઘ્ર મિથ્યાત્વે જઇ અશુભ મરણથી શીઘ્ર મરણ પામી કોઇપણ ગતિમાં ઉત્પન્ન થાય તો પરભવમાં પણ કેટલોક કાળ ઉદય આશ્રયી એ ત્રણ ગુણશ્રેણિ પ્રાપ્ત થાય, શેષ ગુણશ્રેણિઓમાં અશુભ મરણ ન હોવાથી પરભવમાં સાથે ન આવે પરન્તુ અહિંજ સર્વથાક્ષય કરીને પરભવમાં જાય. તથા અહિં ઉત્કૃષ્ટ પ્રદેશોદયના ચાલુ અધિકારમાં એ ગુણશ્રેણિઓના મસ્તકે–પર્યન્તે વર્તતા અને તે પણ [1]ગુણિતકર્માંશ જીવોનો જ ઉપયોગ છે, કેમકે તેઓને ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોઇ શકે છે. ॥૧૦॥

અવતરણઃ—હવે પ્રકૃતિઓમાં ઉ૦પ્રદેશોદયના સ્વામી કહે છે—

**आवरणविग्घमोहाण जिणोदइयाण वावि नियगंते । लहुखवणाए ओहीणणोहिलद्धिस्स उक्कस्सो ॥११॥**

---

૧ અનેક ભવાદિ સંયોગો પામીને જેણે ઘણા કર્મપ્રદેશોનો સંગ્રહ કર્યો હોય તે ગુણિતકર્માંશનું સ્વરૂપપૂર્વે સંક્રમકરણમાં પ્રદેશસંક્રાધિકારમાં ૭૪ થી ૭૮ મી ગાથા સુધીમાં કહેવાઈ ગયું છે.

૯ ક્ષીણમોહ ગુણશ્રેણિ મોહનીય સર્વ પ્રકૃતિઓ ક્ષય પામ્યા બાદ બારમા ગુણસ્થાને હોય છે. ક્ષપકથી સંખ્યગુણહીન અન્તર્મું૦માં અસં૦ગુણ નિર્જરા થાય છે.

૧૦ સયોગીકેવલીની ગુણશ્રેણિ સયોગી કેવલિને હોય છે. ક્ષીણમોહની નિર્જરાથી સંખ્યગુણહીન અન્તર્મું૦માં અસં૦ગુણ નિર્જરા થાય છે.

૧૧ અયોગી ગુણશ્રેણિ અયોગી ગુણસ્થાને છે, ત્યાં રચનાત્મક ક્રિયા નથી પરન્તુ પ્રથમ સયોગી અવસ્થામાં રચાયલા નિષેકનો અનુભવ માત્ર છે, એમાં સયોગીની નિર્જરાથી સંખ્યગુણહીન અન્તર્મું૦માં અસં૦ગુણ નિર્જરા છે

એ રીતે ૧૧ ગુણશ્રેણિઓમાં સ્વસ્વસ્થાને યથાયોગ્ય:રચના-નિષેક પણ અસંખ્યગુણ છે, અને રચના તેવી હોવાથી પ્રદેશોદય પણ સ્વસ્થાને પ્રતિસમય: અસંખ્યગુણ છે. તેમજ રચનાનો ક્રિયાકાળ તેમજ પતદ્ગ્રહ સ્થિતિઓ પણ અન્તર્મું૦પ્રમાણ છે, પરન્તુ અહિં ચાલુ અધિકારમાં સ્વસ્થાનની અપેક્ષા મુખ્ય ન રાખતાં પરસ્પરાપેક્ષા મુખ્ય ગણી છે. તે આ પ્રમાણે-પહેલી ગુણશ્રેણિમાં પહેલા સમયે જેટલા પ્રદેશોનો નિષેક થાય છે તેથી અસંખ્યગુણ પ્રદેશ નિષેક બીજી ગુણ૦માં પહેલે સમયે થાય છે, પુનઃ ત્રીજી ગુણશ્રેણિના પહેલા સમયમાં તેથી પણ અસંખ્યગુણ નિષેક થાય છે એ રીતે સર્વત્ર પરસ્પર વિચારતાં પરસ્પર અસંખ્યગુણ નિર્જરા 'પરસ્પરાપેક્ષાએ અનુક્રમે હોય છે, તેમજ અહિં સંખ્યગુણહીન હીન કાળ કહ્યો તે પણ પરસ્પર નિર્જરા અપેક્ષાઓજ કહ્યો છે. એમાં પરસ્પર અસંખ્યગુણ પ્રદેશનિષેક ક્રમશઃ વિશુદ્ધિ અધિક અધિક હોવાથી છે. ॥૯॥

अवतरणः—હવે કઈ ગુણશ્રેણિ કઈ ગતિમાં પ્રાપ્ત થાય છે? તે દર્શાવાય છે—

---

૧ ઉપશમક વા ઉપશાન્તને પડતા પણ ગુણશ્રેણિ વર્તે છે પરન્તુ અવિશુદ્ધ હોવાથી અહિં અવિવક્ષિત છે, અને ચાલુ અધિકારમાં નિરૂપયોગી છે.

પ્રવર્તે છે, એમાં સમ્ય૦ગુણશ્રેણિથી અસંખ્યગુણી કર્મનિર્જરા થાય છે. ( અહિં દેશવિ૦માં અન્તર્મુ૦ સુધી તો અવશ્ય અસંખ્ય-ગુણ ક્રમેજ ગુણશ્રેણિ હોય, અને ત્યારબાદ પરિણામને અનુસારે હીન અધિક વા અવસ્થિત-ગુણશ્રેણિ દેશવિરતિ કાયમ રહે ત્યાં સુધી અનિયમિત હોય ), એનો કાળ સમ્ય૦પ્રત્યયિકથી સંખ્યગુણહીન છે.

૩ सर्वविरति प्रत्ययिक ગુણશ્રેણિ પણ સર્વવિરતિ પામ્યા બાદજ અન્તર્મુ૦ સુધી પ્રવર્તે છે, અને દેશવિ૦ગુણ૦થી એમાં અસંખ્ય-ગુણ નિર્જરા હોય છે. અન્તર્મુ૦ પછી અનિયત ગુણશ્રેણિ દેશવિરતિવત્, કાળ સંખ્યેયગુણહીન છે.

૪ अनुतानु०विसयोजनानी ગુણશ્રેણિ ૪-૫-૬-૭મા ગુણસ્થાને અપૂર્વકરણથી પ્રારંભાઇ ક્ષય થયા પહેલાં સમાપ્ત થાય છે. સર્વ વિ૦ની ગુણશ્રેણિથી એમાં અસંખ્યગુણ નિર્જરા થાય છે. કાળ સર્વવિ૦પ્રત્યયિકથી સંખ્યાતગુણહીન જાણવો. આ હકીકત સર્વવિરતિ ગુણસ્થાને અનં૦ની વિસંયોજના થાય તે માટે સમજવી.

૫ दर्शनमोहनीय क्षयनी ગુણશ્રેણિ ક્ષયોપશમ સમ્યગ્દ્રષ્ટિને ક્ષાયિક સમ્યક્ત્વ પામતા પહેલાં અપૂર્વકરણ અને અનિવૃ૦કરણમાં હોય છે. અનંતા૦વિસં૦પ્રત્યયિકથી એમાં અસંખ્યગુણ નિર્જરા સં૦ગુણહીન અન્તર્મુ૦માં હોય છે.

૬ चारित्रमोहोपशम प्रत्ययिक ગુણશ્રેણિ ૮મા ગુણ૦થી પ્રારભાઈને ૧૦મા ગુણસ્થાન સુધી હોય છે. ક્ષાયિક સમ્ય૦પ્રત્યયિક ગુણ-શ્રેણિથી એમાં સં૦ગુણહીન અન્તર્મુ૦માં અસંખ્યગુણ નિર્જરા થાય છે.

૭ उपशान्तमोहनीयनी ગુણશ્રેણિ મોહનીયની સર્વ પ્રકૃતિઓ ઉપશાન્ત થયા બાદ ૧૧મા ગુણસ્થાને હોય છે. ઉપશમકની નિર્જ-રાથી સંખ્યગુણહીન અન્તર્મુ૦માં અસંખ્યગુણી નિર્જરા થાય છે.

૮ चारित्रमोहनीय क्षयनी ગુણશ્રેણિ ક્ષપકને ૮મા ગુણ૦થી ૧૦મા સુધી ઉપશાન્તની નિર્જરાથી સં૦યગુણહીન અન્તર્મુ૦માં અસં૦ ગુણ નિર્જરા થાય છે.

અસંખ્યગુણ અસંખ્યગુણ પ્રદેશોની [ ઉદયસમયથી અથવા ઉદયા૦ઉપરથી અન્તર્મુ૦ સુધીની સ્થિતિમાં અન્તર્મુ૦કાળ સુધી ] જે નિષેક-રચના-ગોઠવણ તે પણ ગુણશ્રેણિ કહેવાય. તેનાં નામ-

| | |
|---|---|
| ૧ સમ્યક્ત્વ પ્રત્યયિક ગુણશ્રેણિ | ૭ ઉપશાંતમોહ ગુણસ્થાન સંબંધિ |
| ૨ દેશવિરતિ પ્રત્યયિક " | ૮ ચારિત્રમોહનીય ક્ષયની |
| ૩ સર્વવિરતિ પ્રત્યયિક " | ૯ ક્ષીણમોહ ગુણસ્થાન સંબંધિ |
| ૪ અનંતાનુ૦વિસંયોજના પ્રત્યયિક " | ૧૦ સયોગીકેવલિની |
| ૫ દર્શનમોહનીયના ક્ષયની " | ૧૧ અયોગીકેવલિની |
| ૬ ચારિત્રમોહનીયના ઉપશમની " | |

૧-એમાં પહેલી સમ્યક્ત્વગુણશ્રેણિ ગુણશ્રેણિ મિથ્યાદૃષ્ટિમાં અપૂર્વકરણથી પ્રારંભાઈને ઉપશમસમ્ય૦ કિંચિત્ ન્યૂન રહે સમાપ્ત થાય છે, અને ક્ષયોપ૦સમ્ય૦માં અન્તર્મુ૦ સુધી પ્રવર્તી સમાપ્ત થાય છે. અને આગળ કહેવાતી ગુણશ્રેણિઓથી અલ્પ નિર્જરા [ અસંખ્યાતમાભાગ જેટલી નિર્જરા ] હોય છે. ( સ્વસ્થાને પ્રતિસમય અસંખ્યગુણ નિર્જરા હોય છે ). એનો કાળ સર્વથી અધિક ( દેશવિ૦પ્રત્યયિકના કાળથી [1]સંખ્યાતગુણો ) છે.

૨ દેશવિરતિ પ્રત્યયિક ગુણશ્રેણિ અવિરતિગુણસ્થાનમાં અપૂર્વકરણથી પ્રારંભાતી નથી, પરન્તુ દેશવિ૦ પામ્યા બાદ અન્તર્મુ૦સુધી

૧ અહિ સંખ્યાતગુણ કાળ કહ્યો છે તે રચનાનો ક્રિયાકાળ નહિ. પરન્તુ દેશવિ૦ જેટલા અન્તર્મુ૦કાળમા ( અસંખ્યગુણી ) જેટલી નિર્જરા કરે છે, તેથી અસં૦ગુણહીન નિર્જરા કરવામાં પણ સમ્યગ્દૃષ્ટિને સંખ્યાતગુણ મોટું અન્તર્મુ૦ લાગે, એ રીતે સર્વત્ર કાળ પ્રમાણ જાણવુ.

सम्मत्तुप्पत्ति सावय विरए संजोयणाविणासे य । दंसणमोहक्खवगे कसायउवसामगुवसंते ॥८॥
खवगे य खीणमोहे जिणे य दुविहे असंखगुणसेढी । उदओ तव्विवरीओ कालो संखेज्ज गुणसेढी ॥९॥

सम्यक्त्वोपादे श्रावके विरते संयोजनाविनाशे च । दर्शनमोहक्षपके कषायोपशमक उपशान्ते ॥८॥
क्षपके च क्षीणमोहे, जिने च द्विविधेऽसंख्यगुणश्रेण्या । उदयस्तद्विपरीतः, कालः संख्येयगुणश्रेण्या ॥९॥

अन्वयार्थः—सम्मत्तउप्पत्ति=સમ્યક્ત્વના ઉત્પાદમાં (સમ્યક્ત્વોત્પત્તિ સંબધી ગુ૦શ્રે૦ મિથ્યાત્વમાંને સમ્યક્ત્વમાં), सावय=શ્રાવકપણુમાં (દેશવિરતિ સંબધિ), विरए=સર્વવિરતમાં (પ્રમત્તાપ્રમત્તને), य=અને संयोजणाविणासे=સયોજનાના વિનાશમાં (અન્તા૦ની વિસયોજના સંબધિ), दसणमोहखवगे=દર્શનમોહના ક્ષપકમાં (દર્શનમોહનીયના ક્ષય સંબધિ), कसाय उवसामग=કષાયોપશમકને (ચારિત્રમોહનીયના ઉપશમકની), उवसते=ઉપશાન્તમોહમાં અગીઆરમે ગુણુઠાણે. ॥૮॥

खवगे य=પુનઃ ક્ષપકની (ચા૦મોહના ક્ષય સંબંધિ), खीणमोहे=ક્ષીણુમોહની (મોહનીય ક્ષય થયા બાદ ૧૨મા ગુણુ૦માં), य=પુનઃ दुविहे जिणे=બે પ્રકારના જિનની (સયોગીની અયોગીની). એ ૧૧ ગુણુશ્રેણિમાં उदओ=પ્રદેશોનો ઉદય અથવા ઉદયનિમિત્તે પ્રદેશોની રચનાનો ક્રમ असखगुण सेढी=અસંખ્યગુણુશ્રેણિ–અનુક્રમવાળો છે, અને कालो=ગુણુશ્રેણિનો કાળ तव्विरीओ=તેથી વિપરીત सखेज्जगुण सेढी=સંખ્યાતગુણુશ્રેણિ–અનુક્રમવાળો છે. ॥૯॥

भावार्थः—गुण=નિર્જરા માટે અસંખ્યાતગુણુ અસખ્યાતગુણાકારે જે કર્મપ્રદેશોની श्रेणि=રચના તે ગુણશ્રેણિ. અર્થાત્ કહેવાતી ૧૧ ગુણુશ્રેણિમાં પરસ્પર અનુક્રમે અસંખ્યગુણુ કર્મનિર્જરા થાય તે ગુણુશ્રેણિ, તેમજ ૧૧માંની કોઈપણુ એકમાં ઉદયનિમિત્તે

જ૦પ્રદેશોદય ક્ષપિતકર્માંશ દેવ ઉ૦સંક્લેશે ઉ૦સ્થિતિ બાંધીને ત્યાર બાદ તરત એકેન્દ્રિયમાં ઉપજતાં પ્રથમ સમયે હોય. વિશેષ એ કે અવધિદ્વિકનો જ૦પ્રદેશોદય એજ દેવને બંધાવલિકાના છેલ્લા સમયે હોય છે. એ રીતે ૪૭ નો જ૦ઉદય ૧ સમય હોવાથી સાદિ-અધ્રુવ. એ સિવાયના વખતમાં અજ૦પ્રદેશોદય જ૦થી બીજા સમયે સાદિ, અને જ૦નું સ્થાન નહિં પામેલને અનાદિ, ધ્રુવાધ્રુવ અભવ્ય અને ભવ્યને હોય છે. તથા એજ ૪૭ પ્રકૃતિઓનો ઉ૦પ્રદેશોદય ગુણિતકર્માંશને સ્વસ્વ ઉદયને અન્તે ગુણશ્રેણિશીર્ષમાં વર્તતાને ૧ સમયમાત્ર હોય માટે સાદિ અધ્રુવ, એ સિવાયનો સર્વ અનુત્કૃષ્ટ ઉદય સદાકાળ વર્તતો હોવાથી અનાદિ, ધ્રુવાધ્રુવ અભવ્ય ભવ્યને હોય છે. તથા મિથ્યાત્વનો જ૦પ્રદેશોદય ક્ષપિતકર્માંશ જીવ પ્રથમ સમ્યક્ત્વ ઉપાર્જન કરી પુનઃ મિથ્યાત્વે જતાં મિથ્યા૦ની ઉદયાવલિકાના અન્ત્યસમયે એક સમયમાત્ર હોય, માટે સાદિઅધ્રુવ. એ સિવાયનો સર્વ અજઘન્ય ઉદય તે બીજે સમયે પ્રવર્તે તે સાદિ, અથવા ક્ષયોપ૦ સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વે આવતાં પહેલા સમયે સાદિ, એ સ્થાન નહિ પામેલાને અનાદિ, ધ્રુવાધ્રુવ અભવ્ય ભવ્યને. તથા ગુણિતકર્માંશ જીવ દેશવિરતિની ગુણશ્રેણિમાં વર્તતો સર્વવિરતિ પામીને સર્વવિરતિની ગુણશ્રેણિ રચે, તે બન્ને ગુણશ્રેણિમાં વર્તતો બન્ને ગુણશ્રેણિના શીર્ષ સ્થાને આવી તે સમયે (જે સમયે તે શીર્ષનો ઉદય થવાનો હોય તે પહેલા) મિથ્યાત્વ પામે તો મિથ્યાત્વનો ઉત્કૃષ્ટપ્રદેશોદય એક સમય હોય માટે મિથ્યા૦નો ઉ૦પ્રદેશોદય સાદિઅધ્રુવ, એ સિવાયનો સર્વ અનુત્કૃષ્ટ હોવાથી બીજે સમયે પ્રવર્તતાં સાદિ, અથવા ક્ષયોપ૦સમ્યક્ત્વથી પડતાં સાદિ, એ સ્થાન નહિ પામેલાને અનાદિ, ધ્રુવાધ્રુવ અભવ્યભવ્યને. એ રીતે જે ૪૮ પ્રકૃતિઓની સાદ્યાદિપ્રરૂપણા કહી, અને શેષ ૧૧૦ પ્રકૃતિઓ તો અધ્રુવોદયી હોવાથી જ સર્વના ચારે વિકલ્પ સાદિઅધ્રુવ છે. ॥૭॥ इति प्रदेशोदयनी सादि अनादि प्ररूपणा ॥

અવતરણ—પ્રદેશોદયમાં સાદ્યાદિપ્રરૂપણા કરીને હવે જ૦ અને ઉ૦પ્રદેશોદય કોને હોય? તે પ્રતિપાદન કરવારૂપ સ્વામિત્વ પ્રરૂપણા કહેવાની છે, ત્યાં ઉ૦પ્રદેશોદય ગુણશ્રેણિમાં વર્તતાને હોય છે માટે પ્રથમ ૧૧ પ્રકારની ગુણશ્રેણિઓ દર્શાવાય છે.

अजघन्योऽनुत्कृष्टौ चतुर्धा त्रिधा षण्णां चतुर्विधो मोहस्य । आयुषः साद्यध्रुवाः शेषविकल्पाश्च सर्वेषाम् ॥६॥

अन्वयार्थः—छण्ह=६ મૂળ કર્મને। अजहण्ण अणुक्कोसा=અજઘન્ય અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય અનુક્રમે चउ=ચાર પ્રકારનો અને तिहा=ત્રણ પ્રકારનો છે. (અર્થાત્ અજ૦પ્રદેશોદય સા૦ અ૦ ધ્રુ૦ અધ્રુ૦ એમ ૪ પ્રકારે છે, અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય અનાદિ ધ્રુવ અધ્રુવ એમ ૩ પ્રકારે છે). मोहे=મોહનીય કર્મનો અજ૦ અને અનુ૦ એ બન્ને પ્રદેશોદય चउव्विहा=૪ પ્રકારે છે. તથા आउस्स=આયુષ્યના ચારે વિકલ્પ તથા सव्वेसिं=સર્વ કર્મોના सेसविगप्पा=શેષ વિકલ્પો (૭ કર્મના જ૦ ઉ૦ એ બે વિકલ્પો) साइ अधुवा=સાદિઅધ્રુવ એ બે પ્રકારે છે ॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬॥ इति मूलप्रकृति प्रदेश उदये साद्यादि.

अवतरणः—હવે ઉત્તરપ્રકૃતિઓના પ્રદેશ ઉદયમાં સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

## अजहन्नाणुक्कोसो सगयालाए चउत्तिहा चउहा । मिच्छत्ते सेसासिं दुविहा सव्वे य सेसाणं ॥७॥

अजघन्योऽनुत्कृष्टौ सप्तचत्वारिंशतश्चतुर्धा त्रिधा चतुर्धा । मिथ्यात्वस्य शेषा एषां, द्विविधाः सर्वे च शेषाणाम् ॥७॥

अन्वयार्थ—सगयालाए=સુડતાલીસ (૪૭) પ્રકૃતિઓનો अजहण्णा=અજઘન્ય પ્રદેશોદય चउ=ચાર પ્રકારનો છે, અને अणुक्कोसो=અનુત્કૃષ્ટપ્રદેશોદય तिहा=૩ પ્રકારનો (અના૦ ધ્રુ૦ અધ્રુવ) છે. मिच्छत्ते=મિથ્યાત્વનો અજ૦ અનુ૦ પ્રદેશોદય चउहा=ચાર પ્રકારનો છે. एसिं=એ ૪૮ કર્મપ્રકૃતિઓના सेसा=શેષ (જ૦ ઉ૦ એ બે) વિકલ્પ य=અને सेसाण=શેષ કર્મપ્ર૦ના (૧૧૦ કર્મપ્ર૦) सव्वे=સર્વ-ચારે પ્રદેશોદય दुविहा=પ્રકારે-સાદિ અધ્રુવ છે. ॥૭॥

भावार्थः—તૈ૦ ૭-વર્ણાદિ ૨૦-સ્થિર-અસ્થિર-નિર્માણ-અગુ૦-શુભ-અશુભ-જ્ઞા૦ ૫-અન્ત૦ ૫-દર્શ૦ ૪ એ .૪૭ પ્રકૃતિઓનો

૧ સમય જેટલી જ૦ઉદયસ્થિતિ હોય નહિં માટે એ ૫ ની તથા શેષ પ્રકૃતિઓની જ૦ઉદયસ્થિતિ જ૦ઉદીરણાવત્ (પૂર્વે કહ્યા પ્રમાણે) જાણવી ॥૪॥ इति ज० उ० स्थिति उदय ॥

अवतरणः—સ્થિતિઉદય કહીને હવે અનુભાગ ઉદય કહેવાય છે—

**अणुभागुदओ वि जहन्न नवरि आवरणविग्घवेयाणं । संजलणलोभसम्मत्ताण य गंतूणमावलिगं ॥५॥**

**अनुभागोदयोऽपि जघन्यो नवरमावरणविघ्नवेदानाम् । संज्वलनलोभसम्यक्त्वयोश्च गत्वाऽऽवलिकाम् ॥५॥**

अन्वयार्थः—अणुभागउदओवि=અનુભાગ ઉદય પણ અનુભાગની ઉદીરણા તુલ્ય જાણવો. नवरि=પરન્તુ आवरणविग्घवेयाणं= ૫ જ્ઞાના૦ ૪ દર્શના૦ ૫ અન્ત૦ ૩ વેદની य=તથા संजलणलोभ सम्मत्ताण=સંજ્વલનલોભ અને સમ્ય૦ મોહનીય એ ૧૯ પ્રકૃતિનો जहण्ण=જઘન્ય અનુભાગ ઉદય आवलिगं गंतूणं=એક આવલિકા જઇને–વીત્યાબાદ અન્ત્ય સમયે હોય છે [અર્થાત્ એ ૧૯ પ્રકૃતિનો ઉદીરણા વિચ્છેદ થયા બાદ જે અન્ત્ય આવલિકામાં કેવળ ઉદય જ વર્તે છે તે છેલ્લી આવલિકાના અન્ત્યસમયે જ૦ અનુભાગઉદય હોય છે ॥૫॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫॥ इति अनुभाग उदय ॥

अवतरणः—અનુભાગોદય કહીને હવે પ્રદેશ ઉદય કહેવાનો પ્રસંગ છે, તેમાં સાદિ અનાદિ પ્રરૂપણા અને સ્વામિત્વપ્રરૂપણા એ બે અર્થાધિકાર છે. તે પણ મૂળપ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબધિ એમ બે બે પ્રકારે છે, ત્યાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદિ અનાદિ પ્રરૂપણા કહેવાય છે—

**अजहन्नाणुक्कोसा चउ त्तिहा छण्ह चउव्विहा मोहे । आउस्स साइअधुवा सेसविगप्पा य सव्वेसिं ॥६॥**

અન્વયાર્થઃ—ઠિઇ ઉદઓ વિ=સ્થિતિઉદય પણ ઠિઇક્ખય પઓગઓ=સ્થિતિના ક્ષયથી અને પ્રયોગથી એમ બે પ્રકારે છે. ત્યાં સ્થિતિ ઉદય ઠિઇ ઉદીરણા=સ્થિતિ ઉદીરણાથી ઉદયટિઇએ=એક ઉદય સ્થિતિવડે અહિગો=અધિક છે. પુનઃ છત્તીસા=૩૬ પ્રકૃતિઓનો હસ્સો=હ્રસ્વ-જઘન્યસ્થિતિ ઉદય એગ ઉદયઠિઈ=એક ઉદયસ્થિતિ-૧ઉદયસમય પ્રમાણ છે. ॥૪॥

ભાવાર્થઃ—ઉદય ૨ પ્રકારનો છે. ૧ સ્થિતિના ક્ષયથી ૨ પ્રયોગથી. ત્યાં બંધાયલા કર્મનો અબાધાકાળ પૂર્ણ થતાં જીવના યોગ વિના સ્વભાવેજ ઉદયમાં આવે તે સ્થિતિના ક્ષયથી ઉદય કહેવાય, અને એ સ્વાભાવિક ઉદય પ્રવર્તતી વખતેજ પ્રયોગ=ઉદીરણા કરણરૂપ જીવના યોગ (વીર્યવિશેષ) વડે ઉદયમાં આવે તે પ્રયોગઉદય કહેવાય, અર્થાત્ ઉદીરણોદય તે પ્રયોગઉદય, તેનું સ્વરૂપ ઉદીરણા કરણમાં કહેવાયું છે, તેથી અહિં સ્વાભાવિક ઉદયનોજ ચાલુ અધિકાર છે. એમા ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણાથી ઉ૦ સ્થિતિઉદય[=ઉ૦ઉદીરણા સ્થિતિથી ઉ૦ ઉદયસ્થિતિ] ૧ ઉદયસમય જેટલી અધિક છે, કારણ કે વેદાતી પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાયા બાદ બંધાવલિકા વીત્યા પછી ઉદયાવલિકાથી ઉપરની સર્વ સ્થિતિઓ ઉદીરાય છે, અને ઉદીરાઇને ઉદયમાં આવે છે. તે કારણથી બંધાવ૦ ઉદયા૦ હીન સર્વ સ્થિતિઓની (અથાત્ ઉદય સમયે ઉદયાવ૦ હીન સર્વ સ્થિતિની) ઉદય ઉદીરણા સાથે પ્રવર્તે છે. અને એજ સમયે ચાલુ ઉદયાવલિકામાં નીચેનો પહેલો સમય કેવળ ઉદયમાં વર્તે છે, તેથી એ સમયે ઉદય સ્થિતિ [સમયોન ઉદયા૦ હીન સર્વસ્થિતિ પ્રમાણ હોવાથી] ઉદીરણાસ્થિતિથી ૧ સમય અધિક છે, અને ઉદીરણા સ્થિતિ [ઉદયા૦ હીન સર્વ સ્થિતિ પ્રમાણ હોવાથી ઉદયસ્થિતિની અપેક્ષાયે) ૧ સમયહીન છે. અહિં સર્વોત્કૃષ્ટ ઉદયસ્થિતિ ઉદયવખતે ઉત્કૃષ્ટસ્થિતિબંધવાળી પ્રકૃતિની હોય છે, અને શેષ પ્રકૃતિઓની યથાસંભવ હોય છે. તથા જઘન્ય સ્થિતિઉદય નિદ્રાપંચકરહિત ૩૬ પ્રકૃતિનો ચરમસ્થિતિરૂપ ૧ સમય માત્ર છે. નિદ્રા પંચકની તો ઉદીરણાના અભાવમાં પણ શરીરપર્યાપ્તિથી ઇન્દ્રિયપર્યાપ્તિ સુધીના અન્તર્મુ૦કાળમાં કેવળ ઉદય વખતે અપવર્તના હોવાથી

ઉદીરણા સાથે હોય, અને સત્તામાં એક આવલિકા શેષ રહે ઉદીરણા બંધ પડતાં છેલ્લી આવલિકા કેવળ ઉદયથીજ વેદાય. પરન્તુ મનુષ્ય આયુષ્ય અપ્રમત્તાદિકને તો દેશોન પૂર્વ ક્રોડ વર્ષ સુધી પણ કેવળ ઉદયથી વેદાય, કારણ કે આયુની ઉદીરણા પ્રમત્ત સુધીજ હોય છે. તથા બે વેદનીયની ઉદય ઉદીરણા મનુષ્ય આયુવત્ પ્રમત્ત સુધીજ પ્રવર્તે, ત્યારબાદ દેશોન પૂર્વ ક્રોડ વષ સુધી તેનો કેવળ ઉદયજ હોય. તથા જે સમયે[1] શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત થાય તેના બીજા સમયથી ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થતા સુધી તથાસ્વભાવે નિદ્રાઓનો કેવળ ઉદય હોય અને ત્યાર બાદ ઉદય અને ઉદીરણા સાથે પ્રવર્તે. તથા નામની ૯ પ્રકૃતિઓને સર્વ અયોગીઓ અયોગીપણામાં કેવળ ઉદયથીજ વેદે (સયોગી સુધી ઉદીરણા પણ હતી), તથા જેને તીર્થંકરનો ઉદય હોય તેવા અયોગિને તીર્થંકર નામકર્મનો પણ કેવળ ઉદય હોય (સયોગી સુધી તો ઉદીરણા પણ હોય છે). એ રીતે ૪૧ પ્રકૃતિઓમાં ઉદય ઉદીરણાને જુદા પડવાના જે પ્રસંગો દર્શાવ્યા તે સિવાયના કાળમાં ઉદય ઉદીરણા બે સાથેજ પ્રવર્તે છે. અને ૪૧ સિવાય શેષ પ્રકૃતિઓનો તો ઉદય ઉદીરણા સાથે જ હોય છે. ॥૧-૨-૩॥ ॥ इति प्रकृत्युदयः ॥

અવતરણ—એ પ્રમાણે ઉદીરણાની અપેક્ષાએ પ્રકૃતિ ઉદયનો તફાવત દર્શાવીને હવે સ્થિતિઉદય (માં પણ જે તફાવત છે તે) કહેવાય છે—

**ठिइउदओ वि ठिइक्खयपओगसा ठिइउदीरणा अहिगो। उदयठिइए हस्सो छत्तीसा एग उदयठिई ॥४॥**

स्थित्युदयोऽपि स्थितिक्षयप्रयोगतः(गाभ्यां) स्थित्युदीरणादधिकः। उदयस्थित्या ह्रस्वः, षट्त्रिंशतामेकोदयस्थितिः ॥४॥

---

૧ પંચસંગ્રહની મૂળ ટીકામાં એમ કહ્યું છે કે 'આહાર શરીર અને ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થતા સુધી નિદ્રાનો ઉદય હોય છે, અને ત્યાર બાદ ઉદીરણા સહચર ઉદય હોય છે.'

अन्वयार्थः—एक्कचत्तालं=એકતાલીસ પ્રકૃતિઓ मोत्तूण=મૂકીને-વર્જીને શેષ પ્રકૃતિઓનો उदओ=ઉદય उदीरणाए तुल्लो=ઉદીરણા તુલ્ય છે. ત્યાં आवरण०=૫ જ્ઞાના૦-૪ દર્શના૦-૫ અન્ત૦-સં૦ લોભ-૩વેદ-અને સમ્ય૦ મિથ્યા૦ એ બે દૃષ્ટિ સહિત ૨૦ પ્રકૃતિઓને॥૧॥

आवलिग अहिग=એક આવલિકા અધિક वेएति=વેદે છે તથા आउगाण वि=ચાર આયુષ્યની પણ એક આવલિકા અધિક વેદે છે, (વેદાય છે), વળી अपसत्ता वि=અપ્રમત્ત આદિ ગુણ૦વર્તી જીવો પણ वेयणियाण य=બે વેદનીયકર્મને તેમજ મનુષ્ય આયુષ્યને કેવળ ઉદયથીજ વેદે છે. પુનઃ तणुपज्जत्ता=શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત જીવો दुसमय=બીજા સમયથી (અનન્તર સમયથી)જ निद्दाओ=પાંચ નિદ્રાઓને કેવળ ઉદયથી વેદે છે. ॥૨॥

मणुयगइ=મનુષ્યગતિ-પંચે૦જાતિ-ત્રસ-બાદર-પર્યાપ્ત-સુભગ-આદેય-યશઃ-ઉચ્ચગોત્ર એ (નામકર્મની) ૯ પ્રકૃતિઓને अजोगी=અયોગી કેવલીઓ કેવળ ઉદયથી વેદે છે, અને केइ=કેટલાક તીર્થંકર નામકર્મના ઉદયવાળા તીર્થંકર અયોગીઓ तित्थयर=તીર્થંકર નામકર્મને પણ કેવળ ઉદયથી વેદે છે.॥૩॥

भावार्थः—પૂર્વે ઉદીરણાનુ જે સ્વરૂપ કહ્યુ છે તેના સરખું જ સ્વરૂપ ઉદયનું પણ જાણવું. પરન્તુ જ્ઞાનાવરણ આદિ ૪૧ પ્રકૃતિઓમાં ઉદયને ઉદીરણા સર્વથા તુલ્ય નથી કંઇક વિશેષતા છે, તે આ પ્રમાણે—૫ જ્ઞાના૦ આદિ ૨૦ પ્રકૃતિઓમાંથી ત્રણ વેદ અને મિથ્યા૦ એ ૪ વર્જીને ૧૬ પ્રકૃતિઓની જ્યારે સત્તાના ક્ષયનો પ્રસંગ આવે ત્યારે પર્યન્તે ૧ આવલિકા બાકી રહે તે વખતે ઉદીરણા વિનાશ પામે છે, જેથી છેલ્લી આવલિકા કેવળ ઉદયથી વેદાય છે, અને તે પહેલાં ઉદય અને ઉદીરણા બે સાથે ચાલતાં હતાં. તથા ત્રણ વેદ અને મિથ્યાત્વની પ્રથમા સ્થિતિ એક આવલિકા બાકી રહે ત્યાંસુધી ઉદય ઉદીરણા બે સાથે પ્રવર્તે, અને ત્યારબાદ ઉદીરણા બંધ પડવાથી છેલ્લી આવલિકા કેવળ ઉદયથીજ વેદાય. તથા ચાર આયુષ્યની એક આવલિકા શેષ રહે ત્યાં સુધી ઉદય

# ॥ अथ ९मं उदयप्रकरणम् ॥

અવતરણઃ—ગ્રંથના પ્રારંભમાં ગ્રંથના અભિધેય (પ્રતિપાદનીય વિષય) તરીકે જે બંધનાદિ ૮ કરણ ઉદય અને સત્તા એ ૧૦ વસ્તુ કહેવાની પ્રતિજ્ઞા કરી હતી તેમા ૮કરણનું સ્વરૂપ કહેવાઇ ગયુ. હવે ૯મું उदय स्वरूप કહેવાય છે—

**उदओ उदीरणाए तुल्लो मोत्तूण एक्कचत्तालं । आवरणविग्घसंजलणलोभवेए य दिट्ठिदुगं ॥१॥**

**आलिगमहिगं वेएंति आउगाणं पि अप्पमत्ता वि । वेयणियाण य दुसमय तणुपज्जत्ता य निद्दाओ ॥२॥**

**मणुयगइजाइतसबायरं च पज्जत्तसुभगमाएज्जं । जसकित्तिमुच्चगोयं चाजोगी केइ तित्थयरं ॥३॥**

उदय उदीरणायास्तुल्यो मुक्त्वैकचत्वारिंशत् । आवरणविघ्नसंज्वलनलोभवेदांश्च दृष्टिद्विकम् ॥१॥

आवलिकामधिकां वेदयन्त्यायुषामप्यप्रमत्ता अपि । वेदनीययोश्च द्वितीयसमयात्तनुपर्याप्ताश्च निद्राः ॥२॥

मनुजगतिजातित्रसबादरं च पर्याप्तसुभगादेयम् । यशःकीर्तिमुच्चैर्गोत्रं चायोगिनः केचित्तीर्थकरम् ॥३॥

**थोवा कसायउदया ठिइबंधोदीरणा य संकमणा। उवसामणाइसु अज्झवसाया कमसो असंखगुणा ॥३॥**

स्तोकाः कषायोदयाः, स्थितिबन्धे उदीरणायाश्च संक्रमणस्य। उपशमनादिष्वध्यवसायाः क्रमशोऽसंख्येयगुणाः ॥३॥

अन्वयार्थः—ठिइबध कसाय उदया=સ્થિતિબંધના અથવા ઉપલક્ષણથી અનુભાગબંધના કષાયોદયો (અધ્યવસાયો) थोवा=થોડા-અલ્પ છે. અર્થાત્ બન્ધનકરણના અધ્યવ૦ સર્વથી અલ્પ છે, उदीरणा=ઉદીરણાકરણના અધ્યવ૦ અસંખ્યગુણ છે, તેથી संकमणा=સંક્રમકરણના, ઉપલક્ષણથી ઉદ્વર્ત્તના અપવર્તના એ ત્રણે કરણના સમુદિત અધ્યવસાયો અસંખ્યગુણ છે, તેથી उवसामणाइसु=ઉપશમના આદિકના, અર્થાત્ ઉપશમના કરણના, તેથી નિધત્તિકરણના, અને તેથી નિકાચના કરણના અધ્યવસાયો कमसो=અનુક્રમે असखगुणा=અસંખ્યગુણ છે. ॥૩॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩॥

॥ इति श्रीनिधत्ति निकाचनाकरण ॥ ८ करण समाप्त ॥

માત્ર નિધત્તિરૂપે થયેલ કર્મ વર્ગણામાં ઉદ્વર્ત્તના અપવર્ત્તના બેજ કરણ પ્રવર્તે છે, અને નિકાચિત કર્મવર્ગણાઓમાં કોઈ કરણ પ્રવર્ત્તતાં નથી એ વિશેષ છે. ॥૧॥

इति निधत्तिनिकाचनाकरणे

અવતરણઃ—હવે અહિં જે કર્મની જ્યારે ગુણશ્રેણિ પ્રવર્તે છે, ત્યારે તે કર્મની દેશોપશમના નિધત્તિ નિકાચના અને યથાપ્ર૦ સંક્રમ પણ હોય છે, તેથી તે સર્વનું પરસ્પર અલ્પબહુત્વ કહેવાય છે—

**गुणसेढिपएसग्गं थोवं पत्तेगसो असंखगुणं। उवसमणाइसु तीसु वि संकमणेहप्पवत्ते य ॥२॥**

**गुणश्रेणिप्रदेशाग्रं स्तोकं प्रत्येकशोऽसंख्येयगुणम्। उपशामनादिषुत्रिष्वपि संक्रमणे यथाप्रवृत्ते च ॥२॥**

અન્વયાર્થઃ—गुणसेढिपएसग्गं=ગુણશ્રેણિનો પ્રદેશાગ્ર-પ્રદેશસમૂહ थोवं=અલ્પ હોય છે, તેથી उवसमणाइसु तीसु वि=ઉપશમના આદિ ત્રણમાં (દેશોપશમના નિધત્તિ નિકાચનામાં) य=અને अहप्पवत्ते संकमणे=યથાપ્રવૃત્ત સંક્રમમાં વર્તતો પ્રદેશાગ્ર पत्तेगसो=પ્રત્યેકનો असंखगुणं=અસં૦ગુણ અસં૦ગુણ છે. ॥૨॥

ભાવાર્થ—કોઇપણ કર્મનો ગુણશ્રેણિદ્વારા જે પ્રદેશ ગોઠવાય છે તે પ્રદેશાગ્ર અલ્પ, તેથી જે પ્રદેશોની દેશોપશમના થાય છે તે અસં૦ગુણ, તેથી નિધત્તિરૂપે થયેલ પ્રદેશાગ્ર અસં૦ગુણ, તેથી નિકાચનારૂપે થયેલ પ્રદેશપ્રમાણ અસં૦ગુણ તેથી યથાપ્ર૦સંક્રમવડે સંક્રમેલુ પ્રદેશપ્રમાણ અસં૦ગુણ છે. ॥૨॥

અવતરણ—હવે આઠે કરણોના કારણરૂપ અધ્યવસાયોનું પ્રમાણ કહે છે—

# ॥ अथ ७मं निधत्तिकरणम् । ८मं निकाचनाकरणम् ॥

**देसोवसमणतुल्ला होइ निहत्ती निकाइया नवरं । संकमणं पि निहत्तीइ नत्थि सेसाणवियरस्स ॥१॥**

देशोपशमनातुल्या भवति निधत्तिर्निकाचना नवरम् । संक्रमणमपि निधत्तौ नास्ति शेषेऽपीतरस्याम् ॥१॥

ઉપશમનાકરણ કહીને હવે ક્રમ પ્રમાણે ૭-૮મું નિધત્તિ અને નિકાચના કરણ કહે છે—

અન્વયાર્થઃ—निहत्ती निकाइया=નિધત્તિકરણ અને નિકાચનાકરણ ભેદ અને સ્વામી આશ્રયી देसोवसमणतुल्ला=દેશોપશમનાતુલ્ય છે. नवरं=પરન્તુ તાત્પર્ય ભેદ એ છે કે–निहत्तीए=નિધત્તિમાં सकमण पि=સંક્રમકરણ પણ नत्थि=નથી. (માત્ર ઉદ્વર્તના અને અપવર્તના રૂપ સ્વસંક્રમજ થાય છે) અને इयरस्स=ઇતરમાં-નિકાચનાકરણમાં सेसाण वि=શેષ બે કરણની-ઉદ્૦અપ૦કરણની પણ પ્રવૃત્તિ નથી (જેથી સર્વ કરણને અસાધ્ય છે. અર્થાત્ નિકાચિત કર્મમાં કોઈ કરણ પ્રવર્તતું નથી. ॥૧॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ભેદ અને સ્વામિ આદિના વિષયમાં દેશોપશમનાની તુલ્ય નિધત્તિ અને નિકાચનાકરણ છે.

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અશુભ પ્રકૃતિઓનો ઉ૦રસદેશોપશમક મિથ્યાદૃષ્ટિ શુભપ્રકૃતિઓનો સમ્યગ્દૃષ્ટિ, એ અનુ૦સંક્રમતુલ્યજ છે, પરંતુ શાતા-યશઃ-ઉચ્ચ એ ૩ના ઉ૦રસસંક્રમસ્વામી અપૂર્વકરણ પછી પણ હોય છે, પરન્તુ ઉત્કૃષ્ટ રસની દેશોપશમનાના સ્વામી તો અપૂર્વ૦ના અન્ત્યસમયવર્તીજ જાણવા. તથા જિનનામ વર્જીને શેષ સર્વપ્રકૃતિઓના જઘ૦રસની દેશોપ-શમનાના સ્વામી અભવ્યયોગ્ય જઘ૦સ્થિતિસત્તામાં વર્તતા એકેન્દ્રિયોજ છે, અને જિનનામના જ૦અનુ૦સંક્રમવત્ [ સંક્લિષ્ટ અવિ-રતગુણ૦વર્તી જીવો ] છે. પ્રદેશદેશોપશમના સર્વથા પ્રદેશસંક્રમવત્ છે, પરન્તુ જે જે કર્મનો ઉ૦પ્ર૦સંક્રમ અપૂર્વકરણ ગુણ૦ પછી પણ પ્રવર્તે છે તે તે કર્મની ઉ૦પ્રદેશદેશોપશમના તો અપૂર્વ૦ના અન્તિમ સમય સુધી જ થાય છે. ( કારણ કે ત્યારબાદ દેશોપશ-મનાનો જ અભાવ છે ). ॥૭૧॥

**॥ इति श्री ६ट्ठुं उपशमनाकरण समाप्त ॥**

પ્રકૃતિઓની (જે પ્રકૃતિઓની જઘ૦સ્થિતિસત્તા અભવ્યએકે૦ને નથી એવી પ્રકૃતિઓની) જઘ૦દેશોપશમના તે તે પ્રકૃતિના उव्वलग-नियट्टिगे=ઉદ્વલકને च=અને નિવૃત્તિકરણમાં વર્તતાને યથાસંભવ હોય છે. ॥૭૦॥

ભાવાર્થઃ—અહિં પ્રકૃતિઓ અભવ્ય પ્રાયોગ્ય જઘ૦સ્થિતિસત્તાવાળી અને તેથી અન્યપ્રકૃતિઓ કે જે ઉદ્વલના યોગ્ય અને ઉદ્વલનાને અયોગ્ય હોય છે. ત્યાં જે અભ૦યોગ્ય જ૦સ્થિતિસત્તાવાળી છે તેનો જ૦સ્થિતિ દેશોપશમ કરનાર એકેન્દ્રિય જીવ છે (કારણ કે અભવ્યયોગ્ય જ૦સ્થિતિસત્તા પ્રાયઃ એકેન્દ્રિયનેજ હોય છે.) અને શેષ ઉદ્વલના યોગ્ય આહા૦૭-સમ્ય૦મિશ્ર એ ૯ પ્રકૃતિઓમાં ઉદ્વલના વખતે છેલ્લા પલ્યાસં૦ભાગ સ્થિતિખંડમાં વર્તતો એકે૦ વા અન્ય જીવ તેની જ૦સ્થિ૦દેશોપ૦ કરે છે, અને શેષ ઉદ્વલના-યોગ્ય વૈ૦૭-દેવ ૨-નરક ૨, મનુષ્ય ૨-ઉચ્ચ એ ૧૪ પ્રકૃતિઓની જ૦ઉપશમના એકેન્દ્રિયજ કરે છે. અને શેષ અનુદ્વલનીય પ્રકૃતિઓની જ૦ દેશોપશમના અપૂર્વકરણના અન્ત્યસમયે કરે છે. ॥૭૦॥ ॥ इति स्थितिदेशोपमना ॥

अवतरणः—હવે अनुभागदेशोपशमना કહેવાય છે—

**अणुभागसंकमसमा अणुभागुवसामणा नियट्टिम्मि। संकमपएसतुल्ला पएसुवसामणा चेत्थ ॥७१॥**

अनुभागसंक्रमसमा अनुभागोपशमना निवृत्तिं। प्रदेशसंक्रमतुल्या, प्रदेशोपशमना चात्र ॥७१॥

अन्वयार्थः—अणुभाग उवसामणा=અનુભાગની દેશોપશમના અહિં अणुभागसकमसमा=અનુભાગસંક્રમ સરખી છે, પરન્તુ नियट्टिम्मि=નિવૃત્તિ-અપૂર્વ૦ના અન્તિમ સમય સુધી છે એ તફાવત છે. च=પુનઃ इत्थ=અહિં पएस उवसामणा=પ્રદેશદેશોપશમના પણ सकमपएस-तुल्ला=પ્રદેશસંક્રમ તુલ્ય છે, પરંતુ તફાવત એ કે નિવૃત્તિના અન્ત્ય સમય સુધીજ હોય છે. ॥૭૧॥

**चउरादिजुया वीसा एक्कवीसा य मोहठाणाणि । संकमे नियट्टिपाउग्गाइं सजसाइं नामस्स ॥६९॥**

चतुरादियुता विंशतिरेकविंशतिश्च मोहस्थानानि । संक्रमे निवृत्तिप्रायोग्यानि सयशांसि नाम्नः ॥६९॥

अन्वयार्थः—चउर आदिजुया=ચાર આદિ યુક્ત वीसा=વીસ, અર્થાત ૨૪-૨૫-૨૬-૨૭-૨૮ य=તથા एक्कवीसा=એકવીસ એ ૬ (૨૧-૨૪-૨૫-૨૬-૨૭-૨૮) मोहठाणाणि=મોહનીયકર્મનાં દેશોપશમનાના સ્થાન છે. પુનઃ सजसाइ=યશઃનામકર્મ સહિત જે નામકર્મનાં संकमे=સંક્રમસ્થાનો છે (૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૮૪-૮૨ એ ૭ સ્થાનો૦) તે नामस्स=નામકર્મનાં नियट्टिपाउग्गाइं=નિવૃત્તિપ્રાયોગ્ય-દેશોપશમનાયોગ્ય સ્થાનો છે. ॥૬૯॥

भावार्थः—દેશોપશમના યોગ્ય મોહનીયનાં ૨૧-૨૪-૨૫-૨૬-૨૭-૨૮ એ ૬ પ્રકૃતિસ્થાનો છે, નામકર્મનાં ૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૮૪-૮૨ એ ૭ પ્રકૃતિસ્થાનો છે. જ્ઞાના૦નું ૫ પ્રકૃતિરૂપ ૧ સ્થાન છે, અન્ત૦નું ૫ પ્રકૃતિરૂપ, દર્શના૦નું ૯ પ્રકૃતિરૂપ, વેદનીયનું ૨ પ્રકૃતિરૂપ, આયુનું ૨-૧ પ્રકૃતિરૂપ એમ બે અને ગોત્રનાં ૨-૧ પ્રકૃતિરૂપ બે પ્રકૃતિસ્થાનો છે. ॥૬૯॥ इति प्रकृति देशोपशमना ॥

अवतरणः—હવે સ્થિતિદેશોપશમના કહે છે—

**ठिइसंकम व्व ठिइउवसमणा णवरि जहन्निया कज्जा । अब्भवसिद्धि जहन्ना उव्वलगनियट्टिगे वियरा ॥७०॥**

स्थितिसंक्रमवत् स्थित्युपशमना नवरं जघन्या कार्या (ज्ञेया) । अभव्यसिद्धिकजघन्या(न्य तुल्या) उद्वलकनिवृत्तिकयोरपीतराः ॥७०॥

अन्वयार्थः—ठिइ उवसमणा=સ્થિતિ દેશોપશમના ठिइसंकम व्व=સ્થિતિસંક્રમવત્ જાણવી. णवरि=પરન્તુ અહિં जहन्ना=જઘ૦સ્થિતિદેશોપશમનાયોગ્ય अब्भवसिद्धि जहन्ना=અભવ્યસિદ્ધિ જીવની (અભવ્ય એકેન્દ્રિયની) જઘન્યસ્થિતિ कज्जा=કરવી-કહેવી. અને इयरा=ઈતર

સર્વે એકેન્દ્રિયાદિ જીવો પણ સઘળા કર્મની દેશોપશમના કરી શકે છે. ॥૬૭॥

अवतरणः—અપૂર્વકરણ સુધી દેશોપશમના પ્રવર્તે એમ પૂર્વે કહ્યું તે વાતને વિશેષ સ્પષ્ટ કરે છે—

**दंसणमोहाणंताणुबंधिणं सगनियट्टिओ णुप्पिं । जा उवसमे चउद्धा मूलुत्तरणाइसंताओ ॥६८॥**

**दर्शनमोहानन्तानुबन्धिनां स्वनिवृत्तितो नोपरि । या उपशमे चतुर्द्धा (ता) मूलोत्तरा अनादिसत्ताकाः ॥६८॥**

अन्वयार्थ—दंसणमोह=ત્રણદર્શન મોહનીય અને अणंताणुबंधिण=૪ અનંતાનુબંધી એ ૭ કર્મની सग नियट्टिओ=પોતપોતાના નિવૃત્તિ-કરણથી–અપૂર્વ૦થી ઉપર–આગળ–પછી દેશોપશમના ण=થતી નથી. તથા जा=જે मूलुत्तर=મૂળપ્રકૃતિઓ સર્વે અને ઉત્તરપ્રકૃતિઓમાં જે (अ)णाइसताओ=અનાદિ સત્તાવાળી–ધ્રુવ સત્તાવાળી છે, તે उवसमे=દેશોપશમનામાં ૪ પ્રકારની ( સાદિ અનાદિ ધ્રુવ અધ્રુવ ) છે. ॥૬૮॥

भावार्थः—ત્રણ દર્શનમોહનીયનો ક્ષય કરવાને તથા ઉપશમ કરવાને જે અપૂર્વકરણ નામે કરણ કરે છે તે અપૂર્વ૦સુધી ૩ દર્શન-મોહનીયની દેશોપ૦ પ્રવર્તે છે, અને ત્યારબાદ વિચ્છેદ પામે છે. તથા ૪ અનંતા૦ની વિસંયોજના ( અને અન્ય આચાર્યોના મતે ઉપશમના ) કરવાને માટે જે અપૂર્વ૦ થાય છે, તે અપૂર્વ૦ સુધી ૪ અનંતા૦ની દેશોપ૦ પ્રવર્તે છે, ત્યારબાદ વિચ્છેદ પામે છે. તથા આઠે મૂળપ્રકૃતિની તથા ઉત્તરપ્રકૃતિઓમાં ૧૩૦ જે ધ્રુવસત્તાવાળી છે તેની દેશોપશમના સ્વસ્વ અપૂર્વ૦થી ઉપર જઈ નીચે પડતાને સાદિ, અપૂર્વ૦ નહિ પામેલાને અનાદિ, અભવ્યને ધ્રુવ, ભવ્યને અધ્રુવ છે. અને ૨૮ અધ્રુવસત્તાક પ્રકૃતિઓની સત્તા અધ્રુવ હોવાથી જ તેની દેશોપશમના સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે. ॥૬૮॥

अवतरणः—પ્રકૃતિઓની પ્રત્યેકની જૂદી જૂદી દેશોપશમના કહીને હવે પ્રકૃતિસ્થાનની દેશોપશમના કહેવાય છે—

अन्वयार्थः—देसकरणोवसामणा=દેશકરણ ઉપશમના=દેશોપશમના પગइ०=પ્રકૃતિ સ્થિતિ અનુભાગ અને પ્રદેશથી એમ ચાર પ્રકારની છે, પુનઃ તે દરેક મૂલ પ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબંધિ એમ બે બે પ્રકારની છે. तोए=તે દેશકરણોપશમના વડે समियस्स=શમિત-ઉપશાન્ત થયેલ કર્મનું अट्ठपयं=અર્થપદ-તાત્પર્ય-વિશેષતા આગળ કહેવાશે તે છે. ॥૬૬॥

भावार्थः—યથાપ્રવૃત્ત કરણ અને અપૂર્વ કરણ એ બે કરણ વડે પ્રકૃતિ આદિકની જે ઉપશમના દેશથી અલ્પાંશે થાય છે, પણ સંપૂર્ણ ઉપશમના થતી નથી તે દેશોપશમના, એ દેશોપશમનાથી દેશાંશે ઉપશાન્ત થયેલ કર્મમાં શું વિશેષતા હોય છે તે ૬૭મી ગાથામાં કહેશે. ॥૬૬॥

## उव्वट्टणओवट्टणसंकमणाइं च तिन्नि करणाइं । पगईतयासमईओ पहू नियट्टिंमि वट्टंतो ॥६७॥

उद्वर्त्तनापवर्त्तनासंक्रमाणि च त्रीणि करणानि । प्रकृतिं तया शमयितुं प्रभुर्निवृत्तौ वर्तमानः ॥६७॥

अन्वयार्थः—उव्वट्टण ओवट्टण संकमणाइ च=ઉદ્વર્તનાકરણ અપવર્તનાકરણ અને સંક્રમકરણ એ तिन्नि करणाइ=ત્રણ કરણોજ દેશોપશાન્તકર્મમાં પ્રવર્તે છે, બીજાં પ્રવર્તતાં નથી. તથા पगइ=મૂળપ્રકૃતિને અથવા ઉત્તરપ્રકૃતિને तया=તે દેશોપશમના વડે समईओ=શમાવનાર જીવ તેજ पहु=પ્રભુ-સમર્થ હોય છે કે જે नियट्टिमि वट्टतो=નિવૃત્તિકરણમાં-અપૂર્વકરણમાં વર્તતો હોય, અહિં "નિવૃત્તિ" પદ પર્યન્તવાચક હોવાથી નિવૃત્તિ-અપૂર્વકરણ સુધીના જીવો દેશોપશમક જાણવા, પરન્તુ કેવળ અપૂ૦માંજ વર્તતા નહિં. ॥૬૭॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-સર્વોપશાન્ત કર્મમાં કોઈપણ કરણ ન પ્રવર્તે, અને દેશોપશાન્તકર્મમાં ઉદ્વર્તના અપવર્તના અને સંક્રમ એ ત્રણે (અર્થાત સ્વસંક્રમ પરસંક્રમ અને અન્ય પ્રકૃતિરૂપે કરવારૂપ સંક્રમ એમ ત્રણ પ્રકારનો સંક્રમ) પ્રવર્તે, અને શેષ ઉદીરણાદી કોઈ કરણ ન પ્રવર્તે. એ સર્વોપશમના તથા દેશોપશમનામાં તફાવત છે. તથા અપૂ૦કરણ સુધીના

વર્જીને ઉપાન્ત્ય સમય સુધીમાં इत्थि=સ્ત્રીવેદને ઉપશમાવે છે, (અર્થાત્ ઉપાન્ત્ય સમય સુધીમાં દ્વિતીય સ્થિતિગત સ્ત્રીવેદ અને પ્રથમ સ્થિતિનો ચરમસમય વર્જી શેષ સર્વઉપશાન્ત થઈ જાય છે, અને પ્રથમા સ્થિતિનો અન્ત્ય સમય ઉદયથી વિનાશ પામે છે. તે પ્રથમા સ્થિતિનો અન્ત્ય સમય ઉદયથી નષ્ટ થતાં) अवेयगा=અવેદક થઇ છતી सत्त=સાત પ્રકૃતિને (પું૦ હા૦ ૬ને) ઉપશમાવવાનો સમકાળે પ્રારંભ કરે છે. શેષ વિધિ પુરૂષવેદમાં કહેલી રીતે જાણવો.

तह=તેવીજ રીતે (નપું૦ની એક છેલ્લી ઉદયસ્થિતિ વર્જીને ઉપાન્ત્ય સમય સુધીમાં कमारध्धे=ઉપશમાવવાને અનુક્રમે આરંભેલ वरिसवरिं इत्थि=નપું૦વેદ અને સ્ત્રીવેદને समगं=સમકાળે જ ઉપશમાવે છે. [અર્થાત્ નપું૦વેદે શ્રેણિ પ્રારંભી હોય તો પણ પ્રથમ નપું૦ વેદને ઉપશમાવાનો પ્રારભ કરીને ત્યારબાદ નપું૦ સ્ત્રીવેદને સાથે ઉપશમાવા માંડે છે, તે નપું૦વેદની પ્રથમા સ્થિતિનો છેલ્લો ૧ સમય બાકી રહે તે વખતે સર્વથા ઉપશાન્ત થાય છે, માત્ર નપું૦વેદની પ્રથમ સ્થિતિનો છેલ્લો ઉદયસમય રહ્યો છે તે વ્યતીત થતાં અવેદક થાય છે, અને અવેદકના પ્રથમ સમયથીજ પુ૦ હા૦ ૬ એ ૭ને ઉપશમાવવાનો સમકાળે પ્રારંભ કરે છે. શેષ વિધિ પૂર્વવત્] ॥૬૫॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૫॥ ॥ इति मोहस्य सर्वोपशमना ॥

## ॥ अथ अन्तर्गत देशोपशमना करण ॥

अवतरणः—પૂર્વે મોહનીયની સર્વોપશમના કહીને હવે સર્વ કર્મની થતી દેશોપમના કહેવાય છે—

**पगइठिई अणुभागप्पएसमूलुत्तराहि पविभत्ता। देसकरणोवसमणा तीए समियस्स अट्ठपयं ॥६६॥**

प्रकृतिस्थित्यनुभागप्रदेशमूलोत्तराभिः प्रविभक्ता। देशकरणोपशमना, तया शमितस्यार्थपदम् ॥६६॥

અવતરણ—ઉપ૦શ્રેણિથી પડતાં કરણોનો પુનઃ આદુર્ભાવ તથા એક ભવમાં ઉપ૦શ્રેણિ કેટલી વાર હોય? તે કહે છે—

**उग्घाडियाणि करणाणि उदयट्ठिइमाइगं इयरतुल्लं। एगभवे दुक्खुत्तो चरित्तमोहं उवसमेइ ॥६४॥**

उद्घाटितानि करणानि उदयस्थित्यादिकमितरतुल्यम् । एकस्मिन् भवे द्विकृत्वश्चारित्रमोहमुपशमयति ॥६४॥

अन्वयार्थ—ઉપ૦શ્રેણિથી પડતાં જે જે સ્થાને બન્ધન સંક્રમણ આદિ કરણો વિચ્છેદ પામ્યાં હતાં તે તે સ્થાને करणाणि=બન્ધનાદિ કરણો उग्घाडियाणि=ઉઘાડાં થાય છે, પ્રગટ થાય છે, પુનઃ પ્રવર્તે છે. તથા उदयट्ठिइमाइगं=ઉદયસ્થિતિ વિગેરે અર્થાત્ ઉદય અને સ્થિતિબન્ધ વિગેરે इयरतुल्ल=ઇતર તુલ્ય—ઉપ૦શ્રેણિ ચઢતી વખતે જ્યાં જ્યાં જે જે ઉદય સ્થિત્યાદિ પ્રવર્તતાં હતાં ત્યાં ત્યાં તે તે પ્રવર્તે છે. તથા एगभवे=એક ભવમાં चरित्तमोहं=ચારિત્ર મોહનીયને दुक्खुत्तो=બે વાર उवसमेइ=ઉપશમાવે છે. એ પુરૂષવેદોદયે શ્રેણિનો વિધિ કહ્યો. ॥૬૪॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૬૪॥

अवतरणः—ઉપ૦શ્રેણિનો પૂર્વોક્ત વિધિ પુરૂષવેદોદયે શ્રેણિ પ્રારંભી હોય તેને આશ્રયી કહ્યો. હવે સ્ત્રીવેદે અને નપું૦વેદે શ્રેણિ પ્રારભી હોય તે આશ્રયી જે તફાવત છે તે કહેવાય છે—

**उदयं वज्जिय इत्थी इत्थिं समयइ अवेयगा सत्त। तह वरिसवरिं वरिसवरिं इत्थिं समगं कमारद्धे ॥६५॥**

उदयं वर्जयित्वा स्त्री स्त्रीं शमयत्यवेदका सप्त । तथा वर्षवरो वर्षवरं स्त्रीं समकं क्रमारब्धे(सति) ॥६५॥

अन्वयार्थः—પ્રથમ નપુંસકવેદ ઉપશમાવ્યા બાદ સ્ત્રીવેદને ઉપશમાવતી इत्थी=સ્ત્રી उदयं वज्जिय=પોતાનો છેલ્લો એક ઉદય સમય

कृत्वा प्रमत्ततदितरस्थानयोः परिवृत्तीः बहुसहस्राणि। अधस्तादनन्तरद्विकमासादनं वाऽपि गच्छेत् ॥६२॥

अन्वयार्थः—पमत्त तद् इयरठाणे=પ્રમત્ત ગુણસ્થાનમાં અને તેથી ઈતર અપ્રમત્ત ગુણ૦માં बहुसहस्साणि=ઘણા હજાર વાર परिवित्ति=પરિવૃત્તિઓ-પરાવૃત્તિઓ किच्चा=કરીને કોઈ જીવ हिट्ठिल्ल अणंतरदुग=હેઠેનાં અનન્તર બે ગુણસ્થાન (૫ મું ૪થું) वा=અથવા કોઈ જીવ आसाण वि=સા[1]સ્વાદન ગુણસ્થાને પણ गच्छेज्जा=જાય ॥૬૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૬૨॥

अवतरणः—ઉપ૦શ્રેણિથી ભવક્ષયે (આયુષ્ય ક્ષયે) પડેલો જીવ ક્યાં જાય? તે કહે છે—

## उवसमसम्मत्तद्धा अंतो आउक्खया धुवं देवो। तिसु आउगेसु बद्धेसु जेण सेढिं न आरुहइ ॥६३॥

उपशमसम्यक्त्वाद्धान्तरायुःक्षयाद्ध्रुवं देवः। त्रिष्वायुष्केषु बद्धेषु येन श्रेणिं नारोहति ॥६३॥

अन्वयार्थः—उवसमसम्मत्तद्धा अंतो=ઉપશમ સમ્યક્ત્વના કાળની અંદર વર્તતો (ઉપ૦શ્રેણિમાં ચઢતો પડતો અથવા પડીને ૫-૪-૨ ગુણ૦ને પણ પામેલો) જીવ પણ आउक्खया=આયુષ્યના ક્ષયથી મરણ પામેતો धुवं=ધ્રુવ-અવશ્ય देवो=દેવ જ થાય जेण=જે કારણથી तिसु आउगेसु बधेसु=દેવાયુ સિવાયનાં શેષ ૩ આયુષ્ય બાંધ્યે છતે सेढिं=ઉપશમ શ્રેણિ न आरुहइ=ન આરોહે (ન ચઢે). ॥૬૩॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૬૩॥

---

૧ જે આચાર્ય અનન્તાનુ૦ની ઉપશમના માને છે તે આચાર્યના મતે સાસ્વાદન ભાવ પામે, પરન્તુ વિસંયોજના કરીને ચઢેલો જીવ પતિત થઈને સાસ્વાદને ન આવે, પરંતુ સીધો મિથ્યાત્વે જાય.

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૦॥

અવતરણઃ—શ્રેણિથી પડતાં સ્થિતિબંધ વા રસબંધ ચઢતી વખતે જેવા હતા તેવા થાય કે હીનાધિક થાય? તે કહે છે—

**खवगुवसामगपडिवयमाणदुगुणो तहिं तहिं बंधो। अणुभागो णंतगुणो असुभाण सुभाण विवरीओ ॥६१॥**

**क्षपकस्य उपशमकस्य प्रतिपततो द्विगुणस्तत्र तत्र बन्धः। अनुभागोऽनन्तगुणोऽशुभानां शुभानां विपरीतः ॥६१॥**

અન્વયાર્થઃ—જે જે સ્થાને खवग उवसामग पडिवयमाण दुगुणो=ક્ષપક જે સ્થિતિબંધ કરે તેથી ઉપશામક બમણો સ્થિતિબંધ કરે, અને ઉપશમથી પડતો જીવ તેથી પણ બમણો (ક્ષ૦થી ચાર ગુણો) बंधो=સ્થિતિબંધ तहिं तहिं=તે તે સ્થાને કરે. તથા असुभाणं=અશુભ પ્રકૃતિઓનો अणुभागो=અનુભાગબંધ—રસબંધ (अ)णंतगुणो=અનન્તગુણ તે તે સ્થાને કરે. (અર્થાત્ ક્ષપકથી ઉપ૦નો રસબંધ અનન્તગુણ, તેથી શ્રેણિપતિતનો અનન્તગુણ તે તે સ્થાને હોય). પુનઃ सुभाण विवरीओ=શુભ પ્રકૃતિઓનો રસબંધ વિપરીત જાણવો. [ક્ષ૦થી ઉપ૦નો અનન્તગુણ હીન. તેથી પડતાનો અનન્તગુણ હીન તે તે સ્થાને શુભનો રસબંધ છે] એ રીતે પ્રમત્તગુણ૦ સુધી સ્થિતિબંધ રસબંધનો ક્રમ જાણવો ॥૬૧॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૧॥

અવતરણઃ—ઉપ૦શ્રેણિથી અદ્ધાક્ષયે—કાળક્ષયે પડતો જીવ પ્રમત્ત સુધી આવે એમ કહ્યું, તો એથી નીચે પણ જાય કે નહિ? તે કહે છે—

**किच्चा पमत्ततदियरठाणे परिवत्ति बहुसहस्साणि। हिट्ठिल्लाणंतरदुगं आसाणं वा वि गच्छेज्जा ॥६२॥**

પ્રકૃતિઓનો પ્રદેશ નિક્ષેપ તો आलिगाए=આવલિકાથી-ઉદયાવલિકાથી बाहिरओ=બહારથી જાણવો (ઉદયાવ૦ વર્જીને ઉપરના સમયોમાં ગુણશ્રેણિ શીર્ષ સુધી અસં૦ગુણ વૃદ્ધિએ અને ત્યારબાદ હીન હીન ક્રમે પ્રક્ષેપ જાણવો), તથા संकमो=સંક્રમ अणुपुव्वि=આનુપૂર્વીએ થતો નથી (અંતરકરણ કરતી વખતથી પુવેદ અને ૪ સંજ્વલન એ ૫ નો પૂર્વે અનુક્રમે સંક્રમ કહ્યો હતો તેવો અનુક્રમસંક્રમ હવે પતન સમયે હોય નહિ) તેમજ પૂર્વે બંધથી છ આવલિકા વીત્યાબાદ ઉદીરણા થવાનું કહ્યું હતું તે छ आवलिगा उप्पि=છ આવલિકા ઉપર ઉદીરણા અહિં न हि=નથી થતી, પરન્તુ બંધથી એક આવલિકા વીત્યે ઉદય હોય તો ઉદીરણા પ્રવર્તી શકે છે ॥૫૯॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫૯॥

**वेइज्जमाणसंजलणद्धा अहिगा उ मोहगुणसेढी। तुल्ला य जयारूढो अतो य सेसेहि से तुल्ला ॥६०॥**

**वेद्यमानसंज्वलनाद्धाया अधिका तु मोहगुणश्रेणिः। तुल्या च येनारूढोऽतश्च शेषाभिः तस्य तुल्या ॥६०॥**

अन्वयार्थ—उ=વળી શ્રેણિથી પડતાં मोहगुणसेढी=મોહનીયની ગુણશ્રેણિ वेइज्जमाण=વેદાતા संजलणद्धा=સં૦ કષાયના કાળથી अहिगा=અધિક કાળવાળી રચે છે, પરન્તુ ચઢતી વખતે જેટલી ગુણશ્રેણિ રચાતી હતી તેની तुल्ला=તુલ્ય રચાય છે. य=પુનઃ जया=જે સંજ્વલનોદયે आरुढो=શ્રેણ્યારૂઢ થયો હતો તેનોજ ઉદય પડતી જ્યારે પ્રાપ્ત થાય अतो=ત્યારથી (તે ઉદય સમયથી) से=તેની ગુણશ્રેણિ सेसेहि तुल्ला=શેષ કર્મની ગુણશ્રેણિ તુલ્ય હોય છે [જેમ સં૦ક્રોધે શ્રેણિ પ્રારભકને પડતા જ્યારે સં૦ક્રોધનો ઉદય થાય ત્યારથી તેની ગુણશ્રેણિ શેષ કર્મ તુલ્ય રચાય, એ રીતે માન માયાની પણ જાણવી, અને સં૦લોભે શ્રેણિ પ્રારંભી હોય તો પ્રતિપાતના (પતનકાળના) પહેલા સમયથીજ લોભની ગુણશ્રેણિ શેષકર્મની ગુણશ્રેણિ તુલ્ય રચાય છે] પુન. જેનો જે સ્થાને બંધવિચ્છેદાદિ થયેલ હોય તે સ્થાને આવતા તેનો પુનઃ બંધાદિ ભાવ પ્રવર્તે છે ॥૬૦॥

અન્વયાર્થઃ—बिइय ठिईहिं=બીજી સ્થિતિમાંથી दव्वं=દ્રવ્યને-કર્મપ્રદેશોને ओकड्ढित्ता=આકર્ષીને उदयादिसुं=ઉદયાદિ સમયોમાં (ઉદય સમયમાં બીજા ત્રીજા આદિ સમયમાં યાવત્ પૂર્ણ ઉદયાવલિકા સુધી विसेसूणं सेढीए=વિશેષહીન વિશેષહીન એ અનુક્રમ પ્રમાણે, અને आवलि उप्पि=ઉદયાવલિકાથી ઉપરના સમયોમાં असंखगुणं=અસં૦ગુણ અસં૦ગુણના ક્રમ પ્રમાણે [1]ગુણશ્રેણિના શીર્ષ સુધી खिवइ=પ્રક્ષેપે ત્યારબાદ વિશેષહીન હીન પ્રક્ષેપ થાય છે ॥૫૮॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-૧૧મેથી પડતો જીવ પ્રથમ સં૦લોભનો ઉદય કરે છે, ત્યારબાદ જ્યાં માયાનો ઉદયવિચ્છેદ થયો હતો ત્યાંથી માયાનો ઉદય કરે છે, એ રીતે માન અને ક્રોધનો ઉદય પણ ઉદયવિચ્છેદ સ્થાનથી શરૂ કરે છે. તથા એ ક્રોધાદિના ઉદય માટે બીજી સ્થિતિમાં રહેલા દલિકને આકર્ષીને પ્રથમા[2]સ્થિતિ રૂપે રચે છે, અને પુદ્ગલ પ્રક્ષેપ ઉદય સમયથી પ્રારંભીને અન્વયાર્થમાં કહેલા ક્રમ પ્રમાણે કરે છે. ॥૫૮॥

**वेइज्जंतीणेवं इयरासिं आलिगाइ बाहिरओ । न हि संकमोणुपुव्वि छावलिगोदीरणाउप्पिं ॥५९॥**

**वेद्यमानानामेवमितरासामावलिकाया बहिः । न हि संक्रम आनुपूर्व्या, षडावलिकोपर्युदीरणा ॥५९॥**

અન્વયાર્થઃ—एव=એ પ્રકારે वेइज्जंतीण=વેદાતી-ઉદયવતી પ્રકૃતિઓનો વિધિ જાણવો, અને इयरासिं=ઇતર-ઉદયમાં નહિ આવતી

---

૧ અહિ શ્રેણિથી પડતા પણ ગુણશ્રેણિ રચાય છે.

૨ અહિ પ્રથમાસ્થિતિ એટલે સ્વોદય કાળરૂપ અન્તર્મુ૦ પ્રમાણ ઉદયસ્થિતિ છે, અને તે બીજી સ્થિતિસાથે સંલગ્ન જાણવી, પરન્તુ વચ્ચે અન્તર નહિ. પ્રથમાસ્થિતિ તો છેલ્લી આવલિકા સ્તિબુકસંક્રમે સંક્રમ્યા બાદ રહીજ નથી, અન્તરસ્થિતિ અને દ્વિતીયા એ બે રહી હતી તેમાંથી હવે અન્તરનો પણ અભાવ થયો.

पच्छाणु पुव्विगाए=પશ્ચાનુપૂર્વીએ-ઉલટાક્રમે ૧૧ થી ૧૦મે, ૧૦ મેથી ૯મે, ત્યાંથી ૮મે, ત્યાંથી ૭મે, અને ત્યાંથી यावत् पमत्तविरतोत्ति=પ્રમત્તવિરત સુધી ૬ઠ્ઠા સુધી परिवडइ=પડે છે. ॥૫૭॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-ઉપશમનાનો એ પૂર્વોક્ત વિધિ સંજ્વલન ક્રોધના ઉદયે શ્રેણિ પ્રારંભી હોય તેને આશ્રયી કહ્યો, અને માનના ઉદયે શ્રેણિ પ્રારંભે તો માનનાજ ઉદયમાં વર્તતો નપુંવત્ ત્રણ ક્રોધને ઉપશમાવે, ક્રોધવત્ ત્રણ માનને ઉપશમાવે એ તફાવત છે, શેષ વક્તવ્ય પૂર્વવત્, માયાના ઉદયે શ્રેણિ પ્રારંભે તો નપુંવત ૩ ક્રોધ ૩ માનને શમાવી ક્રોધવત્ ૩ માયા શમાવે, શેષ પૂર્વવત, અને લોભના ઉદયે શ્રેણિ પ્રારંભે તો પ્રથમ નપુંવત્ ૩ ક્રોધને પછી ૩ માનને ત્યારબાદ ૩ માયાને અને ત્યારબાદ ૩ લોભને ઉપશમાવે.

તથા ઉપ૦શ્રેણિથી પ્રતિપાત(પતન) ભવક્ષયથી (આયુનો અન્ત આવવાથી), અને કાળક્ષયથી (ઉપશાન્ત ગુણ૦નો કાળ પૂર્ણ થવાથી) એમ બે રીતે હોય છે. ત્યા ભવક્ષયથી પડે તો અનુત્તરમાં ઉત્પન્ન થાય, ત્યાં દેવગતિ ઉદયના પ્રથમ સમયથીજ સર્વ કરણો એક સાથે પ્રારંભી ક્ષયો૫૦ સમ્ય૦ પામવાથી પરભાર્યો ચોથે ગુણસ્થાને આવ્યો ગણાય, અને કાલક્ષયથી પડે તો જે અનુક્રમે ચઢ્યો હતો તેજ અનુક્રમે પડતો પડતો છટ્ઠે આવીને અટકે, અથવા કોઈ દેશવિરતિ અને કોઇ તેથી પણ નીચે અવિરતિ પામી સાસ્વાદને થઇ મિથ્યાત્વે પણ જાય છે. ॥૫૭॥

અવતરણ—ઉપશાન્તમોહ ગુણ૦થી કાળક્ષયે પડતો જીવ જે અનુક્રમે પડે છે તે અનુક્રમ દર્શાવે છે—

**ओकड्डित्ता बिइट्ठिइहिं उदयादिसु खिवइ दव्वं। सेढीइ विसेसूणं आवलिउप्पिं असंखगुणं ॥५८॥**

अपकृष्य द्वितीयस्थितेरुदयादिषु क्षिपति द्रव्यम्। श्रेण्या विशेषोनमावलिकोपर्यसंख्येयगुणम् ॥५८॥

अवतरणः—ઉપશાન્તમોહમાં વર્તતો જીવ શું કરે? તે કહે છે—

**उवसंतद्धा भिन्नमुहुत्तो तीसे य संखतमतुल्ला। गुणसेढी सव्वद्धं तुल्ला य पएसकालेहिं ॥५६॥**

उपशान्ताद्धा भिन्नमुहूर्त्तं, तस्याश्च संख्येयतमतुल्या। गुणश्रेणीः सर्वाद्धां तुल्याश्च प्रदेशकालाभ्याम् ॥५६॥

अन्वयार्थः—उवसंत (अ)द्धा=એ ઉપશાન્ત અદ્ધા-કાળ भिन्नमुहुत्तो=અન્તર્મુ૦ પ્રમાણ હોય છે, य=અને तीसे=તે અન્તર્મુ૦ના संखतमतुल्ला=સંખ્યાતમા ભાગ તુલ્ય गुणसेढी=ગુણશ્રેણિ सव्वद्धं=સર્વકાળ पएसकालेहिं तुल्ला=પ્રદેશથી અને કાળથી તુલ્ય રચે છે.॥૫૬॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અહિં રચાતી ગુણશ્રેણિમાં પતદ્ગ્રહ સ્થિતિ ઉપશમ કાળના અન્તર્મુ૦ના સંખ્યાતમા ભાગ પ્રમાણ છે, અને પ્રતિસમય એટલીજ કાયમ રહે છે, પરન્તુ પ્રથમોપશમ સમ્યક્ત્વના અપૂર્વકરણમાં કહ્યા પ્રમાણે શેષ શેષ રહેતી નથી. તેમજ અહિં અવસ્થિત પરિણામ હોવાથી ગુણશ્રેણિ રચવાને પ્રતિસમય પ્રદેશોના ઉપાડ પણ તુલ્ય સંખ્યાએ હોય છે, માટે આ ગુણશ્રેણિ કાળથી (પતદ્ગ્રહ સ્થિતિવડે) તેમજ પ્રદેશોવડે પણ તુલ્ય કહી છે.॥૫૬॥

**उवसंता य अकरणा संकमणोवट्टणा य दिट्ठितिगे। पच्छाणुपुव्विगाए परिवडइ पमत्तविरतोत्ति ॥५७॥**

उपशान्ताश्चाकरणाः संक्रमोद्वर्त्तने च दृष्टित्रिके। पश्चानुपूर्व्या प्रतिपतति(यावत्)प्रमत्तविरतमिति ॥५७॥

अन्वयार्थः—उवसता य=વળી ઉપશાન્ત થયેલ પ્રકૃતિઓ अकरणा=કરણ રહિત થાય છે (સં૦ ઉ૦ અપ૦ ઉદી૦ નિ૦નિ૦એ કરણોને અયોગ્ય થાય છે), य=પુનઃ-પરન્તુ दिट्ठितिगे=દ્રષ્ટિત્રિકમાં-ત્રણ દર્શનમોહનીયમાં संकमण ओवट्टणा=સંક્રમ અને અપવર્તના એ બે કરણ પ્રવર્તે છે. (મિથ્યા૦મિશ્ર એ બે સમ્ય૦માં સંક્રમે છે, અને અપવર્તના ત્રણેની થાય છે). તથા ઉપશાન્તમોહી જો પડે તો

અન્વયાર્થઃ—એ પ્રમાણે પ્રતિસમય અસંખભાગ તુ=કિટ્ટિનો અસંખ્યાતમો ભાગ ગિણ્હંતો ય મુયતો=ગ્રહણ કરતો ( ઉદીરણાવડે ઉદય સ્થિતિમાં પ્રક્ષેપતો ) અને મૂકતો ( ઉપશાન્ત થવાથી ઉદય સ્થિતિમાં નહિ નાખતો છતો) ચરમ સમયમ્મિ=સૂ૦સં૫૦ના ચરિમસમય સુધી એ રીતે ગ્રહણમોચન કરે છે. અને સવ્વદ્ધ=સર્વકાળ સુધી (સૂ૦સં૫૦ના સર્વકાળ સુધી) પુવ્વ વ=પૂર્વની માફક વિઇય ઠિઇ પિ=બીજી[1] સ્થિતિને પણ ઉવસામેઇ ઉપશમાવે છે. ।।૫૫।।

ભાવાર્થઃ—અનિવૃત્તિના અન્ત્ય સમયે અથવા કિટ્ટિકરણના અન્ત્ય સમયે સંજ્વલનલોભની કિટ્ટિકરણ કાળની ૧ ઉદયાવલિકા બાકી હતી તે સૂ૦સં૫૦ અદ્ધામાં અથવા કિટ્ટિવેદનકાળમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમે છે, સમયોન બે આવલિકાનું બાંધેલું નવું દલિક સત્તાગત અનુપશાન્ત હતું તે પણ અહિં સૂ૦સં૫૦ના કાળમાં સમયોન બે આવલિકા કાળે ઉપશમી જાય છે, અને કિટ્ટિદલિક પણ અન્ત્ય સમય સુધીમા સર્વ ઉપશાન્ત થઈ જાય છે, જેથી સૂ૦સં૫૦ના અન્ત્ય સમયે મોહનીયની સર્વ ૨૮ પ્રકૃતિઓ સર્વથા ઉપશાન્ત વર્તે છે, હવે કંઈપણ ઉપશમાવવા યોગ્ય બાકી રહ્યું નથી, એ રીતે સૂ૦ સંપરાય ૧૦મું ગુણસ્થાન પણ લોભની કિટ્ટિઓ–સૂક્ષ્મખંડ વેદવાની સમાપ્તિ સાથે સમાપ્ત થાય છે. આ વખતે જ્ઞા૦ દ૦ અન્ત૦નો સ્થિતિબંધ અન્તમું૦ નામગોત્રનો ૧૬મુહૂર્ત્ત અને વેદનીયનો ૨૪ મુહૂર્ત્ત ( ક્ષપકીય સૂ૦સં૫૦ના સર્વજઘન્યથી દ્વિગુણ) હોય છે. હવે આ પ્રકારની ઉપશાન્ત અવસ્થા જે અન્તમું૦ સુધી કાયમ રહે છે તેજ અન્તર્મુહૂર્ત્ત ૧૧મું ઉપશાન્તમોહ ગુણસ્થાન કહેવાય છે, જેથી સૂ૦સં૫૦થી અનન્તર સમયે જીવ ઉપશાન્તમોહ ૧૧મું ગુણસ્થાન પામે છે. ।।૫૫।।

---

૧ પૂર્વ સ્પર્ધકો અને અપૂર્વ સ્પર્ધકો એ બને ઉપશમાવે છે. ગાથાના પૂર્વાર્ધ વડે કિટ્ટિનો ઉપશમ અને ઉત્તરાર્ધ વડે પૂર્વ અપૂર્વ સ્પર્ધકોનો પણ ઉપશમ દર્શાવ્યો.

शेषाद्धां तनुरागस्तावतीं किट्टितश्च प्रथमस्थितिम्। वर्जयित्वाऽसंख्येयभागमधश्चोपर्युदीरयति शेषाः(किट्टीः) ॥५४॥

अन्वयार्थः—सेस (अ)द्धं=શેષ કાળમાં (ત્રીજા વિભાગમાં) तणुरागो=તનુરાગી–સૂક્ષ્મરાગી–સૂ૦ સંપરાયી થાય છે, તથા किट्टिओ= પૂર્વકૃત કિટ્ટિમાંથી કિટ્ટિઓ આકર્ષીને तावइया=તેટલા પ્રમાણવાળી–સૂ૦ સ૫૦ કાળ તુલ્ય पढमठिईं=પ્રથમા સ્થિતિ બનાવે છે, અને हेट्ठुवरिं=નીચેની અને ઉપરની કિટ્ટિનો असंखभागं वज्जिय = અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ કિટ્ટિઓ उदीरई=ઉદીરાય છે–ઉદયમાં આવે છે. ॥૫૪॥

ભાવાર્થઃ—અનિવૃત્તિમાં અન્ત્ય ભાગે સં૦ લોભની બનાવેલી અન્તમું૦ સ્થિતિના જે ત્રણ વિભાગ થયા હતા તેમાં બીજો કિટ્ટિકરણ વિભાગ સમાપ્ત થયા બાદ ત્રીજા શૂન્ય વિભાગમાં પ્રવેશતો જીવ બીજી સ્થિતિમાં કરેલી કિટ્ટિઓમાંથી કિટ્ટિઓ ઉદીરણાથી આકર્ષી આકર્ષીને ત્રીજા વિભાગમાં (સૂ૦ સં૫૦ કાળ તુલ્ય અન્તમું૦ પ્રમાણ વિભાગમાં) પ્રક્ષેપી પ્રક્ષેપીને પ્રથમા સ્થિતિ (સૂક્ષ્મ લોભની ઉદયસ્થિતિ) બનાવે છે. તથા પહેલા અને છેલ્લા સમયે કરાયેલી કિટ્ટિઓને છોડીને શેષ કિટ્ટિઓ દશમા ગુણઠાણાના પહેલા સમયે ઉદયમાં આવે છે, અને પહેલા અને છેલ્લા સમયે કરાયેલ કિટ્ટિઓમાંથી તો પહેલા સમયની બનાવેલી કિટ્ટિઓમાંનો ઉપરનો અસંખ્યાતમો ભાગ, અને છેલ્લા સમયની બનાવેલી કિટ્ટિઓમાંનો નીચેનો અસંખ્યાતમો ભાગ છોડીને બીજી કિટ્ટિઓ ઉદયમાં આવે છે ॥૫૪॥

गिण्हंतो य मुयंतो असंखभागं तु चरमसमयम्मि। उवसामेई बिईय ठिइं पि पुव्वं व सव्वद्धं ॥५५॥

गृण्हंश्च मुंचनसंख्येयभागं तु चरिमसमयं। उपशमयति द्वितीयां स्थितिमपि पूर्ववत् सर्वाद्धाम् ॥५५॥

अन्वयार्थः—પુનઃ એ કિટ્ટિકરણાદ્ધાના सखिज्जेसु=સંખ્યાતા ભાગ વીત્યા બાદ (એક સખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે) સંજ્વલન લોભનો સ્થિતિબંધ भिन्नमुहुत्तो=ભિન્ન મુહૂર્ત-અન્તર્મુ૦ પ્રમાણ થાય છે, घाईण=જ્ઞા૦ દ૦અંત૦ એ ત્રણ ઘાતિકર્મોનો दिणपुहुत्त=દિન પૃથક્ત્વ પ્રમાણ અને વેદનીય નામગોત્ર એ ત્રણ અઘાતી કર્મોનો वाससहस्सपुहुत्तं=પૃથક્ત્વ વર્ષ સહસ્ર (ઘણા હજાર વર્ષ) પ્રમાણનો થાય છે. અને अंते=કિટ્ટિકરણના અન્ત્ય સમયે સંજ્વલ લોભનો લઘુ અન્તર્મુ૦પ્રમાણ અને તિ=૩ ઘાતીનો दिवसस्स अंतो=અન્તર્દિવસનો ૧દિવસથી ન્યૂન સ્થિતિબંધ થાય છે ॥૫૨॥

अघाइकम्माण=ત્રણ અઘાતી કર્મોનો સ્થિતિબંધ वाससहस्स पुहुत्ता=પૃથક્ત્વ વર્ષ સહસ્રથી ઘટતો ઘટતો विवरिस अंतो=બે વર્ષની અંદરનો (બે વર્ષથી ન્યૂન) થાય છે પુન. એ વખતે लोभस्स=લોભની किट्टिओ=કિટ્ટિઓ जं च पुव्वुत्तं=અને જે પૂર્વોક્ત સમયોન બે આવલિકા સુધીનું પૂર્વબદ્ધ દલિક તથા કિટ્ટિકરણની ઉદયાવલિકા એટલું अणुवसत=અનુપશાન્ત છે. (અર્થાત્ ઉદયાવલિકા કિટ્ટિઓ અને પૂર્વબદ્ધ એ ઉપશમ્યુ નથી, શેષ લોભનુ સર્વ દલિક ઉપશાન્ત થયુ છે) ॥૫૩॥

भावार्थ—અન્વયાર્થવત સુગમ છે વિશેષ કે—અનિવૃત્તિના અન્ત્ય સમયે અપ્ર૦ પ્ર૦ લોભ ઉપશાન્ત થયા, સ૦ લોભનો બંધ ઉદય વિચ્છેદ પામ્યા, કિટ્ટિકરણ કાળની સમાપ્તિ થઈ, સં૦ લોભનું કિટ્ટિ દલિક-કિટ્ટિકરણની ઉદયાવલિકા-અને સમયોન બે આવલિકાબદ્ધ દલિક એટલુ અનુપશાન્ત રહ્યું છે તે વખતે નવમું ગુણસ્થાન સમાપ્ત થયું. વિશેષ વિધિ વૃત્તિથી જાણવી ॥૫૩॥

अवतरण—સં૦લોભની કિટ્ટિકરણની સમાપ્તિ સાથે નવમા અનિ૦ગુણસ્થાન સમાપ્ત થયા બાદ હવે કરેલી કિટ્ટિઓને વેદવાના કાળરૂપ ૧૦મુ સૂ૦સપરાય ગુણ૦છે તેમાં કિટ્ટિઓને કેવી રીતે વેદે છે-અનુભવે છે તે દર્શાવાય છે—

**सेसद्धं तणुरागो तावईया किट्टिओ य पढमठिई। वज्जिय असंखभागं हेट्ठुवरिमुदीरई सेसा ॥५४॥**

भावार्थः—પ્રથમ સમયકૃત કિટ્ટિ વર્ગણાઓમાં જે વર્ગણા જઘન્ય રસવાળી છે, તેનાથી ચડીયાતા રસવાળી બીજી વર્ગણા અનન્તગુણ રસવાળી, તેથી ત્રીજી વર્ગણા અનન્તગુણ રસવાળી ઈત્યાદિ રીતે યાવત્ અન્તિમ વર્ગણા સર્વોત્કૃષ્ટ રસવાળી છે. એજ અલ્પબહુત્વ બીજા સમયની ત્રીજા સમયની યાવત્ અન્ત્ય સમય સુધીની કરેલી કિટ્ટિઓમાં-કિટ્ટિકૃત વર્ગણાઓમાં કહેવું. પુનઃ પ્રદેશાપેક્ષાએ વિચારીએ તો પ્રથમ સમયકૃત કિટ્ટિઓમાંની ઘણા પ્રદેશવાળી કિટ્ટિથી બીજા સમયની કરેલી કિટ્ટિઓમાં જઘન્ય પ્રદેશવાળી કિટ્ટિના પ્રદેશો અસંખ્યગુણ છે, એ રીતે અનુક્રમે અન્તિમ સમયકૃત કિટ્ટિસુધી કહેવું. પુનઃ રસની અપેક્ષાએ વિચારીએ તો પ્રથમ સમયકૃત કિટ્ટિઓમાંની જઘન્ય રસવાળી કિટ્ટિ-વર્ગણા તે ઘણા રસવાળી છે, અને બીજા સમયની કરેલી કિટ્ટિઓમાંની જે સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ તે અનન્તગુણ હીન રસવાળી છે, એ રીતે રસાલ્પબહુત્વ પણ અન્તિમ સમયકૃત કિટ્ટિ સુધી કહેવું. અને સંજ્વલન કષાયોનો ચાર માસ સ્થિતિબંધ થાય ત્યારથી નવો નવો સ્થિતિબંધ સંખ્યાતમે ભાગે ન્યૂન ન્યૂન થતાં કિટ્ટિકરણના પ્રથમ સમયે પૃથક્ત્વ દિવસ પ્રમાણનો સ્થિતિબંધ થાય છે [ક્રોધ માન માયાનો સ્થિતિબંધ તો કિટ્ટિકરણથી પહેલાં ઉપશમશ્રેણિમાં ૪-૨-૧ માસ થઈને વિચ્છેદ પામ્યો છે. જેથી આ દિવસ પૃથક્ત્વ સ્થિતિબંધનો સં૦ લોભનો જ છે, અને તે પૃથક્ત્વ શબ્દથી અહિં ૧૫ દિવસની અંદરનો સંભવે પણ ઉપરનો નહિં] ॥૫૧॥

भिन्नमुहुत्तो संखिज्जेसु य घाईण दिणपुहुत्तं तु। वाससहस्सपुहुत्तं अंतोदिवसस्स अंते सिं ॥५२॥

वाससहस्सपुहुत्ता विचरिस अंतो अघाइकम्माणं। लोभस्स अणुवसंतं किट्टीओ जं च पुव्वुत्तं ॥५३॥

भिन्नमुहूर्त्तः संख्येयेषु च घातिनीनां दिनपृथक्त्वं ततः। वर्षसहस्रपृथक्त्वं अन्तर्दिवसस्यान्ते तेषाम् ॥५२॥

वर्षसहस्रपृथक्त्वाद् द्विवर्षस्यान्तोऽघातिकर्मणाम्। लोभस्यानुपशान्तं किट्टयः यच्च पूर्वोक्तम् ॥५३॥

अन्वयार्थः—अणुसमयं=અનુસમય-પ્રતિસમય जा=જે अपुव्वाओ=અપૂર્વ કિટ્ટિઓ કરે છે, અર્થાત્ પ્રતિસમય નવી નવી કિટ્ટિઓ કરે છે તે सेढोए=શ્રેણિએ-અનુક્રમે असखगुणहाणि=અસંખ્યગુણ હીન હીન કરે છે. પુન એ કિટ્ટિઓમાં दलियं=દલિક-પ્રદેશો तव्विवरीयं=તેથી વિપરીત કરે છે (પ્રતિસમય પ્રદેશો અસંખ્યગુણ કરે છે, અર્થાત્ પ્રથમ સમયકૃત સર્વ કિટ્ટિ દલિકથી દ્વિતીય સમયકૃત સર્વ કિટ્ટિદલિક અસંખ્યગુણ ઈત્યાદિ રીતે કરે છે). પુનઃ કોઈપણ એક સમયમાં કરેલી કિટ્ટિ વર્ગણાઓમાં પરસ્પર પ્રદેશસંખ્યા વિચારીએ તો जहन्नगाइ= જઘન્ય રસવાળી કિટ્ટિવર્ગણાથી પ્રારંભીને ઉ૦ રસવાળી કિટ્ટિવર્ગણા સુધી અનુક્રમે અનન્તરોપનિધાની રીતે विसेसूण=વિશેષહીન વિશેષહીન પ્રદેશો હોય છે ॥૫૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫૦॥

अवतरणः—પ્રતિસમયકૃત કિટ્ટિઓની સંખ્યાનું તથા પ્રદેશોનું અને એક સમયકૃત કિટ્ટિઓના પરસ્પર પ્રદેશોનું અલ્પબહુત્વ પૂર્વગાથામા કહીને હવે એક સમયકૃત કિટ્ટિઓમાં (કિટ્ટિવર્ગણાઓમાં) પરસ્પર રસ કેટલો હોય? તેનું અલ્પબહુત્વ કહે છે—

**अणुभागो णंतगणो चाउम्मासाइ संखभागूणो। मोहे दिवसपुहुत्तं किट्टीकरणाइसमयम्मि ॥५१॥**

अनुभागोऽनन्तगुणश्चातुर्मासिकात् संख्येयभागोनः। मोहस्य दिवसपृथक्त्वं, किट्टिकरणादिसमये ॥५१॥

अन्वयार्थः—अणुभागो=(કોઈપણ એક સમયમાં કરેલી અનન્ત કિટ્ટિવર્ગણામાં પરસ્પર) અનુભાગ-રસ અનન્તરોપનિધાની રીતે (अ)णतगुणो=અનન્તગુણ અનન્તગુણ હોય છે, તથા મોહનીયના चाउम्मासाइ=ચાર માસનો બંધ થાય ત્યારથી પ્રારંભીને संखभागूणो= સંખ્યાતમે ભાગે ન્યૂન થતાં થતાં किट्टिकरणाइ समयम्मि=કિટ્ટિકરણના પ્રથમ સમયે दिवसपुहुत्त=દિવસ પૃથક્ત્વ (ઘણા દિવસ પ્રમાણનો) સ્થિતિબંધ થાય છે. ॥૫૧॥

ભાવાર્થઃ—બીજી સ્થિતિમાંથી આકર્ષીને અન્તર્મુ૦ પ્રમાણ બનાવેલી સંજ્વલનલોભની પ્રથમ સ્થિતિના (અનિવૃત્તિના અન્ત્ય ભાગે) ત્રણ ભાગ થાય છે, તેમાં પહેલો અશ્વકર્ણકરણ બીજો કિટ્ટિકરણ, ત્રીજો કિટ્ટિવેદન વિભાગ. પરન્તુ અહિં દ્વિતીય સ્થિતિમાંથી આકર્ષેલા પ્રદેશોને પહેલા બે વિભાગમાંજ નાખે છે અને ત્રીજો વિભાગ પ્રદેશો વિનાનો ખાલી રહે છે. પહેલા વિભાગમાં વર્તતો જીવ પ્રથમ સમયથીજ ત્રણે લોભની ઉપશમના પ્રારંભે છે. અને તે વખતે કેટલાક પૂર્વ સ્પર્ધકોના (અત્યાર સુધીમાં બંધાયેલા રસવાળા સ્પર્ધકોના) અપૂર્વ સ્પર્ધકો બનાવે છે (એવા હીન રસવાળા કરે છે કે આ પહેલા સંસારચક્રમાં એટલો હીન રસ કદી પણ થયો નથી). એ રીતે સંખ્યાતા સ્થિતિબંધ સુધીમાં એ ક્રિયા (અશ્વકર્ણકરણતા) પૂર્ણ થાય છે. ત્યારબાદ બીજા કિટ્ટિકરણ વિભાગમાં પ્રવેશે છે, ત્યાં પૂર્વ સ્પર્ધક અને અપૂર્વ સ્પર્ધકોમાંથી વર્ગણાઓ લઈ તેની પ્રતિસમય અનન્ત અનન્ત કિટ્ટિઓ કરે છે. અર્થાત્ ક્રમશઃ રહેલી અનંતી વર્ગણાઓમાંનો રસ એવી રીતે હીન કરે કે વર્ગણાઓનો ક્રમ ત્રુટીને વચમાં અનન્ત આંતરા પડે, જેમ અસત્ કલ્પનાએ પહેલાં ૧૦૧-૧૦૨-૧૦૩-૧૦૪-૧૦૫ ઈત્યાદિ રસાણુવાળી ક્રમશઃ વર્ગણાઓ હીન રસાણુવાળી થઇને ૫-૧૫-૨૦-૨૫-૩૦-૪૦ ઈત્યાદિ રસાણુવાળી ત્રુટિત ક્રમવાળી થાય છે. આ પ્રમાણે પહેલા સમયે કિટ્ટિઓ એક અનુભાગ સ્પર્ધકમાં રહેલ અનન્ત વર્ગણાના અનંતમા ભાગે થાયછે છતાં તે પણ અનંતજ હોય છે. અને તે સર્વ જઘન્ય સ્પર્ધકની વર્ગણાઓના રસથી પણ અનન્તગુણહીન રસવાળી (અનન્તમા ભાગ જેટલા રસવાળી થાય છે.) આ પ્રથમસમયકૃત કિટ્ટિનો પ્રકાર જાણવો. ॥૪૯॥

અવતરણઃ—દ્વિતીયાદિ સમયે કરાતી કિટ્ટિઓની સંખ્યા, અને એક સમયકૃત કિટ્ટિઓની પરસ્પર પ્રદેશસંખ્યા કહેવાય છે—

**अणुसमयं सेढीए असंखगुणहाणि जा अपुव्वाओ। तव्विवरीयं दलियं जहन्नगाई विसेसूणं ॥५०॥**

अनुसमयं श्रेण्याऽसंख्येयगुणहीना या अपूर्वाः । तद्विपरीतं दलिकं, जघन्यादितो विशेषोनम् ॥५०॥

પૂર્વબદ્ધ દલિક શેષ રહે છે, તેમ અપ્ર૦ પ્ર૦માનાદિ ઉપશાન્ત થયે સં૦માનાદિકની પણ એક ઉદયાવલિકા અને સમયોન બે આવલિકાબદ્ધ બાકી રહે છે, તેની સર્વથા ઉપશાન્તિ સમયોન બે આવલિકા કાળે થાય છે॥૪૮॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ વૃત્તિથી જાણવો ॥૪૮॥

અવતરણઃ—અહિં પૂર્વ કષાયનો ઉદયવિચ્છેદ થયે પર કષાયની દ્વિતીયા સ્થિતિમાંથી અન્તર્મુ૦ પ્રમાણ પ્રથમા સ્થિતિ રચાઇને પર કષાયનો ઉદય અવશ્ય થાય છે, જેથી ક્રોધનો ઉદય વિચ્છેદ થતાં માનની બીજી સ્થિતિમાંથી આકર્ષીને માનની પહેલી સ્થિતિ રચે છે, અને તેથી માન ઉદયમાં આવે છે. એ રીતે સં૦ માયાનો ઉદય વિચ્છેદ થતાં સંજ્વલન લોભની બીજી સ્થિતિમાં પ્રદેશો આકર્ષીને અન્તર્મુ૦ પ્રમાણ લોભની પહેલી સ્થિતિ-ઉદયસ્થિતિ રચાય છે, એ લોભની રચાયલી અન્તર્મુ૦ની પ્રથમા સ્થિતિમાં ત્રણ વિભાગરૂપ જે વિશેષતા થાય છે તે કહે છે—

## लोभस्स बेतिभागा बिइय तिभागोत्थ किट्टिकरणद्धा । एगफड्डगवग्गणअणंतभागो उ ता हेट्ठा ॥४९॥

**लोभस्य द्वौ त्रिभागौ(प्रथमा)स्थितिः (द्वितीय)त्रिभागोऽत्र किट्टिकरणाद्धा । एकस्पर्धकवर्गणानन्तभागास्तु ता अधस्तात् ॥४९॥**

अन्वयार्थः—लोभस्स=સં૦લોભના ત્રણ ભાગ રચાય છે તેમાં અહિં બે તિભાગ ઠિઇય=બે ત્રિભાગ પ્રથમ સ્થિતિરૂપ છે (પ્રથમા સ્થિતિરૂપે રચાય છે), અને अत्थ=એમાં (बिइय) तिभागो=બીજો ત્રિભાગ किट्टकरणाद्धा=કિટ્ટિકરણઅદ્ધા નામનો છે, (પહેલો ત્રિભાગ અશ્વકર્ણ કરણઅદ્ધા નામનો છે). બીજા ત્રિભાગમાં લોભના રસની અનન્ત કિટ્ટિઓ [સૂક્ષ્મખંડ] બને છે, ता=તે કિટ્ટિઓ एगफड्डयवग्गण अणंतभागो=એક અનુભાગ સ્પર્ધકની વર્ગણાના અનન્તમા ભાગ જેટલી પહેલે સમયે કરે છે, અને તે સર્વ જઘન્ય અનુભાગ સ્પર્ધકમાંના રસથી પણ हेट्ठा=હેઠી-ન્યૂન રસવાળી હોય છે ॥૪૯॥

षट्स्वुपशम्यमानेषु तस्मिन् समये एका उदयस्थितिः पुरुषस्य शेषा। समयोनावलिकाद्विकेन बद्धामपि च तावदद्धया(उपशमयति) ॥४७॥

अन्वयार्थः—छस्सु=૬ નોકષાય ઉપશમતાં ઉપશમતાં જે સમયે ૬ નોકષાય ઉપશાન્ત થાય છે से=તેજ સમયે एक्का=એક उदयठिई=ઉદય સ્થિતિ पुरिससेसा=પુરૂષવેદની બાકી રહે છે, અને તે એક સ્થિતિ ઉદયથી ગયા બાદ અવેદકપણાના પ્રથમ સમયે समऊणावलिगदुगे=બે સમય ન્યૂન બે આવલિકા કાળનું बद्धा वि य=જે પૂર્વબદ્ધ દલિક સત્તામાં અનુપશાન્ત છે તે પણ तावदद्धाए=તેટલાજ કાળમાં (બે સમયોન બે આવલિકા કાળે) ઉપશાન્ત થાય છે ॥૪૭॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. બીજી વિશેષતા વૃત્તિથી જાણવી. ॥૪૭॥

## तिविहमवेओ कोहं कमेण सेसेवि तिविहतिविहे वि। पुरिससमा संजलणा पढमठिई आलिगा अहिगा॥

त्रिविधमवेदकः क्रोधं, क्रमेण शेषानपि त्रिविधत्रिविधानपि। पुरुषसमाः संज्वलनाः, प्रथमस्थितिरावलिका साधिका ॥४८॥

अन्वयार्थः—अवेओ=(પુરૂષવેદ ઉપશાન્ત થયે ત્રણે વેદથી) અવેદક થઈને અવેદકના પ્રથમ સમયથીજ तिविहं कोहं=ત્રણ ક્રોધને ઉપશમાવવાનો પ્રારંભ કરે છે, અને ત્રણ ક્રોધ ઉપશમ્યા બાદ कमेण=એ રીતે અનુક્રમે सेसे वि=શેષ-બાકીના પણ तिविह तिविहे वि=ત્રણ ત્રણ પ્રકારના માન આદિકને પણ ઉપશમાવે છે (૩ માન ઉપશમ્યા પછી ૩ માયાને ઉપશમાવે, ૩ માયા ઉપશમ્યા બાદ ૩ લોભને ઉપશમાવે). એમાં संजलणा=સંજ્વલન કષાયોની ઉપશમના पुरिससमा=પુરૂષવેદ સરખી (અને અપ્ર૦ પ્ર૦ કષાયોની ઉપશમના છ નોકષાય સરખી) જાણવી. વિશેષ એ કે-પુરૂષવેદની પ્રથમસ્થિતિ (૬ નોકષાયની ઉપશાન્તિ બાદ) ૧ સમયની રહે છે, ત્યારે અપ્ર૦પ્ર૦ ક્રોધાદિ ઉપશાન્ત થયે સં૦ ક્રોધાદિકની पढमठिइ=પ્રથમસ્થિતિ आलिगा अहिगा=આવલીકાજ, અને સત્તાસ્થિતિ સમયોન બે આવલિકા રહે છે (અર્થાત્ અપ્ર૦ પ્ર૦ ક્રોધ ઉપશાન્ત થયે સં૦ ક્રોધની પ્રથમસ્થિતિ ૧ ઉદયાવલિકા અને સમયોન બે આવલિકાનું

एत्तो=અહિંથી ( સંખ્યવર્ષ સ્થિતિબંધ પ્રારંભાય ત્યારથી ) એ ૩ કર્મનો અન્ય અન્ય સ્થિતિબંધ संखगुणहाणि=સંખ્યેયગુણ હાનિવાળો થાય. તેમજ देसावरणाण=દેશઘાતી આવરણોનો (૪ જ્ઞાના૦ ૩ દર્શના૦નો) રસ उदगराई=ઉદકરાજી સરખો અર્થાત્ એકસ્થાની બંધાય, અને એ રીતે હજારો સ્થિતિબંધ વ્યતીત થયે સ્ત્રીવેદ પણ ઉપશાંત થાય ॥૪૫॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૪૫॥

**ता सत्तण्हं एवं संखतमे संखवासितो दोण्हं । बिइयो पुण ठिइबंधो सव्वेसिं संखवासाणि ॥४६॥**

**ततः सप्तानामेवं, संख्येयतमे संख्येयवार्षिको द्वयोः । द्वितीयः पुनः स्थितिबन्धः, सर्वेषां संख्येयवर्षाणि ॥४६॥**

अन्वयार्थः—तो=ત્યારપછી–સ્ત્રીવેદ શાન્ત થયા પછી एवं=એ રીતે सत्तण्ह=સાત નોકષાયને ઉપશમાવાનો પ્રારંભ કરે, અને સાતની ઉપશમના કાળનો संखतमे=એક સંખ્યાતમો ભાગ વ્યતીત થયે, दोण्ह=બે કર્મનો–નામગોત્રનો संखवासितो=સંખ્યાત વર્ષનો સ્થિતિબંધ થાય ( પરન્તુ વેદનીયનો અસંખ્ય વર્ષનો ચાલુ છે ), पुण=વળી सव्वेसिं=સર્વ કર્મનો बिइयो ठिइबंधो=પૂર્વનો સ્થિતિબંધ પૂર્ણ થાય ત્યાર પછીનો બીજો સ્થિતિબંધ संखवासाणि=સંખ્યાત વર્ષનો થાય છે. અર્થાત્ વેદનીયનો અસંખ્યવાર્ષિક બંધવાળો સ્થિતિબંધ ચાલુ હતો તે સમાપ્ત થતાં વેદનીયનો પણ સંખ્યાત વર્ષનો સ્થિતિબંધ થવાથી સર્વ કર્મનો સ્થિતિબંધ સંખ્યાત વર્ષનો થયો, અને ત્યાર પછીનો સ્થિતિબંધ સંખ્યગુણ હીન હીન પ્રવર્તે છે. ત્યારબાદ હજારો સ્થિતિબંધ ગયે ૭ નોકષાય પણ ઉપશાન્ત થાય છે ॥૪૬॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૪૬॥

**छस्सुवसमिज्जमाणे सेक्का उदयठिई पुरिससेसा । समऊणावलिगदुगे बद्धा विय तावदद्धाए ॥४७॥**

સંખ્યાત વર્ષનો થાય ॥૪૩॥

एत्तो=ત્યારબાદ संखगुणहाणि बंधो=મોહનીયનો અન્ય સ્થિતિબંધ સંખ્યગુણ હીન થાય, सेसाणऽसंखगुणहाणी=શેષ કર્મોનો અસંખ્ય ગુણ હીન (અન્ય સ્થિતિબંધ) થાય, અને जावंतो=યાવત્ અન્ત્ય સમય સુધી असंखगुणणाए=અસંખ્યગુણ વૃદ્ધિએ પ્રતિસમય नपुंस=નપુંસકવેદને पउवसमए=ઉપશમાવે. ॥૪૪॥

भावार्थः—અંતરકરણના પ્રારંભથી અનન્તર સમયે આ સાત પદાર્થ નવીન પ્રવર્તે, તે આ પ્રમાણે—૧ ઉદિત કર્મોની ઉદીરણા ૬ આવલિકા બાદ થાય. ૨ મોહનીયનો રસબંધ એકસ્થાની થાય. ૩, મોહનીયનો સ્થિતિબંધ સંખ્યાત વર્ષનો થાય, ૪ મોહનીયનો ઉદય ઉદીરણા સંખ્યાતવર્ષ પ્રમાણની થાય, ૫ મોહનીયનો નવો સ્થિતિબંધ સંખ્યાતગુણ હીન થાય, [શેષ કર્મોનો અસં૦ગુણ હીન થાય], ૬ પુરૂષવેદ અને સંજ્વલન ચાર એ ૫ નો અનુક્રમે સંક્રમ થાય, (અર્થાત્ પું૦ ક્રોધમાં, ક્રોધ માનમાં, માન માયામાં માયા લોભમાં સંક્રમે). ૭ સંજ્વલન લોભનો સંક્રમ ન થાય. એ ૭ પદાર્થ સમકાળે પ્રવર્તે. અંતરકરણના બીજા સમયથી નપુંસકવેદને ઉપશમાવવાની ક્રિયા શરૂ કરે અને તેને અંતર્મુહૂર્તમાં પૂર્ણપણે ઉપશમાવી નાખે. ॥૪૪-૪૪॥

**एवित्थी संखतमे गयम्मि घाईण संखवासाणि। संखगुणहाणि एत्तो देसावरणाणुदगराई ॥४५॥**

**एवं स्त्रीवेदस्य संख्येयतमे गते घातिनां संख्येयवर्षाणि। संख्येयगुणहानिरितो, देशावरणानामुदकराजिम् ॥४५॥**

अन्वयार्थः—एवं=એ પ્રમાણે (નપું૦ની ઉપશમના પ્રમાણે) સ્ત્રીવેદને ઉપશમાવે, એમાં इत्थी=સ્ત્રીવેદની ઉપશમનાના કાળનો संखतमे गयम्मि=સંખ્યાતમો ભાગ ગયે છતે घाईण=ત્રણ ઘાતી કર્મનો (જ્ઞા૦ દ૦ અં૦નો) संखवासाणि=સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય.

તિમાં અન્તરકરણ [1]ક્રિયા શરૂ થાય છે, અને ઉદયયોગ્ય સાત પ્રકૃતિમાં પણ તે વખતે ઉદયમાં વર્તતી ૧ સંજ્વલન અને ૧ વેદ એ બે પ્રકૃતિની પ્રથમા સ્થિતિ અન્તર્મુ૦ પ્રમાણ છોડીને તે ઉપર અન્તર્મુ૦ જેટલી સ્થિતિમાં અન્તર પાડવું શરૂ થાય છે, જેથી વિવક્ષિત એક જીવને તે સમયે અનુદયવતી ૧૯ ની પ્રથમાસ્થિતિ આવલિકા પ્રમાણ થાય છે. પુનઃ ભિન્ન ભિન્ન જીવ આશ્રયી એ ૭ ઉદયવતીનો ઉદયકાળ વિચારીએ તો સ્ત્રી નપું૦નો ઉદયકાળ લઘુ અન્તર્મુ૦ પરસ્પર તુલ્ય, પુરૂષવેદનો ઉદયકાળ સં૦ગુણ, તેથી સં૦ ક્રોધ માન માયા લોભનો ક્રમશ વિશેષવિશેષાધિક જાણવો. અહિં વિશેષ સ્વરૂપ વૃત્તિથી જાણવુ ॥૪૨॥

अवतरणः—એ ૨૧ પ્રકૃતિનું અન્તરકરણ શરૂ થતાં બીજા સાત પદાર્થ નવીન બને છે તે કહેવાય છે—

**दुसमयकयंतरे आलिगाण छण्हं उदीरणाभिनवे। मोहे एक्कट्ठाणे बंधुदया संखवासाणि ॥४३॥**

**संखगुणहाणिबंधो एत्तो सेसाणसंखगुणहाणी। पउवसमए नपुंसं असंखगुणणाइ जावंतो ॥४४॥**

द्विसमयकृताऽन्तरे आवलिकानां षण्णामुदीरणाऽभिनवः। मोहस्यैकस्थानको, बन्धोदयौ संख्येयवर्षाणि ॥४३॥

संख्येयगुणहानिबन्ध, इतः शेषाणामसंख्येयगुणहानिः प्रोपशमयति नपुंसकमसंख्येयगुणनया यावदन्तः ॥४४॥

अन्वयार्थः—दुसमय कयतरे=અન્તરકરણ કર્યે છતે બીજેજ સમયે ઉદિત કર્મોની छण्ह आलिगाण=છ આવલિકા બાદ उदीरणा=ઉદીરણા થાય, मोहे=મોહનીયનો अभिनवे=નવો રસબંધ एक्कट्ठाणे=એકસ્થાની થાય, અને बधुदया=બન્ધ તથા ઉદય सखवासाणि=

---

૧ બધોદયવતીનુ અન્તરકરણ સંબધિ દલિક પ્રથમ અને દ્વિતીય બે સ્થિતિમા, ઉદિતનુ પ્રથમામા, બધાતીનુ બીજી સ્થિતિમાં, અને અબધોદયવતીનુ પરપ્રકૃતિમાં પ્રક્ષેપે છે.

ઓનો સવ્વઘાઈણિ=સર્વઘાતી જ રસ બાંધે છે ॥૪૧॥

ભાવાર્થઃ—જે સમયે સાતે કર્મોનો સ્થિતિબંધ પલ્યો૦નો અસં૦મો ભાગ પ્રવર્તે તે વખતે અસંખ્ય સમય સુધીનાં બાંધેલાં કર્મ જ ઉદીરાય, એનાથી પહેલાંની સ્થિતિઓ ક્ષય પામી છે માટે. ત્યારબાદ દાના૦ મનઃપર્ય૦ બે, અવધિદ્વિક લાભા૦ ત્રણ, શ્રુત૦ અચ૦ ભોગા૦ ત્રણ, ચક્ષુ૦ ૧, મતિ૦ ઉપભોગા૦ ૨, વીર્યા૦ ૧ એ ૬ એ પ્રકૃતિસ્થાનોનો દેશઘાતી રસબંધ આંતરે આંતરે ૬ વાર હજારો હજારો સ્થિતિબંધ વીત્યે થાય છે. એ પ્રકૃતિઓનો રસબંધ અહિંથી પહેલાં સર્વદા સર્વઘાતી જ બંધાય છે. ॥૪૦-૪૧॥

અવતરણ—એ વિધિ થયા બાદ હવે અનિ૦નો એક સંખ્યાતમો ભાગ બાકી રહ્યે ૨૧ પ્રકૃતિઓનું અન્તરકરણ વિગેરે કરે છે તે કહેવાય છે—

**संजमघाईणंतरमेत्थ उ पढमट्ठिई य अन्नयरे । संजलणावेयाणं वेइज्जंतीण कालसमा ॥४२॥**

**संयमघातिनामन्तरमत्र तु प्रथमस्थितिश्चान्यतरस्य । संज्वलनवेदानां वेद्यमानानां कालसमा ॥४२॥**

अन्वयार्थः—एत्थ उ=વળી અહિં संजमघाईणं अन्तरं=સંયમઘાતી પ્રકૃતિઓનું (૨૧ ચા૦ મોહનીયનું) અન્તર-અનન્તરકરણ થાય છે, તેમાં संजलणा वेयाणं=સંજ્વલન અને વેદમાંની अन्नयरे=જે કોઈ એક वेइज्जंतीण=વેદાતી પ્રકૃતિ હોય તેની (એ ૭ માંથી ૨ ઉદયવતીની) पढमठिइ=પ્રથમા સ્થિતિ कालसमा=પોતાના ઉદયકાળ જેટલી હોય [ અન્તર્મુ૦ પ્રમાણ હોય] ॥૪૨॥

ભાવાર્થઃ—વીર્યાન્તરાયનો દેશઘાતીબંધ પ્રારભાયા પછી હજારો સ્થિતિબંધ વીત્યા બાદ ૧૨ કષાય ૯ નોકષાય એ ૨૧ નું અન્તરકરણ પ્રારંભાય છે, એ ૨૧ માં અનુદયવતી ૧૪ પ્રકૃતિની પ્રથમા સ્થિતિ આવલિકા છોડીને તેથી ઉપર અન્તર્મુ૦ જેટલી સ્થિ-

નામગોત્ર આવી જાય છે, અર્થાત્ જ્ઞા૦ દ૦ અં૦ની સ્થિતિ નામગોત્રની સ્થિતિથી પણ અસં૦ગુણ હીન થઈ જાય છે, અને तइ = ત્રીજું વેદનીય કર્મ वीसगाहिय=વીસ કો૦ કો૦વાળા નામગોત્રથી અધિક થાય છે, इति=એ રીતે कमेण=અનુક્રમે હવેથી વેદનીય કર્મ સર્વત્ર विसेसमहिय=વિશેષાધિકજ રહે છે ॥૩૯॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે એ સ્થિતિઘાતોથી અથવા નવા નવા સ્થિતિબંધ પ્રવર્તવાથી વચ્ચે વચ્ચે સાતેનું પરસ્પર અલ્પ બહુત્વ ( બંધ અને સત્તા આશ્રયી અલ્પબહુત્વ ) અનેક રીતે વારવાર બદલાતું રહે છે તે વૃત્તિથી જાણવું. ॥૩૭-૩૯॥

**अहुदीरणा असंखेज्जसमयबद्धाण देसघाइ त्थ। दाणंतराय मणपज्जवं च तो ओहिदुगलाभो ॥४०॥**
**सुयभोगाचक्खूओ चक्खू य ततो मई सपरिभोगा। विरियं च असेढिगया बंधंति उ सव्वघाईणि ॥४१॥**

अथोदीरणाऽसंख्येयसमयबद्धानां देशघात्यत्र। दानान्तरायं मनःपर्यवं च ततोऽवधिद्विकलाभौ ॥४०॥
श्रुतभोगाचक्षूंषि, चक्षुश्च ततो मतिः सपरिभोगः। वीर्यं चाश्रेणिगता, बध्नन्ति तु सर्वघातीनि ॥४१॥

अन्वयार्थ—अह=હવે उदीरणा=કર્મોની ઉદીરણા असंखेज्जसमय बद्धाण=અસંખ્યાત સમય સુધીનાં બાંધેલાં કર્મોની થાય છે. अत्थ= અને અહિં दाणंतरायमणपज्जवं च=દાનાન્તરાય અને મનઃપર્યવનો રસ देसघाइ=દેશઘાતી બાંધે છે. तो=ત્યારબાદ ओहिदुगलाभो=અવધિદ્વિક અને લાભાન્તરાયનો રસ દેશઘાતી બાંધે છે. ॥૪૦॥

ततो=ત્યારબાદ सुयभोगाचक्खुओ=શ્રુતજ્ઞા૦ ભોગા૦ અચક્ષુ૦ને દેશઘાતી બાંધે છે, ત્યારબાદ चक्खू मई सपरिभोगा च विरियं=ચક્ષુ૦, ઉપભોગાન્તરાય સાથે મતિ૦, અને વીર્યાન્તરાયને અનુક્રમે દેશઘાતી બાંધે છે. असेढिगया उ=પુનઃ અશ્રેણિગત જીવો તો એ પ્રકૃતિ-

જ્ઞા૦ દ૦ વે૦ અ'૦નો બ'ધ ૧ પલ્ય અને મોહનીયનો ૧ાા પલ્ય થાય, ત્યારથી જ્ઞા૦ આદિ ૪નો પણ સ'ખ્યગુણ હીન સ'ખ્યગુણ હીન બ'ધ થાય, અને મોહનીયનો તો સ'૦મો ભાગહાનિજ ચાલે છે, ત્યારબાદ હજારો સ્થિ૦બ'ધ વીત્યા પછી મોહ૦નો ૧ પલ્ય બ'ધ અને શેષ ૬ નો પલ્ય સ'ખ્યેયભાગ પ્રમાણ સ્થિતિબ'ધ થાય, એ રીતે मोहस्स पल्लं जाव=મોહનીયનો સ્થિ૦બ'ધ ૧ પલ્ય થાય ત્યાં સુધી संखेज्ज इमागहा=સ'ખ્યભાગ હીન સ'૦ ભાગ હીન થાય, અને ત્યાર બાદ સ'ખ્યેય ગુણ હીન સ્થિતિ બ'ધ થાય. ત્યાર બાદ ઘણા સ્થિતિબ'ધો થઈ ગયા બાદ મોહનીયનો પણ સ્થિતિબ'ધ પલ્ય સ'ખ્યેયભાગ પ્રમાણ થાય જેથી સાતે કર્મનો સ્થિ૦બ'ધ પલ્યસ'૦ભાગ પ્રવર્તે આ વખતે નવીન શું બને ? તે કહેવાય છે [ આ ગાથાના अमोहा પદનો અર્થ આ ૩૮ મી ગાથા સાથે સ'બ'ધવાળો છે, માટે ત્યાં કહ્યો છે ] ॥૩૭॥

नवरं=અહિં વિશેષ એ બને છે કે–तो=ત્યારબાદ ( સાતે કર્મનો પલ્ય૦નો સ'૦મો ભાગ સ્થિતિબ'ધ ચાલુ થયા બાદ ) अमोहा= અમોહનો–નામગોત્રનો असंखगुणा=અસ'૦ગુણ હીન નવો નવો સ્થિતિબ'ધ થાય, અને શેષ પાંચનો તો જે સ'૦ગુણ હીન ચાલુ છે તેજ પ્રવર્તે છે. એ રીતે હજારો નવા સ્થિતિબ'ધ વીત્યા બાદ एक्कपहारेण=એકજ પ્રહારવડે–અતિ શીઘ્ર मोहे=મોહનીય કર્મ तीसगाणं=ત્રીસ કો૦ કો૦ સ્થિતિવાળાં જ્ઞાના૦ આદિ ૪ કર્મની अहो=નીચે થઇ જાય છે (૪ની સ્થિતિથી અસ'ખ્યગુણ હતું તેને બદલે અસ'૦ગુણ હીન સ્થિતિવાળું થાય છે). ત્યારબાદ હજારો સ્થિતિઘાત વા નવા સ્થિ૦બ'ધ વીત્યે મોહ૦ની સ્થિતિ એક પ્રહારમાં वीसग हेट्ठा=વીસ કો૦ કો૦વાળા નામગોત્રથી પણ હેઠે–નીચે આવી જાય છે. (નામગોત્રની સ્થિ૦થી અસ'૦ગુણ હીન સ્થિતિવાળું થાય છે). ત્યારબાદ હજારો સ્થિતિબ'ધ વીત્યે तइयं–ત્રીજુ વેદનીય કર્મ तीसगाण उप्पि=ત્રીસ કો૦કો૦વાળાં જ્ઞાના૦ આદિક ૩ ની ઉપર આવે છે. ( વેદનીયની સ્થિતિસત્તા જ્ઞા૦ દ૦ અ'૦થી અધિક થાય છે) એટલે વેદનીયથી જ્ઞા૦ દ૦ અ'૦ અસ'૦ગુણ હીન થાય છે. ॥૩૮॥

तो=ત્યારબાદ હજારો સ્થિતિબ'ધ ગયે છતે तीसगाण उप्पि=૩૦ કો૦કો૦વાળાં જ્ઞા૦ દ૦ અ'૦ થી ઉપર वीसगाइ=૨૦ કો૦ કો૦વાળાં

બાકી રહે ત્યારે સાત કર્મનો સ્થિતિબંધ અસંજ્ઞિપંચેન્દ્રિયના સ્થિતિબંધ તુલ્ય થાય છે, ત્યારબાદ પૃથક્ત્વ પૃથક્ત્વ સ્થિતિઘાત થયા બાદ ક્રમશઃ ચતુ૦ત્રી૦દ્વી૦એકે૦તુલ્ય સ્થિતિબંધ થાય છે અને ત્યારબાદ હજારો સ્થિતિઘાત વીત્યાબાદ જે કંઈ નવીન થાય છે તે નીચેની ગાથાઓમાં કહેવાતું છે.

पल्लदिवड्ढबिपल्लाणि जाव पल्लस्स संखगुणहाणी। मोहस्स जाव पल्लं संखेज्जइभागहाऽमोहा ॥३७॥
तो नवरमसंखगुणा एक्कपहारेण तीसगाणमहो। मोहे वीसग हेट्ठा य तीसगाणुप्पि तइयं च ॥३८॥
तो तीसगाणमुप्पिं च वीसगाइं असंखगुणणाए। तइयं च विसगाहि य विसेसमहियं कमेणोति ॥३९॥

पल्यद्व्यर्ध(सार्ध)द्विपल्यानि यावत्पल्यस्य संख्येयगुणहान्या। मोहस्य यावत्पल्यं, संख्येयतमभागहाः अमोहयोः ॥३७॥
ततो नवरमसंख्येयगुणहीनमेकप्रहारेण त्रिंशत्कानामधः। मोहस्य विंशतिकयोरधस्ताच्च त्रिंशत्कानामुपरि तृतीयं च ॥३८॥
ततस्त्रिंशत्कानामुपरि च, विंशतिकान्यसंख्येयगुणनया। तृतीयं च विंशतिकाभ्यां च, विशेषाधिकं क्रमेणैति ॥३९॥

अन्वयार्थः—એ પ્રમાણે પલ્યો૦ના સંખ્યાતમે ભાગે હીન હીન થતા पल्ल=(ના૦ગો૦નો) ૧ પલ્ય, दिवड्ढ=(જ્ઞા૦ દ૦ વે૦ અં૦નો) દોઢ પલ્યોપમ અને वि पल्लाणि=મોહનીયનો બે પલ્યો૦ સ્થિતિબંધ થાય जाव=ત્યા સુધી પ્રવર્તે (૧-૧॥-૨ પલ્ય સ્થિતિબંધ થાય ત્યાં સુધી નવો નવો સ્થિતિબંધ પલ્ય સં૦ભાગ હીન હીન પ્રવર્તે). ત્યારબાદ જે જે કર્મનો ૧ પલ્ય બંધ જ્યારે જ્યારે થાય ત્યાર પછી તે पल्लस्स=પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધની નીચેનો સ્થિતિબંધ संखगुणहाणी=સંખ્યેગુણ હીન સંખ્યેગુણહાન થાય. અને ૧॥-૨ પલ્યોપમ-વાળાની તો પૂર્વવત્ પલ્યસંખ્યેયભાગ હાનિ જ પ્રવર્ત્યા કરે. એમ બે હાનિ સમકાળે પ્રવર્તતાં હજારો નવા સ્થિતિબંધ વ્યતીત થતાં

પણ અંતઃકો૦કો૦ કહ્યો છે). ત્યારબાદ पुव्वकमा=પૂર્વના ક્રમથી [ નવો નવો સ્થિતિબંધ પલ્યસંખ્યભાગ હીન હીન થતો જાય છે, એ ક્રમ પ્રમાણે ] हाणि=સ્થિતિબંધની [ સત્તાની પણ ] હાનિ થતી જાય છે, અને તેથી अप्पबहू=અલ્પબહુત્વ-સ્થિતિસત્તાનું તથા સ્થિ૦ બંધનું અલ્પબહુત્વ પણ પૂર્વક્રમ પ્રમાણેજ જાણવું.

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે-અલ્પબહુત્વ આ રીતે-નામગોત્ર અલ્પ, સ્વસ્થાને તુલ્ય. તેથી જ્ઞા૦દ૦વે૦અં૦ વિશેષાધિક, પરસ્પરતુલ્ય. તેથી [1]ચારિત્રમોહનીય વિશેષાધિક. [ એ રીતે બન્ધ અને સત્તા અત્યન્ત હીન થઇ છે તોપણ ઉભયઆશ્રયી ] અલ્પબહુત્વ સદાકાળનું જે છે તેજ છે.

**ठिइकंडगमुक्कस्सं पि तस्स पल्लस्स संखतमभागो। ठिइबंधबहुसहस्से सेक्केक्कं जं भणिस्सामो ॥३६॥**

स्थितिकंडमुत्कृष्टमपि तस्य पल्यस्य संख्येयतमभागः। स्थितिबन्धबहुसहस्रेष्वेकैकं यद् भणिष्यामि ॥३६॥

अन्वयार्थः—तस्स=તેનું-અનિવૃત્તિમાં પ્રવેશેલા ઉપશમકનું उक्कस्सपि ठिइकंडग=હણાતું ઉત્કૃષ્ટ સ્થિતિકંડક પણ ( હણાતો ઉ૦ સ્થિતિખંડ પણ ) पल्लस्स संखतमभागो=પલ્યોપમનો સંખ્યાતમો ભાગ છે. એ સ્થિતિખંડ પ્રમાણ बहुसहस्से ठिइबंध=ઘણા હજારો નવા નવા સ્થિતિબંધ વ્યતીત થયે सेक्केक्क=એકેક કર્મનું जं=જે કંઇ નવીન થાય છે તે भणिस्सामो=કહીશું. ॥૩૬॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અનિવૃત્તિમાં પ્રવેશતાં દેશોપશમના નિધત્ત અને નિકાચના એ ત્રણ કરણ વિચ્છેદ પામે છે. તથા હજારો સ્થિતિઘાત અથવા નવા સ્થિતિબંધ વીત્યા બાદ સાત કર્મનો સ્થિતિબંધ સહસ્રપૃથક્ત્વસાગરોપમ [ ઘણા હજાર સાગરો૦પ્રમાણ ] થાય છે, ત્યારબાદ પુનઃ હજારો ઘાત વીત્યાબાદ અનિવૃત્તિ કરણના સંખ્યાતા ભાગ જાય અને એકભાગ

[1] દર્શનમોહ૦ની સત્તા પણ અન્તઃકો૦કો૦ છે, પરન્તુ ઉપશાન્ત હોવાથી અહિં કહી નથી.

તે વખતે મિથ્યા૦મિશ્રની પ્રથમા સ્થિતિ એક આવલિકા જેટલીજ કરે છે, અને સમ્યક્ત્વની અન્તર્મું૦પ્રમાણ કરે છે, અને અન્તર કરવાની જગ્યામાંથી ઉપાડેલું દલિક પ્રતિસમય સમ્યક્ત્વની પ્રથમા સ્થિતિમાં (ઉદયસ્થિતિમાં) નાખે છે. શેષવક્તવ્ય પૂર્વવત્ ॥૩૩॥

અવતરણ—ઉપશમસમ્યક્ત્વ પામ્યા બાદ શું કરે? તે કહે છે—

**अद्धापरिवित्तीओ पमत्त इयरे सहस्ससो किच्चा । करणाणि तिन्नि कुणए तइयविसेसे इमे सुणसु ॥३४॥**

**अद्धापरिवृत्तीः प्रमत्त इतरे सहस्रशः कृत्वा । करणानि त्रीणि करोति तृतीयविशेषानिमान् शृणुत ॥३४॥**

अन्वयार्थः—पमत्त इयरे=(ઉપ૦સમ્ય૦ પામ્યા બાદ) પ્રમત્તમાં અને અપ્રમત્તમાં सहस्ससो=હજારોવાર अद्धापरिवित्तीओ=અદ્ધા [1]પરાવૃત્તીઓ=किच्चा=કરીને ચારિત્રમોહની ઉપશમના માટે तिन्नि करणाणि=ત્રણ કરણો कुणइ=કરે, ત્યાં तइयविसेसे=ત્રીજા કરણમાં જે જે વિશેષતાઓ થાય છે इमे=તે વિશેષતાઓ सुणसु=તમે સાંભળો. ॥૩૪॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩૪॥

**अंतोकोडाकोडी संतं अनियट्टिणो य उदहीणं । बंधो अंतोकोडी पुव्वकमा हाणि अप्पबहू ॥३५॥**

**अन्तःकोटीकोटी सत्ता अनिवृत्तेश्चोदधीनाम् । बन्धोऽन्तःकोटी पूर्वक्रमाद् हानिरल्पबहुत्वम् ॥३५॥**

अन्वयार्थः—अनियट्टिणो=અનિવૃત્તિકરણના પ્રથમસમયે संत=સત્તા-સ્થિતિસત્તા (=૭ કર્મની સત્તા સ્થિતિ) अंतोकोडाकोडी=અન્તઃકોડાકોડી उदहीण=સાગરોપમની હોય છે, અને बंधो=સ્થિતિબંધ अन्तोकोडी=અન્તઃકોડી સાગરોપમ હોય છે. (પંચસંગ્રહમાં તો બંધ

[1] અદ્ધાપરાવૃત્તિ એટલે પ્રમત્તેથી અપ્રમત્તે, ત્યાથી પ્રમત્તે, ત્યાથી અપ્રમત્તે એમ જવું તે.

તો ક્ષા૦સ૦ પામ્યા બાદ અંતર્મુહૂર્તમાં જ ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે છે. ॥૩૨॥

અવતરણ—ઉપ૦શ્રેણિનો પ્રારંભક પ્રથમ અનંતા૦ની વિસંયોજના કરીને કોઈક ત્રણ દર્શનમોહનો પણ ક્ષય કરી ક્ષા૦સમ્યગ્દષ્ટિ થઈ ઉપ૦શ્રેણિ પ્રારંભે છે એ વાત કહીને હવે બીજો પ્રકાર દર્શાવે છે કે-અનંતા૦ની વિસં૦ કરીને કોઈક જીવ દર્શનમોહનીયનો ઉપશમ કરી ઉપ૦સમ્યગ્દષ્ટિ થઈને પણ ઉ૦શ્રેણિ પ્રારભે છે તે આ ગાથામાં કહે છે—

**अहवा दंसणमोहं पुव्वं उवसामइत्तु सामन्ने। पढमठिइमावलियं करेइ दोण्हं अणुदियाणं ॥३३॥**

**अथवा दर्शनमोहं पूर्वमुपशमय्य श्रामण्ये। प्रथमस्थितिमावलिकां करोति द्वयोरप्यनुदितयोः ॥३३॥**

अन्वयार्थः—अहवा=અથવા ( દર્શનત્રિકનો ક્ષય ન કરે તો કોઈ જીવ ) दंसणमोहं=દર્શનમોહનીયને पुव्वं=પૂર્વે-પ્રથમ सामन्ने=શ્રમણપણામાં ( ૬-૭મા ગુણસ્થાને ) उवसामइत्तु=ઉપશમાવીને-ઉપશમાવતાં अणुदियाणं दोण्हं=અનુદયવતી બે પ્રકૃતીની ( મિથ્યા૦મિશ્રની ) पढमठिइ=પ્રથમા સ્થિતિને आवलियं=આવલિકાપ્રમાણ કરે છે-રાખે છે. ॥૩૩॥

ભાવાર્થ—અહિં ઉપ૦શ્રેણિ સંબંધિ ઉપ૦સમ્ય૦ પામનારો જીવ પ્રથમ ક્ષયોપશમસમ્યગ્દષ્ટિ જ હોય છે, કારણ કે અનાદિ મિથ્યાદષ્ટિએ પ્રાપ્ત કરેલ પ્રથમ ઉપ૦સમ્ય૦થી ઉપ૦શ્રેણિ પ્રારંભાતી નથી, જેથી ક્ષયોપ૦સમ્યગ્દષ્ટિ જીવ પૂર્વોક્ત રીતે ત્રણ કરણપૂર્વક ઉપ૦સમ્ય૦ પામે છે, અને તે પણ [1]૬-૭મા ગુણસ્થાનેજ પામે છે. બીજો તફાવત એ છે કે-અનિવૃત્તિકરણમાં અન્તરકરણ પ્રારંભે

---

1 પ્રમત્તની વિશુદ્ધિ અદ્ધામાં પ્રારંભ કરી અપ્રમત્તતા પામી વિશુદ્ધિઅદ્ધામાં સમાપ્ત કરે એ સંભવિત છે, પરન્તુ અપ્રમત્તમા પ્રારભી પમત્તે આવવું અસંભવિત છે, કારણકે પ્રમત્તે આવતાં અવિશુદ્ધિ હોય છે, અને ઉપ૦સમ્ય૦ની પ્રાપ્તિક્રિયા તો સર્વ વર્ધમાન વિશુદ્ધિ એજ હોય છે તેથી ચાલુ ક્રિયામાં પરાવૃત્તિ ન હોય એ સંભવિત છે.

કાળમાં વર્તતો ) अट्ठवास उप्पि=આઠ વર્ષથી ઉપરની વયવાળો मणुस्सो=મનુષ્ય જ હોય છે ( નિષ્ઠાપક ચારે ગતિવાળા હોય ) છે. ॥૩૨॥

ભાવાર્થ — ત્રણ દર્શનમોહનીયનો ક્ષય કરનાર ( ક્ષયનો પ્રારંભ કરનાર ) કેવલિના કાળમાં [ જેમ વર્તમાન અવ૦માં શ્રી ઋષભજિનના વિહારકાળથી શ્રી જંબૂસ્વામીને કેવલજ્ઞાનની પ્રાપ્તિ સુધીના કાળમાં ] વર્તતો અને આઠ વર્ષથી અધિક વયવાળો પ્રથમ સંહનની મનુષ્યજ હોય છે. એ ક્ષપણાનો વિધિ પ્રાયઃ અનંતાનુબંધિ તુલ્ય ત્રણ કરણ પૂર્વક છે. જે વિશેષતા છે તે વૃત્તિથી જાણવા યોગ્ય છે. એમાં અનિવૃત્તિકરણે સ્થિતિઘાત અને ઉદ્વલના વિગેરેથી પ્રથમ મિથ્યાત્વનો ક્ષય થાય છે, ત્યારબાદ મિશ્રનો ક્ષય થયા પછી સમ્ય૦નો ક્ષય થાય છે. ત્યાં સમ્ય૦નો ક્રમશઃ ક્ષય થતાં જ્યારે સમ્ય૦ની સ્થિતિસત્તા ૮ વર્ષ જેટલી રહે ત્યારે એ જીવ નિશ્ચયથી दर्शन क्षपक કહેવાય. ત્યારબાદ એ સ્થિતિનો પણ ક્રમશ. નાશ થતા જ્યારે અન્તર્મુ૦સ્થિતિવાળો સર્વાન્તિમ સ્થિતિખંડ ઉવેલવો શરૂ થાય અને ઉવેલાઇ જાય ત્યારે એ જીવ क्षपक कृतकरण[1] કહેવાય છે. આ સર્વાન્તિમ ખંડ ઉવેલાઈ ગયા બાદ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ છતાં બદ્ધાયુષ્ક હોય તો મરણ પામી કોઈક ચારે ગતિમાંની કોઈપણ એક ગતિમાં જાય છે, અને ત્યાં તેનો સર્વથા ક્ષય થાય છે. જેથી દર્શનમોહના ક્ષયનો પ્રારંભક મનુષ્ય જ હોય, અને નિષ્ઠાપક ( સમાપ્તક ) ચારે ગતિમાં હોય છે.

પૂર્વબદ્ધાયુ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય દેવ વા નરકગતિમાં જાય તો ત્યાંથી પુનઃ મનુષ્ય થઈ મોક્ષે જાય છે, તેથી ત્રીજે ભવે મુક્તિપદ પામે છે અને જો તિર્યંચ કે મનુષ્યગતિમાં જાય તો અવશ્ય યુગલિકતિર્યંચ કે મનુષ્યમાંજ જઈ ત્યાંથી દેવ થઈ પુનઃ મનુષ્ય થઇ મોક્ષે જવાથી ચોથે ભવે મુક્તિપદ પામે છે. [કૃષ્ણ દુઃપ્રસહાદિવત્ ક્વચિત્ પાંચમે ભવે પણ મુક્તિપદ પામી શકે છે]. અથવા પ્રથમ અનુત્તરદેવનું આયુષ્ય બાંધ્યા બાદ ક્ષા૦સમ્ય૦ પામે તો કોઇ ઉપ૦શ્રેણિ પણ પામે છે, અને જો અબદ્ધાયુ ક્ષા૦સમ્ય૦ પામે

૧ જેણે કરણ પૂર્ણ કર્યું છે તે કૃતકરણ કહેવાય છે.

થતો નથી (વિનાશ જ થાય છે) ॥૩૧॥

ભાવાર્થઃ—અનન્તાનુ૦ની વિસંયોજના-વિનાશ કરનાર ચારે ગતિના પર્યાપ્તા જીવ યથાસંભવ ૪-૫-૬-૭ ગુણ૦વાળા હોય છે, અને ઉપ૦સમ્ય૦માં કહેલી પદ્ધતિવાળાં પ્રથમ ત્રણ કરણ કરે છે. વિશેષ એકે-ત્યાં અનિવૃત્તિ કરણમાં અન્તરકરણ કહ્યું છે તે અહિં ન કરે, અને વિનાશ કરવાનો હોવાથી ઉપશમ પણ ન કરે. પુનઃ અપૂર્વક૦ના પ્રથમસમયથી શેષકષાયોમાં પ્રતિસમય અસંખ્યગુણ અસં૦ગુણવૃદ્ધિએ સંક્રમવા રૂપ ગુણસંક્રમ કરે, અને અનિવૃત્તિ૦માં પૂર્વોક્ત સ્વરૂપવાળા ઉદ્વલના સંક્રમવડે અનંતા૦નો સર્વથા વિનાશ-ક્ષય[1] કરે ॥૩૧॥

અવતરણઃ—પૂર્વે અનન્તાનુ૦ની વિસંયોજના-ક્ષપણા કહીને પ્રસંગ પ્રાપ્ત હોવાથી (અથવા ક્ષાયિ૦ સમ્યગ્દૃષ્ટિ પણ ઉપ૦શ્રેણિ આરંભે છે, એમ સૂચવાને) ત્રણ દર્શનમોહનીયની ક્ષપણા કહે છે-

**दंसणमोहे वि तहा कयकरणद्धाइ पच्छिमे होइ । जिणकालगो मणुस्सो पट्ठवगो अट्ठवासुप्पिं ॥३२॥**

दर्शनमोहेऽपि तथा, कृतकरणाद्धायां पश्चिमे भवति । जिनकालको मनुष्यः, प्रस्थापको वर्षाष्टकस्योपरि ॥३२॥

અન્વયાર્થઃ—दंसणमोहे वि=દર્શનમોહનીયની ક્ષપણા પણ तहा=તે પ્રકારેજ જાણવી (અનન્તા૦ના ક્ષય તુલ્ય જાણવી) વિશેષ એકે-पच्छिमे=પશ્ચિમખંડ-અન્તિમ સ્થિતિખંડ ઉવેલાઇ રહ્યે છતે જીવ कयकरणद्धाए होइ=કૃતકરણાદ્ધામાં-કૃતકરણકાળમાં વર્તતો હોય છે, અર્થાત્ એ જીવ કૃતકરણ કહેવાય છે. પુનઃ पट्ठवगो=પ્રસ્થાપક-દર્શનમોહનીયના ક્ષયનો આરંભક जिणकालगो=જિનકાલીન (કેવલીના

---

૧ આ કર્મપ્રકૃતિના અભિપ્રાયથી ઉપ૦શ્રેણિ કરનારને અનન્તાનુબંધિની વિસંયોજનાજ હોય છે, અને બીજા કેટલાક આચાર્યોના અભિપ્રાયથી ઉપશમના પણ હોય છે, તે ઉપશમનાનું સ્વરૂપ ગ્રન્થાન્તરથી જાણવું.

વાળી વૃદ્ધિ પરિણામે અધિક રચનાવાળી, અને અવસ્થિત પરિણામે તુલ્ય રચનાવાળી હોય છે પરન્તુ કાળની અપેક્ષાએ [પતદ્ગ્રહ અન્તર્મુ૦ની અપેક્ષાએ] જેમ જેમ નીચે ઉદયસમય ત્રુટતો જાય તેમ તેમ ઉપર એકેક સમય (પતદ્ગ્રહ અન્તર્મુ૦માં) વધતો જાય જેથી પ્રતિસમય પતદ્ગ્રહ અન્તર્મુ૦ તુલ્ય પ્રમાણવાળું રહે છે. સમ્યક્ત્વ પ્રત્યયિક ગુણશ્રેણિમાં પતદ્ગ્રહ અન્તર્મુ૦ હીન હીન થતું હતું અને અહિં એમ નથી એ વિશેષ છે ॥૩૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૩૦॥ इति देशविरति सर्वविरतिनी प्राप्ति २-३॥

## ॥ अथ अनन्तानुबन्धिनी विसंयोजना ४ थो अधिकार ॥

એ પ્રમાણે દેશવિ૦ તથા સર્વવિ૦ની પ્રાપ્તિ કહીને હવે અનન્તાનુ૦ની વિસંયોજના કહેવાનો પ્રસંગ છે, ત્યાં ચારિત્રમોહનીયની ઉપશમનાના ચાલુ અધિકારમાં અનન્તા૦ની વિસંયોજના કહેવાનું શું પ્રયોજન ? ઉત્તર–ઉપ૦શ્રેણિનો પ્રારંભ અનંતાનુ૦ને વિસંયોજ્યા પછી જ થાય એવો નિયમ છે માટે.

**चउगइया पज्जत्ता तिन्नि वि संयोयणा विजोयंति। करणेहिं तिहिं सहिया नंतरकरणं उवसमो वा ॥३१॥**

**चतुर्गतिकाः पर्याप्तास्त्रयोऽपि संयोजनान् वियोजयन्ति। करणैस्त्रिभिः सहिता नान्तरकरणमुपशमो वा ॥३१॥**

अन्वयार्थः—चउगइया पज्जत्ता=ચારે ગતિના પર્યાપ્ત જીવો तिन्निवि=અવિરતિ દેશવિ૦ વા સર્વવિ૦ એ ત્રણે (૪–૫–૬–૭ ગુણ૦ વર્તી) करणेहिं तीहिं सहिया=ત્રણકરણ સહિત सजोयणा=સંયોજના કષાયોને (૪ અનંતાનુ૦ને) विजोयंति=વિયોજે છે–વિનાશ પમાડે છે. ત્રણકરણનું સ્વરૂપ પૂર્વે ઉપ૦ સમ્યની પ્રાપ્તિમાં કહ્યા પ્રમાણે જ, પરન્તુ વિશેષ કે–अतरकरणं=અન્તરકરણ वा=તથા उवसमो=ઉપશમ

પ્રાયોગ્ય એ બે કરણ થયા બાદ તરત હોય છે, જેથી વિરતિની પ્રાપ્તિ માટે ત્રીજું અનિવૃત્તિકરણ થતું નથી. પુનઃ અવિરતસમ્યગ્દૃષ્ટિ એ બે કરણ કરે તો દેશવિ૦ અથવા સર્વવિ૦ પણ પામે, અને દેશવિરતિવંત જો એ બે કરણ કરે તો એક સર્વવિરતિ જ પામે. પુનઃ દેશવિ૦ વા સર્વવિ૦ પામવા સાથેજ પૂર્વોક્ત પ્રકારની ગુણશ્રેણિ રચે છે, પરન્તુ ઉદયસમયથી ન રચતાં ઉદયાવલિકાના ઉપરના સમયથી રચે છે. તેમાં પણ વિરતિની પ્રાપ્તિથી અન્તર્મુ૦ સુધી અવશ્ય વધતા પરિણામવાળો હોવાથી વધતી ગુણશ્રેણિ જ રચે છે, અને સાથે સ્થિતિઘાત રસઘાત પણ કરે છે, ત્યારબાદ જો વધતા પરિણામે હોય તો વધતી, અન્યથા અવસ્થિત વા હીનપરિણામે મધ્યમ વા હીનગુણશ્રેણિ રચે છે, પરન્તુ સ્થિતિરસઘાત તો બંધ પડે છે. ॥૨૮-૨૯॥

અવતરણ—દેશવિરતિ વા સર્વવિરતિથી પતિત થયેલાને પુનઃ દેશસર્વવિરતિની પ્રાપ્તિ કેવા પ્રકારે થાય? તે દર્શાવે છે—

**परिणामपच्चयाओ णाभोगगया गया अकरणा उ । गुणसेढिं सिं निच्चं परिणामा हाणिवुड्ढिजुया ॥३०॥**

**परिणामप्रत्ययादनाभोगगता गता अकरणास्तु । गुणश्रेणिरनयोः नित्यं, परिणामात् हानिवृद्धियुता ॥३०॥**

अन्वयार्थः—परिणामपच्चया उ=પરિણામ પ્રત્યયથી [પરિણામહાનિના કારણથી] अणाभोगगया=અનાભોગને પ્રાપ્ત થયા છતા [અવ્યક્ત ઉપયોગરહિતપણે] गया=ગયા હોય, અર્થાત્ સર્વવિરતિ જીવો દેશવિરતિ અવિરતપણાને પામ્યા હોય, અને દેશવિરત જીવો અવિરતપણું પામ્યા હોય તો પુનઃ તે સર્વ૦ દેશ૦ ભાવને પ્રાપ્ત કરતાં अकरणा उ=કરણરહિત જ પ્રાપ્ત કરે, અને આભોગથી—વ્યક્ત ઉપયોગપૂર્વક ભ્રષ્ટ થયા હોય અને મિથ્યાત્વે પણ ગયા હોય તો જઘન્યથી અન્તર્મુહૂર્તે અને ઉત્કૃષ્ટથી ઘણા કાળે પુન. યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણ કરીને જ તે ભાવ પામે. પુન. सि[एसिं]=એ બેની गुणसेढि=ગુણશ્રેણિ निच्चं=નિત્ય (જ્યાં સુધી દેશવિરત્યાદિ ભાવ વર્તે ત્યાં સુધી) હોય છે, અને परिणामा=પરિણામથી—પરિણામને અનુસારે हाणिवुड्ढिजुया=હાનિ વૃદ્ધિવાળી હોય છે (હીન પરિણામે પ્રદેશાપેક્ષાએ હીનરચના

૧ સમ્યગ્ ન જાણે-ન આદરે-ન પાળે, એ મિથ્યાદૃષ્ટિ, અવ્રતી. ૨ સમ્યગ્ ન જાણે-ન આદરે-પાળે, એ મિથ્યાદૃષ્ટિ મિથ્યાવ્રતી(તત્વતઃ અવિરતિ) ૩ સમ્યગ્ ન જાણે-આદરે-ન પાળે, એ મિથ્યાદૃષ્ટિ દ્રવ્યલિંગી (તત્વતઃ અવિરતિ) ૪ સમ્યગ્ ન જાણે-આદરે-પાળે, એ ભદ્રકમિથ્યાદૃષ્ટિ અગીતાર્થ મુનિ [તત્વતઃ અવિરતિ] ૫ સમ્યગ્ જાણે-ન આદરે-ન પાળે, એ શ્રેણિકાદિક અવ્રતીસમ્યગ્દૃષ્ટિ (તત્વતઃઅવિરતિ) ૬ જાણે-ન આદરે-પાળે, એ અનુત્તરદેવવત્ અવિરતિસમ્યગ્દ્રષ્ટિ. ૭-જાણે-આદરે-ન પાળે, એ સંવિગ્નપાક્ષિકવત્ અવિરતિસમ્યગ્દ્રષ્ટિ. ૮ જાણે-આદરે-પાળે. એ ગીતાર્થમુનિ, અને દેશવિરતિશ્રાવક.

એ ૮ ભાગમાં પહેલા ૪ ભંગ મિથ્યાદૃષ્ટિના ૭ ભંગ અવ્રતીના અને છેલ્લો ૧ આઠમો ભંગ દેશવિરતિનો તથા સર્વવિરતિનો છે.

અહિં દેશવિરતિ તે સમ્યક્ત્વમૂલ બારવ્રતમાં એક વ્રતથી પ્રારંભીને બારે વ્રત સુધીના અસંયોગી સંયોગી ભંગની અપેક્ષાએ લાખો ગમે ભાંગા ઉત્પન્ન થાય છે તેથી [1]દેશવિરતિ અનેક પ્રકારની છે. અને સર્વવિરતિમાં તેવા ભંગ ન હોવાથી એકજ પ્રકારની છે. પુનઃ સર્વોત્કૃષ્ટ દેશવિરતિ મનવચન કાયાએ કરવું નહિ કરાવવું નહિં એ છ કોટિ સર્વાંશે હોય છે, અને અનુમતિ દેશાશે હોય છે તે આ પ્રમાણે-પોતે વા બીજાએ કરેલા પાપને પ્રશંશે, તેમજ પાપારંભવાળા આહારાદિનો ભોગ કરે તે પ્રતિસેવા અનુમતિ, પુત્રાદિકે કરેલું પાપ સાંભળે અને તેમાં સમ્મતિવાળો હોય, પરન્તુ નિષેધ ન કરે તે પ્રતિશ્રવણ અનુમતિ, અને પાપારભમાં પ્રવર્તેલા પુત્રાદિ પ્રત્યે માત્ર મમતાવાળો હોય પરન્તુ તેના પાપને પ્રશંશે નહિં તેમ સાંભળે પણ નહિં તે સવાસ અનુમતિ એ ત્રણ અનુમતિ માંથી સંવાસાનુમતિવાળો સર્વોત્કૃષ્ટ દેશવિરત કહેવાય, અને જ્યારે એ સંવાસાનુમતિ પણ ન હોય ત્યારે યતિ કહેવાય.

એ દેશવિરતિની પ્રાપ્તિ દેશવિ૰ પ્રાયોગ્ય યથાપ્ર૰ ને અપૂ૰ થયા બાદ તરત હોય છે, તેમજ સર્વવિરતિની પ્રાપ્તિ પણ સર્વવિ૰

---

૧ સમ્યગ્દષ્ટિ જીવ વ્રત અંગીકાર કરે તો દેશવિરતિ જ ગણાય એમ કેટલાક માને છે તે ઉચિત નથી, દેશવ્રતના પરિણામે દેશવ્રત હોય તો દેશવિરતિ ગણાય

અવતરણ—એ અવિરત દેશવિરત અને સર્વવિરતનું લક્ષણ કહેવાય છે—

अन्नाणणब्भुवगमजयणाहजओ अवज्जाविरईए। एगव्वयाइ चरिमो अणुमइमित्तो त्ति देसजई ॥२८॥
अणुमइविरओ य जई दोण्ह वि करणाणि दोण्हि न उ तईयं। पच्छा गुणसेढी सिं तावइया आलिगा उप्पिं ॥

अज्ञानानभ्युपगमायतनाभिरयतोऽवद्यविरत्या। एकव्रतादिः चरिमोऽनुमतिमात्र इति देशयतिः ॥२८॥
अनुमतिविरतश्च यतिर्द्वयोरपि करणे द्वे न तु तृतीयम्। पश्चाद् गुणश्रेणिरनयोः, तावत्यावलिकाया उपरि ॥२९॥

અન્વયાર્થ:—अन्नाण अणब्भुवगम अजयणाह=અજ્ઞાન અનભ્યુપગમ (અગ્રહણ) અને અજયણા એ ત્રણ વડે अजओ=અવિરત હોય છે. તથા एगव्वयाइ=જઘન્યતઃ એક વ્રતથી પ્રારંભીને चरिमो=અન્તે-ઉત્કૃષ્ટથી अणुमइमित्तोत्ति=અનુમતિ માત્ર સેવનારો હોય, એવા પ્રકારની ઘણા ભેદવાળી अवज्जविरइए=અવદ્યની-પાપક્રિયાની વિરતિ વડે યુક્ત જીવ देसजइ=દેશયતિ-દેશવિરત હોય છે. ॥૨૮॥

તથા अणुमइविरओ य=અનુમતિમાત્રથી પણ જે વિરક્ત-રહિત હોય તે जई=યતિ-સર્વવિરતિ કહેવાય. એ दोण्ह वि=બન્નેમાં (દેશવિ૦ સર્વવિ૦ની પ્રાપ્તિ માટે) दोण्हि करणाणि=બે જ કરણ (યથા૦ પ્ર૦ અપૂર્વ૦) હોય છે, न उ तईयं=પરન્તુ ત્રીજું અનિવૃત્તિકરણ હોય નહિં. पच्छा=પશ્ચાત્ (એ)सिं=એ બે ભાવની गुणसेढी=ગુણશ્રેણિ तावइया=તેટલાજ પ્રમાણવાળી અન્તર્મુહૂર્ત પ્રમાણવાળી રચાય છે, પરન્તુ आलिगा उप्पिं=ઉદયાવલિકાથી ઉપર ગુણશ્રેણિ રચાય (ઉદયા૦ના પ્રારંભથી નહિં) ॥૨૯॥

ભાવાર્થ:—અજ્ઞાનથી વ્રતનું સ્વરૂપ જાણે નહિ, અથવા જાણે તો પણ વ્રત ગ્રહણ ન કરે, અને વ્રત ગ્રહણ કરે તો તેનું પાલન પણ ન હોય એમ ત્રણે રીતે અવિરત જીવ હોય છે. અને દેશવિરતજીવ તથા સર્વવિરતજીવને પણ એ ત્રણ પદને અનુસરતા જે પ્રકાર-ભાંગા હોય છે તે આ પ્રમાણે—

भावार्थः—મિશ્રદૃષ્ટિજીવ સર્વજ્ઞોક્ત તત્ત્વમાં શ્રદ્ધાવાળો નહિ તેમ અશ્રદ્ધાવાળો પણ નહિ, એ રીતે મિશ્રભાવવાળો હોવાથી તત્ત્વના સમ્યગ્નિશ્ચયજ્ઞાનરહિત હોય છે, અથવા અવ્યક્ત બોધવાળો છે માટે દર્શનોપયોગી હોય છે. અને જો જ્ઞાનોપયોગી હોય તો અવ્યક્ત બોધરૂપ વ્યંજનાવગ્રહ જેવા જ્ઞાનોપયોગવાળો હોય પરન્તુ અર્થાવગ્રહાદિ સરખા કિંચિત્ વ્યક્ત બોધવાળા જ્ઞાનોપયોગવાળો ન હોય. ॥૨૬॥ इति प्रथमसम्यक्त्वोत्पत्तिः ॥

## ॥ अथ चारित्रमोहनीयनी उपशमनानो विधि ॥

अवतरण—એ પ્રમાણે પ્રથમસમ્યક્ત્વોત્પત્તિની પ્રરૂપણા કરીને હવે ચારિત્રમો૦ની ઉપશમના ( સર્વોપશમના ) કહેવાનો પ્રસંગ છે, ત્યાં ચા૦મો૦ની ઉપશમના કયો જીવ કરે ? તે કહે છે—

**वेयगसम्मद्दिट्ठी चरित्तमोहुवसमाए चिट्ठंतो । अजओ देसजई वा विरतो व विसोहिअद्धाए ॥२७॥**

वेदकसम्यग्दृष्टिश्चारित्रमोहोपशमाय चेष्टते । अयतो देशयतिर्वा, विरतो वा विशोध्यद्धायाम् ॥२७॥

अन्वयार्थ.—चरित्तमोह उवसमाए=ચારિત્રમોહનીયની ઉપશમના માટે चिट्ठतो=ચેષ્ટા કરતો જીવ [ ચા૦મો૦ની ઉપશમના આરંભતો જીવ ] विसोहिअद्धाए=વિશુદ્ધિઅદ્ધામાં-વિશુદ્ધકાળમાં-વિશુદ્ધિમાં વર્તતો अजओ वा=અવિરતિ અથવા देसजइ=દેશવિરતિ, विरतो व=અથવા સર્વવિરત [ ૬-૭મા ગુણસ્થાનવાળો ] હોય છે, અને તે પણ સમ્યક્ત્વમાં वेयगसम्मद्दिट्ठी=વેદકસમ્યગ્દૃષ્ટિ-ક્ષયોપ૦સમ્યક્ત્વી હોય છે [ આગળ કહેવાશે તે પ્રમાણે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ પણ હોય છે. ] ॥૨૭॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૨૭॥

સ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોવાને લીધે તે સમ્યગ્દષ્ટિ જ છે. ॥૨૪॥

અવતરણઃ—મિથ્યાદષ્ટિને કેવી શ્રદ્ધા હોય ? તે કહે છે—

**मिच्छद्दिट्ठी नियमा उवइट्ठं पवयणं न सद्दहइ । सद्दहइ असब्भावं उवइट्ठं वा अणुवइट्ठं ॥२५॥**

मिथ्यादृष्टिर्नियमादुपदिष्टं प्रवचनं न श्रद्धत्ते । श्रद्धत्तेऽसद्भावमुपदिष्टं वाऽनुपदिष्टम् ॥२५॥

અન્વયાર્થઃ—मिच्छादिट्ठी=મિથ્યાદષ્ટિજીવ नियमा=નિશ્ચય-અવશ્ય उवइट्ठं पवयणं=ઉપદિષ્ટ પ્રવચનને-સર્વજ્ઞભાષિતતત્વને न सद्दहइ=સદ્દેહતો નથી, અને उवइट्ठं वा अणुवइट्ठं=ઉપદિષ્ટ વા અનુપદિષ્ટ પ્રવચનને-તત્ત્વને જો સદ્દેહે તો असब्भावं=અસદ્‌ભૂત-અસત્-મિથ્યા-વિપરીત સ્વરૂપે જ सद्दहइ=સદ્દેહે છે. ॥૨૫॥

ભાવાર્થઃ—મિથ્યાદૃષ્ટિજીવ સદ્‌ગુરૂના વચન ઉપર અથવા સર્વજ્ઞવચન ઉપર વિશ્વાસ રાખતો નથી અને કદાચ વિશ્વાસ રાખે છે તો કુગુરૂના વચનો ઉપર અથવા અસર્વજ્ઞે પ્રરૂપેલાં ભારત રામાયણ આદિ મિથ્યાશાસ્ત્રોનાં વચનો ઉપર વિશ્વાસ રાખે છે. ॥૨૫॥

અવતરણ—મિશ્રદષ્ટિજીવને કેવા પ્રકારની શ્રદ્ધા હોય તે દર્શાવે છે—

**सम्मामिच्छद्दिट्ठी सागारे वा तहा अणागारे । अह वंजणोग्गहम्मि य सागारे होइ नायव्वो ॥२६॥**

सम्यग्मिथ्यादृष्टिः साकारे वा तथाऽनाकारे । अथ व्यंजनावग्रहे च साकारे भवति ज्ञातव्यः ॥२६॥

અન્વયાર્થઃ—सम्मामिच्छद्दिट्ठी=સમ્યગ્મિથ્યાદષ્ટિ-મિશ્રદષ્ટિજીવ सागारे=સાકાર ઉપયોગમાં-જ્ઞાનોપયોગમાં वा तहा=તથા अणागारे=અનાકાર ઉપયોગમાં-દર્શનોપયોગમાં વર્તે છે, अह=હવે જો सागारे=સાકારોપયોગમાં વર્તે તો वंजणोग्गहम्मि य=વ્યંજનાવગ્રહમાં જ વર્તતો होइ=હોય છે એમ नायव्वो=જાણવો-જાણવું. ॥૨૬॥

ઉદયવાળા મલિન અથવા પતિત ઉપ૦સમ્ય૦નું सास्वादन सम्य० એવું વિશેષનામ કહેવામાં આવે છે, અને તેને બીજા ગુણસ્થાન તરીકે ગણવામાં આવે છે. તથા ઉપ૦સમ્ય૦ના એ પતનકાળમાં જીવ દેશવિરતિ વા સર્વવિરતિ ભાવ પામી શકતો નથી. ॥૨૩॥

अवतरण—એ ઉપ૦સમ્ય૦થી જીવને કેવો શ્રદ્ધાગુણ પ્રગટ થાય છે તે કહે છે—

**सम्मद्दिट्ठी जीवो उवइट्ठं पवयणं तु सद्दहइ। सद्दहइ असब्भावं अजाणमाणो गुरुनियोगा ॥२४॥**

सम्यग्दृष्टिर्जीव उपदिष्टं प्रवचनं तु श्रद्धत्ते। श्रद्धत्तेऽसद्भावमजानन् गुरुनियोगात् ॥२४॥

अवतरण—सम्मदिट्ठी जीवो=સમ્ય૦જીવ उवइट्ठ पवयणं तु=ગુરૂએ વા સર્વજ્ઞે ઉપદેશેલા પ્રવચનનેજ-વચનનેજ ( સત્ અર્થનેજ ) सद्दहइ=સદ્દહે છે-યથાર્થપણે માને છે, અથવા अजाणमाणो=અજ્ઞાન છતો गुरुनियोगा=ગુરૂના નિયોગથી-ગુરૂપારતન્ત્રથી असब्भावं=અસદ્ભાવને-અસત્ અર્થને પણ सद्दहइ=સદ્દહે છે. ॥૨૪॥

भावार्थ—મતિજ્ઞાનાવરણના વિશિષ્ટ ક્ષયોપશમવાળો જીવ સમ્ય૦ પામ્યા પહેલાં વસ્તુસ્વરૂપના યથાર્થ બોધવાળો નહોતો, પરન્તુ વિપરીત બોધવાળો હતો, તે સમ્ય૦પામતાં યથાર્થ બોધવાળો થાય છે, પરન્તુ જો જ્ઞાનાવરણના વિશિષ્ટ ક્ષયોપ૦વાળો ન હોય તો ગુરૂના વચન ઉપરજ વિશ્વાસ રાખનારો હોય છે, અને તેથી ગુરૂજ જો સમ્યગ્જ્ઞાનવાળા ન હોય અથવા મિથ્યાદ્રષ્ટિ હોય તો તેવા ગુરૂના વચન ઉપર વિશ્વાસ રાખનાર તે સમ્યગ્દૃષ્ટિ જીવને અયથાર્થબોધ-વિપરીત બોધ પણ હોય છે. 'એ રીતે સમ્યગ્દ્રષ્ટિનું નવ-તત્ત્વાદિ વિષયનું જ્ઞાન યથાર્થ જ હોય છે. પરંતુ ગુરૂના વચનપર વિશ્વાસ રાખનાર સમ્યગ્દૃષ્ટિને ગુરૂની પરતન્ત્રતાથી પોતાને નવ-તત્વાદિના વિસ્તૃત જ્ઞાન નહિ હોવાને લીધે તેનું અયથાર્થ જ્ઞાન પણ હોય છે, એમ હોવાનું કારણ પોતાને વિસ્તૃત જ્ઞાન નથી અને પોતે એમ માને છે કે ગુરૂ મહારાજા સર્વજ્ઞ વીતરાગ કથિત જ કહે છે, તેથી સર્વજ્ઞ વીતરાગપરની અનન્ય શ્રદ્ધાને લીધે અને આત્માના

ક્ષયોપ૦સમ્ય૦ પામે છે, મધ્યમ પરિણામે મિશ્રપુંજનો ઉદય થતાં મિશ્રસમ્ય૦ પામે છે, અને જઘન્ય પરિણામે મિથ્યાત્વપુંજનો ઉદય થતાં મિથ્યાદષ્ટિ થાય છે. ॥૨૨॥

અવતરણ—પૂર્વગાથામાં જેમ ઉપ૦સમ્ય૦માંથી જીવ સીધો ક્ષયોપ૦સમ્યગ્દ્રષ્ટિ-મિશ્રદ્રષ્ટિ-મિથ્યાદ્રષ્ટિ થાય છે તેમ કહ્યું છે, તેમ કોઇક સાસ્વાદન ભાવ પણ પામે છે તે આ ગાથામાં કહે છે—

**सम्मत्तपढमलंभो सव्वोवसमा तहा विगिट्ठो य । छालिगसेसाइ परं आसाणं कोइ गच्छेज्जा ॥२३॥**

**सम्यक्त्वप्रथमलाभः सर्वोपशमात् तथा विप्रकर्षश्च । षडावलिकाशेषायां परमासादनं कश्चिद् गच्छेत् ॥२३॥**

अन्वयार्थः—सम्मत्तपढमलंभो=અનાદિમિથ્યાદષ્ટિને ઉપશમસમ્યક્ત્વનો એ પ્રથમલાભ सव्वोवसमा=મિથ્યાત્વની સર્વોપશમનાથી થાય છે. तहा=તથા એ સમ્યક્ત્વલાભ विगिट्ठो य=પ્રથમ સ્થિતિની અપેક્ષાએ વિપ્રકૃષ્ટ-ઘણા મોટા અન્તર્મુ૦પ્રમાણનો હોય છે. પુનઃ એ સમ્ય-ક્ત્વ જઘન્યથી ૧ સમય બાકી રહે અને परं=ઉત્કૃષ્ટથી छआलिग सेसाए=છ આવલિકા બાકી રહ્યે कोइ=કોઈ જીવ आसाणं=આસાદન-સાસ્વાદનભાવમાં गच्छेज्जा=જાય છે ( સાસ્વાદનભાવ પામે છે ). ॥૨૩॥

भावार्थः—આ ઉપ૦સમ્ય૦મિથ્યાત્વના સર્વોપશમથી અને અનન્તાનુ૦૪ તથા મિશ્ર ને સમ્ય૦ એ ૬ના ક્ષયોપશમથી થાય છે. [ શ્રેણિગત ઉપ૦સમ્ય૦ તો સાતેના ઉપશમથીજ થાય છે ]. પુનઃ આ ઉપ૦સમ્ય૦નો અન્તર્મુ૦રૂપ કાળ અન્તરકરણ કરતી વખતે જે એક સંખ્યાતમાભાગ પ્રમાણની મિથ્યાત્વની પ્રથમસ્થિતિ રહે છે તેનાથી ઘણા મોટા અન્તર્મુ૦પ્રમાણ છે. પુનઃ આ ઉપ૦સમ્ય૦ની પ્રાપ્તિ સાથેજ કોઇક જીવ દેશવિરતિભાવ પણ પામી શકે છે, અથવા કોઇ જીવ સર્વવિરતિભાવ પણ પામે છે. પુનઃ આ ઉપ૦સમ્ય૦નો ૧ સમય વા ઉત્કૃષ્ટથી ૬ આવલિકા જેટલો કાળ બાકી રહેતાં કોઇને અનન્તાનુ૦નો ઉદય થાય છે, જેથી એ અનંતા૦ના

अन्वयार्थः—तावं पि=ત્યાં સુધી પણ, અર્થાત્ જ્યાં સુધી મિથ્યાત્વનો ગુણસંક્રમ ચાલુ રહે ત્યાં સુધી आउवज्जाणं=આયુષ્ય વર્જીને શેષ ૭ કર્મોનો ठिइरसघाओ=સ્થિતિઘાત રસઘાત गुणसेढी वि=અને ગુણશ્રેણિ પણ પ્રવર્તે છે. તથા मिच्छत्ते=મિથ્યાત્વનો સ્થિતિઘાત રસઘાત पढमठिइए=મિથ્યાત્વની પ્રથમા સ્થિતિની एग=એક આવલિકા શેષ રહે ત્યાંસુધી પ્રવર્તે, ત્યારબાદ સમાપ્ત થાય. અને ગુણશ્રેણિ दुगावलि सेस म्मि=બે આવલિકા બાકી રહે ત્યાં સુધી પ્રવર્તે અને બે આવલિકા રહ્યે સમાપ્ત થાય. ॥૨૧॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૨૧॥

अवतरणः—ઉપશમ સમ્ય૦ સમાપ્ત થયા બાદ શું થાય? તે કહે છે—

**उवसंतद्धा अंते विहिणा ओकड्ढियस्स दलियस्स। अज्झवसाणणुरूवस्सुदओ तिसु एक्कयरयस्स ॥२२॥**

उपशान्ताद्धाया अन्ते, विधिनाऽऽकर्षितस्य दलिकस्य। अध्यवसानानुरूपस्योदयस्त्रयाणामेकतरस्य ॥२२॥

अन्वयार्थः—उवसतद्धा अंते=ઉપશાન્ત અદ્ધાના પર્યન્તે (ઉપ૦ સમ્ય૦ને અન્તે) विहिणा=વિધિપૂર્વક ओकड्ढियस्स=આકર્ષેલા ત્રણે પુંજના दलियस्स=દલિકનો अज्झवसाण अणुरूवस्स=અધ્યવસાયને અનુરૂપ–અનુસરતો तिसु=ત્રણ પુંજમાંથી एक्कयरयस्स=ગમે તે એક પુંજના દલિકનો उदओ=ઉદય થાય. ॥૨૨॥

भावार्थः—ઉપ૦ સમ્ય૦ના અન્તર્મુ૦માંનો આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક એક આવલિકા જેટલો કાળ બાકી રહે ત્યારે બીજી સ્થિતિમાંથી ત્રણે પુંજને આકર્ષી આકર્ષી છેલ્લી આવલિકામાં નાંખે છે, તેમાં પ્રથમ સમયમાં ઘણા બીજા સમયમાં તેથી અલ્પ ત્રીજા સમયમાં તેથી અલ્પ એ રીતે આવલિકાના અસંખ્યાતમાભાગ જેટલા કાળ સુધી નિષેક કરે છે, અને એ અસં૦મો ભાગ કાળ વ્યતીત થતાં જ્યારે છેલ્લી આવલિકા બાકી રહે તે વખતે જીવ શુભ અધ્યવસાયમાં વર્તતો હોય તો સમ્યક્ત્વ પુંજનો ઉદય થતાં

અવતરણઃ—ઉપ૦સમ્ય૦માં વર્તતો જીવ શું કરે છે? તે કહે છે—

**पढमे समए थोवो सम्मत्ते मीसए असंखगुणो। अणुसमयमवि य कमसो भिन्नमुहुत्ता हि विज्झाओ ॥२०॥**

प्रथमे समये स्तोकः सम्यक्त्वे मिश्रेऽसंख्येयगुणः। अनुसमयमपि च क्रमशो, भिन्नमुहूर्त्ताद्धि विध्यातः ॥२०॥

અન્વયાર્થઃ—ઉપશમ સમ્ય૦ના पढमे समए=પહેલા સમયે सम्मत्ते=સમ્ય૦માં(સમ્ય૦ પુંજ)માં મિથ્યાત્વનો थोवो=થોડા—અલ્પ પ્રદેશ નિક્ષેપ કરે છે, मीसए=મિશ્રમાં તેથી असंखगुणो=અસંખ્યગુણ નિક્ષેપ કરે છે, એ રીતે अणुसमयं अवि=અનુસમય—પ્રતિસમય कमसो=અનુક્રમે भिन्नमुहुत्ता हि=અન્તર્મુ૦ સુધી જ અસંખ્યગુણ અસંખ્યગુણ સંક્રમ કરે છે (એજ [1]ગુણસંક્રમ) અને ત્યાર બાદ विज्झाओ=વિધ્યાત સંક્રમ કરે છે. [વિધ્યાત સંક્રમનું સ્વરૂપ સંક્રમકરણમાં પ્રદેશસંક્રમ પ્રસંગે કહ્યું છે ત્યાંથી જાણવું]. ॥૨૦॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૨૦॥

**ठिइरसघाओ गुणसेढी विय तावं पि आउवज्जाणं। पढमठिइए एगदुगावलिसेसम्मि मिच्छत्ते ॥२१॥**

स्थितिरसघाते गुणश्रेणिरपि च तावदप्यायुर्वर्जानाम्। प्रथमस्थितावेकद्व्यावलिकाशेष इति मिथ्यात्वस्य ॥२१॥

---

૧ અબધ્યમાન અશુભનો બધ્યમાનમાં પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ વધતો સંક્રમ તે ગુણસંક્રમ એ લક્ષણ જો કે અહિં સર્વાંશે ઘટતું નથી. તો પણ અબધ્યમાન મિથ્યાત્વનો મિશ્રપુંજમાં (અબધ્યમાનમાં) અને સમ્ય૦પુંજમાં (અબધ્યમાનમાં) અસંખ્યગુણ અસંખ્યગુણ વધતો સંક્રમ થાય છે માટે એને પણ ગુણસંક્રમ કહ્યો છે આ ગુણસંક્રમમાં "બધ્યમાનમાં" એ એકજ લક્ષણનો અહિં વિસંવાદ વા અપવાદ છે, અને "અસંખ્યગુણ અસંખ્યગુણસંક્રમ" એ મુખ્ય લક્ષણ અવિસંવાદી છે, માટે ગુણસંક્રમ કહેવામાં વિરોધ નથી.

અવતરણઃ—અનિવૃત્તિકરણના અન્ત્ય સમયે મિથ્યાત્વ પ્રદેશોના ત્રણ પુંજ થાય છે તે કહે છે—

**तं कालं वीयठिइं तिहाणुभागेण देसघाइ त्थ। सम्मत्तं सम्मिस्सं मिच्छत्तं सव्वघाइओ ॥१९॥**

**तस्मिन् काले द्वितीयस्थितिं त्रिधाऽनुभागेन देशघात्यत्र। सम्यक्त्व, समिश्रं मिथ्यात्वं सर्वघाति ॥१९॥**

अन्वयार्थः—त कालं=તે કાળે-[જે સમય પછીના સમયમાં જીવ ઉપ૦સમ્ય૦ પામવાનો છે તે (અનિવૃત્તિના અન્ત્ય) સમયે, અર્થાત્ પ્રથમા સ્થિતિના અન્ત્ય સમયે] वीयठिइं=બીજી સ્થિતિને, અર્થાત્ અ.ત. કો૦કો૦ પ્રમાણ બીજી સ્થિતિના પ્રદેશોને अणुभागेण=અનુભાગ વડે (અનુભાગ આશ્રયી) तिहा=ત્રણ પ્રકારની કરે છે इत्थ=ત્યાં देसघाइ=દેશઘાતી રસવાળા જે પ્રદેશો કરે છે તે सम्मत्त=સમ્યક્ત્વ મોહનીય વા સમ્યક્ત્વપૂંજ. અને सम्मिस्स=મીશ્ર-મીશ્રમોહનીય(=અલ્પ સર્વઘાતી રસવાળું મિશ્ર) સાથે मिच्छत्त=મિથ્યાત્વ सव्वघाईओ=સર્વઘાતી રસવાળું છે. ॥૧૯॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-જે મિથ્યાત્વની બીજી સ્થિતિમાંના જે કેટલાક પ્રદેશોમાંથી મિથ્યાત્વભાવ સર્વથા નાશ પામ્યો હોય તે પ્રદેશો સમ્યક્ત્વ પુંજ કહેવાય છે, કે જેના ઉદયથી ક્ષયો૫૦ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. પુન અર્ધ મિથ્યાત્વભાવ નાશ પામ્યો હોય તેવા પ્રદેશો મિશ્રપુંજ કહેવાય છે કે જેના ઉદયથી મિશ્ર સમ્યક્ત્વ પ્રગટ થાય છે, અને જે પ્રદેશોમાંથી મિથ્યાત્વભાવ ગયો નથી, પરન્તુ પ્રથમ જેવા હતા તેવા જ રહ્યા છે તે મિથ્યાત્વપુંજ. એમા સમ્ય૦ મોહનીયનો રસ એકસ્થાની દ્વિસ્થાની દેશઘાતી છે. મિશ્રનો રસ દ્વિસ્થાની સર્વઘાતી છે, અને મિથ્યા૦નો ૨-૩-૪ સ્થાની સર્વઘાતી છે. ત્રણ પુંજ થયા પ્હેલાં એમા એકસ્થાની અને દેશઘાતી રસ હતો જ નહિ, તેમજ મિશ્ર પ્રાયોગ્ય મધ્યમ દ્વિસ્થાની અને તેવો અલ્પ સર્વઘાતી રસ પણ મિથ્યાત્વનો હતો નહિ. ॥૧૯॥

ઉદીરણાનું બીજું નામ આગાલ છે, તે પ્રથમા સ્થિતિ વેદાતાં વેદાતાં જ્યારે બે આવલિકા માત્ર બાકી રહે તે વખતે બંધ પડે છે, અર્થાત્ એ વખતે બીજી સ્થિતિમાં ઉદીરણા પ્રવર્તતી નથી, કેવળ નીચેની પ્રથમા સ્થિતિમાં ઉદીરણા પ્રવર્ત્તે છે, તે પણ પ્રથમાસ્થિતિની એક આવલિકા બાકી રહ્યે બંધ પડે છે, જેથી પ્રથમાસ્થિતિની છેલ્લી આવલિકા કેવળ ઉદયથી જ વેદાય છે. પુનઃ એ છેલ્લી આવલિકા વ્યતીત થાય, ત્યારે અપ્રદેશી વિભાગરૂપ અન્તરકરણમા પ્રવેશ કરે છે. એ અન્તરવિભાગમાં મિથ્યાત્વના પ્રદેશો પ્રથમથીજ કાઢી નાખેલા હોવાથી કોનો ઉદય થાય? જેથી અન્તરકરણમાં પ્રવેશતાંજ પ્રથમ સમયથી (મિથ્યા૦પ્રદેશો વેદવાના અભાવે) જીવ ઉપશમ સમ્યક્ત્વ પામે છે. ॥૧૬-૧૭॥

अवतरणः—પૂર્વોક્ત રીતે પ્રાપ્ત અંતરકરણમાં વર્તવાથી શું થાય? તે ગાથાથી કહે છે—

**मिच्छत्तुदए खीणे लहए सम्मत्तमोवसमियं सो। लंभेण जस्स लब्भइ आयहियमलद्धपुव्वं जं ॥१८॥**

**मिथ्यात्वोदये क्षीणे, लभते सम्यक्त्वमौपशमिकं सः। लाभेन यस्य लभ्यते, आत्महितमलब्धपूर्वं यत् ॥१८॥**

अन्वयार्थः—मिच्छत्तुदए=અંતરકરણમાં મિથ્યાત્વનો ઉદય खीणे=ક્ષય પામ્યે છતે [મિથ્યાત્વના ઉદયનો અભાવ થયે] सो=તે જીવ उवसमिय सम्मत्तं=ઉપશમ સમ્યક્ત્વ लहए=પામે છે, કે जस्स लंभेण=જેના લાભ વડે जं=જે अलद्धपुव्वं=પૂર્વે કદી નહિં પામેલ એવું आयहियं=આત્મહિત—આત્મગુણ लब्भइ=પામે છે (કે જેનાથી અનન્તપુદ્ગલ પરાવર્ત સંસાર મટીને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્ત જેટલો જ અલ્પ સંસાર બાકી રહે છે). ॥૧૮॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૧૮॥

ન્યૂન મુહૂર્ત જેટલું-અન્તર્મુ૦પ્રમાણ अंतर किच्चा=અન્તર કરીને [ એટલી જગ્યામાંથી મિથ્યા૦ના પ્રદેશો કાઢી નાખીને ખાલી જગ્યા કરીને ], પ્રથમ સ્થિતિ ભોગવાઈ ગયા બાદ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. પ્રથમ સ્થિતિની आवलिदुग इक्क सेसे=બે અને એક આવલિકા બાકી રહે અનુક્રમે आगाल उदीरणा=આગાલ અને ઉદીરણા समिया=શમી જાય છે-સમાપ્ત થાય છે. ॥૧૭॥

ભાવાર્થ—યથા૦ને અપૂર્વકરણમાં વિવક્ષિત એક સમયમાં વર્તતા અનેક જીવોની ભિન્ન ભિન્ન વિશુદ્ધિ હતી, ત્યારે આ અનિવૃત્તિ કરણના વિવક્ષિત કોઇપણ એક સમયમાં વર્તતા અનેક જીવોની વિશુદ્ધિ સર્વની એકસરખી હોય છે, માટેજ એનું અનિવૃત્તિ [ =જેમાં સાથે ચડેલા જીવોની વિશુદ્ધિની ફેરફારી નહિં ] નામ છે, એ કારણના સંખ્યાતાભાગ વીત્યા બાદ જ્યારે એક સંખ્યાતમોભાગ બાકી રહે ત્યારે જીવ એ છેલ્લા સંખ્યાતમાભાગથી ઉપર મિથ્યાત્વની જે અન્ત૦કો૦કો૦ સા૦ જેટલી દીર્ઘ સ્થિતિ છે, તેમાં સર્વથા નીચે અને અનિવૃ૦થી ઉપરની અન્તર્મુ૦ જેટલી સ્થિતિમાંથી મિથ્યાત્વના પ્રદેશોને ખાલી કરી નાખવા રૂપ અન્તરકરણ ક્રિયા કરે છે પ્રતિસમય એ પ્રદેશોને ખાલી કરતાં કરતાં એક નવસ્થિતિબંધના અથવા એક સ્થિતિઘાતના અન્તર્મુ૦ જેટલો કાળ વ્યતીત થાય ત્યારે એ અન્તર્મુ૦ જેટલી સ્થિતિમાથી અથવા જગ્યામાંથી સર્વ પ્રદેશો ખાલી થઈ જાય છે. એજ મિથ્યાત્વના પ્રદેશ રહિત અન્તર્મુ૦ જેટલી [ પ્રથમાસ્થિતિથી ઘણા મોટા અન્તર્મુ૦ જેટલી ] ખાલી જગ્યાનું નામ अन्तर અથવા अन्तकरण છે. એ અન્તરથી મિથ્યાત્વની સ્થિતિમાં પ્રદેશવાળા બે ભાગ અને સામાન્યથી ત્રણ ભાગ પડ્યા-એક તો નીચે વેદાતો અન્તર્મુ૦ પ્રમાણ સપ્રદેશી સંખ્યાતમો ભાગ એજ પ્રથમા સ્થિતિ, તેની ઉપર અન્તર્મુ૦પ્રમાણ અન્તર વા અન્તરકરણ વા અપ્રદેશી ભાગ, અને તે ઉપર અન્તઃ કો૦કો૦ સા૦પ્રમાણનો દીર્ઘ સ્થિતિભાગ, એ દ્વિતીયા-બીજી સ્થિતિ. અન્તરકરણમાંના પ્રદેશોને કેટલાકને પ્રથમા સ્થિતિમાં ઉદયવતીમાં અને કેટલાકને દ્વિતીયાસ્થિતિમાં નાખે છે. इति अन्तरकरण करणविधि ॥

એ અન્તરકરણ વા અન્તર કર્યા બાદ બીજી સ્થિતિમાંથી ઉદીરણા વડે જે પ્રદેશો પ્રથમા સ્થિતિની ઉદયાવલિકામાં આવે છે તે

તથા પતદ્ગ્રહ અન્તર્મુ૦ પ્રારંભમાં અપૂર્વકરણ અને અનિવૃત્તિ એ બેના સમુદિતકાળથી પણ અધિક દીર્ઘ હોય છે, પરન્તુ ત્યારબાદ ઉદયદ્વારા એકેક સમય ત્રુટવાથી પ્રતિસમય હીન હીન ( ટુંકું ટુંકું ) થાય છે, જેથી પ્રક્ષેપ ( પ્રક્ષેપવિષય ) પણ પ્રતિસમય ટુંકો થતો જાય છે. પરન્તુ વધતો નથી. ॥ इति गुणश्रेणि ॥ ॥१५॥

अवतरण—હવે ત્રીજા अनिवृत्तिकरणનું સ્વરૂપ કહેવાય છે—

**अनियट्टिम्मि वि एवं तुल्ले काले समा तओ नामं । संखिज्जइमे सेसे भिन्नमुहुत्तं अहो मुच्चा ॥१६॥**
**किंचूणमुहत्तसमं ठिइबंधद्धाएँ अंतरं किच्चा । आवलिदुगेक्कसेसे आगाल उदीरणा समिया ॥१७॥**

अनिवृत्तावप्येवं, तुल्ये काले समा ततो नाम । संख्येयतमे शेषे भिन्नमुहूर्त्तमधो मुक्त्वा ॥१६॥
किंचिदूनमुहूर्त्तसमं स्थितिबन्धाद्धयाऽन्तरं कृत्वा । आवलिकाद्विकैकशेषे आगाल उदीरणा शान्ता ॥१७॥

अन्वयार्थः—अनियट्टिम्मि वि=અનિવૃત્તિકરણમાં પણ एवं=એ પ્રમાણેજ પ્રતિસમય અનન્તગુણ વિશુદ્ધિ જાણવી, પરન્તુ તફાવત એ છે કે આ કરણમાં तुल्ले काले=તુલ્ય કાળમાં-વિવક્ષિત કોઇપણ એક સમયે સાથે પ્રવેશેલ સર્વ જીવોમાં समा=સરખી વિશુદ્ધિ હોય છે, तओ=તે કારણથી नामं=" અનિવૃત્તિ " એવું નામ છે. [ અધ્યવસાયોની निवृत्ति=વ્યાવૃત્તિ-ફેરફારી-વિષમતા अ=નહિં માટે अनिवृत्ति નામ છે ]. એ અનિવૃત્તિકરણનો संखिज्जइमे=એક સંખ્યાતમો ભાગ सेसे=બાકી રહે ત્યારે अहो=નીચે भिन्नमुहुत्तं=એક અન્તર્મુ૦પ્રમાણ સ્થિતિ मुच्चा=મૂકીને-છોડીને ઉપર. ॥१६॥

ठिइबंधद्धाएँ=સ્થિતિબંધ જેટલા કાળે [ અભિનવ સ્થિતિબંધ અથવા એક સ્થિતિઘાતના કાળ જેટલા કાળે ] किंचूणमुहत्तसमं=કંઇક

अवतरण—આ ગાથામાં ગુણશ્રેણિનું સ્વરૂપ કહેવાય છે—

**गुणसेढी निक्खेवो समये समये असंखगुणणाए। अद्धादुगाइरित्तो सेसे सेसे य निक्खेवो ॥१५॥**

गुणश्रेण्या निक्षेपः समये समयेऽसंख्येयगुणनया। अद्धाद्विकातिरिक्तः शेषे शेषे च निक्षेपः ॥१५॥

अन्वयार्थ—गुणसेढी=ગુણશ્રેણિ એટલે [ જે સ્થિતિખંડનો ઘાત કરવાનો છે તે સ્થિતિખંડમાંથી કર્મપ્રદેશો લઈ લઈને ઉદયસમયથી પ્રારંભીને અન્તમુંoસુધીની સ્થિતિમાં ] समये समये=સમયે સમયે ( દરેક સમયમાં ) असखगुणणाए=અસંખ્યગુણ અસંખ્યગુણ વધતા કર્મપ્રદેશોને ઉપાડી ઉપાડીને निक्खेवो=નિક્ષેપવા-નાખવા તે. એ ગુણશ્રેણિનો નિક્ષેપવિષય [ પતદ્ગ્રહસ્થિતિ ] अद्धादुगाइरित्तो=બે કરણની અદ્ધાથી અતિરિક્ત છે ( અપૂo અનિoના કાળથી અધિક પતદ્ગ્રહ કાળ ) છે, તેમજ निक्खेवो=નિક્ષેપ પણ सेसे सेसे=શેષ શેષ સમયોમાં જાણવો, પરન્તુ ઉપરના અધિક અધિક સમયોમાં નિક્ષેપ થાય નહિ. ॥૧૫॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-સ્થિતિના ઉપરના ભાગમાંથી ખંડિત કરાતા સ્થિતિખંડના પ્રથમસમયે ઉપાડેલા કર્મપ્રદેશો સર્વથી નીચે ( ઉદયાoસહિતના ) અન્તર્મુંoમાં પ્રક્ષેપાય છે, તે ઉદયસમયમાં અલ્પ, બીજા સમયમાં અસંખ્યગુણ, ત્રીજા સમયમાં એથી પણ અસંખ્યગુણ. એ રીતે નીચે પતદ્ગ્રહ અન્તર્મુંoના અન્ત્યસમય પર્યન્ત અસંખ્યગુણ અધિક અધિક પ્રક્ષેપાય છે. પુન બીજે સમયે ( પ્રથમસમયે ઉપાડેલા પ્રદેશોથી ) અસંખ્યગુણ પ્રદેશો ઉપાડી એજ નીચેના સમયહીન ( ઉદયનો એક સમય ત્રુટવાથી સમયહીન થયેલા) અન્તર્મુંoમાં પૂર્વોક્ત રીતે અસંખ્યગુણ વૃદ્ધિએ પ્રક્ષેપાય છે. એ રીતે પતદ્ગ્રહ અન્તર્મુંoના પ્રતિસમયમાં પ્રદેશોનો પ્રક્ષેપ તેમજ ઉપરના ખંડાતા સ્થિતિખંડમાંથી પ્રદેશોનો ઉપાડ પણ પ્રતિસમય અસંખ્યગુણવૃદ્ધિએ જાણવો.

પૂરાય છે, તેસિં=તેવા સ્થિતિકંડકોના સહસ્સેહિં=હજારો વડે બીયં=બીજું કરણ પૂરાય છે, [ અર્થાત્ તેસિં=તેવા સહસ્સેહિં=હજારો સ્થિતિઘાત વડે બીયં=બીજું અપૂર્વકરણ સમાપ્ત થાય છે, ] એ રીતે બીજું અપૂર્વકરણ સહસ્સેહિં=હજારો સ્થિતિઘાત અને ઘણા હજારો રસઘાત વડે સમાપ્ત કરે છે. ॥૧૪॥

ભાવાર્થઃ—સ્થિતિના ઉપરના ભાગથી ઉત્કૃષ્ટથી ઘણા સેંકડો સાગરો૦ જેટલી સ્થિતિ અને જઘન્યથી પલ્યોપમના સંખ્યાતમાભાગ જેટલી સ્થિતિને ઉપાડીને અન્તર્મુ૦કાળે નીચે નહિં ખંડન કરવા યોગ્ય સ્થિતિમાં નાખે, પુનઃ ખંડિત થયેલીથી નીચેની પલ્યસંખ્યેયભાગ સ્થિતિ ઉપાડીને નીચે ન ખંડવા યોગ્ય સ્થિતિમાં અન્તર્મુ૦કાળે [1]નાખે, એ રીતે અપૂર્વ૦ના અન્તર્મુ૦માં એવા હજારો સ્થિતિઘાત થાય છે, જેથી અપૂર્વ૦ના પ્રથમ સમયે જે સ્થિતિ હતી તે ચરમસમયે સંખ્યાતગુણહીન થાય છે. इति स्थितिघातः

તથા અશુભકર્મોના રસમાં એક અનન્તમો ભાગ બાકી રાખી શેષ અનન્તાભાગ લઘુ અન્તર્મુ૦માં વિનાશ પમાડે છે, પુનઃ શેષ રહેલા એક ભાગમાંથી પણ એક અનન્તમો ભાગ બાકી રાખી શેષ અનન્તાભાગ નાશ પમાડે છે. એ રીતે એક સ્થિતિઘાત(ના અન્તર્મુ૦)માં હજારો રસઘાત થાય છે, અને હજારો સ્થિતિઘાતમાં હજાર હજારો રસઘાત થાય છે. એ રીતે હજારો રસઘાતે ૧ સ્થિતિઘાત સમાપ્ત થાય, અને તેવા હજારો સ્થિતિઘાતે બીજું અપૂર્વકરણ સમાપ્ત થાય. इति रसघातः

તથા અપૂર્વ૦ના પ્રથમસમયે (પૂર્વસમયે થતા સ્થિતિબંધથી) પલ્યોપમનો સંખ્યાતમોભાગ હીન નવો સ્થિતિબંધ પ્રારંભાય છે. સ્થિતિઘાત અને સ્થિતિબંધ સાથે પ્રારંભાય અને સાથેજ સમાપ્ત થાય છે. એ રીતે જેટલા હજારો સ્થિતિઘાત તેટલા હજાર નવા નવા સ્થિતિબંધ પણ જાણવા. ॥ इति अभिनवस्थितिबन्ध ॥૧૩-૧૪॥

---

૧ સ્થિતિને નાખવાનો અર્થ એટલો કે તેટલી સ્થિતિમા ભોગવાય તેટલા દલિકો ત્યાથી ઉપાડી નીચે ગુણશ્રેણીના ક્રમે ગોઠવવા તે.

ભાવાર્થ.—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે-શ્રેણિ આદિમાં થતા અપૂર્વકરણોમાં સ્થિતિઘાત રસઘાત ગુણસંક્રમ ગુણશ્રેણિ અને અન્યસ્થિતિબંધ એ ૫ અપૂર્વ કરણો પ્રવર્તે છે, પરન્તુ અનાદિ મિથ્યાદ્રષ્ટિને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થતા પૂર્વે થતા અપૂર્વકરણમાં ગુણસંક્રમના અભાવે શેષ ચાર અપૂર્વકરણોજ પ્રવર્તે છે. સ્થિતિઘાતાદિ કરણો જો કે પહેલાં પણ પ્રવર્તતાં હતાં પરન્તુ તે અતિ અલ્પ અને ગુણોત્પત્તિ યોગ્ય ન હોવાથી અહિં એ કરણો અતિ પ્રમાણમાં પ્રવર્તે છે અને ગુણોત્પત્તિને યોગ્ય છે માટે अपूर्व=[ પૂર્વે નહિં પ્રવર્તેલાં એવાં વિશિષ્ટ કરણો અહિં પ્રવર્તે છે માટે અપૂર્વ ] કહેવાય છે. ॥૧૨॥

अवतरण—અપૂર્વકરણમાં જે સ્થિતિઘાતાદિ ચાર અપૂર્વ પદાર્થો કહ્યા છે તેમાં પ્રથમ સ્થિતિઘાતનું સ્વરૂપ દર્શાવાય છે—

**उयहिपुहत्तुक्कस्सं इयरं पल्लस्स संखतमभागो। ठिइकंडगमणुभागाणणंतभागा मुहुत्तंतो ॥१३॥**

**अणुभागकंडगाणं बहुहिं सहस्सेहिं पूरए एक्कं। ठिइकंडसहस्सेहिं तेसिं बीयं समाणेहिं ॥१४॥**

उदधिपृथक्त्वमुत्कृष्टमितरं पल्यस्य संख्यतमभागम्। स्थितिकंडकमनुभागानामनन्तभागान् मुहूर्त्तान्तः ॥१३॥

अनुभागकंडकानां बहुभिः सहस्रैः पूरयेदेकम्। स्थितिकंडकं सहस्रैस्तेषां द्वितीयं समानयति ॥१४॥

अन्वयार्थः—उक्कस्सं=ઉત્કૃષ્ટથી उयहिपुहुत्त=ઉદધિપૃથક્ત્વ-ઘણા સેંકડો સાગરોપમ અને इयरं=ઇતર-જઘન્યથી पल्लस्स सखतमभागो=પલ્યોપમનો સખ્યાતમોભાગ, એટલા પ્રમાણનો ठिइकडग=સ્થિતિકંડનો-સ્થિતિખંડનો ઘાત-વિનાશ કરવો તે સ્થિતિઘાત. તથા मुहुत्ततो=એક અન્તર્મું૦માં अणुभागाए=અનુભાગનાં अणतभागा=અનન્તભાગને વિનાશ કરવા તે રસઘાત. ॥૧૩॥

बहुहिं सहस्सेहिं=ઘણા હજારો अणुभागकंडगाणं=અનુભાગકંડકોના ઘાત વડે एक्कं ठिइकंडगं=એક સ્થિતિખંડ વા સ્થિતિઘાત पूरए=

अपूर्वकरणनुं स्वरूप कहेवाय छे-) बिइयस्स=बीजा अपूर्वकरणना बिइयसमए=बीजा समये अणंतरुक्कस्सा=अनन्तरना उत्कृष्टस्थानथी (पूर्वसमयनी उत्कृष्ट विशुद्धिथी) जहण्णमवि=जघन्यविशुद्धस्थान पण अनन्तगुण अनन्तगुण कहेवुं. [पहेला समयना ज०थी पहेला समयनी उ०विशुद्ध अनन्तगुण, तेथी बीजा समयनी ज०विशुद्ध अनन्तगुण, तेथी एनीज उ०अनन्तगुण तेथी त्रीजा समयनी ज० अनन्तगुण, तेथी एनीज उ०अनन्तगुण, तेथी चोथानी ज०अनन्तगुण ए प्रमाणे चरम समय पर्यंत कहेवुं. ॥११॥

भावार्थः—अन्वयार्थवत् सुगम छे. विशेष एज के यथाप्र०करणना कोईपण एक समयनी उत्कृष्ट विशुद्धिमां असंख्य ऊर्ध्व समयनी असंख्य जघन्य विशुद्धिओ अन्तर्गत थाय छे-समाय छे. अपूर्वकरणमां दरेक समयनी पोतपोतानी जघ०उ०विशुद्धिओ अलग अलग छे, तेमज कोईपण पूर्वसमयनी उत्कृष्टविशुद्धिमां एकपण अपर समयनी (ऊर्ध्व समयनी) जघ०विशुद्धि अन्तर्गत थती नथी, एटलुंज नहिं परन्तु अनन्तगुण अधिक थई जाय छे. ॥१०-११॥

अवतरण—आ गाथामां अपूर्वकरण ए नामनी सार्थकता अने सार्थकता करनारां चार अपूर्व करणो [अपूर्व पदार्थो वा ४ अपूर्व क्रियाओ] कहेवाय छे—

**निव्वयणमवि ततो से ठिइरसघायठिइबंधगद्धा उ। गुणसेढी वि य समगं पढमे समये पवत्तंति ॥१२॥**

**निर्वचनमपि ततस्तस्य स्थितिरसघातस्थितिबन्धकाद्धास्तु । गुणश्रेणिरपि च समकं प्रथमे समये प्रवर्तन्ते ॥१२॥**

अन्वयार्थः—ततो=त्यारबाद से=ए बीजा करणनुं नाम निव्वयण अवि=निर्वचन पण छे (नाम प्रमाणे अर्थवाळु छे), कारण के ठिइ(घाय)=स्थितिघात रसघाय=रसघात ठिइबंधग अद्धा=स्थितिबंध अद्धा तथा गुणसेढी वि=गुणश्रेणि पण ए चारे करणो-पदार्थो समगं=समकाळे-सर्व एक साथे पढमे समये=पहेला समयथीज पवत्तंति=अपूर्व (पूर्वे कदी नहिं प्रवर्तेला एवा ए पदार्थो) प्रवर्ते छे. ॥१२॥

પુનઃ યથાપ્ર૦ના પ્રથમ સમયની વિશુદ્ધિથી બીજા સમયની વિશુદ્ધિ અનન્તગુણ, એ રીતે પર્યન્ત સમય સુધી અનુક્રમે અનન્તગુણ અનન્તગુણ વિશુદ્ધિ છે. એ રીતે અપૂર્વકરણની વિશુદ્ધિનો ક્રમ પણ જાણવો. ॥૯॥

અવતરણ—યથાપ્ર૦ અને અપૂર્વકરણમાં પૂર્વોક્ત રીતે અધ્યવ૦સંખ્યા અને વિશુદ્ધિની તરતમતાની પ્રરૂપણા તુલ્ય હોય તો, બે કરણ કહેવાનું પ્રયોજન રહેતું નથી, માટે એ બે કરણમાં જે વિશિષ્ટ તફાવત છે તે દર્શાવતાં પ્રથમ યથાપ્ર૦નો વિશિષ્ટક્રમ કહે છે—

**मंदविसोही पढमस्स संखभागाहि पढमसमयम्मि। उक्कस्सं उप्पिमहो एक्केकं दोण्ह जीवाणं ॥१०॥**

**आचरमाओ सेसुक्कोसं पुव्वप्पवत्तसिइनामं। बिइयस्स बिइयसमए जहण्णमवि अणंतरुक्कस्सा ॥११॥**

मन्दविशुद्धिः प्रथमस्य संख्येयभागैः प्रथमसमये। उत्कृष्टमुपरिमाधस्तादेकैकं द्वयोर्जीवयोः ॥१०॥

आचरमात् शेषोत्कृष्टा पूर्वप्रवृत्तमिति नाम। द्वितीयस्य द्वितीयसमये जघन्याऽप्यनन्तरोत्कृष्टात् ॥११॥

अन्वयार्थ—યથાપ્ર૦કરણમાં બે જીવો પ્રવેશ્યા હોય તો पढमस्स=પહેલા જીવની પહેલા સમયની मदविसोहि=મંદવિશુદ્ધિ–જઘન્યવિશુદ્ધિ સર્વથી અલ્પ છે, તેથી બીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનન્તગુણ, એ રીતે યાવત્ सखभागाहि=યથાપ્ર૦ના સંખ્યાતમા ભાગ સુધી કહીને ત્યારબાદ બીજા જીવની पढमसमयम्मि=પહેલા સમયની उक्कस्सं=ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનન્તગુણ કહેવી, એ રીતે दोण्ह जीवाणं=બે જીવોની एक्केकं=પરસ્પર એકેકની उप्पि अहो=ઉપર નીચે [ પહેલા જીવની નીચેની અને બીજા જીવની ઉપરની ] વિશુદ્ધિ ॥૧૦॥

आचरमाओ=ચરમસમય સુધી કહેવી. ત્યારબાદ એક સંખ્યાતમોભાગ सेस=બાકી રહે તેની उक्कोसं=ઉત્કૃષ્ટ વિશુદ્ધિ નિરન્તરપણે અનન્તગુણ કહેવી. આ યથાપ્રવૃત્તનું पुव्वपवत्त=પૂર્વપ્રવૃત્ત ( શેષ કરણોથી પૂર્વે પ્રવર્તતું હોવાથી ) इइ=એવું બીજું नामं=નામ છે. (હવે

વખતે નવો નવો સ્થિતિબંધ પલ્યો૦ના સંખ્યાતમાભાગ જેટલો હીન હીન બંધાય છે. અશુભનો રસ અનન્તગુણહીન હીન બંધાય છે, અને શુભનો રસ અનંતગુણ અધિક અધિક બંધાય છે. એ રીતની ચાલુ ક્રિયા અન્તર્મુ૦ સુધી પ્રવર્ત્યા બાદ ( અન્તર્મુ૦ સુધી એ પ્રમાણે વિશુદ્ધિમાં વર્તીને ત્યારબાદ ) જીવ અન્તર્મુ૦પ્રમાણનું પહેલું યથાપ્રવૃત્ત કરણ પામે છે, એ કરણ સમાપ્ત થયા બાદ અન્તર્મુ૦પ્રમાણનું બીજું અપૂર્વકરણ પામે છે, અને તે પૂર્ણ થયા બાદ અન્તર્મુ૦પ્રમાણનું ત્રીજું અનિવૃત્તિકરણ પામે છે, અને અનિ૦કરણ પૂર્ણ થયા બાદ જીવ ઉપશમ સમ્યક્ત્વ પામે છે. ॥૩-૪-૫-૬-૭-૮॥

અવતરણ—પૂર્વોક્ત ૩ કરણમાંથી પહેલા યથાપ્રવૃત્તકરણનું સ્વરૂપ કહેવાય છે—

**अणुसमयं वड्ढंतो अज्झवसाणाण णंतगुणणाए। परिणामट्ठाणाणं दोसु वि लोगा असंखिज्जा ॥९॥**

**अनुसमयं वर्धमानोऽध्यवसानानामनन्तगुणनया। परिणामस्थानानां द्वयोरपि लोका असंख्येयाः ॥९॥**

अन्वयार्थ—યથાપ્ર૦કરણમાં જીવ अणुसमय=અનુસમય-પ્રતિસમય अज्झवसाणाण=અધ્યવસાયોની ( અધ્યવસાયોમાં ) णंतगुणणाए=અનન્તગુણ વિશુદ્ધિએ वड्ढन्तो=વધતો હોય છે, પુનઃ दोसु वि=બન્ને કારણોમાં (યથા૦ અપૂર્વમાં) परिणामट्ठाणाणं=પરિણામસ્થાન-અધ્યવસાયસ્થાનો असंखिज्जा लोगा=અસંખ્યાત લોકાકાશ જેટલાં છે. ॥૯॥

भावार्थः—યથાપ્રવૃત્તકરણના અસંખ્યાત સમય છે, તેમાં પહેલા સમયમાંજ ( અનેક જીવઆશ્રયી ) અધ્યવસાયો એક નહિં પણ અસંખ્ય લોકાકાશના જેટલા આકાશપ્રદેશ તેટલાં છે, બીજા સમયમાં એથી પણ અધિક છે, યાવત્ છેલ્લા સમય સુધી અધિક અધિક અધ્યવસાયો છે. એજ રીતે બીજા અપૂર્વકરણના અસંખ્ય સમયમાં દરેક સમયના અધ્યવસાયો પણ એ પ્રમાણે અધિકાધિક છે.

તથા ઠિઇબંધદ્ધાપૂણ્ણે=પૂર્વ પૂર્વનો સ્થિતિબંધ પૂર્ણ થતાં નવબંધં=નવો નવો સ્થિતિબંધ પલ્લસંખભાગૂણં=પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન ન્યૂન કરતો (બાંધતો) તથા અસુભ સુભાણ અણુભાગ=અશુભ કર્મના અને શુભકર્મના અનુભાગને અણતગુણ હાણિ વુડ્ઢીહિં=અનન્તગુણ હાનિવૃદ્ધિએ બાંધતો[=અશુભનો અનંતગુણહીન રસ બાંધતો અને શુભનો અનન્તગુણ અધિક રસ બાંધતો] ॥૭॥

એ પ્રમાણે કરતો જીવ કમા=અનુક્રમે અંતોમુહુત્તિયાઇં=અન્તર્મુ૦ અન્તર્મુ૦ પ્રમાણનાં અહાપવત્તં કરણ=યથાપ્રવૃત્તકરણ, અપુવ્વકરણં=અપૂર્વકરણ અને અનિયટ્ટિકરણ=અનિવૃત્તિકરણ એ ત્રણ કરણ કરે છે, અને એ ત્રણ કરણ કરીને જીવ ઉવસંત અદ્ધં=ઉપશાન્ત અદ્ધાને [ઉપશમ સમ્યક્ત્વને] લહઇ=પામે છે. ॥૮॥

**ભાવાર્થઃ**—સર્વથી પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ પામનાર જીવ ચારે ગતિના ભવ્ય સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્ત હોય છે. ઉપ૦સમ્ય૦ પામતા પહેલાં યથાપ્રવૃત્ત અપૂર્વ અને અનિવૃત્તિ એ ત્રણ કરણ અન્તર્મુ૦ અન્તર્મુ૦ પ્રમાણનાં કરવાં પડે છે. પુનઃ એ ત્રણ કરણ કર્યા પહેલાં પણ એ જીવની વિશુદ્ધિ ગ્રંથિ પાસે આવેલા અભવ્યની ઉત્કૃષ્ટ વિશુદ્ધિથી પણ અનન્તગુણ હોય છે, પુન: એ વખતે એ મિથ્યાદષ્ટિ અજ્ઞાની જીવ દર્શનોપયોગમાં ન વર્તતાં અજ્ઞાનરૂપ જ્ઞાનોપયોગમાં વર્તે છે, ત્રણ યોગમાંના કોઈ પણ એક યોગમાં અને ત્રણ શુભલેશ્યામાંની કોઈ પણ એક શુભલેશ્યામાં વર્તે છે, પુન: ૭ કર્મની ૭૦ કો૦કો૦ આદિ ઉ૦સ્થિતિ ઘટાડીને અંતઃ કો૦ કો૦ જેટલીજ સ્થિતિ અવશેષ રાખી હોય છે, પુન: એ અશુભ કર્મના ચારાદિ સ્થાનવાળા રસને ઘટાડીને દ્વિસ્થાની કરતો જાય છે, અને શુભકર્મના દ્વિસ્થાન આદિ રસને વધારી ચતુઃસ્થાની કરતો જાય છે, ધ્રુવબંધિ પ્રકૃતિઓ તો શુભ અને અશુભ બન્ને (સર્વ) બાંધે છે, પરન્તુ અધ્રુવબંધિમાં જે પરાવર્તમાન પ્રકૃતિઓ બાંધે છે તે તો સ્વભવમાં બાંધવા યોગ્ય શુભ પરાવર્તમાન જ બાંધે છે. પુનઃ એ વખતે આયુષ્યકર્મ બંધાતુ નથી (કારણ કે અતિવિશુદ્ધિ છે). કર્મનો પ્રદેશબંધ તો યોગને અનુસારે હીનાધીક હોય છે, પુનઃ એ

अन्वयार्थः—सव्वुवसमणा=સર્વોપશમના मोहस्स एव=મોહનીય કર્મની જ હોય છે. तस्स=તે મોહનીયની उवसमविकया=ઉપશમક્રિયાને जोग्गो=યોગ્ય (ઉપશમ કરનાર) જીવ पंचेंदिओ=પંચેન્દ્રિય सन्नी पज्जत्तो=સંજ્ઞિ અને પર્યાપ્ત लद्धितिगजुत्तो=એ ત્રણ લબ્ધિ યુક્ત (પંચેન્દ્રિત્વ-સંજ્ઞિત્વ-પર્યાપ્તત્વ એ ત્રણ લબ્ધિવાળો અથવા ઉપશમલબ્ધિ-ઉપદેશ શ્રવણલબ્ધિ-અને ત્રણ કરણ પ્રાયોગ્ય યોગલબ્ધિ એ ત્રણ લબ્ધિવાળો) હોય. ॥૩॥

તથા पुव्वं वि=યથાપ્રવૃત્તાદિ કરણથી પૂર્વે પણ (ત્રણ કરણની પહેલાં પણ) गंठियसत्ताण सोहिं=ગ્રન્થિક સત્ત્વ જીવોની વિશુદ્ધિને (ગ્રંથિ સુધી આવેલા અભવ્યની વિશુદ્ધિને) अइक्कमिय=અતિક્રમીને-ઉલ્લંઘીને (તેથી અધિક) विसुज्झतो=વિશુદ્ધિમાં વર્તતો હોય, તથા अन्नयरे सागारे=કોઇપણ એક સાકાર ઉપયોગમાં (મતિઅજ્ઞાન-શ્રુતઅજ્ઞાન-વિભંગજ્ઞાનમાંના કોઇ પણ એક જ્ઞાનોપયોગમાં) વર્તતો હોય, તથા जोगे=ત્રણ યોગમાંના કોઇ પણ એક યોગમાં વર્તતો હોય, તથા विसुद्धलेसासु=ત્રણ શુદ્ધ લેશ્યામાંની કોઈ પણ એક શુદ્ધ લેશ્યામાં વર્તતો હોય. ॥૪॥

તથા એ સર્વોપશમનાના ક્રિયાકાળમાં सत्तण्ह=આયુ વિના સાત કર્મની ठिइ सत्तकम्म=સ્થિતિસત્તાને अंतोकोडीकोडी करेत्तु=અન્તઃ કો૦કો૦ પ્રમાણ કરીને સ્થિતિબંધ પણ એટલોજ કરતો, તેમજ असुभ(अणुभाग) दुट्ठाणं=અશુભ કર્મની ચતુઃસ્થાનાદિ અનુભાગસત્તાને દ્વિસ્થાન અનુભાગ કરતો. તેમજ सुभाणं=શુભ પ્રકૃતિઓની દ્વિસ્થાનાદિ અનુભાગસત્તાને चउट्ठाणं=ચતુઃસ્થાન કરતો. ॥૫॥

તથા धुवपगडी बंधतो=૪૭ ધ્રુવબંધિ પ્રકૃતિઓને બાંધતાં भवपाउग्गा सुभा य अणाउ य=ભવપ્રાયોગ્ય શુભપરાવર્તમાનને જ બાંધતો અને તે પણ આયુષ્ય રહિત બાંધતો, પુનઃ जोगवसा=યોગના વશથી (હીનાધિક યોગને અનુસારે) उक्कोसं मज्झिमं जहन्न पएसं=ઉત્કૃષ્ટ મધ્યમ અને જઘન્ય પ્રદેશબંધ કરતો. ॥૬॥

सव्वुवसमणा मोहस्सेव उ तस्सुवसमक्किया जोग्गो। पंचेंदिओ उ सन्नी पजत्तो लद्धितिगजुत्तो ॥३॥
पुव्वं पि विसुज्झंतो गंठियसत्ताणइक्कमिय सोहिं। अन्नयरे सागारे जोगे य विसुद्धलेसासु ॥४॥
ठिइसत्तकम्म अंतोकोडीकोडी करेत्तु सत्तण्हं। दुट्ठाणं चउट्ठाणं असुभसुभाणं च अणुभागं ॥५॥
बंधंतो धुवपगडी भवपाउग्गा सुभा अणाऊ य। जोगवसा य पएसं उक्कोसं मज्झिम जहण्णं ॥६॥
ठिइबंधद्धापूण्णे नवबंधं पल्लसंखभागूणं। असुभसुभाणणुभागं अणंतगुणहाणिवुड्ढीहिं ॥७॥
करणं अहापवत्तं अपुव्वकरणमनियट्टिकरणं च। अंतोमुहुत्तियाइं उवसंतद्धं च लहइ कमा ॥८॥

सर्वोपशमना मोहस्यैव, तस्योपशमक्रियायोग्यः। पंचेन्द्रियस्तु संज्ञी, पर्याप्तो लब्धित्रिकयुक्तः ॥३॥
पूर्वमपि विशुध्यमानो, ग्रन्थिकसत्वानामतिक्रम्य शोधिम्। अन्यतरे साकारे, योगे च विशुद्धलेश्यासु ॥४॥
स्थितिसत्कर्म अन्तःकोटीकोटीं कृत्वा सप्तानाम्। द्विस्थानं चतुःस्थानमशुभशुभानां चानुभागम् ॥५॥
बध्नन् ध्रुवप्रकृतीः, भवप्रायोग्याः शुभा अनायुषश्च। योगवशाच्च प्रदेशमुत्कृष्टं मध्यमं जघन्यम् ॥६॥
स्थितिबन्धाद्धापूर्णे नवबन्धं पल्यसंख्येयभागोनम्। अशुभशुभानामनुभागमनन्तगुणहानिवृद्धिभिः ॥७॥
करणं यथाप्रवृत्तमपूर्वकरणमनिवृत्तिकरणं च। आन्तर्मौहूर्तिकान्युपशान्ताद्धां च लभते क्रमात् ॥८॥

सव्वस्स य देसस्स य करणुवसमणा दुसन्नि एक्किक्का । सव्वस्स गुणपसत्था देसस्स वि तासि विवरीया ॥२॥

सर्वस्य च देशस्य च करणोपशमना द्विसंज्ञा एकैका । सर्वस्या गुणा प्रशस्ता, देशाया अपि तयोर्विपरीता ॥२॥

अन्वयार्थः—करणुवसमणा=કરણકૃત ઉપશમના–કરણોપશમના सव्वस्स=સર્વવિષયી य=અને देसस्स=દેશવિષયી (સર્વોપશમના અને દેશોપશમના) એમ બે પ્રકારે છે. પુનઃ તે एक्किक्का=એકેક–દરેક दुसन्नी=બે બે સંજ્ઞાવાળી (બે બે નામવાળી) છે. ત્યાં सव्वस्स=સર્વોપશમનાના गुण पसत्था=ગુણોપશમના અને પ્રશસ્તોપશમના એ બે નામ, અને देसस्स वि=દેશોપશમનાનાં નામ પણ तासि विवरीय=તેનાથી વિપરીત છે. અર્થાત્ અગુણોપશમના અને અપ્રશસ્તોપશમના એ બે નામ દેશોપશમનાના છે. ॥૨॥

भावार्थः—ઉપશમશ્રેણિમાં ૯–૧૦ મા ગુણસ્થાને ૨૧ ચારિત્રમોહનીયની અને ૭ મા ગુણસ્થાને ૪ અનંતા૦ અને ૩ દર્શનમોહનીયની જે ઉપશમના અન્તરકરણ પૂર્વક થાય છે, તે સર્વોપશમના અથવા ગુણોપશમના અથવા પ્રશસ્તોપશમના કહેવાય છે. અને જે કર્મ સંક્રમ ઉદ્વર્ત્તના અપવર્ત્તના સિવાય ઉદીરણાદિ કરણોને અયોગ્ય થાય છે તે દેશોપશમના કહેવાય. તેમાં યથાપ્ર૦ અને અપૂર્વકરણથી થાય તે કરણકૃત દેશોપશમના અને એ બે કરણ વિના અનાદિકાળથી પ્રવર્તે તે અકરણકૃત દેશોપશમના. એ બન્ને દેશોપશમના કેવળ મોહનીયની નહિ પરન્તુ આઠે કર્મની હોય છે. કરણકૃત સર્વોપશમના તો ત્રણ કરણ વડે અને મોહનીય કર્મનીજ હોય છે. પુનઃ સર્વોપશમનાથી જીવનો ઉપશમગુણ પ્રગટ થાય છે માટે એનું ગુણોપશમના અને પ્રશસ્તોપશમના પણ નામ છે, અને દેશોપશમનાથી જીવનો ગુણ પ્રગટ થતો નથી માટે અગુણોપશમના અને અપ્રશસ્તોપશમના નામ છે. ॥૨॥

अवतरणः—એ પ્રમાણે સર્વોપશમનાના કહેવાતા અધિકારમાં સર્વોપશમના કયા કર્મની હોય? કયો જીવ કરે? અને તે વખતે નવી ક્રિયા શું પ્રવર્તે તે આ ૬ ગાથાથી કહેવાય છે—

करणकृताऽकरणकृतापि च द्विविधोपशमनाऽत्र द्वितीयायाः। अकरणाया अनुदीर्णाया अनुयोगधरान् प्रणिपतामि ॥१॥

अन्वयार्थः—करणकया=કરણકૃત य=અને अकरणा वि=અકરણકૃત પણ, એ दुविहा=બે પ્રકારની उवसामणा=ઉપશમના છે. अत्थ=એ બે ઉપશમનામાં જે विइयाए=બીજી अकरण अणुइण्णाए=અકરણકૃત અથવા બીજું નામ અનુદીર્ણ ઉપશમના છે, તેના अणुओगधरे=અનુયોગધરને-તેનું જ્ઞાન ધરાવનાર પૂર્વાચાર્યોને હુ पणिवयामि=પ્રણામ કરૂં છું. ॥૧॥

भावार्थः—યથાપ્રવૃત્તકરણ આદિ કરણવડે થતી ઉપશમના તે करणकृत उपशमना, અને એ કરણો વિના ગિરિની નદીના પાષાણોના સ્વાભાવિક રીતે થતા ગોળાકાર આદિની જેમ થતી જે ઉપશમના તે अकरणकृत उपशमना. પુનઃ અનિવૃત્તિ કરણવડે કર્મની સર્વાંશે ઉપશમના થાય તે सर्वोपशमना અને અનિવૃત્તિકરણ વિના દેશાંશે થનારી ઉપશમના તે देशोपशमना. એમાં જે સર્વોપશમના છે તે કરણકૃતજ હોય છે, અને દેશોપશમના કરણકૃત અને અકરણકૃત એમ બે પ્રકારની છે. આ ગ્રન્થકર્તા શ્રીશીવશર્માચાર્ય સૂરિવરના સમયમાં કરણકૃત સર્વોપશમના અને કરણકૃત દેશોપશમનાનું જ્ઞાન વિદ્યમાન હતું અને અકરણકૃત દેશોપશમનાનું (બીજું નામ અનુદીર્ણ ઉપશમનાનુ) જ્ઞાન વિચ્છેદ પામ્યું હતું તેથી આ ગ્રન્થકર્તા કરણકૃત સર્વોપશમના અને દેશોપશમનાની વ્યાખ્યા કરે છે, અને અકરણ દેશોપશમનાની વ્યાખ્યા કરવામાં પોતાની અશક્તિ દર્શાવે છે, એટલુંજ નહિં પરન્તુ આ ગાથામાં તેનું જ્ઞાન ધરાવનારા પૂર્વધર ગીતાર્થોને બહુ માનપૂર્વક નમસ્કાર પણ કરે છે. ॥૧॥

अवतरणः—અકરણકૃત ઉપશમનાના જ્ઞાનનો પ્રથમ કહ્યા પ્રમાણે વિચ્છેદ થવાથી આ ગ્રંથમાં करणकृतउपशमनानो અધિકાર કહેવાનો છે. તે કરણકૃતઉપશમના બે પ્રકારે છે તે આ ગાથામાં કહેવાય છે—

# ॥ अथ षष्ठं उपशमनाकरणम् ॥

પૂર્વે પાંચમું ઉદીરણાકરણ કહીને હવે છઠ્ઠું ઉપશમનાકરણ કહેવાય છે, ત્યાં

૧ પ્રથમ સમ્યક્ત્વની ઉત્પત્તિ
૨ દેશવિરતિની પ્રાપ્તિ
૩ સર્વવિરતિની પ્રાપ્તિ
૪ અનન્તાનુબન્ધિની વિસંયોજના
૫ દર્શનમોહનીયની ક્ષપણા
૬ દર્શનમોહનીયની ઉપશમના
૭ ચારિત્રમોહનીયની ઉપશમના
૮ દેશોપશમના.

એ ૮ અધિકાર કહેવાના છે, ત્યાં પ્રથમ આ કરણ સંબંધિ જે પ્રકારના અનુયોગનું જ્ઞાન વર્તમાનમાં વિચ્છેદ પામ્યું છે તે પ્રકારના અનુયોગનું [અકરણકૃત ઉપશમનાનું] જ્ઞાન ધરાવનારા પ્રાચીન પૂર્વધર ગીતાર્થોને આ આચાર્ય બહુ માનપૂર્વક નમસ્કાર કરે છે-

करणकयाऽकरणा वि य दुविहा उवसामण त्थ बिइयाए । अकरणअणुइन्नाए अणुओगधरे पणिवयामि ॥१॥

**तप्पगउदीरगतिसंकिलिट्ठभावो अ सव्वपगईणं। नेयो जहन्नसामी अणुभागुत्तो य तित्थयरे ॥८८॥**

तत्प्रकृत्युदीरकोऽतिसंक्लिष्टभावश्च सर्वप्रकृतीनाम्। ज्ञेयो जघन्यस्वाम्यनुभागोक्तश्च तीर्थंकरस्य ॥८८॥

अन्वयार्थः—सव्वपगईण=सर्व प्रकृतिओनी जहन्नसामी=जघन्यप्रदेशोदीरणानो स्वामी तप्पगउदीरग(तत् पगइ उदीरग)=ते ते प्रकृतिनो उदीरक (उदयवाळो) अ=अने अतिसकिलिट्ठभावो=अतिसंक्लिष्ट परिणामवाळो (क्षपितकर्मांश) जीव जाणवो. विशेष के-तित्थयरे=तीर्थंकर नामनो ज०प्रदेशोदीरक अणुभाग उत्तो=ज०अनुभाग उदीरणामां जे कह्यो छे तेज जाणवो. ॥८८॥

भावार्थः—अन्वयार्थवत सुगम छे. विशेष के-एमां सर्व प्रकृति कही ते जिननाम अवधिद्विक अने आयुष्य ४ ए ७ प्रकृति-वर्जीने सर्व जाणवी. एमां जिननामनी उदी० आ गाथामा जूदी कही छे, अने शेष ६नी आगळनी गाथामां कहेवाशे. ॥८८॥

**ओहीणं ओहिजुए अइसुहवेई य आउगाणं तु। पढमस्स जहन्नठिई सेसाणुक्कोसगठिईओ ॥८९॥**

अवध्योरवधियुतोऽतिसुखवेदक आयुषां तु। प्रथमस्य जघन्यस्थितिः शेषाणामुत्कृष्टस्थितिकः ॥८९॥

अन्वयार्थः—ओहीणं=अवधिद्विकनी ओहिजुए=अवधिज्ञानयुक्तने कहेवी, तु=अने आउगाण=चार आयुनी अइसुहवेइ य=अत्यंत सुख वेदनारने (अतिसुखीने) कहेवी, तेमां पण पढमस्स=पहेला नरकायुनी जहण्णठिई=जघ०स्थितिवाळा नारकने कहेवी, अने सेसाण=शेष ३ आयुनी जघ०प्रदेशोदीरणा उक्कोसगठिईओ=उत्कृष्ट स्थितिवाळाने कहेवी. ॥८९॥ ॥ इति पचम उदीरणाकरणं समाप्तम् ॥



ઉ૦ પ્ર૦ઉદીરણા से काले=અનન્તરસમયે विरइ त्ति=વિરતિ-સંયમ गहिहिई=ગ્રહણ કરશે-પામશે सो चेव=એવો એજ અવિરતસમ્યગ્દૃષ્ટિ કરે છે. ॥૮૬॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૭૬॥

**जोगंतुदीरगाणं जोगंते सरदुगाणुपाणूणं । नियगंते केवलिणो सव्वविसुद्धो य सव्वासिं ॥८७॥**

**योग्यन्तोदीरकाणां योग्यन्ते स्वरद्विकानप्राणयोः । निजकान्ते केवलिनः सर्वविशुद्धश्च सर्वासाम् ॥८७॥**

અન્વયાર્થઃ—जोगंत उदीरगाणं=સયોગીને અન્તે ઉદીરણા યોગ્ય ૬૨ પ્રકૃતિઓની ઉ૦પ્રદેશોદીરણા स जोगंते=સયોગીને અન્તસમયે સયોગીકેવલી કરે છે. सरदुग-બે સ્વરની અને आणुपाणूण=આનપાનની ( શ્વાસો૦ની ) नियगंते=પોતપોતાના અન્તે સ્વરનિરોધ અને ઉચ્છ્વાસ નિરોધના અન્ત્યસમયે केवलिणो=કેવલી ભગવંતો ઉ૦પ્રદેશોદીરણા કરે છે. અહિં ઉત્કૃષ્ટપ્રદેશોદીરણામાં વિચારવાનું એ છે કે सव्वासिं=સર્વ કર્મોની ઉ૦પ્રદેશોદીરણાનો અધિકારી सव्वविसुद्धो य=સર્વ વિશુદ્ધ પરિણામી હોય છે, તેમજ આયુ સિવાય સર્વની ગુણિતકર્માંશને હોય છે. ॥૮૭॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-સયોગીને અન્તે ઉદીરણા યોગ્ય ૬૨ પ્રકૃતિ આ પ્રમાણે-મનુ૦-પંચે૦-ઔ૦૭-તૈ૦૭-સં૦૬-સંહનન ૧-વર્ણાદિ ૨૦-અગુ૦-ઉપ૦-પરા૦-ખગતિ ૨-ત્રસાદિ ૭-આદેય-યશ-અસ્થિર-અશુભ-નિર્માણ-જિન-ઉચ્ચ૦ ॥૮૭॥

॥ इति उत्कृष्ट प्रदेशोदीरणाना स्वामी ॥

अवतरण—હવે जघन्यप्रदेशोदीरणाना स्वामी કહે છે—

## एगंत तिरियजोग्गा नियगविसिठेसु तह अपज्जत्ता । संमुच्छिममणुयंते तिरियगई देसविरयस्स ॥८५॥

### एकान्ततिर्यग्योग्यानां निजकविशिष्टेषु तथाऽपर्याप्तस्य । सम्मूर्च्छिममनुजोऽन्ते तिर्यग्गतेर्देशविरतस्य ॥८५॥

अन्वयार्थः—एगततियजोग्गा=એકાન્તે તિર્યંચ યોગ્ય (કેવળ તિર્યંચને ઉદયમાં હોય એવી) પ્રકૃતિઓની ઉ० પ્ર० ઉદીરણા नियगंविसिट्ठेसु=નિજ નિજ પ્રકૃતિવિશિષ્ટ જીવોને [તે તે પ્રકૃતિના ઉદયમાં વર્તતા જીવોને] હોય, तह=તથા अपजत्ता=અપર્યાપ્તનામની ઉ० પ્ર०ઉદીરણા समुच्छिममणुयते=સમ્મૂ०મનુષ્યને અન્ત્ય સમયે [મરણાન્તે] હોય. અને तिरियगई=તિર્યંચગતિકર્મની ઉ० પ્ર०ઉદીરણા देसविरयस्स=દેશવિરત તિર્યંચને હોય છે. ॥૮૫॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે–એકાન્તતિર્યંચપ્રાયોગ્ય પ્રકૃતિઓ ૪ જાતિ–આતપ–સ્થા०–સૂ०–સાધા० એ ૮ છે. તેમાં એકે० અને સ્થા०ની વિશુદ્ધ બા०પૃથ્વીકાયને, આતપની ખરબાદરપૃથ્વીને, સૂ०ની પર્યાપ્તસૂક્ષ્મને સાધા०ની બાદર સાધારણને વિકલે० જાતિની પર્યાપ્ત વિશુદ્ધ વિકલ०ને ઉ०પ્રદેશોદીરણા હોય છે. ॥૮૫॥

## अणुपुव्विगइदुगाणं सम्मदिट्ठी उ दूभगमाईणं । नीयस्स य से काले गहिहिइ विरइ त्ति सो चेव ॥८६॥

### आनुपूर्विगतिद्विकानां सम्यग्दृष्टिस्तु दुर्भगादीनाम् । नीचैर्गोत्रस्य तस्मिन्काले ग्रहीष्यति विरतिमिति स चैव ॥८६॥

अन्वयार्थः—आणुपुव्वि गइदुगाण=આનુપૂર્વી અને ગતિ એ બેની (૪ આનુ०૪ ગતિની) ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા सम्मदिट्ठी=સમ્યગ્દ્રષ્ટિને થાય છે, તેમાં [ ૨ આનુ०ની ત્રીજે સમયે ક્ષયો૫०સમ્યક્ત્વી અને નરકાનુ०તિર્યંગાનુ०ની ક્ષાયિક સમ્યક્ત્વી કરે છે, દેવનરકગતિની પણ ક્ષાયિકસમ્યક્ત્વી ઉ०પ્રદેશોદીરણા કરે છે ]. તથા दुभगमाईणं=દુર્ભગ આદિની દુર્ભગ અનાદેય અયશની અને नीयस्स=નીચગોત્રની

अन्वयार्थः—से काले=અનન્તર સમયે अप्पमायं=અપ્રમાદને गहिहिइ=ગ્રહણ કરશે (અપ્રમત્તપણું પામશે) એવો विरओ=વિરત-પ્રમત્ત वेयणियाणं=બે વેદનીયની ઉ૦પ્રદેશોદીરણા કરે છે, તથા अपमत्तस्स=અપ્રમત્તને संघयण पणग=પાંચ સંહનન (વજ્રર્ષ૦ વિના) तणुदुग=બે શરીર (વૈ૦ આહા૦ ૭) અને उज्जोया=ઉદ્યોતની ઉ૦ પ્રદેશોદીરણા હોય છે. ॥૮૩॥

## देवनिरयाउगाणं जहन्नजेट्ठट्ठिई गुरुअसाए । इयराऊण वि अट्ठमवासे णेयोऽट्ठवासाऊ ॥८४॥

### देवनरकायुषोर्जघन्यज्येष्ठस्थितिको गुर्वशातः । इतरायुषोरप्यष्टमवर्षे ज्ञेयोऽष्टवर्षायुः ॥८४॥

अन्वयार्थः—देवनिरयाउगाणं=દેવાયુ અને નારકાયુની ઉ૦પ્ર૦ઉદીરણા जहन्न जेट्ठट्ठिई=જઘન્ય અને ઉ૦સ્થિતિવાળો (=દેવાયુની ૧૦ હજાર વર્ષ પ્રમાણ જ૦સ્થિતિવાળો દેવ અને નરકાયુની ૩૩ સા૦ ઉ૦સ્થિતિવાળો નારક ) गुरु असाए=ઉત્કૃષ્ટ અશાતામાં વર્તતા (અતિ દુ:ખી અવસ્થામાં ) કરે, इयर आऊण वि=બીજાં બે આયુષ્યની પણ ( તિર્યંચાયુ નરકાયુની પણ ) ઉ૦પ્રદેશોદીરણા અનુક્રમે अट्ठवासाऊ=આઠ[1] વર્ષના આયુવાળા તિર્યંચ અને મનુષ્યમાં अट्ठमवासे=આઠમે વર્ષે અત્યંતદુ:ખમાં વર્તતા હોય ત્યારે કરે. ॥૮૪॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અતિ દુ:ખી અવસ્થામાં આયુષ્યના પ્રદેશો ઘણા નિર્જરે છે માટે "અતિદુ:ખી" વિશેષણ કહ્યું છે. ॥૮૪॥

---

૧ તિર્યંચ મનુષ્યનુ જ૦આયુષ્ય અન્તર્મુ૦ હોવા છતાં ૮ વર્ષના આયુષ્યવાળા આ પ્રસંગમાં કહ્યા તેનુ કારણ એમ સમજાય છે કે-એથી પહેલા અતિ દુ:ખ પ્રાપ્ત થવા છતાં દુ:ખનો તેટલો અત્યંત અને વ્યક્ત અનુભવ ન થાય જો કે અવ્યક્તવેદન હોય છે, જેથી અત્યત વ્યક્ત પણે દુ:ખનો અત્યંત અનુભવ ૮ વર્ષની વયે હોઈ શકે એમ સંભવિત છે, અધિક વયવાળાને અધિક સહનશીલતા હોવાથી તેવો દુ:ખાનુભવ ન હોય એમ સંભવે છે.

ઉદીરણા તો પ્રથમજ કહી છે. શેષ ૧૧૦ તો અધ્રુવોદયી હોવાથીજ એની ચારે ઉદીરણાઓ સાદિ અધ્રુવજ હોય છે. ॥૮૧॥ इति उत्तरप्रकृति प्रदेशोदीरणागत साद्यादिप्ररूपणा ॥ इति साद्यादि प्ररूपणा ॥

અવતરણ—પ્રદેશોદીરણા સંબંધિ સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે સ્વામી કહેવાનો પ્રસંગ છે, તેમાં ઉ૦ પ્ર૦ ઉદીરણાના સ્વામી અને જઘ૦ પ્ર૦ ઉદીરણાના સ્વામી એમ બે પ્રકારના પ્રદેશોદીરણાના સ્વામી કહેવાના છે, ત્યાં પ્રથમ ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી કહેવાય છે—

**अणुभागदीरणाए जहन्नसामी पएसजेट्ठाए । घाईणं अन्नयरो ओहीण विणोहिलंभेण ॥८२॥**

अनुभागोदीरणायां जघन्यस्वामी प्रदेशज्येष्टः । घातीनामन्यतरोऽवध्योर्विनाऽवधिलाभेन ॥८२॥

અન્વયાર્થ—अणुभागुदीरणाए=પૂર્વે કહેલી અનુભાગઉદીરણામાં घाईण=ઘાતી પ્રકૃતિઓના જે जहन्नस्वामी=જઘન્ય અનુભાગોદીરણાના સ્વામી કહ્યા છે તે જ અહિં पएसजेट्ठाए=ગુણિતકર્માંશ પ્રદેશની ઉ૦ઉદીરણામાં પણ કહેવા, પરન્તુ તફાવત એકે ત્યાં શ્રુતકેવલિ સ્વામી કહ્યા છે ને અહિં अन्नयरो=શ્રુતકેવલિ અથવા અશ્રુતકેવલિપણ ઉ૦ પ્ર૦ ઉ૦ ના સ્વામી હોય છે, અને ओहीण=અવધિદ્વિકના સ્વામી ओहिलंभेणविणा=અવધિના લાભ સિવાયના, અર્થાત્ અવધિલબ્ધિ રહિત હોય તે જાણવા. ॥૮૨॥

ભાવાર્થ—વિશેષ અર્થ વૃત્તિથી જાણવો ॥૮૨॥

**वेयणियाणं गाहिहिइ से काले अप्पमायमिय विरओ । संघयणपणगतणुदुगउज्जोया अप्पमत्तस्स ॥८३॥**

वेदनीययोर्ग्रहीष्यति तस्मिन्कालेऽप्रमादमिति विरतः । संहननपञ्चकतनुद्विकोद्योतानामप्रमत्तस्य ॥८३॥

ભાવાર્થઃ—વૃત્તિમાંથી વિચારવો ॥૮૦॥ इति मूलप्रकृतिगतसाद्यादिप्ररूपणा ॥८०॥

અવતરણ—હવે ઉત્તરપ્રકૃતિઓમાં પ્રદેશોદીરણાની સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

**मिच्छत्तस्स चउद्धा सगयालाए तिहा अणुक्कोसा । सेसविगप्पा दुविहा सव्वविगप्पा य सेसाणं ॥८१॥**

मिथ्यात्वस्य चतुर्द्धा सप्तचत्वारिंशतस्त्रिधाऽनुत्कृष्टा । शेषविकल्पा द्विविधाः सर्वविकल्पाश्च शेषाणाम् ॥८१॥

અન્વયાર્થ—मिच्छत्तस्स=મિથ્યાત્વની अणुक्कोसा=અનુત્કૃષ્ટ પ્ર૦ઉદીરણા चउद्धा=ચાર પ્રકારની છે, सगयालाए=સુડતાલીસ પ્રકૃતિઓની [જ્ઞા૦ ૫-દ૦ ૪-અન્ત૦ ૫-તૈ૦ ૭-વર્ણાદિ ૨૦ સ્થિર-અસ્થિર-શુભ-અશુભ-અગુ૦-નિર્માણની] અનુત્કૃષ્ટ પ્ર૦ઉદીરણા तिहा=પ્રકારે (અ૦ ધ્રુ૦ અધ્રુ૦) છે, એ ૪૮ ના सेसविगप्पा=શેષ ઉ૦ જ૦ અજ૦ એ ત્રણ વિકલ્પ, અને सेसाणं=શેષ ૧૧૦ પ્રકૃતિઓના सव्वविगप्पा=સર્વે વિકલ્પ (ઉ૦ જ૦ અજ૦ અનુ૦) दुविहा=બે પ્રકારે (સાદિ અધ્રુવ) છે. ॥૮૧॥

ભાવાર્થઃ—ઉ૦પ્રદેશોદીરણા ગુણિતકર્માંશને સ્વસ્વઉદીરણાપર્યન્તે, અને જ૦ ઉદીરણા પ્રાયઃ સંક્લિષ્ટ મિથ્યાદૃષ્ટિને હોય છે. મિથ્યાત્વની ઉ૦ પ્ર૦ઉદીરણા અનન્તરસમયે સંયમસહિત સમ્યક્ત્વ પામનારને મિથ્યાત્વના અન્ત્યસમયે સમયમાત્ર છે, માટે સાદિ અધ્રુવ. એ સિવાયની શેષ અનુ૦ ઉદી૦ સમ્ય૦થી પડતાં હોય તેથી સાદિ, એ સ્થાન અપ્રાપ્તને અનાદિ, ધ્રુવ અભવ્યને અધ્રુવ ભવ્યને. તથા ૪૭ માં જ્ઞા૦ ૫-દ૦ ૪-અન્ત૦ ૫ એ ૧૪ ની ઉત્કૃષ્ટ ઉદીરણા ૧૨ માને અન્તે (સમયાધિકાવલિકા શેષે) ગુણિતકર્માંશને છે, માટે સાદિ અધ્રુવ, એ સ્થાન અપ્રાપ્તને અનુત્કૃષ્ટ હોય છે તેથી અનાદિ, ધ્રુ૦અધ્રુવ પૂર્વવત્. શેષ ૩૩ની ઉ૦ઉદીરણા ગુણિતકર્માંશ-સયોગીને અન્ત્ય સમયે છે માટે સાદિ અધ્રુવ, એ સ્થાન અપ્રાપ્તને અનુ૦ સર્વદા હોવાથી અનાદિ, ધ્રુ૦ અધ્રુ૦ પૂર્વવત્. એ ૪૮ ની જ૦ ઉદીરણા અતિસંક્લિષ્ટ મિથ્યાદૃષ્ટિને છે, તે અતિસંક્લેશથી ઉતરતાં અજઘન્ય, માટે એ બન્ને સાદિ અધ્રુવ. અને એ ૪૮ની ઉ૦

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-જ૦ ઉ૦રસોદીરણાના સ્વામી વિચારવામાં જે પ્રત્યયાદિ વિચારવાનુ કહ્યું તેમાં સામાન્યથી આ પ્રમાણે વિચારવું કે પરિણામ પ્રત્યયી રસોદીરણા પ્રાયઃ ઉત્કૃષ્ટ હોય, ભવપ્રત્યય રસોદીરણા જઘન્ય હોય, શુભપ્રકૃતિઓની જઘ૦રસોદીરણા પ્રાયઃ સંક્લેશથી અને અશુભની વિશુદ્ધિવડે હોય, એથી વિપરીત રીતે ઉત્કૃષ્ટરસોદીરણા હોય, ઇત્યાદિ વિચારીને તે તે પ્રકૃતિના ઉદયવાળાનેજ જ૦ ઉ૦સ્વામીપણું કહેવું ॥૭૯॥ ॥ इति जघन्यानुभागोदीरणाना स्वामी। अनुभागउदीरणा समाप्त ॥

## ॥ अथ प्रदेशउदीरणा ॥

અવતરણ—અનુભાગઉદીરણા કહીને હવે પ્રદેશ ઉદીરણા કહેવાનો પ્રસંગ છે, ત્યાં સાદિઅનાદિ પ્રરૂપણા અને સ્વામિત્વપ્રરૂપણા એ બે અર્થાધિકાર છે, તેમાં સાદિઅનાદિ પ્રરૂપણા મૂલપ્રકૃતિની અને ઉત્તરપ્રકૃતિની એમ બે પ્રકારની છે ત્યાં પ્રથમ મૂલપ્રકૃતિસંબંધિ सादिअनादिप्ररूपणा કરાય છે, તે આ પ્રમાણે—

**पंचण्हमणुक्कोसा तिहा पएसे चउव्हिा दोण्हं । सेसविगप्पा दुविहा सव्वविगप्पा य आउस्स॥८०॥**

**पञ्चानामनुत्कृष्टा त्रिधा प्रदेशे चतुर्विधा द्वयोः । शेषविकल्पा द्विविधा सर्वविकल्पाश्च शेषाणाम् ८०॥**

અન્વયાર્થ—पएसे=પ્રદેશઉદીરણામાં पचण्ह=પાંચ કર્મની (જ્ઞા૦ દ૦ ના૦ ગો૦ અં૦ ની) अणुक्कोसा=અનુત્કૃષ્ટ ઉદીરણા तिहा=ત્રણ પ્રકારની (અનાદિ ધ્રુવ-અધ્રુવ) છે. दोण्हं=બે કર્મની (વે૦ મો૦ ની) અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા चउव्हिा=ચાર પ્રકારની છે. એ સાત કર્મના सेसविगप्पा=શેષવિકલ્પ (ઉ૦ જ૦ અજ૦ ઉદીરણા) य=અને आउस्स=આયુષ્યના सव्वविगप्पा=સર્વ (ચારે) વિકલ્પ दुविहा=બે પ્રકારે (સાદિ અધ્રુવ) છે. ॥૮૦॥

यावन्नायोजिकाकरणं तीर्थकरस्य नवकस्य योग्यन्ते । कर्कशगुर्वोर्मंथः निवर्त्तमानस्य केवलिनः ॥७८॥

अन्वयार्थः—जा=જ્યાંસુધી न आउज्जियकरणं=આયોજીકા કરણ કર્યું—આરંભ્યુ નથી ત્યાં સુધી तित्थगरस्स=તીર્થંકર નામની જ૦ રસોદીરણા, અને नवगस्स=૯ પ્રકૃતિની (નીલ-કૃષ્ણ-દુર્ગંધ-તિક્ત-કટુ-શીત-રૂક્ષ-અસ્થિર-અશુભ) जोगंते=સયોગી કેવલીને અન્ત્ય સમયે જ૦રસોદીરણા હોય છે. તથા कक्खडगुरूण=કર્કશ અને ગુરૂ સ્પર્શની જ૦રસોદીરણા नियत्तमाणस्स=સમુદ્ઘાતથી નિવર્તતા (પાછા વળતા) केवलिणो=કેવલિને मंथे=મંથાનના સંહરણ સમયે હોય છે. ॥૭૮॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-કેવલિસમુદ્ઘાતથી અન્તર્મુ૦પ્હેલાં અન્તર્મુ૦કાળસુધી કેવલિની વિશિષ્ટ શુભયોગમાં જે પ્રવૃત્તિ તે આયોજીકાકરણ કહેવાય છે, અને તે સર્વ કેવલિને અવશ્ય હોય છે. કેવલીસમુદ્ઘાત તો કોઇ કેવલિને હોય ને કોઇને ન પણ હોય. ॥૭૮॥

**सेसाण पगइवेई मज्झिमपरिणामपरिणओ होज्जा । पच्चयसुभासुभा वि य चिंतिय नेओ विवागे य ॥७९॥**

शेषाणां प्रकृतिवेदको मध्यमपरिणामपरिणतो भवेत् । प्रत्ययशुभाशुभान् अपि च, चिन्तयित्वा ज्ञेया विपाकं च ॥७९॥

अन्वयार्थः—सेसाण=શેષ ૩૪ પ્રકૃતિઓની (વેદનીય ૨-ગતિ ૪-જાતિ ૫-આનુ૦ ૪-ઉચ્છવાસ-ખગતિ ૨-ત્રસાદિ ૨-સ્થાવરાદિ ૩-સુભગાદિ ૪-દુર્ભગાદિ ૪-ઉચ્ચનીચગોત્ર) જ૦રસોદીરણા पगइवेई=તે તે પ્રકૃતિનો વેદક તથા मज्झिमपरिणामपरिणओ=મધ્યમ પરિણામે પરિણત (યુક્ત) સર્વજીવને યથાસંભવ હોય. આ ઉદીરણાના સ્વામી વિચારતી વખતે पच्चय=પ્રત્યય (પરિણામ પ્રત્યય અને ભવપ્રત્યય) વિચારવો. य=પુનઃ પ્રકૃતિઓ सुभ असुभा वि=શુભ છે કે અશુભ છે તે પણ વિચારવી. य=પુન. विवागे=વિપાક (ક્ષેત્રવિપાક આદિ ચાર વિપાક) પણ चिंतिय=વિચારીને नेओ=(જ૦ વા ઉ૦રસોદીરણાના સ્વામી) જાણવા. ॥૭૯॥

અન્વયાર્થઃ—सेवट्टस्स=સેવાર્ત્તની बारस वासस्स=બાર વર્ષના આયુવાળા ( ઉત્કૃષ્ટાયુવાળા ) बिइंदिय=દ્વીન્દ્રિયને બારમે વર્ષે હોય. તથા मउय लहुगाण=મૃદુ અને લઘુની सन्नि 'विसुद्ध अणाहारगस्स=સ્વપ્રાયોગ્ય વિશુદ્ધિવાળા અનાહારક ( વિગ્રહગતિવાળા ) સંજ્ઞિ પંચે૦ને, અને वीसा=૨૦ પ્રકૃતિઓની ( તે૦ ૭-મૃદુલઘુવર્જ શુભવર્ણાદિ ૯—અગુ૦-સ્થિર-શુભ-નિર્માણ એ ૨૦ની ) अइकिलिट्ठे=અતિ સંક્લિષ્ટને ( અતિ સંક્લિષ્ટ અનાહારક મિથ્યાદૃષ્ટિને અપાન્તરાલગતિમાં ) જઘ૦રસોદીરણા હોય ॥૭૬॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૭૬॥

**पत्तेयमुरालसमं इयरं हुंडेण तस्स परघाओ । अप्पाउयस्स आयावुज्जोयाणमवि तज्जोगो ॥७७॥**

प्रत्येकमौदारिकसममितरं हुंडकेन तस्य पराघातः । अल्पायुष आतपोद्योतयोरपि तद्योग्यः ॥७७॥

અન્વયાર્થઃ—पत्तेग=પ્રત્યેક નામની उरालसम=ઔદા૦સમાન છે ( સૂ૦ એકે૦ને પ્રથમ સમયે છે ). इयर=ઈતર-સાધારણની हुंडेण= હુંડક સરખી ( આહા૦ સૂ૦ એકેન્દ્રિયને પ્રથમ સમયે ) છે. તથા तस्स=તે એકેન્દ્રિયને જ ( શીઘ્ર પર્યાપ્ત અલ્પ આયુવાળા અતિ સંક્લિષ્ટ અને પર્યાપ્તિના અન્ત્યસમયે વર્તતા સૂ૦એકે૦ને જ ) परघाओ=પરાઘાતની જ૦ રસોદીરણા હોય છે. તથા आयाव उज्जोयाणं अवि=આતપ અને ઉદ્યોતની પણ तज्जोगो=તદ્યોગ્ય-તેના ઉદયવાળા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તપૃથ્વીકાયને પ્રથમ સમયે સંક્લિષ્ટને જ૦ રસોદીરણા હોય ( અહિં ઉદ્યોતને માટે પણ વૃત્તિમાં પૃથ્વીકાય જ કહ્યો છે ) ॥૭૭॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ૭૭॥

**जा नाउज्जियकरणं तित्थगरस्स नवगस्स जोगंते । कक्खडगुरूणमंथे नियत्तमाणस्स केवलिणो ॥७८॥**

निरय=નારકી જ૦રસોદીરણા કરે છે. आहारगाए=આહા૦ ૭ની અવિશુદ્ધપ્રમત્ત जईणो=યતિને अप्पकालम्मि=અલ્પકાળમાં ( પ્રથમ સમયે ) જઘ૦રસોદીરણા હોય છે. ॥૭૪॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-પહેલા જેણે વૈક્રિય સપ્તકની ઉદ્વલના કરી છે તેવો વૈક્રિય ૭ની સત્તા વિનાનો અસંજ્ઞિપંચે૦ અલ્પકાળ વૈ૦ ઉપાંગબાંધીને ત્યાંથી સ્વપ્રાયોગ્ય દીર્ઘસ્થિતિ વાળો [પલ્યોપમાસંખ્યેયભાગ આયુવાળો] થયેલો નારક વૈક્રિયઉદયના પ્રથમસમયે વૈ૦ઉપાંગની જઘ૦ રસોદીરણા કરે. ॥૭૪॥

**अमणो चउरंसुसभाणप्पाऊ सगचिरट्ठिई सेसे । संघयणाण य मणुओ हुंडुवघायाणमवि सुहुमो ॥७५॥**

अमनस्कश्चतुरस्त्रवज्रर्षभनाराचयोरल्पायुष्कः स्वकचिरस्थितिः शेषाणाम् । संहननानां च मनुजो हुंडकोपघातयोरपि सूक्ष्मः ॥७५॥

अन्वयार्थः—अप्पाउ=અલ્પઆયુષ્યવાળો अमणो=અસંજ્ઞી ૫ચે૦ चउरंस उसभाण=ચતુરસ્ર સંસ્થાન અને વજ્રર્ષભ૦ની જ૦રસોદીરણા કરે. सेसे=શેષ મધ્ય ૪ સંસ્થાનની सग=પોતાના આયુષ્યની चिरट्ठिई=દીર્ઘસ્થિતિમાં વર્તતો અસંજ્ઞિ ૫ચે૦ઉત્પત્તિના પ્રથમ સમયે જ૦ રસોદીરણા કરે. य=અને संघयणाण=શેષ ૪ મધ્ય સંઘયણની પણ દીર્ઘસ્થિતિવાળો ( પૂર્વક્રોડ વર્ષાયુવાળો ) मणुओ=મનુષ્ય પ્રથમ સમયે જ૦રસોદીરણા કરે. [ તિર્યંચથી મનુષ્ય પ્રાયઃ અલ્પબળવાળા હોય છે માટે મનુષ્ય કહ્યા]. તથા हुंड उवघायाण अवि=હુંડક અને ઉપઘાતની પણ જ૦ રસોદીરણા सुहुमो=દીર્ઘઆયુવાળો સૂક્ષ્મ એકેન્દ્રિય ઉત્પત્તિના પ્રથમ સમયે કરે ॥૭૫॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૭૫॥

**सेवट्टस्स बिइंदिय बारसवासस्स मउयलहुगाणं । सन्नि विसुद्धाणाहारगस्स वीसा अइकिलिट्ठे ॥७६॥**

सेवार्त्तस्य द्वीन्द्रियस्य द्वादशवर्षायुषः मृदुलघुकयोः । संज्ञिनः विशुद्धानाहारकस्य विंशतीनामतिक्लिष्टः ॥७६॥

૩ આયુની સંક્લેશથી અને નરકાયુની વિશુદ્ધિથી હોય છે). ॥૭૨॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૭૨॥

**पोग्गलविवागियाणं भवाइसमये विसेसमवि चासिं । आइतणूणं दोण्हं सुहुमो वाउ य अप्पाऊ ॥७३॥**

पुद्गलविपाकिनीनां भवाद्यसमये विशेषमपि चासाम् । आदितन्वोर्द्वयोः सूक्ष्मो वायुश्चाल्पायुः ॥७३॥

અન્વયાર્થઃ—पोग्गलविवागियाणं=પુદ્ગલવિપાકી સઘળી પ્રકૃતિઓની જ૦રસોદીરણા भवाइ समये=ભવના આદિ સમયે હોય છે. च=પુનઃ आसिं=એ પ્રકૃતિઓના સંબંધમાં કંઈક विसेस अवि=વિશેષતા પણ છે તે આ પ્રમાણે-आइतणूण दोण्ह=પહેલા બે શરીરની (ઔદા૦ વૈ૦ની ) अप्पाउ=અલ્પ આયુષ્યવાળો सुहुमो=અપર્યાપ્ત સૂક્ષ્મએકેન્દ્રિય અને અલ્પઆયુવાળો બાદરપર્યાપ્ત वाऊ=વાયુ અનુક્રમે [ઔદા૦ની સૂ૦ એકે૦ અને વૈ૦ની વાયુ] જ૦ રસોદીરણા કરે છે ॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-અહિં ઉપાંગ રહિત ઔદા૦ વૈ૦ની બંધન સંઘાતન સાથે ૬-૬ પ્રકૃતિ ગણવી. સપ્તક ન ગણવું. કેમકે એકેન્દ્રિયમાં અંગોપાંગ નામકર્મનો ઉદય હોતો નથી. ॥૭૩॥

**बेइंदिय अप्पाउग निरय चिरठिई असन्निणो वा वि । अंगोवंगाणाहारगाए जइणोप्पकालम्मि ॥७४॥**

द्वीन्द्रियोऽल्पायुष्को नैरयिकश्चिरस्थितिकोऽसंज्ञी वाऽपि । अंगोपांगानामाहारकस्य यतेरल्पकाले ॥७४॥

અન્વયાર્થઃ—अगोवंगाण=અંગોપાંગની, અર્થાત્ પૂર્વોક્ત બે શરીરના ઉપાંગમાં પ્રથમ ઔદા૦ ઉપાંગની अप्पाउग बेइंदिय=અલ્પ આયુષ્યવાળો દ્વીન્દ્રિય ( પ્રથમસમયવર્તી ) वा=અને વૈક્રિયઉપાંગની असन्निणो वि=અસંજ્ઞિમાંથી ગયેલો-થયેલો चिरठिई=દીર્ઘસ્થિતિવાળો

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૭૦॥

**निद्दानिद्दाईणं पमत्तविरए विसुज्झमाणम्मि । वेयगसम्मत्तस्स उ सगखवणोदीरणाचरमे ॥७१॥**

निद्रानिद्रादीनां प्रमत्तविरते विशुध्यमाने । वेदकसम्यक्त्वस्य तु स्वक्षपणे चरमोदीरणायाम् ॥७१॥

અન્વયાર્થઃ—निद्दानिद्दाईण=નિદ્રાનિદ્રા પ્રચલાપ્રચલા સ્ત્યાનર્ધિની विसुज्झमाणम्मि पमत्तविरए=વિશુદ્ધ્યમાન ( અપ્રમત્તાભિમુખ ) પ્રમત્તવિરતને, उ=અને वेयगसम्मत्तस्स=વેદકસમ્ય૦ની ( સમ્ય૦મોહનીયની ) જઘ૦રસોદીરણા ક્ષાયિક સમ્યક્ત્વ પામતાં મિથ્યા૦મિશ્રનો ક્ષય થયા બાદ सगखवण=પોતાના ક્ષય કાળે ઉદીરણા चरमे=પોતાની ચરિમઉદીરણા વખતે [ સમયાધિક આવલિકા શેષ: રહે ચાર ગતિવાળાને ૪-૫-૬-૭મે ગુણસ્થાને ] હોય. ॥૭૧॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૭૧॥

**से काले सम्मत्तं ससंजमं गिण्हओ य तेरसगं । सम्मत्तमेव मीसे आऊण जहन्नगठिईसु ॥७२॥**

तस्मिन् काले सम्यक्त्वं ससंयमं गृह्णतश्च त्रयोदशानाम् । सम्यक्त्वमेव मिश्रस्य आयुषां जघन्यस्थितिषु ॥७२॥

અન્વયાર્થઃ—से काले=અનન્તરસમયે ( અગ્રિમ સમયેજ ) ससंजमं सम्मत्तं=સંયમ સહિત સમ્યક્ત્વ गिण्हओ=ગ્રહણ કરતા-પામતા જીવને तेरसगं=તેર પ્રકૃતિની ( મિથ્યાદ્રષ્ટિને મિથ્યા૦અનંતા૦૪ની, અવિરતને ૪ અપ્રત્યા૦ની દેશવિરતને ૪ પ્રત્યા૦ની એ રીતે ૧૩ ની ) જઘન્યરસોદીરણા હોય છે. તથા અનન્તરસમયે જે કેવળ સમ્યક્ત્વજ પામશે તેને ( તેવા મિશ્રદ્રષ્ટિને ) मीसे=મિશ્રમોહનીયની જઘ૦રસોદીરણા હોય. તથા आऊण=૪ આયુષ્યની જ૦રસોદીરણા जहन्नगठिईसु=પોતપોતાની જઘન્યસ્થિતિમાં વર્તતાને હોય. ( એમાં

અવતરણઃ—હવે જઘન્ય અનુભાગ ઉદીરણાના સ્વામી કહેવાય છે.

**सुयकेवलिणो मइसुयचक्खुअचक्खूणुदीरणा मंदा। विपुलपरमोहिगाणं मणणाणोहीदुगस्सावि ॥६९॥**

**श्रुतकेवलिनो मतिश्रुताचक्षुश्चक्षुपामुदीरणा मन्दा। विपुलपरमावधिकानां मनोज्ञानावधिकद्विकयोरपि ॥६९॥**

અન્વયાર્થઃ—मइसुय अचक्खुचक्खूण=મતિ૦શ્રુત૦અચક્ષુ૦ચક્ષુ૦ એ પ્રકૃતિઓની मदा उदीरणा=મંદ (જઘન્ય) ઉદીરણા सुयकेवलिणो શ્રુતકેવલિને [ ૧૨મા ની સમયાધિક આવલિકા શેષ રહ્યે ચૌદ પૂર્વધરને ] હોય છે. તથા मणणाण ओहिदुगस्स अवि=મનઃપર્યવજ્ઞાનાવરણ અને અવધિદ્વિક આવરણની જ૦રસોદીરણા ૧૨માની સમયાધિકઆવલિકાશેષ રહેતા અનુક્રમે विपुल=વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનીને અને परमोहिगाण=પરમાવધિવંતને હોય છે. ॥૬૯॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૬૯॥

**खवणाय विग्घकेवलसंजलणाणं च नोकसायाणं। सयसयउदीरणंते निद्दापयलाणमुवसंते ॥७०॥**

**क्षपणाय विघ्नकेवलसंज्वलनानां च नोकषायाणाम्। स्वस्वोदीरणान्ते, निद्राप्रचलयोरुपशान्ते ॥७०॥**

અન્વયાર્થ—विग्घ=૫ અન્તરાય केवल=કેવલદ્વિક य=અને सजलणाण=ચાર સંજ્વલન नोकसायाण=અને ૯ નોકષાય એ ૨૦ પ્રકૃતિઓની જઘન્યરસોદીરણા सय सय उदीरणते=પોતપોતાની ઉદીરણાને અન્તે खवणाय=ખપાવવાને ઉદ્યમવંત થયેલા ક્ષપકને હોય છે. (એમાં ૫ વિઘ્ન-૨ કેવલ૦ની ૧૨માની સમયાધિકાવલિકાશેષે, ૩ સં૦ ૩ વેદની ૯મે, સં૦લોભની દશમે ૬ નોક૦ની ૮માના અન્ત્યસમયે.) અને निद्दापयलाणं=નિદ્રા પ્રચલાની उवसते=ઉપશાન્તમોહે-૧૧મે જઘન્યરસોદીરણા હોય છે. ॥૭૦॥

उत्तरवैक्रिययतिरुद्योतस्यातपस्य खरपृथिवी(कायिकः)। निजगतिकानां भणितास्तृतीये समये आनुपूर्वीणाम् ॥६७॥

अन्वयार्थः—उज्जोयस्स=ઉદ્યોતની उत्तर वेउव्विजइ=ઉત્તરવૈક્રિયમાં વર્તતા મુનિ ( પર્યાપ્ત અને સર્વવિશુદ્ધ ), અને आयवस्स=આતપની खरपुढवी=( બાદરપર્યાપ્ત ઉત્કૃષ્ટ સ્થિતિવાળો સર્વવિશુદ્ધ ) ખર પૃથ્વીકાય [ સૂર્યવિમાનગત રત્નવર્તી ] જીવ ઉત્કૃષ્ટ રસોદીરણા કરે છે. તથા (अ)णुपुव्वीणं=ચાર આનુપૂર્વીની ઉ૦રસોદીરણા नियग गईण=પોતપોતાની ગતિમાં વર્તતા જીવોને तइए समए=ત્રીજે સમયે भणिया= કહી છે ( એમાં નરકતિર્યંચાનુ૦સંક્લિષ્ટને અને ૨ આનુપૂ૦ વિશુદ્ધને કહેવી ). ॥૬૭॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૬૭॥

## जोगंते सेसाणं सुभाणमियरासि चउसु वि गईसु। पज्जत्तुक्कडमिच्छस्सोहीणमणोहिलद्धिस्स ॥६८॥

योग्यन्ते शेषाणां शुभानामितरासां चतसृष्वपि गतिषु। पर्याप्तोत्कृष्टमिथ्यादृष्टेरवध्योरनवधिलब्धिकस्य ॥६८॥

अन्वयार्थः—सेसाणं सुभाणं=શેષ ૨૫ શુભપ્રકૃતિઓની ઉ૦અનુભાગઉદીરણા जोगंते=સયોગી કેવલીને અન્ત્ય સમયે ( સર્વાપવર્તના-સમયે ) હોય છે. इयरासि=ઇતર જે અશુભ ૩૧ પ્રકૃતિઓ તેની ઉ૦રસોદીરણા चउसु वि गइसु=ચારે ગતિમાં उक्कड=ઉત્કૃષ્ટ સંક્લેશવાળા पज्जत्त=પર્યાપ્ત मिच्छस्स=મિથ્યાદૃષ્ટિને હોય છે. તથા ओहीणं=અવધિની ( અવધિ દ્વિકની ) ઉ૦રસોદીરણા એજ ચારે ગતિવાળા મિથ્યા-દૃષ્ટિને अणोहिलद्धिस्स=અનવધિલબ્ધિકને ( મનુ૦તિ૦માં અવધિલબ્ધિ રહિતને ] હોય છે. ॥૬૮॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે-તૈ૦૭-મૃદુલઘુવર્જીને શુભ વર્ણાદિ ૯-અગુ૦-સ્થિર-શુભ-સુભગ-આદેય-યશ-નિર્માણ-ઉચ્ચ-જિન૦ એ ૨૫ શુભ પ્રકૃતિઓ, તથા અવધિરહિત ૪ જ્ઞાના૦-કેવલદર્શના૦-મિથ્યાત્વ-૧૬ કષાય-કર્કશ ગુરૂ વર્જીને અશુભવર્ણાદિ ૭-અસ્થિર-અશુભ એ ૩૧ અશુભ પ્રકૃતિઓ. ॥૬૮॥ ॥ इति उत्कृष्ट अनुभाग उदीरणास्वामी ॥

हस्सट्ठिइ पज्जत्ता तन्नामा विगलजाइसुहुमाणं । थावरनिगोयएगिंदियाणमवि बायरो नवरिं ॥६५॥

हृस्वस्थितिकाः पर्याप्ताः तन्नामानो विकलजातिसूक्ष्माणाम् । स्थावरनिगोदैकेन्द्रियाणामपि बादरो नवरम् ॥६५॥

अन्वयार्थः—विगलजाइसुहुमाण=વિકલે૦જાતિ ૩-સૂક્ષ્મનામ એ ચારના ઉત્કૃષ્ટ રસોદીરક हस्सठिइ=જઘન્ય આયુષ્યવાળા पज्जत्ता=પર્યાપ્તા तन्नामा=તે તે નામકર્મના ઉદયવાળા (દ્વી૦ત્રિ૦ચતુ૦ અને સૂક્ષ્મએકે૦) સર્વસંક્લેશવર્તી જીવો જાણવા. તથા थावर निगोय एगिंदियाणं अवि=સ્થાવરનામ-નિગોદ (સાધારણ) નામ એકે૦જાતિ એ ત્રણના ઉ૦રસોદીરક પણ તે તે કર્મના ઉદયવાળા પર્યાપ્ત જઘ૦આયુવાળા સર્વસંક્લિષ્ટ જીવો છે. नवरिं=પરન્તુ તફાવત એ કે એમાં સૂક્ષ્મને બદલે वायरो=બાદર એકેન્દ્રિય જીવ જાણવો. (કારણ કે સૂક્ષ્મથી બાદરને સંક્લેશ અધિક હોય છે) ॥૬૫॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૫॥

आहारतणू पज्जत्तगो य चउरंसमउयलहुगाणं । पत्तेयखगइपरघायाहारतणूण य विसुद्धो ॥६६॥

आहारकतनुः पर्याप्तकश्च चतुरस्रमृदुलघूनाम् । प्रत्येकखगतिपराघाताहारकतनूनां च विशुद्धः ॥६६॥

अन्वयार्थः—चउरस=સમચતુરસ્ર-મૃદુ-લઘુ-પ્રત્યેક-શુભખગતિ-પરાઘાત અને આહા૦૭ એ ૧૩ પ્રકૃતિનો ઉ૦રસોદીરક સર્વવિશુદ્ધ पज्जत्तगो=પર્યાપ્ત आहारतणू=આહારકશરીરી સંયત છે ॥૬૬॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૬॥

उत्तरवेउव्विजई उज्जोवस्सायवस्स खरपुढवी । नियगगईणं भणिया तइए समए णुपुव्वीणं ॥६७॥

अन्वयार्थः—गइहुंडुवघाया=નરકગતિ-હુંડક-ઉપઘાત-કુખગતિ-નીચ ગોત્ર અને દુર્ભાગ્ય ચતુષ્ક ( દુર્ભગ-દુસ્વર-અનાદેય-અયશ ) ની निर उक्कस्स समत्ते=ઉત્કૃષ્ટ સ્થિતિવાળા પર્યાપ્ત નારકને સર્વસંક્લિષ્ટને ઉ૦રસોદીરણા હોય. તથા असमत्ताए=અપર્યાપ્ત નામની ઉ૦ રસોદીરણા नररस=લબ્ધિ અપર્યાપ્ત નરને-મનુષ્યને अंते=અન્ત્યસમયે સર્વસંક્લિષ્ટને હોય ॥૬૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૨॥

**कक्खडगुरुसंघयणात्थीपुमसंठाणतिरियनामाणं । पंचिदिओ तिरिक्खो अट्ठमवासेट्ठवासाओ ॥६३॥**

कर्कशगुरु(क्)संहननानां स्त्रीपुरुष(क्)संस्थानतिर्यग्नाम्नाम् । पञ्चेन्द्रियस्तिर्यगष्टमवर्षेऽष्टवार्षिकः ॥६३॥

अन्वयार्थः—कक्खड०=કર્કશ-ગુરૂ-અશુભ ૫ સંહનન, સ્ત્રીવેદ-પુરુષવેદ-પહેલા અને છેલ્લાને છોડી અશુભ ૪ સંસ્થાન અને તિર્યંચ ગતિ એ ૧૪ પ્રકૃતિની ઉત્કૃષ્ટ રસોદીરણા अट्ठवासाओ=આઠ વર્ષના આયુવાળો अट्ठमवासे આઠમે વર્ષે વર્તતો સર્વસંક્લિષ્ટ पंचिदिओ तिरिक्खो=પંચેન્દ્રિય તિર્યંચ કરે છે ॥૬૩॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૩॥

**मणुओरालियवज्जरिसहाण मणुओ तिपल्लपज्जत्तो । नियगाठिई उक्कोसो पज्जत्तो आउगाणं पि ॥६४॥**

मनुजौदारिकवज्रर्षभानां मनुजस्त्रिपल्यः पर्याप्तः । निजकस्थित्योत्कृष्टः पर्याप्त आयुषामपि ॥६४॥

अन्वयार्थः—मणु०=મનુષ્યગતિ ઔદા૦ ૭ અને વજ્રર્ષભનારાચના ઉ૦રસનો ઉદીરક तिपल्ल=ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો पज्जतो=પર્યાપ્ત मणुओ=સર્વવિશુદ્ધ મનુષ્ય છે. અને आउगाणंपि=ચાર આયુષ્યના ઉ૦રસના ઉદીરક नियगठिइ उक्कोसो=પોતપોતાના આયુષ્યમાં વર્તતા ઉત્કૃષ્ટ આયુષ્યવાળો पज्जतो=પર્યાપ્ત જીવ જાણવો ( ૩ આયુષ્ય માટે સર્વવિશુદ્ધ અને નરકાયુનો સર્વસંક્લિષ્ટ છે. ) ॥૬૪॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫૯॥

**पंचिंदियतसबायरपज्जत्तगसायसुस्सरगईणं । वेउव्वुस्सासाण देवो जेट्ठट्ठिइ समत्तो ॥६०॥**

पञ्चेन्द्रियत्रसबादरपर्याप्तशातासुस्वरगतीनाम् । वैक्रियोच्छ्वासानां देवो ज्येष्टस्थितिः समाप्तः ॥६०॥

अन्वयार्थः—पंचिंदिय=૫ ચેન્દ્રિય-ત્રસ-બાદર-પર્યાપ્ત-શાતા-સુસ્વર-અને સુગતિ (દેવગતિ) તથા વૈક્રિય ૭-ઉચ્છવાસ એ ૧૫ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા जेट्ठठिइ=ઉત્કૃષ્ટ ૩૩ સા૦ સ્થિતિવાળા समत्तो=પર્યાપ્ત देवो=દેવને અતિવિશુદ્ધિવંતને હોય. ॥૬૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૦॥

**सम्मत्तमीसगाणं सेकाले गहिहिइत्ति मिच्छत्तं । हासरईणं सहस्सारगस्स पज्जत्तदेवस्स ॥६१॥**

सम्यक्त्वमिश्रयोस्तस्मिन्काले[ऽनन्तरसमये]ग्रहिष्यति मिथ्यात्वम् । हास्यरत्योः सहस्रारकस्य पर्याप्तदेवस्य ॥६१॥

अन्वयार्थः—से काले=અનન્તર સમયે मिच्छत्त=મિથ્યાત્વ गहिहिइत्ति=ગ્રહણ કરશે-પામશે તેવા સર્વસંક્લિષ્ટ સમ્યગ્દૃષ્ટિને અને મિશ્રદૃષ્ટિને ક્રમે सम्मत्तमीसगाणं=સમ્યક્ત્વની અને મિશ્રની ઉત્કૃષ્ટ રસોદીરણા હોય. અને हासरईण=હાસ્ય રતિની ઉ૦ રસોદીરણા सहसारगस्स=સહસ્રારકલ્પના पज्जत्तदेवस्स=પર્યાપ્ત દેવને હોય ॥૬૧॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે ॥૬૧॥

**गइहुंडुवघायाणिट्ठखगइनीयाण दुहचउक्कस्स । निरउक्कस्स समत्ते असमत्ताए नरस्संते ॥६२॥**

गतिहुण्डकोपघातानिष्टखगतिनीचैर्गोत्राणां दुर्भगचतुष्कस्य । नैरयिक उत्कृष्टः समाप्तोऽपर्याप्तस्य नरस्यान्ते ॥६२॥

અવતરણઃ—હવે સ્વામિત્વ એ ૬ઠ્ઠો અધિકાર કહેવાને પ્રસંગ છે, ત્યાં ઉત્કૃષ્ટરસોદીરણાના સ્વામી અને ૪૦ રસોદીરણાના સ્વામી કહેવાના છે ત્યાં પ્રથમ ઉત્કૃષ્ટરસોદીરણાના સ્વામી કહેવાય છે—

**दाणाइ अचक्खूणं जेट्ठा आइम्मि हीणलद्धिस्स । सुहुमस्स चक्खुणो पुण तेइंदिय सव्वपज्जत्ते ॥५८॥**

दानाद्यचक्षुषां ज्येष्ठा, आदौ हीनलब्धिकस्य । सूक्ष्मस्य चक्षुषः पुनस्त्रीन्द्रियस्य सर्वपर्याप्तस्य ॥५८॥

अन्वयार्थः—दाणाइ= દાનાદિ ૫ અન્તરાયની અને अचक्खूणं=અચક્ષુદર્શના૦ની जेट्ठा=ઉત્કૃષ્ટરસોદીરણા हीणलद्धिस्स=જઘન્ય લબ્ધિવાળા सुहुमस्स=સૂક્ષ્મ એકે૦ને आइम्मि=આદ્ય સમયે હોય. पुण=અને चक्खुणो=ચક્ષુદર્શના૦ની ઉ૦રસોદીરણા सव्वपज्जत्ते=સર્વ પર્યાપ્તિએ (પાંચે પર્યાપ્તિએ) પર્યાપ્ત तेइंदिय=ત્રીન્દ્રિય જીવને પર્યાપ્તિના છેલ્લા સમયે હોય છે ॥૫૮॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫૮॥

**निद्दाइपंचगस्स य मज्झिमपरिणामसंकिलिट्ठस्स । अपुमादिअसायाणं णरए जेट्ठठिइ समत्तो ॥५९॥**

निद्रादिपञ्चकस्य च, मध्यमपरिणामसंक्लिष्टस्य । अपुमाद्यशातानां नैरयिको ज्येष्टस्थितिकः समाप्तः ॥५९॥

अन्वयार्थः—य=પુનઃ निद्दाइपंचगस्स=નિદ્રા આદિ ૫ નિદ્રાની ઉ૦રસોદીરણા मज्झिम=મધ્યમ પરિણામવાળા સંક્લિષ્ટ જીવને સર્વ પર્યાપ્તિએ પર્યાપ્તાને હોય છે. [ અતિ ઉ૦ સંક્લેશવર્તીને અને અતિવિશુદ્ધને નિદ્રાનો ઉદય ન હોય ] अपुमादि=નપુંસક વેદ વિગેરે (નપું૦ અરતિ-શોક-ભય-કુત્સાની) તથા असायाणं=અશાતાની ઉ૦ઉદીરણા जेट्ठठिइ=જ્યેષ્ઠ-ઉત્કૃષ્ટ સ્થિતિવાળા समत्ते=સમાપ્ત-પર્યાપ્ત णिरए=નારકને સર્વસંક્લિષ્ટને હોય છે ॥૫૯॥

અવતરણઃ—હવે ઉત્તરપ્રકૃતિ સંબંધિ સાદિ અનાદિ પ્રરૂપણા કરાય છે—

**मउलहुगाणुक्कोसा चउव्विहा तिण्हमवि य अजहन्ना। णाइयधुवा य अधुवा वीसाए होयणुक्कोसा ॥५६॥**
**तेवीसाए अजहन्ना त्रि य एयासि सेसगविगप्पा। सव्वविगप्पा सेसाण वावि अधुवा य साई य ॥५७॥**

मृदुलघ्वोरनुत्कृष्टा चतुर्विधा त्रयाणामपि चाजघन्या। अनादिर्ध्रुवा चाध्रुवा विंशतीनां भवत्यनुत्कृष्टा ॥५६॥
त्रयोविंशतीनामजघन्याऽपि चैतासां शेषविकल्पाः। सर्वविकल्पाः शेषाणां वाप्यध्रुवाश्च सादिश्च ॥५७॥

अन्वयार्थः—मउलहुगाण=મૃદુ લઘુની अणुक्कोसा=અનુત્કૃષ્ટ રસોદીરણા ચારે પ્રકારની છે. तिण्हमवि य=અને ત્રણેની પણ [મિથ્યા૦ ગુરૂ કર્કશ એ ત્રણની] अजहन्ना=અજઘન્ય રસોદીરણા चउव्विहा=૪ પ્રકારે છે, તથા (તૈ૦ ૭–મૃદુલઘુવર્જીને શુભવર્ણાદિ ૯—અગુ૦–સ્થિર–શુભ–નિર્માણ એ) वीसाए=વીશ પ્રકૃતિની अणुक्कोसा=અનુત્કૃષ્ટ રસોદીરણા णाइयधुवा य अधुवा=અનાદિ ધ્રુવ અને અધ્રુવ એ ૩ પ્રકારની છે. तेवीसाए=૨૩ પ્રકૃતિઓની (જ્ઞાના૦ ૫-દર્શના૦ ૪-અન્ત૦ ૫ અશુભ વર્ણ ગંધ રસ રૂક્ષ–શીત–અસ્થિર–અશુભ એ ૨૩ ની) अजहन्ना वि य=અજઘન્ય રસોદીરણા પણ ૩ પ્રકારની છે. एयासि=એ કહેલી પ્રકૃતિઓના શેષ વિકલ્પ (મૃદુલઘુના ઉ૦ જ૦ અજ૦, મિથ્યા૦ ગુરુકર્કશના જ૦ ઉ૦ અનુ૦, ૨૦ ના જ૦ અજ૦ ઉ૦, ૨૩ ના જ૦ઉ૦ અનુ૦) सेसाण=અને એ કહેલી પ્રકૃતિઓ સિવાયની શેષ ૧૧૦ પ્રકૃતિઓના सव्वविगप्पा वावि=સર્વે વિકલ્પો પણ (ચારે વિકલ્પ) साई य अधुवा य=સાદિ અને અધ્રુવ છે (અધ્રુવોદયી હોવાથી) ॥૫૬–૫૭॥

भावार्थः—વૃત્તિમાંથી વિચારવો ॥૫૬–૫૭॥

સુસ્વર-પ્રત્યેક એ ૭નો અનુભાગ ઉત્તર શરીર સિવાય મૂળદેહમાં ભવપ્રત્યયિક પરિણામે ઉદીરાય છે. સુભગ-આદેય-યશ-ઉચ્ચ એ ચારની ગુણરહિતને (અવ્રતીને) ભવપ્રત્યય પરિણામી છે. ઘાતિકર્મોની ઉદીરણા દેવનારકને ભવપ્રત્યયિક છે. ॥૫૩॥

अवतरण—એ રીતે ચારે પ્રકારે પ્રત્યયપ્રરૂપણા કરીને હવે सादि अनादि प्ररुपणारूप પાંચમો અધિકાર કહેવાય છે, તે મૂળપ્રકૃતિ અને ઉત્તરપ્રકૃતિ સંબંધિ એમ બે પ્રકારનો છે. ત્યાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદિઅનાદિ પ્રરૂપણા કરાય છે—

**घाईणं अजहन्ना दोण्हमणुक्कोसियाओ तिविहाओ। वेयणिएणुक्कोसा अजहन्ना मोहणीए उ ॥५४॥**

**साइअणाई धुव अधुवा य तस्सेसिगा य दुविगप्पा। आउस्स साइ अधुवा सव्वविगप्पा उ विन्नेया ॥५५॥**

घातिनामजघन्या द्वयोरनुत्कृष्टा त्रिविधा। वेदनीयस्यानुत्कृष्टाऽजघन्या मोहनीयस्य तु ॥५४॥

साद्यनादिध्रुवाध्रुवाश्च तच्छेषाश्च द्विविकल्पाः। आयुषः साद्यध्रुवाः सर्वविकल्पास्तु विज्ञेयाः ॥५५॥

अन्वयार्थ—घाईणं=મોહનીય વિના ૩ ઘાતિકર્મની अजहन्ना=અજઘન્ય અનુભાગોદીરણા અને दोण्हं=નામગોત્ર એ બેની अणुक्कोसियाओ=અનુત્કૃષ્ટ ઉદીરણા तिविहाओ=અનાદિ ધ્રુવ અધ્રુવ એ ત્રણ પ્રકારની છે. તથા वेयणिए (अ)णुक्कोसा=વેદનીયની અનુત્કૃષ્ટ उ=તથા मोहणिए=મોહનીયની अजहन्ना=અજઘન્ય ઉદીરણા साइ अणाइ धुव य अधुवा=સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ૪ પ્રકારની છે. य=અને तस्स=તે સાતે કર્મના सेसिगा=શેષ વિકલ્પો (ચાર ઘાતીના જઘ૦ ઉ૦ અનુ, નામગોત્રવેદનીયના જ૦ અજ૦ ઉ૦) दुविगप्पा=બે પ્રકારે (સાદિ અધ્રુવ) છે. उ=અને आउस्स=આયુષ્યના सव्वविगप्पा=સર્વે વિકલ્પો साइ अधुवा=સાદિ અધ્રુવ છે ॥૫૪-૫૫॥

भावार्थः—વૃત્તિથી વિચારવો. ॥૫૪-૫૫॥

. ગોત્રની અનુભાગોદીરણા ગુણપરિણામી છે ( વિરતિગુણના હેતુથી છે, કારણ કે વિરતિવંતને એનો અવશ્ય ઉદય છે. દુર્ભગાદિના ઉદયવાળાને પણ વિરતિ પ્રાપ્ત થતાં સુભગાદિનો ઉદય થાય છે માટે ). તથા થિયાઈણ=સ્ત્રીવેદાદિકને। ( ૯ નોકષાયનો ) પુવ્વાણુપુવ્વિગાએ= પૂર્વાનુપૂર્વીએ ( જઘન્ય સ્પર્ધકથી પ્રારંભીને ) असखभागो=અસંખ્યાતમો ભાગ ગુણપરિણામના હેતુવાળો છે ( વિરતિવંતને જ એ જઘન્ય સ્પર્ધકો ઉદયમાં આવે છે, ઉપરના સ્પર્ધકો વિરતિવંતને ઉદયમાં ન આવે માટે ). ।।૫૨।।

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે. ।।૫૨।।

## तित्थयरं घाईणि य परिणामपच्चयाणि सेसाओ। भवपच्चइया पुव्वुत्ता वि य पुव्वुत्तसेसाणं ।।५३।।

### तीर्थकरं घातीनि च परिणामप्रत्ययानि शेषाः। भवप्रत्ययिका पूर्वोक्ता अपि च पूर्वोक्तशेषाणाम् ।।५३।।

अन्वयार्थ—तित्थयरं=તીર્થંકર નામ, य=અને घाईणि=ઘાતી પ્રકૃતિઓ ૩૮ની અનુભાગોદીરણા નર તિર્યંચને અન્યથા પરિણામ પ્રત્યયિક છે. सेसाओ=શેષ ૫૬ પ્રકૃતિઓની અનુભાગોદીરણા भव पच्चइया=ભવપ્રત્યયિક જાણવી, य=તથા पुव्वुत्ता वि=પૂર્વે કહેલી સપ્તકાદિ પ્રકૃતિઓની અનુભાગોદીરણા पुव्व उत्त सेसाणं=પૂર્વે કહેલા જીવોથી શેષ-અન્ય જીવોને ભવપ્રત્યયિક જાણવી. ।।૫૩।।

भावार्थ—વેદનીય ૨-ગતિ ૪-આયુ ૪-જાતિ ૫-ઔદા૦૭-સંઘ૦૬-સંસ્થા૦૫-કર્કશ-ગુરૂ-આનુ૦૪-આતપ-ઉચ્છવાસ-કુખગતિ-અસ્થિર વિના સ્થાવરાદિ ૯-ત્રસાદિ ૩-નિર્માણ-નીચ એ ૫૬ પ્રકૃતિઓ भवपरिणाम प्रत्ययी છે. તથા પૂર્વે કહેલ ૯ નોકષાયનો અનુભાગ દેવ નારકોને અને અવિરત તિર્યંચ મનુષ્યોને ઉત્કૃષ્ટ સ્પર્ધકથી પાછળના અસંખ્યાત ભાગો ભવપ્રત્યયથી ઉદીરાય છે ( જઘ૦ સ્પર્ધકથી એક અસંખ્યાતમો ભાગ વિરતિવંતને જ ઉદીરાય માટે ). તથા પૂર્વોક્ત વૈક્રિય સપ્તકાદિ ૩૫ પ્રકૃતિઓનો અનુભાગ દેવ નારકને ભવપ્રત્યયી છે. [ લબ્ધિવતને ગુણપ્રત્યયિક કહ્યો છે ]. સમચ૦સંસ્થાન દેવને ભવપ્રત્યયિક છે, મૃદુ-લઘુ-પરા૦-ઉદ્યોત-સુખગતિ

પ્રત્યય અને ૪ ભવપરિણામ પ્રત્યય. ત્યાં વૈ૦૭ તિર્યંચ મનુષ્યોને ગુણવિશેષથી અથવા લબ્ધિવિશેષથી ઉદય આવે છે માટે ગુણ વા લબ્ધિપરિણામ પ્રત્યયિક છે. અને તૈજસાદિ પ્રકૃતિઓનો રસ તિ૦મનુષ્યોને અન્યથા અન્યથારૂપે પરિણમીને ઉદય આવે છે (બંધ વખતે બાંધ્યા જેવો જ ઉદયમાં આવે છે એમ નથી) માટે તિ૦મનુષ્યોને એ તૈજસાદિ પ્રકૃતિઓ અન્યથા પરિણામવાળી છે. (અહિં અન્યથાત્વ પરિણામસંજ્ઞા ગ્રંથમાં નથી પરન્તુ ભેદ સમજવાની સુગમતા માટે કલ્પેલી છે.) ॥૫૦॥

चउरंसमउयलहुगा परघाउज्जोयइट्ठखगइसरा। पत्तेगतणू उत्तरतणूसु दोसु वि य तणू तइया ॥५१॥

चतुरस्रमृदुलघुकाः पराघातोद्योतेष्टखगतिस्वराः। प्रत्येकतनुरुत्तरतन्वोर्द्वयोरपि च तनुः तृतीया ॥५१॥

अन्वयार्थ—चउरंस०=સમચ૦-મૃદુ-લઘુ-પરાઘાત-ઉદ્યોત-ઈષ્ટખગતિ (શુભવિહાયોગતિ)-ઈષ્ટસ્વર(સુસ્વર)-પ્રત્યેક તનુ (પ્રત્યેક નામકર્મ) એ ૮ પ્રકૃતિઓ दोसु वि य=બન્ને उत्तरतणुसु=ઉત્તરદેહમાં અવશ્ય પરિણમવાથી ઉત્તરદેહમાં એ ૮ની અનુભાગોદીરણા ઉત્તરદેહ પરિણામી (ઉત્તરદેહ પ્રત્યયિક) છે. તથા तइया तणू=ત્રીજું શરીર(આહારક સપ્તક)ની અનુભાગોદીરણા મનુષ્યને છે, અને તે લબ્ધિજન્ય હોવાથી લબ્ધિપરિણામી અથવા ગુણપરિણામી છે. ॥૫૧॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫૧॥

देसविरयविरयाणं सुभगाएज्जजसकित्तिउच्चाणं। पुव्वाणुपुव्विगाए असंखभागो थियाईणं ॥५२॥

देशविरतविरतानां सुभगादेययशःकीर्त्युच्चैर्गोत्राणाम्। पूर्वानुपूर्व्या असंख्येयभागः स्त्यादीनाम् ॥५२॥

अन्वयार्थ—देसविरय विरयाणं=દેશવિરત અને સર્વવિરત જીવોને सुभग=સૌભાગ્ય-आएज्ज=આદેય जसकित्ति=યશઃકીર્તિ उच्चाणं=ઉચ્ચ-

गुरुलघुकाऽनन्तप्रादेशिकेषु चक्षुषः रूपीद्रव्येषु। अवधेर्ग्रहणधारणयोग्येषु शेषान्तरायाणाम् ॥४९॥

अन्वयार्थ—चक्खुस्स=ચક્ષુર્દર્શના૦નો વિપાક गुरुलघुगाणतपएसिएसु=ગુરૂલઘુ એવા અનન્તપ્રદેશી સ્કન્ધોમાં છે, ओहिस्स=અવધિદર્શ-ના૦નો વિપાક (=વિષય) रूविदव्वेसु=સર્વરૂપી દ્રવ્યોમાં (સમગ્ર પુદ્ગલાસ્તિકાયમાં) છે. અને सेसतरायाण=વીર્યા૦ સિવાય શેષ ૪ અન્તરાયનો વિપાક गहणधारणजोग्गे=ગ્રહણ ધારણ કરવા યોગ્ય પુદ્ગલ દ્રવ્યોમાં છે, બીજામાં નહિં. તથા શેષ પ્રકૃતિઓનો વિપાક તો જેમ પૂર્વે પુદ્ગલવિપાકાદિ રૂપે કહ્યો છે તે પ્રમાણે જાણવો. ॥૪૯॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે॥૪૯॥ इति विपाक ॥

अवतरण—એ પ્રમાણે અનુભાગ ઉદીરણામાં વિપાક પ્રરૂપણા કરીને હવે प्रत्यय प्ररुपणा કરવાની છે. તેમાં પ્રત્યય એટલે ઉદય ઉદીરણાનો હેતુ-નિમિત્ત૦ તે પરિણામ પ્રત્યય અને ભવપ્રત્યય એમ બે પ્રકારે છે, તેમાં પ્રથમ परिणाम प्रत्यय કહે છે—

## वेउव्वियतेयगकम्मवन्नरसगंधनिद्धलुक्खाओ। सीउण्हथिरसुभेयरअगुरुलघुगो य नरतिरिए ॥५०॥

वैक्रियतैजसकार्मणवर्णरसगन्धस्निग्धरूक्षास्तु। शीतोष्णस्थिरशुभेतरागुरुलघुकाश्च नरतिरश्चोः ॥५०॥

अन्वयार्थ—वेउव्विय ઈત્યાદિ=વૈક્રિય ૭-તૈજસકાર્મણ ૭-વર્ણ ૫-રસ ૫-ગંધ ૨-સ્નિગ્ધ-રૂક્ષ-શીત-ઉષ્ણ-સ્થિર-અસ્થિર-શુભ-અશુભ-અગુરૂલઘુ એ ૩૫ પ્રકૃતિ नरतिरिए=મનુષ્યને અને તિર્યંચને પરિણામપ્રત્યયી છે. ॥૫૦॥

भावार्थ—પરિણામ પ્રત્યય ૪ પ્રકારે—૧ ગુણપરિણામ પ્રત્યય (લબ્ધિરૂપ હેતુ). ૨ દેહપરિણામ પ્રત્યય, ૩ અન્યથાત્વ [1]પરિણામ

---

૧ અહિં "પ્રત્યય" શબ્દ જો કે ઘટતો નથી તોપણ રૂઢી પ્રમાણે જોડવામા અતિવિરોધ નથી. प्रत्यय એટલે હેતુ. એ ચારે પરિણામપ્રત્યયના અર્થ ચાલુ અધિકારમાંથી જ સમજાશે.

ગાદિ હીન રસવાળા થયા હોય છતાં બીજા અનન્તા સત્તાગત સ્પર્ધકો ઉત્કૃષ્ટ રસવાળા પણ રહે છે. બધાય સ્પર્ધકો કંઇ હીન રસવાળા થઇ જતા નથી, માટે છ સ્થાન પતિત રસ થાય છતા ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થઈ શકે છે. ॥૪૭॥

અવતરણ.—વિપાકોદયમાં વિશેષતા કહે છે, અર્થાત્ જીવને કઈ પ્રકૃતિનો ઉદય કોના વિષયવાળો છે અથવા કયા પદાર્થોને અંગે છે? તે દર્શાવે છે—

विरियंतरायकेवलदंसणमोहणीयणाणवरणाणं । असमत्तपज्जएसु सव्वदव्वेसु उ विवागो ॥४८॥

वीर्यान्तरायकेवलदर्शनमोहनीयज्ञानावरणानां । असमस्तपर्यायेषु सर्वद्रव्येषु तु विपाकः ॥४८॥

અન્વયાર્થ:—વીરિયં૦=વીર્યાન્તરાય-કેવલ દર્શનાવરણ-૨૮ મોહનીય-૫ જ્ઞાનાવરણ-એ ૩૫ પ્રકૃતિઓનો વિવાગો=વિપાક (ઉદય) असमत्त=અસમસ્ત-અસર્વ पज्जएसु=પર્યાયોમાં उ=અને सव्व दव्वेसु=સર્વ દ્રવ્યોમાં [સંપૂર્ણ જીવદ્રવ્યોમાં] છે.

ભાવાર્થ:—અતિ ઘનમેઘથી પણ જેમ સૂર્યપ્રભાના સર્વ અંશો આવૃત થતા નથી કેટલાક અંશ-પ્રભા ખુલ્લી હોય છે કે જેનાથી દિનરાત્રિના ભેદ સમજી શકાય છે તેમ એ ૩૫ પ્રકૃતિઓના રસસ્પર્ધકો સર્વઘાતી હોવા છતાં જીવદ્રવ્યની સર્વ જ્ઞાનમાત્રાઓ (જ્ઞાન પર્યાયો)ને આવરવા સમર્થ નથી. કેટલાક જ્ઞાનપર્યાયો તો ખુલ્લા જ રહે છે, કે જેથી સૂક્ષ્મ૦લ૦અપ૦ નિગોદને પણ અક્ષરના અનન્તમા ભાગ જેટલું જ્ઞાન અનાવૃત હોય છે, એ પ્રમાણે દરેક ગુણના અંશો અનાવૃત હોય છે, આત્માનો કોઇપણ ગુણ સર્વથા અવરાતો જ નથી. ॥૪૮॥

गुरुलघुगाणंतपएसिएसु चक्खुस्स रूविदव्वेसु । ओहिस्स गहणधारणजोग्गे सेसंतरायाणं ॥४९॥

मनोज्ञानं शेषसमं मिश्रं सम्यक्त्वमपि च पापेषु। षट्स्थानपतितहीनात् सत्कर्मोत्कृष्टादुदीरणा ॥४७॥

अन्वयार्थ—मणनाण=મનઃપર્યવની ઉદીરણા सेस सम=શેષ ૧૦૧ કર્મ સરખી ચારે પ્રકારની છે. ( શેષ કર્મનો બંધ ત્રણ પ્રકારનો છે અને મનઃપ૦નો બંધ ચારે સ્થાનનો છે). मीसग सम्मत्तमवि=મિશ્રમો૦ અને સમ્યક્ત્વમો૦ पावेसु=પાપકર્મમાં-અશુભ પ્રકૃતિમાં ગણાય છે. તથા संत=અનુભાગ સત્તાની उक्कसा उदीरणया=ઉત્કૃષ્ટ ઉદીરણા ( અર્થાત્ રસની ઉત્કૃષ્ટ ઉદીરણા ) छट्ठाण वडियहीणा=ષટ્-સ્થાન પડવાથી રસહીન થવા છતાં પણ ઉત્કૃષ્ટ રસની ઉદીરણા હોય છે. ॥૪૭॥

भावार्थ—કેવલ૦ ૨-નિદ્રા ૫-વેદનીય ૨=મિથ્યા૦-૧૨ કષાય-૬ નોક૦-નરક ગતિ આયુ ૨-દેવગતિ આયુ ૨-પંચે૦-તૈ૦ ૭-વૈ૦ ૭-આહા૦ ૭-સમચ૦-હું૦-વર્ણાદિ ૧૮ ( ગુરૂ કર્કશ વિના )-અગુ૦-ઉપ૦પરા૦-ઉચ્છવાસ-ઉદ્યોત-ખગતિ ૨-ત્રસ૦ ૧૦-અસ્થિર ૬-નિર્માણ-જિન-ગોત્ર ૨ એ ૧૦૧ શેષ કર્મોની ઉત્કૃષ્ટ રસોદીરણા ચતુઃસ્થાની અને અનુત્કૃષ્ટ ૪-૩-૨ સ્થાની. તથા મતિશ્રુત-અવ-મનઃ૦ ૩ દર્શના૦ એ ૭ની ઉ૦ રસોદીરણા સર્વઘાતિ અને અનુત્કૃષ્ટ દેશ અને સર્વઘાતી રસની છે. ૨૦ સર્વઘાતીની ઉ૦ વા જઘ૦ રસોદીરણા સર્વઘાતી જ છે. ૨ વેદનીય ૪ આયુ અને નામની સર્વ પ્રકૃતિઓ ૨ ગોત્ર એ સર્વની ઉત્કૃષ્ટ અને જઘ૦ રસોદીરણા સર્વઘાતી પ્રતિભાગ [ સર્વઘાતી સદશ ] છે. તથા ૪ સંજ્વ૦ ૯ નોકષાયની ઉ૦રસોદીરણા સર્વઘાતી છે, અને અનુત્કૃષ્ટોદીરણા સર્વ અને દેશઘાતી છે. તથા જેની જેની રસોદીરણા ઉત્કૃષ્ટ કહી છે તેમાં અનન્તભાગહીન-અસંખ્યભાગહીન-સંખ્યભાગહીન-સંખ્યગુણહીન-અસંખ્ય-ગુણહીન-અનન્તગુણહીન રસ થવા છતા ઉત્કૃષ્ટ ઉદીરણા છે. તાત્પર્ય એ કે-સર્વોત્કૃષ્ટ જે અનુભાગની સત્તા હોય તેનાથી કદાચ અનન્તભાગહીન રસ થઈ જાય અગર અસંખ્યાભાગહીન થાય એ પ્રમાણે સંખ્યેયભાગહીન થાય સંખ્યેયગુણહીન થાય અસંખ્યેયગુણહીન થાય કે અનન્તગુણહીન થાય છતાં ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થાય છે. કારણકે ભલે અનન્તા સ્પર્ધકો ઉપર કહ્યા પ્રમાણે અનન્તભા-

૪-૩-૨ સ્થાની છે]. अणुपुव्वीओ=ચાર આનુપૂર્વી અને नरतिरिएगतजोग्गा=મનુષ્ય તિર્યંચને જ એકાન્ત યોગ્ય એવી तीसं=૩૦ પ્રકૃતિઓ બંધ આશ્રયી ૪-૩-૨ સ્થાની છે, અને ઉ૦ વા જઘ૦ ઉદી૦આશ્રયી દ્વિસ્થાન રસવાળી છે. (અર્થાત્ એ સર્વનો દ્વિસ્થાની રસ જ ઉદીરણા યોગ્ય છે). ॥૪૫॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે ૩૦ પ્રકૃતિ જે કેવળ મનુ૦તિ૦ યોગ્ય છે તે આ પ્રમાણે-નરાયુ-તિર્યંગાયુ-નરગતિ-તિર્યંગ્ગતિ-કુજાતિ ૪-ઔદા૦ ૭-મધ્ય ૪ સંસ્થાન-સઘયણ ૯-આતપ-સ્થાવર-સૂક્ષ્મ-અપ૦-સાધા૦ એ ૩૦ ॥૪૫॥

**वेया एगट्ठाणे दुट्ठाणे वा अचक्खु चक्खू य। जस्सत्थि एगमवि अक्खरं तु तस्सेगठाणाणि ॥४६॥**

**वेदावेकस्थाने द्विस्थाने वा चक्षुरचक्षुश्च। यस्यास्त्येकमप्यक्षरं तु तस्यैकस्थानकः ॥४६॥**

अन्वयार्थः—वेया=સ્ત્રી પુરૂષવેદ अचक्खु चक्खु=અચક્ષુ ચક્ષુ દર્શના૦ને ઉદીરણા યોગ્ય રસ एगट्ठाणे वा दुट्ठाणे=એકસ્થાની અથવા દ્વિસ્થાની છે. (બંધમાં સ્ત્રીને ત્રણ પ્રકારે શેષને ચારે પ્રકારને છે). તથા जस्स=જે શ્રુતકેવલિને एगमवि=એકપણ अक्खरं=અક્ષર સર્વ પર્યાયવડે જ્ઞાત છે तस्स=તે શ્રુતકેવલિને (=સર્વોત્કૃષ્ટ શ્રુતકેવલિને) एगठाणाणि=મતિશ્રુત અવધિ ૨ (એ ૪ પ્રકૃતિ)ને રસ એકસ્થાની ઉદીરણા યોગ્ય છે. [૪ સંજ્વલનોને બંધ અને ઉદીરણામાં ચારે પ્રકારને રસ છે.] ॥૪૬॥

भावार्थः—સ્ત્રી પુરૂષવેદ, અને અચક્ષુ ચક્ષુ દર્શનાવરણીયની ઉત્કૃષ્ટ ઉદીરણા બે સ્થાનક રસની અને મધ્યમ એક અને બે સ્થાનક રસની થાય છે. બાકી અન્વયાર્થવત્ સુગમ છે.

**मणनाणं सेससमं मीसगसम्मत्तमवि य पावेसु। छट्ठाणवडियहीणा संतुक्कस्सा उदीरणया ॥४७॥**

કહેવાય છે—

**मीसं दुट्ठाणे सव्वघाइ दुट्ठाणएगठाणे य । सम्मत्तमंतरायं च देसघाई अचक्खू य ॥४४॥**

**मिश्रं द्विस्थानं सर्वघाति द्विस्थान एकस्थाने च । सम्यक्त्वमन्तरायं च देशघात्यचक्षुश्च ॥४४॥**

अन्वयार्थ—मीस=મિશ્ર મોહનીયનો રસ दुट्ठाणे=દ્વિસ્થાની અને सव्वघाइ=સર્વઘાતી છે, सम्मत्त च अन्तरायं=સમ્યક્ત્વ મોહનીયનો અને અન્તરાયનો दुट्ठाण य एगठाणे=દ્વિસ્થાની અને એકસ્થાની છે, તથા देसघाइ=દેશઘાતી છે, य=તથા अचक्खू=અચક્ષુ દર્શનનો રસ દેશઘાતી છે ॥૪૪॥

भावार्थः—મિશ્રમોહનીયનો ઉત્કૃષ્ટ વા જઘન્ય ઉદી૰માં પણ સ્થાનથી દ્વિસ્થાની અને ઘાતીસંજ્ઞામાં સર્વઘાતી રસ છે. સમ્ય૰નો ઉત્કૃષ્ટ ઉદીરણામાં દ્વિસ્થાની અને જઘ૰ ઉદી૰માં એકસ્થાની રસ તથા ઘાતિસંજ્ઞામાં દેશઘાતી છે. અન્તરાય અને અચક્ષુ દર્શનાવરણીયનો પણ ઉદીરણા આશ્રયી સમ્યક્ત્વવત્ છે પરંતુ જઘન્યમાં એક સ્થાનિક અને ક્યાંક દ્વિસ્થાનક હોય છે, પરન્તુ બંધમાં ચારે પ્રકારનો રસ છે. ॥૪૪॥

**ठाणेसु चउसु अपुमं दुट्ठाणे कक्खडं च गुरुकं च । अणुपुव्वीओ तीसं नरतिरिएगंतजोग्गा य ॥४५॥**

**स्थानेषु चतुर्ष्वपुरुषो द्विस्थाने कर्कशश्च गुरुकश्च । आनुपूर्व्यस्त्रिंशत् नरतिर्यगेकान्तयोग्याश्च ॥४५॥**

अन्वयार्थः—अपुमं=અપુરુષવેદનો—નપું૰નો રસ चउसु ठाणेसु=ચારે સ્થાનવાળો છે. [ બંધમાં ત્રણ પ્રકારનો અને ઉ૰ઉદી૰માં ચતુ-સ્થાની છે, જઘ૰ઉદી૰માં એક[1]સ્થાની છે ]. कक्खड च गुरुक च=કર્કશ અને ગુરુસ્પર્શનો दुट्ठाणे=દ્વિસ્થાન રસ ઉદીરાય છે, [ બંધમાં

[1] એકસ્થાની રસ બંધાતો નથી પરન્તુ ક્ષપકકાળે રસઘાતથી નપું૰નો એકસ્થાની રસ થાય છે.

अन्वयार्थः—अणुभागुदीरणाए=અનુભાગ ઉદીરણામાં सन्ना=અનુભાગની સંજ્ઞાઓ य=અને सुभासुभविवागो=શુભ અશુભ અને વિપાક એ ત્રણ અધિકાર अणुभागबंध भणिया=અનુભાગબંધમાં કહ્યા છે તે રીતે જાણવા, પરન્તુ એ ત્રણ અધિકારમાં જે नाणत्त=નાનાપણું-ભિન્નતા-વિશેષતા છે તે च=અને पच्चया=પ્રત્યયો જે અનુભાગબંધમાં કહેલા પ્રત્યયોથી-મિથ્યાત્વાદિ હેતુઓથી ભિન્ન પ્રકારના છે તે इमे=આ આગળ કહેવાય છે તે રીતે છે ॥૪૩॥

भावार्थः—संज्ञा-સંજ્ઞા ૨ પ્રકારે, સ્થાનસંજ્ઞા ઘાતીસંજ્ઞા. સ્થાનસંજ્ઞા ૪ પ્રકારે, એકસ્થાન દ્વિસ્થાન ત્રિસ્થાન ચતુઃસ્થાન. ઘાતીસંજ્ઞા ૩ પ્રકારે, સર્વઘાતી દેશઘાતી અઘાતી. તથા શુભકર્મનો શુભરસ અને અશુભકર્મનો અશુભરસ એ ત્રણ અધિકારનો વિસ્તાર બંધશતક ગ્રંથમાં કહ્યા પ્રમાણે જાણવો, અને અહિં કર્મપ્રકૃતિમાં સંક્રમકરણની વૃત્તિમાં કહ્યા પ્રમાણે જાણવો. અહિં અધિક વિસ્તાર નહિં કહેવાય. તથા. વિપાક ૪ પ્રકારે છે—પુદ્‌ગલ વિપાક ક્ષેત્રવિપાક ભવવિપાક જીવવિપાક. ત્યાં ૫ શરીર-૬ સંસ્થાન-૬ સંહનન-૩ ઉપાંગ-આતપ-ઉદ્યોત-નિર્માણ-સ્થિર-અસ્થિર-શુભ-અશુભ-વર્ણાદિ ૪-અગુરુ૦-પરા૦-ઉપ૦-પ્રત્યે૦-સાધા૦એ ૩૬ पुद्‌गलविपाकी પ્રકૃતિ છે, કારણ કે એ કર્મોનો વિપાક-ઉદય શરીર આદિ પુદ્‌ગલ આશ્રયી છે. તથા ચાર આયુ भवविपाकी છે, કારણ કે એ પ્રકૃતિઓ સ્વયોગ્ય ભવમાં જ ઉદય આવે છે. ભવાન્તર જતાં માર્ગમાં-આકાશમાં જ ઉદયવાળી હોવાથી ચાર આનુપૂર્વી क्षेत्रविपाकी છે, શેષ ૭૮ પ્રકૃતિઓ जीवविपाकी છે. ઈત્યાદિ વિશેષ વિસ્તાર શતકગ્રંથમાં અથવા આ કર્મપ્રકૃતિની જ સંક્રમકરણની વૃત્તિમાં કહ્યો છે ત્યાંથી જાણવો, અને શતકગ્રંથમાં જે વિશેષતા નથી કહી તે અહિં કહેવાશે. તથા શતકગ્રંથમાં બંધ અધિકાર હોવાથી બંધના હેતુ મિથ્યાત્વાદિ કહ્યા છે, અને અહિં તો ઉદીરણા અધિકાર છે માટે ઉદીરણાના જે હેતુઓ બીજા છે તે કહેવાશે. ॥૪૩॥

अवतरणः—પૂર્વ ગાથામાં કહેલા નાણત્તં પદથી આ ગાથામાં નાનાત્વ એટલે સંજ્ઞા આદિ સંબંધમાં જે વિશેષતા છે તે

अन्वयार्थः—छउमत्थ खीणरागे=છદ્મસ્થ ક્ષીણરાગીને (૧૨ મા ગુણસ્થાને) समयाहिगालिगट्ठिइए=સમયાધિક આવલિકા શેષ રહ્યે चउदस=૧૪ પ્રકૃતિઓની (જ્ઞા૦ ૫, દર્શ૦ ૪. અન્તરાય ૫ ની) જઘ૦ સ્થિત્યુદીરણા હોય. सेसाणं=શેષ ૬૫ પ્રકૃતિઓની જઘ૦ ઉદીરણા उदीरणते=ઉદીરણાને અન્તે (સયોગીના અન્ત્ય સમયે) હોય છે, અને તેનો ठिइकालो=સ્થિતિકાળ (અન્ત્ય સમયે ઉદીરાતી સ્થિતિસત્તા) भिन्नमुहुत्तो=અન્તર્મું૦ પ્રમાણ છે. ચાર આયુષ્યની પણ જઘ૦સ્થિત્યુદીરણા આયુષ્યને અન્તે સમયાધિકાવલિકા શેષ રહે ત્યારે ૧ સમય માત્રની હોય છે.) ॥૪૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—શેષ ૬૫ તે આ પ્રમાણે—મનુ૦ગતિ-પચે૦-વજ્રર્ષ૦-ઔદા૦ ૭-સંસ્થાન ૬ ઉપ૦-પરા૦-ઉચ્છ્વાસ-૨ ખગતિ-સ્થિરશુભ વર્જ ત્રસાદિ ૮-જિન-ઉચ્ચ-દુ:સ્વર-નામધ્રુવોદયી ૩૩=૬૫. ॥૪૨॥ इति जघन्य स्थित्युदीरणा ॥ स्थिति उदीरणा समाप्त ॥.

॥ अथ उदीरणाकरणे अनुभाग उदीरणा ॥

अवतरणः—પૂર્વે સ્થિતિ ઉદીરણા કહીને હવે अनुभाग उदीरणा કહેવાનો પ્રસંગ છે, તેમા ૧ સંજ્ઞા, ૨ શુભાશુભ પ્રરૂપણા, ૩ વિપાક પ્રરૂપણા, ૪ પ્રત્યય પ્રરૂપણા, ૫ સાદિ અનાદિ પ્રરૂપણા, અને ૬ સ્વામિત્વ પ્રરૂપણા એ ૬ અધિકાર કહેવાના છે તેમાં પ્રથમ સંજ્ઞા અને શુભાશુભ પ્રરૂપણા એ બે અધિકારની સૂચના-ભલામણ કરાય છે—

**अणुभागुदीरणाए सन्ना य सुभासुभा विवागो य। अणुभागबंधभणिया नाणत्तं पच्चया चेमे ॥४३॥**

अनुभागोदीरणायां संज्ञा च शुभाऽशुभौ विपाकश्च। अनुभागबन्धभणिता नानात्वं प्रत्ययाश्चेमे ॥४३॥

चतुरुपशमय्य प्रेम पश्चान्मिथ्यात्वं क्षपयित्वा त्रयस्त्रिंशत्स्थितिकः। उत्कृष्टसंयमाद्धान्ते सुतनूपांगानाम् ॥४१॥

अन्वयार्थः—पेज्जं=પ્રેમને-મોહનીયને चउर उवसमेत्तु=ચારવાર ઉપશમાવીને पच्छा=પછી मिच्छं=મિથ્યાત્વ खवेत्तु=ખપાવીને तेत्तीसा=૩૩ સાગરો૦ આયુષ્યવાળો દેવ થઈ ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ उक्कोस संजम अद्धा अन्ते=ઉત્કૃષ્ટ સંયમકાળને અન્તે (દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધીના સંયમને અન્તે) सुतणु'उवंगाणं=સુતનુ-આહારક શરીર અને આહા૦ઉપાંગની જઘ૦ સ્થિતિઉદીરણા કરે ॥૪૧॥

भावार्थः—સંસાર ચક્રમાં પરિભ્રમણ કરતાં ૪ વાર મોહનીયની ઉપશમના થાય પાંચમી વાર નહિં, માટે ચાર વાર મોહનીયની સર્વોપશમના કરીને ત્યારબાદ ક્ષાયિક સમ્યક્ત્વ પામીને ૩૩ સાગરોપમ આયુષ્યે દેવ થઇ મનુષ્યમાં ઉત્પન્ન થઇ ૮ વર્ષ બાદ ચારિત્ર પામી અપ્રમત્તપણે આહા૦ ૭ બાંધી ૮ વર્ષ ન્યૂન પૂર્વક્રોડ વર્ષ સુધી સંયમ પાલન કરી પર્યન્તે આહારક શરીર વિકુર્વે તે વખતે પર્યન્તે આહા૦ ૭ની જઘ૦ સ્થિતિ ઉદીરણા કરે (અહિં ચાર વાર મોહોપશમ કહેવાનું કારણ કે મોહોપશમ કરતો જીવ શેષ નામ પ્રકૃતિઓની સ્થિતિ સ્થિતિઘાતાદિવડે ઘણી અલ્પ કરે છે, અને દેવભવમાં અપવર્તના વડે અપવર્તે છે તેથી આહા૦ ૭ના બંધ વખતે શેષ નામપ્રકૃતિઓની અલ્પ સ્થિતિ સંક્રમે છે. પુનઃ સંયમ પામી શીઘ્ર બાંધીને દીર્ઘ સંયમકાળ સુધીમાં ઘણું ખપાવે છે માટે સંયમકાળ ૮ વર્ષ ન્યૂન પૂર્વક્રોડવર્ષ જેટલો દીર્ઘ કહ્યો છે, એથી અધિક સંયમકાળ હોય નહિં. એ રીતે દેશોન પૂર્વક્રોડને પર્યન્તે આહા૦ની જઘ૦ ઉદીરણા પ્રાપ્ત થાય છે ॥૪૧॥

**छउमत्थखीणरागे चउदस समयाहिगालिगठिईए। सेसाणुदीरणंते भिन्नमुहुत्तो ठिईकालो ॥४२॥**

छद्मस्थक्षीणरागस्य चतुर्दशानां समयाधिकावलिकास्थितौ। शेषाणामुदीरणान्ते भिन्नमुहूर्त्तः स्थितिकालः ॥४२॥

**ભાવાર્થઃ**—પલ્યાસંભાગ હીન ૧ સાગરો૦ જેટલી મિશ્રની [1]જઘ૦ સત્તાવાળો એકેન્દ્રિય સંજ્ઞિપંચે૦માં ઉત્પન્ન થઈને જે સમય પછીના અન્તર્મુહૂર્ત્ત માત્રમાં મિશ્રની ઉદીરણાનો અભાવ થશે તે સમયે [અન્તિમ મિથ્યાન્તર્મુહૂર્ત્તના પ્રથમ સમયે] મિશ્રે જાય, ત્યાં મિશ્ર મોહનીયનો ઉદય ઉદીરણા થાય તેના અન્ત્ય સમયે મિશ્રની જઘ૦સ્થિત્યુદીરણા હોય, અહિં એકેન્દ્રિય યોગ્ય જઘ૦સ્થિતિસત્તાથી હીન સત્તાવાળાને મિશ્રની ઉદય ઉદીરણા હોય નહિ, કારણ કે એકે૦યોગ્ય જઘ૦થી હીન સત્તામાં અવશ્ય મિથ્યાત્વનો જ ઉદય હોવાથી મિશ્રની ઉદ્વલના માત્ર હોય છે માટે જઘ૦ ઉદીરણા એકે૦યોગ્ય જઘ૦સત્તાક સંજ્ઞિ પંચે૦ને કહી છે. તથા વૈ૦સપ્તકની પલ્યાસં૦-ભાગ હીન ૨/૭ [બે સપ્તમાંશ] સાગરો૦ જેટલી [2]જઘ૦સત્તા જ્યારે વાયુકાયને પ્રાપ્ત થઈ હોય [વૈક્રિયનો ઉદય વાયુને જ હોય છે માટે] ત્યારે એટલી જઘ૦ સત્તાવાળો વાયુ ઘણીવાર ઉત્તર વૈક્રિય રચીને જ્યારે અન્તિમ વૈક્રિય રચે ત્યારે તેના પર્યન્ત સમયે વૈ૦ષટ્કની જઘ૦ ઉદીરણા કરે. [વાયુને ઉપાંગનો ઉદય નથી માટે ઉપાંગની જઘન્ય સત્તા અસંજ્ઞિમાથી આવેલા સંજ્ઞિને પૂર્વે કહી છે]. એથી અનન્તર-પછીના સમયે એકે૦સત્તાથી અલ્પ સત્તાવાળું થવાથી ઉદયોદીરણા યોગ્ય નહિ પરન્તુ ઉદ્વલના યોગ્ય જ હોય છે. ॥૪૦॥

## चउरुवसमेत्तु पेज्जं पच्छा मिच्छं खवेत्तु तेत्तीसा। उक्कोससंजमद्धा अंते सुतणूउवंगाणं ॥४१॥

---

[1] અહિં જઘ૦સત્તા કહી છે તોપણ કિંચિત્ સાધિકસત્તા ગણવી, કારણ કે એકે૦યોગ્ય અતિ જઘ૦સત્તા હોય તો સં૦પંચે૦મા જઈને ઉદય ઉદીરણા જ ન કરી શકે

[2] એકે૦ને વૈક્રિયની સ્થિતિસત્તા પલ્યાસ૦ભાગ હીન ૨/૭ સાગરથી અધિક પણ હોય અને એથી હીન હીન પણ હોય, અને તે પૃથ્વીકાયાદિ સર્વને હોય, પરન્તુ ઉદય તો વાયુને જ હોય, અને તે પણ પલ્યા૦સં૦ભાગ હીન ૨/૭ સાગ૦ જેટલી અલ્પસત્તા સુધીમા હોય, અને એથી અલ્પસત્તા તો વાયુને ઉદ્વલનીય હોય છે, અને પૃથ્વીકાયાદિકને તો વૈ૦ની સર્વ સ્થિતિસત્તાઓ ઉદ્વલનીય હોય છે

समयाहिगालियाए पढमठिईए उ सेसवेलाए । मिच्छत्ते वेएसु य संजलणासु वि य समत्ते ॥३९॥

समयाधिकावलिकायां प्रथमस्थितौ तु शेषवेलायाम् । मिथ्यात्वस्य वेदानां च संज्वलनानामपि सम्यक्त्वस्य ॥३९॥

अन्वयार्थः—मिच्छत्ते य वेएसु=મિથ્યાત્વની અને વેદની य=તથા संजलणासुवि=સંજ્વલન ચારની પણ તથા सम्मत्ते=સમ્યક્ત્વની એ ૯ પ્રકૃતિઓની જઘ૦સ્થિત્યુદીરણા પોતપોતાની पढमठिए=પ્રથમા સ્થિતિ ( અન્તરકરણ કરતી વખતે જે બે સ્થિતિ થાય છે તેમાં નીચેની સ્થિતિ) समयाहिगालिगाए=સમયાધિક આવલિકા જેટલી सेसवेलाए=શેષ વેળા રહે (=સમયાધિકાવલિકા જેટલી પ્રથમા સ્થિતિ બાકી રહે) ત્યારે એ ૯ની જ૦સ્થિત્યુદીરણા [ ઉદયાવલિકાથી ઉપરની એક સમયમાત્ર પ્રમાણ ] હોય છે ॥૩૯॥

भावार्थ—ગાથાર્થવત્ સુગમ છે.

पल्लासंखियभागणुदही एगिंदियागए मिस्से । बेसत्तभागवेउव्वियाए पवणस्स तस्संते ॥४०॥

पल्यासंख्येयभागोनोदधेरेकेन्द्रियादागतस्य मिश्रस्य । द्विसप्तभागवैक्रियस्य पवनस्य तस्यान्ते ॥४०॥

अन्वयार्थ—पल्ल असंखिय भाग ऊण=પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન उदही=એક સાગરોપમ જેટલી સ્થિતિસત્તાવાળા एगेंदियागए=એકેન્દ્રિયમાંથી આવેલા સંજ્ઞિપંચે૦ને मिस्से=મિશ્રની જઘ૦ સ્થિત્યુદીરણા હોય. તથા बे सत्तभाग=પલ્યોપમા સં૦ભાગહીન બે સપ્તમાંશ સાગરોપમની वेउव्वियाए=વૈક્રિયની સ્થિતિ સત્તાવાળા पवणस्स=પવનને-વાયુને तस्स अंते=અંતિમ વૈક્રિય ઉદયના અન્ત્ય સમયે વૈક્રિય ષટ્કની [ વૈ૦ઉપાંગ પ્રથમ કહેલ છે માટે તે સિવાય વૈ૦ષટ્કની ] જઘ૦ સ્થિત્યુદીરણા હોય ॥૪૦॥

**अमणागयस्स चिरठिइअंते सुरनरयगइउवंगाणं । अणुपुव्वी तिसमइगे नराण एगिंदियागयगे ॥३८॥**

**अमनस्कादागतस्य चिरस्थित्यन्ते सुरनरकगत्युपांगानाम् । आनुपूर्व्योस्तृतीयसमये नरस्यैकेन्द्रियागतस्य ॥३८॥**

अन्वयार्थः—अमणागयस्स=અમનમાંથી–અસંજ્ઞિમાંથી આવેલા દેવ નારકને चिरठिइ अंते=દીર્ઘ સ્થિતિપર્યન્તે–આયુષ્યના અન્તે सुरनरयगइ=દેવગતિ નરકગતિ અને उवगाणं=વૈક્રિયઉપાંગની જઘ૦ સ્થિત્યુદીરણા હોય છે. अणुपुव्वी=દેવાનુપૂર્વી નરકાનુપૂર્વીની જઘ૦ઉદી૦ तिसमइगे=ત્રીજા સમયે વર્તતા દેવ નારકને હોય, તથા મનુષ્યાનુપૂર્વીની જ૦સ્થિત્યુદીરણા एगिंदियायगे=એકેન્દ્રિયમાંથી આવતા नराण=મનુષ્યને ત્રીજે સમયે વર્તતાને હોય. ॥૩૮॥

भावार्थ—દેવગતિ નરકગતિ અને વૈક્રિય ઉપાંગનો જઘ૦સ્થિતિબંધ અસંજ્ઞિ પંચેન્દ્રિયને ક્રમે ૧૪૨ ૬/૭ અને ૨૮૫ ૫/૭ સાગરો૦માં પલ્યાસંખ્ય ભાગ હીન જેટલો હોય છે, માટે તેટલો જઘ૦સ્થિતિબંધ કરીને અસંજ્ઞિ પચે૦માં ઘણોકાળ રહીને દેવ અથવા નારકમાં [1]પલ્યાસંખ્યેયભાગ આયુષ્યે ઉત્પન્ન થાય, તો તેવા દેવ નારકને પોતપોતાના આયુષ્યના પર્યન્તે ( આયુષ્યનો પલ્યાસં૦ભાગ ન્યૂન થવાથી ) યથાસંભવ દેવગતિ નરકગતિ અને વૈક્રિયઉપાંગની જઘ૦સ્થિતિ ઉદીરણા હોય. તથા એજ અસંજ્ઞિપચે૦ને દેવ નારક ભવમાં વિગ્રહગતિએ જતાં માર્ગમાં ત્રીજે સમયે દેવાનુપૂર્વી નરકાનુપૂર્વીની જ૦સ્થિત્યુદીરણા હોય. તથા મનુષ્યાનુપૂર્વીની સર્વ જઘ૦સ્થિતિસત્તાવાળો એકેન્દ્રિય મનુ૦ભવમાં વિગ્રહગતિએ જતો હોય ત્યારે માર્ગમાં ત્રીજે સમયે એ એકેન્દ્રિયમાંથી આવતા મનુષ્યને મનુષ્યાનુપૂર્વીની જઘ૦ સ્થિત્યુદીરણા હોય. ( આનુપૂર્વીમા બે સમય અધિક ન્યૂન થવાના કારણે ત્રીજો સમય કહ્યો છે ) ॥૩૮॥

---

૧ અસંજ્ઞિ પચે૦ ચારે આયુ ઉત્કૃષ્ટથી પલ્યાસંખ્યભાગ જેટલું જ બાંધે છે.

वेयणियनोकसायासमत्तसंघयणपंचनीयाणं । तिरियदुगअयसदूभगणाज्जाएणं च सन्निगए ॥३७॥

वेदनीयनोकषायापर्याप्तसंहननपंचकनीचैर्गोत्राणाम् । तिर्यग्द्विकायशोदुर्भगानादेयानां च संज्ञिगतः ॥३७॥

અન્વયાર્થઃ—वेयणिय=એ વેદનીય नोकसाय=એ જુગલરૂપ ૪ નોકષાય असमत्त=અપર્યાપ્ત संघयण पंच=૫ અશુભ સંઘયણ અને नीयाण=નીચગોત્ર તથા तिरिय दुग=તિર્યંચદ્વિક अयस=અયશ.કીર્તિ दुभग=દુર્ભગ અને अणाएज्जाणं=અનાદય એ ૧૮ પ્રકૃતિઓની જઘ૦સ્થિ૦ ઉદીરણા संनिगए=એકેન્દ્રિયમાંથી સંજ્ઞિમાં ગયેલાને હોય ॥

ભાવાર્થ—જઘ૦સ્થિતિ સત્તાવાળો એકેન્દ્રિય સંજ્ઞિપંચેન્દ્રિયમાં ઉત્પન્ન થઇને પ્રથમ સમયથી જ શાતાના ઉદયમાં વર્તતો દીર્ઘ અન્તર્મુ૦ સુધી અશાતા બાંધીને પુનઃ શાતા બાંધે, ત્યારે તેની બંધાવ૦ના ચરમ સમયે પ્રાચીન શાતાની જઘ૦ ઉદી૦ હોય છે. (નવી શાતાનો ત્યાં સુધી ઉદય જ નથી ). એ રીતે અશાતા માટે પ્રતિપક્ષી શાતાનો બંધ, સુયુગલ માટે કુયુગલનો અને કુયુગલ માટે સુયુગલનો, અપર્યાપ્ત માટે પર્યાપ્તનો, પાંચ સંઘયણ માટે વિવક્ષિતથી શેષ ચારનો અતિ દીર્ઘ અન્તર્મુહૂર્ત્ત સુધી, અને નીચગોત્ર માટે ઉચ્ચગોત્રનો બંધ વિગેરે યથાસંભવ કહેવું. તથા તિર્યગ્દ્વિક માટે આ પ્રમાણે—સર્વજઘન્ય સત્તાવાળો બાદર અગ્નિકાય અથવા વાયુકાય પર્યાપ્ત સંજ્ઞિતિર્યંચમાં ઉત્પન્ન થઇને ઘણા મોટા અન્તર્મુ૦કાળ સુધી મનુષ્યગતિ બાંધીને પુનઃ તિર્યગ્ગતિનો બંધ આરંભે ત્યારે બંધાવ૦ના ચરમ સમયે તિર્યગ્ગતિની જઘ૦સ્થિત્યુદીરણા હોય, એ પ્રમાણે તિર્યગાનુપૂર્વી માટે કહેવુ. પરન્તુ અપાન્તરાલ-ગતિમાં ત્રીજે સમયે જઘ૦ ઉદીરણા જાણવી. તથા અયશ આદિ ત્રણ માટે યશ આદિ ત્રણનો પ્રતિપક્ષ બંધ કહીને અશાતાની રીતિએ જઘ૦સ્થિત્યુદીરણા જાણવી.

ભય-જુગુપ્સા-૫ નિદ્રા આતપ-ઉદ્યોત એ ૨૧ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે માટે આ પ્રકૃતિઓના જઘન્ય સ્થિતિ ઉદીરણાના સ્વામી એકેન્દ્રિય છે. ॥૩૪॥૩૫॥

**एगिंदियजोग्गाणं इयरा बंधित्तु आलिगं गन्तुं । एगिंदियागए तट्ठिईए जाईणमवि एवं ॥३६॥**

**एकेन्द्रिययोग्यानामितराणां बद्ध्वाऽवलिकां गत्वा । एकेन्द्रियागतस्तत्स्थितिको जातीनामप्येवम् ॥३६॥**

अन्वयार्थ— एगिंदियजोग्गाणं=એકેન્દ્રિયને ઉદીરણા યોગ્ય પ્રકૃતિઓની જઘ૦સ્થિત્યુદીરણા इयरा=ઇતર-પ્રતિપક્ષી પ્રકૃતિઓને बंधित्तु= બાંધીને પુનઃ એકેન્દ્રિયાદિ પ્રકૃતિઓ બાંધે તેની आलिग गंतुं=બંધાવલિકા વીત્યાબાદ (બંધાવ૦ના ચરમ સમયે) હોય છે. एवं=એ રીતે जाईणमवि=દ્વીન્દ્રિયાદિ જાતિઓની જઘ૦ ઉદીરણા પણ एगिंदियागए=એકેન્દ્રિયમાંથી આવેલો અને तट्ठिईए=તેટલીજ સ્થિતિસત્તાવાળો (એકે૦યોગ્ય જઘન્ય સત્તાવાળો) જીવ જે દ્વીન્દ્રિયાદિમાં ઉત્પન્ન થયો હોય તેને હોય ॥૩૬॥

भावार्थ—જઘન્યસ્થિતિસત્તાવાળો એકેન્દ્રિય દ્વીન્દ્રિયાદિ ચારે જાતિને બાંધીને પુનઃ એકેન્દ્રિય નામ કર્મ બાંધે, ત્યારે બંધાવ૦ના ચરમ સમયે એકે૦ નામની જઘ૦સ્થિતિ ઉદીરણા હોય. એ રીતે સ્થાવર સૂક્ષ્મ ને સાધારણ નામ કર્મની જઘ૦ ઉદી૦ માટે પ્રતિપક્ષી ત્રસ બાદર ને પ્રત્યેકનો બંધ કરીને પુનઃ સ્થાવરાદિ બાંધતાં બંધાવ૦ના ચરમ સમયે સ્થાવરાદિની જઘ૦ ઉદી૦હોય. તથા દ્વીન્દ્રિય ત્રી૦ ચતુ૦પંચે૦ જાતિની જઘ૦ઉદીરણા માટે જઘ૦સ્થિ૦સત્તાવાળા એકે૦માંથી આવીને દ્વીન્દ્રિયાદિ થઇ પ્રથમ સમયથી જ એકેન્દ્રિયાદિ પ્રતિપક્ષ જાતિઓનો બંધ કર્યા બાદ પુનઃ દ્વીન્દ્રિયાદિ સ્વજાતિ બાંધતાં બંધાવ૦ના ચરમ સમયે દ્વી૦આદિક જાતિઓની જઘ૦સ્થિ૦ ઉદીરણા હોય. અહિં પ્રતિપક્ષી પ્રકૃતિઓનો બંધ કહેવાનું કારણ પ્રાચીન સત્તામાંથી જ મોટાં અન્તમું૦ તૂટતાં સ્થિતિ ઘણી ન્યૂન પ્રાપ્ત થાય છે. તથા પ્રતિપક્ષીનો બંધકાળ પણ જેમ બને તેમ ઉત્કૃષ્ટ ગણવાથી જ એ અર્થ સરે છે. ॥૩૬॥

સમયે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી બની રહેલી હોય છે, તેના અનન્તર સમયે જ કેવળજ્ઞાન પામતાં તીર્થંકર નામનો ઉદય ઉદીરણા શરૂ થાય છે, તેથી સર્વદા સયોગીના પ્રથમ સમયે જ તીર્થંકર નામની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા પલ્યોપમાસંખ્યેયભાગ માત્ર જ હોય છે, અધિક નહિં. (અહિં [1]અદ્ધાચ્છેદ ઘણી પ્રકૃતિઓમાં કહ્યો નથી તે વિચારવો સુગમ હોવાથી ન કહ્યો હોય એમ સંભવે છે,) ॥ इति उत्कृष्ट स्थित्युदीरणा અને स्वामी ॥

हवे जघन्य स्थिति उदीरणा અને તેના स्वामी કહેવાય છે, તે આ પ્રમાણે–સર્વથી જઘન્ય સ્થિતિસત્તા જે એકેન્દ્રિયને છે તે એકેન્દ્રિય તે જઘન્યસ્થિતિસત્તા જેટલું અથવા કિંચિત્ અધિક નવું કર્મ [2]બાંધીને બંધાવલિકાના અન્ત્ય સમયે પહેલા ૧૨ કષાય

---

૧ ઘણી પ્રકૃતિઓમા અદ્ધાચ્છેદ સ્પષ્ટ ન કહ્યો હોય તોપણ યથાસંભવ વિચારવો અહિં અદ્ધાચ્છેદ પલ્યોપમાસં૦ભાગ ન્યૂન અન્ત૦ કો૦ કો૦ સાગરોપમ જાણવો, ઉદયાવલિકા અન્તર્ગત જાણવી.

૨ અહિં "બાંધીને" એમ કહેવાની શી જરૂર ? બાંધ્યા વિના પણ જઘન્ય સત્તા સમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા કેમ ન હોય ? કારણકે નવી બંધાયલીની જેમ બંધાવલિકા જાય છે, તેમ પ્રાચીન કર્મની ઉદયાવલિકા પણ બાદ જાય છે. જેથી ઉદીરણા સરખી જ સમજાયછે. ઉત્તર–ના એમ નહિં, કારણકે એમાં ૧૯ ધ્રુવબંધી પ્રકૃતિઓનો બંધ ચાલુજ છે. તેથી બંધ વિના કેવળ પ્રાચીન સત્તાની ઉદીરણા વિચારવી જ અનુચિત છે. પુનઃ પ્રાચીન સત્તામાં તો ઉદયાવલિકા જ ઓછી થાય છે, અને નવો બંધ વિચારીએ તો બે આવલીકા ન્યૂન ઉદીરણા મલી આવે છે, કારણ કે પ્રાચીન સતા જેટલો જ નવો બંધ કરે તો પ્રાચીન સત્તાની ઉદયાવલિકા અને નવીન સત્તાની બંધાવલિકા બે એક સાથે સમાપ્ત થાય, પરન્તુ બંધાવલિકાના અન્ત્ય સમયે તો પ્રાચીન સત્તાની બીજી ઉદયવલિકાથી ઉપરની ઉદીરણા થાય છે અને નવીન બદ્ધની તો ઉદીરણા જ નથી જેથી બે આવલિ ન્યૂન થવાથી જઘ૦ સ્થિત્યુદીરણા પ્રાપ્ત થાય છે. ત્યાર બાદ બંધાવ૦ વીત્યા બાદ પુન. નવીન બદ્ધની ઉદીરણા શરૂ થતા જઘન્ય ઉદી૦નો અભાવ થાય છે, માટે બંધાવલિકા પૂર્ણ થયા બાદ નહિં પરન્તુ બંધાવલિકાના અન્ત્ય સમયે જ જઘ૦ ઉદી૦ પ્રાપ્ત થાય છે. આતપ અને ઉદ્યોત ધ્રુવબંધી નથી તો સપ્રતિપક્ષી પણ નથી, માટે જઘ૦ ઉદી૦ પૂર્વોક્ત રીતે જ હોય છે.

तित्थयरस्स वि पल्लासंखिज्जइमे जहन्नगे इत्तो। थावरजहन्नसंतेण समं अहिगं व बन्धन्तो ॥३४॥
गंतूणावलिमित्तं कसायबारसगभयदुगंछाणं। निद्दाइपंचगस्स य आयावुज्जोयनामस्स ॥३५॥

तीर्थंकरस्यापि पल्यासंख्येयतमा जघन्येतः। स्थावरजघन्यसत्कर्मेण समामधिकां वा बध्नन् ॥३४॥
गत्वावलिकां मात्रां कषायद्वादशभयजुगुप्सानाम्। निद्रादिपंचकस्य चातपोद्योतनाम्नोः ॥३५॥

अन्वयार्थ—तित्थयरस्स वि=પુન તીર્થંકર નામકર્મની ઉ૦ સ્થિત્યુદીરણા पल्लासंखिज्जइमे=પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી હોય છે. ॥ इति उत्कृष्ट स्थित्युदीरणा ॥ इत्तो=હવે અહિંથી जहन्नगे=જઘન્ય સ્થિતિ ઉદીરણા કહેવાય છે. थावर जहन्न संतेण समं=સ્થાવરની જઘન્ય સ્થિતિસત્તા સમાન व=અથવા अहिग=અધિક સ્થિતિને बधतो=બાંધતો-બાંધીને ત્યારબાદ आवलिमित्त=એક આવલિકા (બંધાવલિકા) માત્ર गतूण=જઈ ને-વ્યતીત કરીને कसाय वारसग=૧૨ કષાય भय दुगछाण=ભય અને કુત્સાની य=તથા निदाइ पचगस्स=નિદ્રા ૫ ચકના તથા आयाव उज्जोय नामस्स=આતપ નામની અને ઉદ્યોત નામની એ ૨૧ પ્રકૃતિઓની જઘ૦ સ્થિત્યુદીરણા સ્થાવર કરે ॥૩૪-૩૫॥

भावार्थ—શ્રી તીર્થંકર ભગવંતને કેવલજ્ઞાન થયા પહેલાં તીર્થંકર નામકર્મની સ્થિતિ અપવર્તાઈ અપવર્તાઈ ને બારમાના અન્ત્ય

---

રણા તે ઉ૦ સ્થિત્યુદીરણા, તે આ પ્રમાણે-દેવ-નરકાયુની અબાધા અને આવલિકા હીન ૩૩ સાગરો૦ ઉ૦સ્થિત્યુદીરણા અને નરતિર્યગાયુની અબાધા અને આવલિકાહીન ૩ પલ્યોપમ ઉ૦સ્થિત્યુદીરણા તથા ઉત્કૃષ્ટ અદ્ધાચ્છેદ સર્વત્ર પૂર્વક્રોડ વર્ષનો ત્રીજો ભાગ ને આવલિકા, અને યત્સ્થિતિ સંપૂર્ણ ૩૩ સા૦ તથા ૩ પલ્યોપમ. અહિં દેવાયુ નરકાયુનો ઉત્કૃષ્ટબંધ પૂર્વક્રોડ વર્ષના ત્રીજા ભાગ અધિક ૩૩ સાગર, અને તિર્યગાયુ નરાયુનો પૂર્વક્રોડ વર્ષના ત્રીજા ભાગ અધિક ૩ પલ્યોપમ વિચારવો, અર્થાત્ ઉત્કૃષ્ટ અબાધા સહિત એ સ્થિતિબંધ છે.

देवगतिदेवमणुयाणुपुव्वी आयावविगलसुहुमतिगे। अंतोमुहुत्तभग्गा तावइगूणं तदुक्कस्सं ॥३३॥

देवगतिदेवमनुजानुपूर्वीणामातपविकलसूक्ष्मत्रिकानाम् । अन्तर्मुहूर्त्तभग्नास्तावदूनां तदुत्कृष्टाम् ॥३३॥

अन्वयार्थ—देवगति=દેવગતિ देवमणुयाणुपुव्वी=દેવાનુપૂર્વી અને મનુષ્યાનુપૂર્વી आयाव=આતપ विगलसुहुमतिगे=વિકલત્રિક અને સૂક્ષ્મત્રિકની ઉ૦સ્થિતિ ઉદીરણા अंतोमुहुत्त भग्गा=અન્તમુ૦ ભગ્ન ઉદયવાળા જીવો तावइग ऊण=તેટલી (અન્તમુ૦) ન્યૂન तदुक्कस्स=તે દેવગત્યાદિકની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા કરે છે ॥૩૩॥

ભાવાર્થ—ઉપર કહેલી ૧૦ પ્રકૃતિઓનો ઉ૦ સ્થિતિબંધ કરીને સંક્રમકરણ પ્રસંગે ઉ૦ સ્થિતિ સંક્રમસ્વામીમાં દર્શાવેલી રીતિ પ્રમાણે યથાસંભવ અન્તમુ૦ વ્યતીત થયા બાદ એ ૧૦ પ્રકૃતિઓના ઉદયમાં વર્તતા જીવોને એ ૧૦ ની ઉ૦સ્થિતિ ઉદીરણા અન્તમુ૦ હીન ઉ૦સંક્રમ જેટલી હોય છે, માટે અદ્ધાચ્છેદ અન્તમુ૦ છે, અને યત્સ્થિતિ અન્તમુ૦ હીન (ઉદયાવ૦ સહિત) સ્થિતિબંધ જેટલી છે. [ અહિં વિશેષ વર્ણન વૃત્તિથી જાણવું ]. ગાથામાં આતપ કહેવાથી ઉપલક્ષણથી 'સ્થાવર-એકેન્દ્રિય-નરકદ્વિક તિર્યંગ ૨-ઔદા૦ ૭-સેવાર્ત્ત-નિદ્રા ૫ એ અનુદય બંધોત્કૃષ્ટ ૧૯ પ્રકૃતિઓની ઉ૦ સ્થિત્યુદીરણા પણ અન્તમુ૦ ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી છે. એમાં નરકદ્વિકની ભાવના ૩૨મી ગાથામાં કહી છે, અને શેષ ૧૭ ની ભાવના ઉ૦ સ્થિતિસંક્રમમાં દર્શાવેલી રીતીએ યથાસંભવ અનુદય બંધોત્કૃષ્ટના ઉ૦ સ્થિતિસંક્રમને અનુસારે જાણવી. એ પ્રમાણે ૩૨મી ગાથામાં ૮૬-૨૯-૨-૭-૨=૧૨૬ પ્રકૃતિઓ કહી, અને આ ગાથામાં ૨૭ પ્રકૃતિઓની તથા ૩૪ ગાથામાં જિનનામની કહેવાશે જેથી ૧૨૬-૨૭-૧=૧૫૪ પ્રકૃતિઓની કહી, અને ૪ આયુષ્યની ઉ૦ સ્થિત્યુદીરણા કહી નથી તે [1]યથાસંભવ વિચારવી ॥૩૩॥

---

૧ જે આયુષ્યનો જે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે તેમાથી અબાધાકાળ અને ઉદયાવલિકા બાદ કરતા શેષ સર્વ સ્થિતિની ઉદયના પ્રથમ સમયે ઉદી·

સ્વામી પ્રમત્ત મુનિ. એ પ્રમાણે ૮૯–૨૯–૨–૭ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા અને તેના સ્વામી સંક્રમ કરણમાં કહ્યા પ્રમાણે જાણવા, પરન્તુ તફાવત એટલો જ કે ઉ૦ સ્થિતિ સંક્રમસ્વામી તો એ પ્રકૃતિઓના ઉદયવાળા અને અનુદયવાળા પણ હતા અને અહિં ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણાના સ્વામી તો એ પ્રકૃતિઓના અને આગળ કહેવાતી પ્રકૃતિઓના પણ ઉદયવંત જીવો જ જાણવા, કારણ કે ઉદય હોય તોજ ઉદીરણા હોય એ નિયમ હોવાથી.

હવે જે પ્રકૃતિઓની સ્થિત્યુદીરણા ઉ૦ સ્થિતિ સંક્રમવત્ નથી, પરન્તુ તેથી કંઇક વિશેષતાવાળી છે, તે પ્રકૃતિઓની ઉ૦સ્થિત્યુદીરણા તથા તેના સ્વામી, અદ્ધાચ્છેદ અને યત્સ્થિતિ કહેવાય છે—ત્યાં પ્રથમ ગર્ભજ મનુષ્ય વા તિર્યંચ નરકગતિ અને નરકાનુપૂર્વીની ઉ૦સ્થિતિ ૨૦ કો૦ કો૦ સા૦ બાંધીને અન્તર્મું૦ બાદ પાંચમી છઠ્ઠી અથવા સાતમી એ ત્રણમાંની કોઈ પણ પૃથ્વીમાં ઉત્પન્ન થાય, તેને પ્રથમ સમયે અન્તર્મું૦ હીન (ઉદયાવલિકા ઉપરની) સર્વ સ્થિતિ ઉદીરાય જેથી અદ્ધાચ્છેદ અન્તર્મું૦ (અને આવલિકા). અને યત્સ્થિતિ અન્તર્મું૦ હીન (ઉદયાવ૦ સહિત) ૨૦ કો૦ કો૦ સા૦. અહિં નીચેની ત્રણ પૃથ્વીઓ કહેવાનું કારણ એ કે નરકદ્વિકની ઉ૦ સ્થિતિનો બંધ કૃષ્ણ લેશ્યાએ હોય છે. તેથી મરણ વખતે પણ કૃષ્ણ લેશ્યા હોવાથી જઘન્ય કૃષ્ણ લેશ્યાએ પાંચમી મધ્યમે છઠ્ઠી અને ઉત્કૃષ્ટ કૃષ્ણ લેશ્યાએ સાતમી પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે. (પુનઃ કૃષ્ણલેશ્યા પણ એજ ત્રણ પૃથ્વીમાં છે, પહેલી ચાર પૃથ્વીમાં નથી માટે). અહિં નરકગતિની ઉત્કૃષ્ટ સ્થિત્યુદીરણા પ્રથમ સમયે અને આનુપૂર્વીની [1]ત્રણ સમય સુધી કહી છે. ॥૩૨॥

---

૧ નરકાનુપૂર્વીની સ્થિતિ ઉદીરણા તો ત્રણ સમય સુધી જ પ્રવર્તે છે, પરન્તુ ઉત્કૃષ્ટ સ્થિત્યુદીરણા ત્રણ સમય સુધી કેવી રીતે પ્રવર્તે? તે વિચારવા યોગ્ય છે,

(સત્ સ્થિતિ) બે આવલિકા હીન ઉ૦સ્થિતિસત્તા જેટલી છે.

તથા સ્થિતિ સંક્રમમાં દર્શાવેલી રીતિ પ્રમાણે મિથ્યાત્વની ૭૦ કો૦ કો૦ સાગરો૦ સ્થિતિ બાંધીને અન્તર્મુ૦ મિથ્યાત્વે રહીને સમ્યક્ત્વ પામે, ત્યારે અન્તર્મુ૦ન્યૂન સર્વ સ્થિતિને સમ્યક્ત્વમાં અને મિશ્રમાં સંક્રમાવે, સંક્રમાવલિયા વીત્યા બાદ સમ્ય૦ની ઉદીયાવલિકાથી ઉપરની સ્થિતિઓની ઉદીરણા પ્રારંભાય, તે વખતે સમ્યગ્દ્રષ્ટિને સમ્યક્ત્વનો અન્તર્મુ૦ અને બે આવલિકા અદ્ધાચ્છેદ, અન્તર્મુ૦ને એક આવલિકા હીન ૭૦ કો૦કો૦સમ્ય૦ની સ્થિતિ સત્તા, અને અન્તર્મુ૦ અને બે આવલિકાહીન ઉ૦સ્થિતિ ઉદીરણા છે. સમ્કત્વ પામ્યા બાદ ત્યાં અન્તર્મુ૦ રહીને મિશ્ર સમ્યક્ત્વ પામે તો મિશ્રના ઉદય વખતે ઉદયાવ૦થી ઉપરની સર્વ સ્થિતિ ઉદીરતાં મિશ્રની બે અન્તર્મુ૦ અને એક આવલિકા ન્યૂન ૭૦ કો૦કો૦ સાગર પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા, બે અન્તર્મુ૦ અને એક આવલિકા અદ્ધાચ્છેદ, અને બે અન્તર્મુ૦ હીન ૭૦ કો૦કો૦ સાગરો૦ યત્ સ્થિતિ છે. (શ્રી કર્મ પ્ર૦વૃત્તિમાં આવલિકાઓને અન્તર્મુ૦માં અન્તર્ગત ગણવાથી જૂદી કહી નથી, તેથી એક અન્તર્મુ૦ અને બે અન્તર્મુ૦નોજ ન્યૂનતા કહી છે.)

તથા અપ્રમત્ત મુનિ ઉ૦ સંક્લેશમાં વર્તતા (પ્રમત્તાભિમુખ થતાં) આહારક સપ્તકની અંત૦ કો૦ કો૦ સા૦ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે, અને તે બંધ સમયોમાં અન્ય પ્રકૃતિઓ આહારકમાં સંક્રમે તેથી તત્કાલ યોગ્ય ઉ૦ અંતઃ કો૦કો૦ આહારકની સ્થિતિસત્તા થાય, અને અન્તર્મુ૦ બાદ પ્રમત્તે આવી આહારક શરીરની રચના કરે, ત્યારે અન્તર્મુ૦ હીન અન્તઃ કો૦ કો૦ સા૦ સ્થિતિસત્તા હોય, અને આહારકની રચના વખતે જ આહા૦નો ઉદય શરૂ થાય, જે સમયથી ઉદય શરૂ થાય તે સમયથી ઉદયાવલિકા ઉપરની સર્વ સ્થિતિઓની ઉદીરણા થાય, જેથી આહા૦ ૭ની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા અન્તર્મુ૦ ને આવલિકા હીન અન્તઃ કો૦કો૦ સાગરો૦, અદ્ધાચ્છેદ અન્તર્મુ૦ને આવલિકા, અને યત્સ્થિતિ અન્તર્મુ૦ હીન (ઉદયાવ૦ સહિત) અન્તઃ કો૦કો૦ સાગરોપમ, અને ઉદીરણા

अन्वयार्थ—अद्धाच्छेओ=અદ્ધાચ્છેદ-કાળ છેદ-નહિં ઉદીરાતી સ્થિતિઓ य=અને सामित्तं पि=સ્થિ૦ ઉદી૦નું સ્વામીપણું પણ जहा=જેમ ठिइसकमे=સ્થિતિ સંક્રમમાં કહ્યુ છે તેમ અહિં પણ જાણવું. नवर=પ્રરન્તુ તફાવત એ કે-સ્થિતિ સંક્રમ તો તે પ્રકૃતિઓના અવેદકને અને વેદકને યથાસંભવ કહ્યો છે, અને આ સ્થિતિ ઉદીરણા તો तव्वेइसु=તે પ્રકૃતિઓના વેદકને (ઉદયવંતને)જ જાણવી, અવેદકને નહિં. હવે સ્વામીત્વમાં પ્રથમ ઉ૦ સ્થિતિ ઉદીરણાના સ્વામી આ પ્રમાણે-निरयगईए वा ति=નરકગતિની અને वा શબ્દથી નરકાનુપૂર્વીની પણ ઉ૦સ્થિત્યુદીરણા हिट्ठिम खिईसु=નીચેની ત્રણ પૃથ્વીઓમાં (૫-૬-૭મીમાં) ઉપજતા નારકને હોય છે. (અહિં સંક્રમ સ્વામીથી જે જે વિશેષતા હશે તે જ કહેવાશે)॥૩૨॥

भावार्थ—અહિં સ્થિતિ ઉદીરણાના સબંધમાં કઈ પ્રકૃતિનો કેટલો અદ્ધાચ્છેદ છે, એટલે કઈ પ્રકૃતિઓની કેટલી સ્થિતિઓ ઉદીરણા યોગ્ય નથી તે કહેવાનુ છે તેમાં સ્થિતિ સંક્રમમાં કહેલી જે પ્રકૃતિઓ (મતિજ્ઞાનાવરણાદિ ૮૬ પ્રકૃતિઓ) ઉદય વખતે ઉ૦સ્થિતિ બંધવાળી (ઉદય બંધોત્કૃષ્ટા) છે તે તે પ્રકૃતિઓની બધાવલિકા વીત્યા બાદ ઉદયાવલિકાથી ઉપરની સર્વ સ્થિતિઓ ઉદીરાય છે. માટે એ ૮૬ ઉદય બધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો અદ્ધાચ્છેદ બે આવલિકા, અને તે વખતે યત્ સ્થિતિ (સત્તા સ્થિતિ) ઉદયાવલિકા યુક્ત કરવાથી એક આવલિકા (બંધાવલિકા) હીન ઉત્કૃષ્ટ સ્થિતિબધ તુલ્ય છે. તેમજ ઉદીરાતી સ્થિતિઓ બે આવલિકા હીન ઉ૦સ્થિતિબંધ તુલ્ય છે.

તથા મનુષ્યગતિ આદિ ૨૯ ઉદય સક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ (ઉદય વખતે સંક્રમ દ્વારા ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તાવાળી થયેલી પ્રકૃતિઓ) તેની બંધાવલિકા અને સંક્રમાવલિકા વીત્યા બાદ ઉદયાવલિકાથી ઉપરની સ્થિતિઓ ઉદીરાય છે તેથી એમાં અદ્ધાચ્છેદ ૩ આવલિકા છે, જેથી ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા ત્રણ આવલિકા હીન ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા જેટલી હોય છે, અને એની ઉદીરણા વખતે યત્ સ્થિતિ

માટે સાદિ અધ્રુવ. અજઘ૦ ઉદી૦ સમ્યક્ત્વથી પતિત થઇને મિથ્યાત્વે આવે ત્યારે હોય માટે સાદિ, સમ્ય૦ નહિ પામનારને અનાદિ અભવ્યને ધ્રુવ, ભવ્યને અધ્રુવ. તથા ૫ જ્ઞાના૦-૪ દર્શના૦-૫ અન્ત૦-તૈ૦ ૭-વર્ણાદિ ૨૦-સ્થિરાસ્થિર ૨-શુભ અશુભ ૨-અગુ૦ નિર્માણ એ ૪૭ ધ્રુવોદયી અથવા ધ્રુવોદીર્ણ પ્રકૃતિઓ છે, તેમાં ૫ જ્ઞા૦-૫ અન્ત૦-૪ દર્શના૦ એ ૧૪ ની જઘ૦ સ્થિત્યુદીરણા ૧૨મે ગુણસ્થાને સમયાધિકાવલિકા શેષ રહે ત્યારે હોય માટે સાદિ અધ્રુવ, અને એ સિવાય સર્વત્ર અજઘન્ય સ્થિત્યુદીરણા સર્વદા હોવાથી અનાદિ, ધ્રુવ અભવ્યને, અધ્રુવ ભવ્યને. અને શેષ ૩૩ ધ્રુવોદયી નામકર્મની જઘ૦ ઉદીરણા સયોગી કેવલીને અન્ત્ય સમયે હોય માટે સાદિ અધ્રુવ, તે સિવાય સર્વત્ર સદાકાળ હોવાથી અનાદિ, ધ્રુવાધ્રુવ અભવ્ય ભવ્યને તથા મિથ્યાત્વ અને ૪૭ ધ્રુવોદયી મળીને ૪૮ પ્રકૃતિઓની ઉ૦ અનુ૦ સ્થિત્યુદીરણા મિથ્યાદ્રષ્ટિને પરાવૃત્તિએ હોય છે માટે સાદિ અધ્રુવ છે. જઘન્ય ઉદીરણા પ્રથમ કહી છે. તથા શેષ ૧૧૦ પ્રકૃતિ અધ્રુવોદયી હોવાથી જ ચારે સ્થિતિઉદીરણાઓ સાદિ અધ્રુવ છે. ॥૩૧॥

अवतरण—પૂર્વે સાદિ અનાદિ પ્રરૂપણા કહીને હવે સ્થિતિ ઉદીરણામા अद्धाच्छेद એ ચોથો અધિકાર કહેવાય છે. અહિં અદ્ધા= ઉદીરણા યોગ્ય કાળ તેનો છેદ-નાશ-અભાવ, અર્થાત્ ઉદીરણાને અયોગ્ય કાળ અથવા ઉદીરણાને અયોગ્ય સ્થિતિઓ તે अद्धाच्छेद કહેવાય છે, તે તથા સ્થિતિઉદીરણાના સ્વામી એ પાંચમો અધિકાર પણ કહેવાનો પ્રારંભ થાય છે, ત્યાં अद्धाच्छेद તથા उत्कृष्ट स्थित्युदीरणाना स्वामी સંબંધે સ્થિતિ સંક્રમમાં આવેલ અદ્ધાચ્છેદ અને સ્વામિની ભલામણ કરે છે-

**अद्धाच्छेओ सामित्तं पि य ठिइसंकमे जहा नवरं। तव्वेइसु निरयगईए वा वि तिसु हिट्ठिमाखिईसु ॥३२॥**

अद्धाच्छेदः स्वामित्वमपि च स्थितिसंक्रमे यथा नवरम्। तद्वेदिषु नरकगतेर्वाऽपि तिसृष्वधःक्षितिषु ॥३२॥

અન્ત્ય આવલિકા વખતે ન હોય, પુનઃ પરભવમાં જતાં હોય છે, તેથી અજઘં૦ સ્થિત્યુદીરણા સાદિ અધ્રુવ છે. એ પ્રમાણે અજઘન્ય સ્થિતિ ઉદીરણા આઠે કર્મની કહી. એ આઠે કર્મના શેષ ઉ૦ અનુ૦ જ૦ એ ત્રણ વિકલ્પ સાદિ અધ્રુવ છે. એમાં આયુષ્યની ત્રણે પ્રકારની સ્થિતિ ઉદી૦ની સાદિ અધ્રુવતા પર્યન્તાવલિકામાં ન હોઈને પરભવે જતાં પુનઃ પ્રવર્તવાથી છે, અને શેષ ૭ કર્મમાં મિથ્યાં-દ્રષ્ટિને ઉત્કૃષ્ટ સંક્લેશ સમયે ઉત્કૃ૦ઉદી૦ હોય, પુનઃ અનુત્કૃષ્ટ સંક્લેશ વખતે અનુ૦ હોય, એ રીતે પરાવૃત્તિથી ઉ૦અનુ૦ ઉદીરણા સાદિ અધ્રુવ છે, અને જઘન્ય ઉદીરણા તો પૂર્વે કહ્યા પ્રમાણે જાણવી ॥૩૦॥

અવતરણ—એ પ્રમાણે મૂળપ્રકૃતિ સંબંધિ સાદિ અનાદિ પ્રરૂપણા કહીને હવે ઉત્તર પ્રકૃતિઓ સંબધિ સ્થિતિ ઉદીરણાની સાદિ અનાદિ પ્રરૂપણા કરાય છે—

**मिच्छत्तस्स चउद्धा अजहन्ना धुवउदीरणाण तिहा । सेस विगप्पा दुविहा सव्वविगप्पा य सेसाणं ॥३१॥**

**मिथ्यात्वस्य चतुर्द्धाऽजघन्या ध्रुवोदीरणानां त्रिधा । शेषविकल्पा द्विविधाः सर्वविकल्पाश्च शेषाणाम् ॥३१॥**

अन्वयार्थ—मिच्छत्तस्स=મિથ્યાત્વની अजहन्ना=અજઘન્ય સ્થિત્યુદીરણા चउद्धा=ચાર પ્રકારની છે, धुव उदीरणाण=ધ્રુવ ઉદીરણાવાળી (ધ્રુવોદયી) પ્રકૃતિઓની અજઘન્ય ઉદી૦ तिहा=ત્રણ પ્રકારે છે, અને सेस विगप्पा=શેષ ૩ વિકલ્પ (મિથ્યા અને ધ્રુવોદયીના જઘ૦ ઉ૦ અનુ૦ એ ત્રણ વિકલ્પ) दुविहा=બે પ્રકારે છે, य=અને सेसाण=શેષ સર્વ પ્રકૃતિઓના (મિથ્યા૦ અને ધ્રુવોદયી વર્જીને શેષ સર્વના) सव्व विगप्पा=સર્વે વિકલ્પ [ચારે વિકલ્પ] પણ સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે ॥૩૧॥

भावार्थ—મિથ્યાત્વની જઘ૦ સ્થિત્યુદીરણા પ્રથમ સમ્યક્ત્વ પામતા પ્રથમ સ્થિતિની સમયાધિકાવલિકા શેષ રહે ત્યારે હોય

અથવા સ્થિતિનો જલ્દી નાશ થવો જોઈએ તે બને છે કે નહિં ?

ઉત્તરઃ—ઉદીરણાથી વિવક્ષિત કર્મપ્રદેશોની સ્થિતિ અવશ્ય ટુંકી થઈ જલદી નાશ પામે છે. પરન્તુ બંધ સમયે બંધાયલી સ્થિતિમાંનો તો એક સમય પણ ઓછો–ન્યૂન થાય નહિ, સ્થિતિને તોડનાર તો ઉદ્વલના સંક્રમ અને વ્યાઘાતી અપવર્તના સંક્રમ જ છે. તો પછી ઉદીરણાથી ફળ શું ? એમ જાણવા ઇચ્છતા હો તો ફળ એટલું જ કે બહુ પ્રદેશવાળી સ્થિતિ નિર્જરાઈને અલ્પ પ્રદેશવાળી થાય તો તેને ટુંકી કરવામા–તોડવામાં સુગમતા થાય એ છે. અથવા ઉદીરણા એ તત્પ્રાયોગ્ય કર્મનો સ્વાભાવિક નિયમ વા પ્રવૃત્તિ હોવાથી, તેમજ જીવનો પણ તથા પ્રકારનો અનાદિ વીર્યપરિણામ હોવાથી ફળ વિચારવાનું પ્રયોજન પણ નથી.

હવે સ્થિતિ ઉદીરણાના ભેદ આ પ્રમાણે—ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં જેટલી સ્થિતિઓ ઉદીરણા યોગ્ય હોય તેટલા સ્થિતિ ઉદીરણાના ભેદ છે. એ ઉદીરણા યોગ્ય સ્થિતિઓની અહિં सेचीका स्थिति(=જે સ્થિતિઓની ભેદ કલ્પના થઈ શકે તેવી સ્થિતિઓ) એવી સંજ્ઞા છે. અથવા ભેદ કલ્પનાની અપેક્ષાએ જે સેવાય–સ્વીકારાય તે सेवीका स्थिति એ પણ બીજી સંજ્ઞા છે. ત્યાં બંધાવલિકા ઉદયાવલિકા અને સંક્રમાવલિકા પ્રાપ્ત સ્થિતિઓની ઉદીરણા થાય નહિં, કારણ કે એ ત્રણે આવલિકાઓ સર્વ કરણને અયોગ્ય છે. તેથી ઉદય વખતે ઉત્કૃષ્ટ બંધવાળી ( ઉદય બંધોત્કૃષ્ટા ) પ્રકૃતિઓની બંધાવલિકા અને ઉદયાવલિકા રહિત સર્વ સ્થિતિઓ ઉદીરાઈ શકે છે અને ઉદય વખતે જેનો ઉ૦સ્થિતિબંધ નથી તેવી અનુદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની ઉદીરણાયોગ્ય સ્થિતિઓ અનિયત પ્રમાણવાળી કારણ કે જ્યારે ઉદય આવે ત્યારે જ અનુદય બંધોત્કૃષ્ટાની ઉદીરણા હોય છે, અને એ અનુદય બંધોત્કૃષ્ટાનો ઉદય ક્યારે થા કંઈ નિયમિત નથી, ઘણી પ્રકૃતિઓને અંગે જૂદી જૂદી રીતે હોય છે, માટે એની ઉદીરણા યોગ્ય સ્થિતિઓ ઉદય બંધોત્કૃષ્ટ યથાસમય વિચારવી. જેથી ઉદય બંધોત્કૃષ્ટને અંગે જ ઉદીરણા યોગ્ય સ્થિતિઓ ઘણી અને ઘણા ભેદવાળી હોય છે, અને

વલિકા વીત્યાબાદ ઉદય ઉદીરણા શરૂ થાય તે વખતે નીચે ઉદયાવલિકા વર્જીને ઉપરની સર્વ સ્થિતિઓ [ઉપરના સર્વ સમયો] પ્રથમ સમયે ઉદીરાઈ શકે છે, તેથી બે આવલિકા હીન ઉત્કૃષ્ટ સ્થિતિઓ જો કે સમકાળે ઉદીરાઈ શકે છે, પરન્તુ એ સ્થિતિ ઉદીરણાનો ભેદ તો એક જ, ત્યારબાદ બીજે સમયે નીચેનો એક સમય ન્યૂન થતાં સમયાધિક બે આવલિકા હીન જેટલી કર્મસ્થિતિ ઉદીરાય તે ઉદીરણાનો બીજો ભેદ, એ રીતે ઉત્તરોત્તર સમયે સમયહીન હીન ઉદીરણા ભેદ ગણતાં યાવત્ સમયાધિક ઉદયાવલિકા જેટલી સ્થિતિ બાકી રહે ત્યારે ઉપરનો જે એક જ સમય ઉદયાવલિકામા ઉદીરાય તે એક સમયોદીરણા રૂપ ઉદીરણાનો અન્તિમ ભેદ ગણાય એ પ્રમાણે એક સમયની ઉદીરણા, બે સમયની ઉદી૰, ત્રણ સમયની ઉદી૰ યાવત્ બે આવલિકા હીન ૭૦ કો૰ કો૰ આદિની ઉદીરણા તે જ સ્થિતિ ઉદીરણાના ભેદ જાણવા. એ પ્રમાણે જેટલી સ્થિતિઓ ઉદીરણા યોગ્ય છે તેટલી જ સેચીકા સ્થિતિઓ છે, કારણ કે સ્થિતિ ઉદીરણાના ભેદ પણ એટલા જ છે, જેથી ઉદયાવલિકા ઉપરની ઉદીરાતી સર્વ સ્થિતિઓ સેચીકા સ્થિતિઓ છે, એટલે ઉદયા૰ ઉપર જેટલી ઉદીરાતી સ્થિતિઓ છે તેટલા જ ઉદીરણાના સ્થિતિભેદ પણ છે. જેમ અસત્ કલ્પનાએ ૧૦૦ સમયનો સ્થિતિબંધ થયે ૧૦-૧૦ સમયની બે આવલિકા બાદ કરીને શેષ ૮૦ સ્થિતિઓ-સમયો ઉદીરાય છે માટે એ ૮૦ સ્થિતિઓ સેચીકા સ્થિતિઓ છે, એમાં પ્હેલા સમયે ૮૦ સમયની ઉદીરણાનો ૧ સ્થિતિભેદ, બાજે સમયે ૭૯ સ્થિતિઓની ઉદીરણા થાય છે માટે એ બીજો સ્થિતિભેદ એ રીતે ૧૧ મો જ એક સમય ઉદીરાય તે વખતે ૭૦ મો સ્થિતિભેદ ગણાય ॥ ૨૯ ॥ ઇતિ ઉદીરણાના સ્થિતિ ભેદ ॥

અવતરણઃ—પૂર્વ ગાથામાં સ્થિતિ ઉદીરણાનું લક્ષણ અને ભેદ એ બે અધિકાર કહીને હવે સાદિ અનાદિ પ્રરૂપણા રૂપ ત્રીજો અધિકાર કહે છે, મૂળપ્રકૃતિ સંબંધિ અને ઉત્તરપ્રકૃતિ સંબંધિ એમ બે પ્રકારનો છે, તેમાં પ્રથમ મૂળપ્રકૃતિ સંબંધિ સાદિઅનાદિ પ્રરૂપણા કહેવાય છે—

અથવા સ્થિતિનો જલ્દી નાશ થવો જોઇએ તે બને છે કે નહિં ?

ઉત્તરઃ—ઉદીરણાથી વિવક્ષિત કર્મપ્રદેશોની સ્થિતિ અવશ્ય ટુંકી થઇ જલદી નાશ પામે છે. પરન્તુ બંધ સમયે બંધાયલી સ્થિતિમાંનો તો એક સમય પણ ઓછો-ન્યૂન થાય નહિ, સ્થિતિને તોડનાર તો ઉદ્વલના સંક્રમ અને વ્યાઘાતી અપવર્તના સંક્રમ જ છે. તો પછી ઉદીરણાથી ફળ શું ? એમ જાણવા ઇચ્છતા હો તો ફળ એટલું જ કે બહુ પ્રદેશવાળી સ્થિતિ નિર્જરાઈને અલ્પ પ્રદેશવાળી થાય તો તેને ટુંકી કરવામા-તોડવામાં સુગમતા થાય એ છે. અથવા ઉદીરણા એ તત્પ્રાયોગ્ય કર્મનો સ્વાભાવિક નિયમ વા પ્રવૃત્તિ હોવાથી, તેમજ જીવનો પણ તથા પ્રકારનો અનાદિ વીર્યપરિણામ હોવાથી ફળ વિચારવાનું પ્રયોજન પણ નથી.

હવે સ્થિતિ ઉદીરણાના ભેદ આ પ્રમાણે—ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં જેટલી સ્થિતિઓ ઉદીરણા યોગ્ય હોય તેટલા સ્થિતિ ઉદીરણાના ભેદ છે. એ ઉદીરણા યોગ્ય સ્થિતિઓની અહિં सेचीका स्थिति(=જે સ્થિતિઓની ભેદ કલ્પના થઈ શકે તેવી સ્થિતિઓ) એવી સંજ્ઞા છે. અથવા ભેદ કલ્પનાની અપેક્ષાએ જે સેવાય-સ્વીકારાય તે सेचीका स्थिति એ પણ બીજી સંજ્ઞા છે. ત્યાં બંધાવલિકા ઉદયાવલિકા અને સંક્રમાવલિકા પ્રાપ્ત સ્થિતિઓની ઉદીરણા થાય નહિં, કારણ કે એ ત્રણે આવલિકાઓ સર્વ કરણને અયોગ્ય છે. તેથી ઉદય વખતે ઉત્કૃષ્ટ બંધવાળી ( ઉદય બંધોત્કૃષ્ટા ) પ્રકૃતિઓની બંધાવલિકા અને ઉદયાવલિકા રહિત સર્વ સ્થિતિઓ ઉદીરાઇ શકે છે. અને ઉદય વખતે જેનો ઉ૦સ્થિતિબંધ નથી તેવી અનુદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની ઉદીરણાયોગ્ય સ્થિતિઓ અનિયત પ્રમાણવાળી છે, કારણ કે જ્યારે ઉદય આવે ત્યારે જ અનુદય બંધોત્કૃષ્ટાની ઉદીરણા હોય છે, અને એ અનુદય બંધોત્કૃષ્ટાનો ઉદય ક્યારે થાય તે કંઈ નિયમિત નથી, ઘણી પ્રકૃતિઓને અંગે જૂદી જૂદી રીતે હોય છે, માટે એની ઉદીરણા યોગ્ય સ્થિતિઓ ઉદય બંધોત્કૃષ્ટથી હીન યથાસમય વિચારવી. જેથી ઉદય બંધોત્કૃષ્ટને અંગે જ ઉદીરણા યોગ્ય સ્થિતિઓ ઘણી અને ઘણા ભેદવાળી હોય છે, અને તે બંધા-

અપૂર્ણકાળવાળા ઉદયનું નામ અસંપ્રાપ્ત ઉદય કહેવાય અને એનું જ નામ સ્થિતિ ઉદીરણા છે. જેમ વૃક્ષ ઉપર સ્વતઃ પરિપકવ થયેલ ફળ કાળપ્રાપ્ત પરિપકવ ગણાય, અને કાચાં ફળ તોડીને ઘાસ વિગેરેની ગરમી આપીને પકવીએ તો તેવાં ફળ અકાળ પરિપકવ ગણાય. તેવી જ રીતે કર્મનું ફળ કાળે અને અકાળે પ્રાપ્ત થાય છે. એમાં કર્મફળ કાળે ઉદય આવે તો તેમાં જીવના પ્રયોગની જરૂર છે જ નહિ, પરન્તુ કર્મને અકાળે ઉદય આણવામાં જીવના પ્રયોગની-પ્રયત્નની અવશ્ય જરૂર છે. તે કારણથી સંપ્રાપ્તઉદય જીવના યોગ વિના સ્વભાવે જ થાય છે, માટે ઉદયને કરણમાં ગણેલ નથી. અને અસંપ્રાપ્ત ઉદય જીવના યોગથી જ થાય છે, માટે એ અસંપ્રાપ્ત ઉદય રૂપ ઉદીરણાને કરણમા ( જીવ વીર્ય વિશેષથી નિપજતા કાર્યમા ) ગણેલ છે.

પ્રશ્નઃ—બંધ સમયે નિયત થયેલા ઉદયકાળમાં કર્મનો ઉદય ન થતાં અકાળે ઉદય થાય તો નિયત ઉદયકાળનો નાશ થવાથી કૃતનાશ અને બંધ સમયે નિયત નહિ થયેલા કાળનું આગમન થવાથી અકૃત આગમ દોષ ગણાય કે નહિ?

ઉત્તરઃ—બંધ સમયે જ એવા પ્રકારનો શિથિલ બંધ કર્યો છે કે જેથી અકાળે પણ ઉદય આવી શકે, જેથી તે પ્રમાણે બંધને અનુસરીને અકાળે ઉદયમાં આવે તો કૃતનાશ અને અકૃતાગમ દોષ કયાંથી હોય? કારણ કે બંધ જ એવા પ્રકારનો છે કે જેમાં તે કાળે જ ઉદય આવવા રૂપ અવશ્ય ભાવ નિયત થયો નથી. પુનઃ બંધ સમયે જે ઉદયકાળ નિયત થયો છે તે ઉદયકાળ અવશ્ય ભાવે નિયત થયો હોય, અને તેવા અવશ્ય નિયત ઉદયકાળવાળાં કર્મ જો દીર્ઘકાળે વા અલ્પકાળે આવતાં હોય તો કૃતનાશ અને અકૃતાગમ દોષને અવકાશ હોઈ શકે છે, પરન્તુ તેમ બનતું નથી. માટે બંધ કાળે શિથિલ બાંધેલા કર્મોમાંથી અકાળે ઉદય આવતા કર્મને કૃતનાશ અકૃતાગમ દોષ પ્રાપ્ત થતો નથી.

પ્રશ્નઃ—ઉદીરણાથી કર્મ અકાળે ઉદય આવવાનું કહો છો તો એ ઉદીરણાથી કર્મની સ્થિતિ દીર્ઘ હોય તે પણ ટુંકી થવી જોઇએ,

## ॥ अथ स्थिति उदीरणा ॥

अवतरणः—પ્રકૃતિ ઉદીરણા કહીને હવે સ્થિતિ ઉદીરણા કહેવાનો પ્રસંગ છે, તેમાં લક્ષણ-ભેદ-સાદિ અનાદિ પ્રરૂપણા-અદ્ધાચ્છેદ-અને સ્વામી એ પાંચ અધિકાર કહેવાના છે તેમાં અનુક્રમ પ્રમાણે અહિં પ્રથમ સ્થિતિઉદીરણાનું લક્ષણ, અને ભેદ એ બે અધિકાર કહેવાય છે.

**संपत्तिए अ उदए पओगओ दिस्सए उईरणा सा। सेचीकाठिइहिंतो जाहिंतो तत्तिगा एसा ॥२९॥**

**संप्राप्तौ चोदये प्रयोगतो दृश्यत उदीरणा सा। सेचीकास्थितिभ्यः यकाभ्यः [दीयते] तावत्येषा ॥२९॥**

अन्वयार्थः—पओगओ=જે પ્રયોગથી-જે વીર્ય વિશેષ વડે सपत्तिए य उदए=સંપ્રાપ્ત ઉદયમાં-ઉદયકાળને પ્રાપ્ત થયેલા કર્મમાં ઉદયકાળને પ્રાપ્ત નહિ થયેલું કર્મ ઉદયમાં ( આવતું કેવળ જ્ઞાનીઓ વડે ) दिस्सए=દેખાય सा=તે उईरणा=સ્થિતિ ઉદીરણા કહેવાય. (એ લક્ષણ કહ્યું). जाहिंतो=જેટલી सेचीकाठिइहिंतो=સેચીકા સ્થિતિઓમાંથી (=ઉદીરણા યોગ્ય સ્થિતિઓમાંથી) પ્રયોગ વડે ખેંચીને ઉદયમાં (दिस्सए=) દેવાય तत्तिगा=તેટલા ભેદવાળી एसा=આ-ઉદીરણા છે. [ અર્થાત્ જેટલી સ્થિતિઓ ઉદીરણા યોગ્ય છે તેટલા ઉદીરણાના ભેદ છે ] ॥ इति भेदः ॥२९॥

भावार्थः—ઉદય બે પ્રકારનો છે. ૧ સંપ્રાપ્ત ઉદય, ૨ અસંપ્રાપ્ત ઉદય, ત્યાં જે સમયે જે બંધાય, તે પ્રકૃતિનો બંધને અનુસરી જેટલો અબાધાકાળ હોય તેટલો અબાધાકાળ પૂર્ણ થયા બાદ જે સ્થિતિ અથવા તત્સ્થિતિવર્તી કર્મપ્રદેશો ઉદયમાં આવે તે સ્વાભાવિક ઉદય संप्राप्त उदय વા ઉદય ગણાય, અને બંધસમયે પોતપોતાના નિયત થયેલા અબાધાકાળથી પહેલાં ઉદયમાં આવે તો એ

અવતરણ.—પૂર્વ ગાથામાં નામકર્મની ઉદીરણાનાં પ્રકૃતિસ્થાન, ગુણસ્થાને પ્રકૃતિસ્થાન, અને પ્રકૃતિસ્થાનોમાં ભાંગા કહીને હવે આ ગાથામાં ચાર ગતિ આશ્રયી ઉદી૦સ્થાનો કહે છે—

**पंच नव नवगछक्काणि गइसु ठाणाणि सेसकम्माणं। एगेगमेव णेयं साहित्तेगेगपगईओ ॥२८॥**

पंच नव नव षड्गतिषु, स्थानानि शेषकर्मणाम्। एकैकमेव ज्ञेयं, साधयित्वैकैकप्रकृत्याः ॥२८॥

अन्वयार्थ—गइसु=ચાર ગતિમાં નામકર્મનાં ઠાણાણિ=ઉદી૦સ્થાનો અનુક્રમે નરકગતિમાં પચ=પાંચ, તિર્યંચગતિમાં નવ=નવ, મનુષ્ય
ગતિમાં નવગ=નવ, અને દેવગતિમાં છક્કાણિ=છ છે. સેસકમ્માણ=શેષ જ્ઞાનાવરણીયાદિ પાંચ કર્મોનું ઉદી૦સ્થાન एगेगमेव=એક એક
જાણવું. અને તે એકેક પ્રકૃતિની ઉદી૦ साहित्ता=સાધીને-નિશ્ચય કરીને ગુણસ્થાનકો અને ગતિમાં ઉદી૦સ્થાન સ્વયં नेय=જાણવું ॥૨૮॥

भावार्थः—નરકગતિમાં ૪૨-૫૧-૫૩-૫૪-૫૫ એ ૫ ઉદી૦સ્થાન નામકર્મનાં છે, તિર્યંચગતિમાં ૪૨-૫૦-૫૧-૫૨-૫૩-૫૪
૫૫-૫૬-૫૭ એ ૯ ઉદી૦સ્થાન છે. મનુષ્યગતિમાં ૪૧-૪૨-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ ૯ ઉદી૦સ્થાન છે. અને દેવ-
ગતિમા ૪૨-૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ ૬ ઉદી૦સ્થાન છે. તથા એ ચારે ગતિમાં જ્ઞાનાવરણ કર્મનું ૫ પ્રકૃતિનું ૧ જ ઉદી૦સ્થાન
છે. (દર્શના૦ કર્મનું ૪-૫ પ્રકૃતિરૂપ ૨ ઉદી૦સ્થાન પૂર્વે કહયાં છે) અન્તરાયનું ૫ પ્રકૃતિરૂપ ૧ ઉદી૦સ્થાન છે, અને ગોત્ર વેદનીય
અને આયુષ્યના ૧-૧-૧ પ્રકૃતિરુપ એકેક ઉદી૦સ્થાન છે. એ રીતે એકેક પ્રકૃતિની ઉદીરણાના સ્વામી પૂર્વે સ્વામિ અધિકારમાં કહ્યા
છે તે અધિકાર [ એકેક પ્રકૃતિ ઉદી૦સ્વામિત્વ અધિકાર ] જોઈને યથાયોગ્ય સ્વબુદ્ધિ એ વિચારવું. [અર્થાત્ નામ૦ દર્શના૦મોહનીય
કર્મનાં ઉદી૦સ્થાનો તો પૂર્વે ગાથામાં જ સ્પષ્ટ કહ્યાં છે, અને શેષ ૫ કર્મનું એકેક ઉદી૦સ્થાન આ ગાથામાં કહ્યું છે તે સ્વામી
અધિકાર જોઇને સ્વયં વિચારવું ] ॥૨૮॥ इति प्रकृति उदीरणा ॥

## ॥ १० उदी०स्थानोमां २९६१ भांगानो जीवभेदपूर्वक संग्रह ॥

| ઉદી० સ્થાન. | ભંગ સંખ્યા | કયા જીવભેદમા કેટલા ભાંગા ! | ઉદી० સ્થાન | ભંગ સંખ્યા | કયા જીવભેદમાં કેટલા ભાંગા ? |
|---|---|---|---|---|---|
| ૪૧ મા | ૧ | ૧ અતીર્થંકર કેવલિને | ૫૪ મા | ૬૦૬ | નારક.૧–વિકલે० ૬–તિ०૫ચે०૨૮૮–વૈ०તિ०૫ચે०૮ સામાન્યમનુ० ૨૮૮,–વૈ० મનુ० ૪–વૈ० મુનિ ૧ આહા० ૨–દેવ ૮. |
| ૪૨ મા | ૩૦ | ૧ નારકને–૫ એકેન્દ્રિયને–૯ ત્રણવિકલે०ને ૩–૩–૩ મળીને–૫ તિ०૫ચે०ને–૫ મનુષ્યને–૧ તીર્થં०–૪ દેવ | | | |
| ૫૦ માં | ૧૧ | ૧૧ એકેન્દ્રિયને જ | ૫૫ મા | ૯૦૧ | નારક० ૧–વિકલે० ૧૨–તિ० ૫ચે० ૫૭૬–વૈ०તિ० ૮–મનુ० ૨૮૮–વૈ० મનુ० ૪–વૈ० મુનિ–૧–આહા० ૨–તીર્થં० ૧–દેવ ૮ |
| ૫૧ મા | ૨૧ | નારકી–૧–એકે०૭–વૈ०તિ०૫ચે०૪–વૈ०મનુ०૪–આહા०મુનિ०–૧–દેવને ૪ | | | |
| ૫૨ મા | ૩૧૨ | એકે० ૧૩–વિકલે० ૯–તિ०૫ંચે० ૧૪૫–મનુ०૧૪૫– | ૫૬ માં | ૧૪૬૯ | વિકલે० ૧૮–તિ०૫ચે० ૮૬૪–વૈ० તિ० ૪–મનુ० ૫૭૬ વૈ० મુનિ ૧–આહા० ૧–તીર્થં० ૧–દેવ ૪ |
| ૫૩ માં | ૨૧ | નારક ૧–એકે० ૬–વૈ०તિ०પં० ૪–વૈ०મનુ० ૪ આહા०મુનિ ૧–તીર્થં० ૧–દેવ० ૪ | ૫૭ મા | ૫૮૯ | વિકલે० ૧૨–તિ०૫० ૫૭૬–તીર્થં० ૧ ॥ |

ભાંગા તો ૫૫ છે). અહિં કેવલિનાં ઉદયસ્થાન ૧૦ છે, પરન્તુ અયોગીને ઉદીરણા ન હોવાથી અયોગી સંબંધિ ૨ ઉદી૦સ્થાન ન્યૂન ગણ્યાં છે, માટે ઉદી૦સ્થાન કેવલિને ૮ કહ્યાં છે. જેમાં ૪૧-૫૨-૫૪ સામાન્ય કેવલિને ૪૨-૫૩-૫૭ તીર્થંકરને ૫૫-૫૬ સામા૦ કેવલિને તથા તીર્થંકરને પણ છે.

તીર્થંકર કેવલીને—૪૨-૫૩-૫૫-૫૬-૫૭ એ ૫ ઉદી૦ સ્થાન છે, તેમાં દરેકમાં ૧-૧-૧-૧-૧ ભાગો હોવાથી ૫ ભાંગા છે. એ રીતે મનુષ્યગતિને અંગે ૧૩૦૨-૧૯-૭-૬=૧૩૩૪ ભાંગા સ્વમતે, અને ૨૬૦૨-૩૫-૭-૬=૨૬૫૦ ભાંગા અન્યમતે જાણવા.

દેવને—૪૨-૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ ૬ ઉદી૦સ્થાન છે, તેમાં અનુક્રમે ૪-૪-૪-૮-૮-૪=૩૨ ભાંગા સ્વમતે, અને દરેકમાં બમણા ગણતાં ૬૪ ભાગા પરમતે.

નારકને—૪૨-૫૧-૫૩-૫૪-૫૫ એ ૫ ઉદી૦ સ્થાન છે, તે દરેકમાં અનુક્રમે ૧-૧-૧-૧-૧ ભાંગો હોવાથી સર્વ મળી ૫ ભાંગા છે.

એ પ્રમાણે ગાથામાં કહેલા ૪૧ માં ૧, ૪૨ માં ૩૦, ૫૦ માં ૧૧, ૫૧ માં ૨૧, ૫૨ માં ૩૧૨, ૫૩ માં ૨૧, ૫૪ માં ૬૦૬, ૫૫ માં ૯૦૧, ૫૬ માં ૧૪૬૯, ૫૭ માં ૫૮૯ ભાંગા હોવાથી એ ૧૦ ઉદી૦સ્થાનમાં સર્વ મળી ૩૯૬૧ ભાંગા સ્વમતે છે, અને એ ૧૦ સ્થાનમાં અનુક્રમે ૧-૪૨-૧૧-૩૩-૬૦૦-૩૩-૧૨૦૨-૧૭૮૫-૨૯૧૭-૧૧૬૫=૭૭૮૯ ભાંગા પરમતે છે. એ પરમતના ભાંગા ગાથામાં કહ્યા નથી, વૃત્તિમાં કહ્યા છે.

## ॥ ૧૪ ગુણસ્થાનમાં નામકર્મના ઉદીરણાના ભાંગા ॥

ગાથામાં ૧૪ ગુણસ્થાને ઉદી૦ના ભાંગા કહ્યા નથી, પરન્તુ વૃત્તિમાં કહ્યા છે, માટે ત્યાંથી જાણવા.

અહિં વૈક્રિયલબ્ધિ રહિત તે સામાન્ય તિર્યંચ. તથા સુભગ આદેયનો સમકાળે ઉદય ઉદી૦ હોય, તેમજ દુર્ભગ અનાદેય એ બેની પણ સમકાળે ઉદી૦ હોય એમ માનીને ઉત્પન્ન થયેલા ભાંગા તે સ્વમત ભાંગા, અને સુભગ આદેય એ બેનો સમકાળે અને દુર્ભગ અનાદેય એ બેનો સમકાલેજ ઉદય હોય એવો નિયમ નહિં, ભિન્નકાળે પણ ઉદય હોય, એમ અન્ય આચાર્યોના અભિપ્રાયથી ઉત્પન્ન થયેલા ભાંગા તે પરમત ભાંગા કહેવાય.

वैक्रिय तिर्यंच पचेन्द्रियने—૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ પાંચ ઉદી૦સ્થાન છે, અને ૪-૪-૮-૮-૪ અનુક્રમે મળી ૨૮ ભાંગા સ્વમતે છે, અને ૮-૮-૧૬-૧૬-૮ મળી ૫૬ ભાંગા પરમતે છે.

सामान्य मनुष्यने—૪૨-૫૨-૫૪-૫૫-૫૬ ઉદી૦સ્થાનો છે, તેમાં અનુક્રમે ૫-૧૪૫-૨૮૮-૨૮૮-૫૭૬ સર્વ મળી ૧૩૦૨ ઉદી૦ ભાંગા સ્વમતે છે, અને એ દરેકમાં બમણા હોવાથી ૨૬૦૪ ભાંગા પરમતે છે.

वैक्रिय मनुष्यने—૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ ૫ ઉદી૦સ્થાન છે, તેમાં અનુક્રમે ૪-૪-૫-૫-૧ ભાંગા મળી ૧૯ ભાંગા સ્વમતે છે, અને ૮-૮ ૯-૯-૧ મળી ૩૫ ભાંગા અન્યમતે છે.

आहारक मनुष्यने—૫૧-૫૩-૫૪-૫૫-૫૬ એ ૫ ઉદી૦સ્થાન છે, તેમાં અનુક્રમે ૧-૨-૨-૧-૧ મળી ૭ ભાંગા છે.

सामान्य केवलिने—૪૧-૫૨-૫૪-૫૫-૫૬ એ પાંચ ઉદી૦સ્થાન છે, તેમાં અનુક્રમે ૧-૬-૧૨-૧૨-૨૪ ઉદી૦ભાંગા છે. સર્વ મળી ૫૫ ભાંગા છે, પરન્તુ ૫૨-૫૪-૫૫-૫૬ના ૬-૧૨-૧૨-૨૪=૫૪ ભાંગા સામાન્ય મનુષ્યમાં ગણાયલા ભાંગાથી ભિન્ન પડતા નથી માટે મનુષ્યગતિના ભાંગા ગણુતી વખતે એ ૫૪ ભાંગા જુદા ગણવાના નથી, તેમજ એ સામાન્ય મનુષ્યના ભંગ તુલ્ય હોવાથી કેવલિના એ વિશેષ ભાંગા તરીકે નથી માટે વિશેષ ભાંગા તરીકે તો ફક્ત ૪૧ ના સ્થાનનો ૧ જ ભાંગો ગણવો. [પરન્તુ કેવલિના

મિથ્યાત્વે—૪૨-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ (એ ૯)
સાસ્વાદને—૪૨-૫૦-૫૧-૫૨-૫૫-૫૬-૫૭ (એ ૭)
મિશ્રે—૫૫-૫૬-૫૭ (એ ૩).
અવિરતે—૪૨-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ (એ ૮).
દેશવિરતે—૫૧-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ (એ ૬).

પ્રમત્તે—૫૧-૫૩-૫૪ ૫૫-૫૬ (એ ૫).
અપ્રમત્તે—૫૫-૫૬ (એ ૨).
૮-૯-૧૦-૧૧-૧૨ ગુણસ્થાને—૫૬ (એ ૧).
૧૩ મે—૪૧-૪૨-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ (એ ૮).
૧૪—૦ (યોગાભાવે ઉદીરણાનો પણ અભાવ હોવાથી).

એ ઉદી૦સ્થાનોના ભંગા-ભેદ પ્રથમ જીવભેદ આશ્રયી આ પ્રમાણે—

एकेन्द्रियने—૪૨-૫૦-૫૧-૫૨-૫૩ એ પાંચ ઉદી૦સ્થાન છે તેમાં અનુક્રમે ૫-૧૧-૭-૧૩-૬ ઉદી૦ભેદ છે, જેથી સર્વ મળી ૪૨ ભેદ-.ભાંગા છે.

द्वीन्द्रियने—૪૨-૫૨-૫૪-૫૫-૫૬-૫૭ એ ૬ ઉદી૦સ્થાન છે, તેમાં અનુક્રમે ૩-૩-૨-૪-૬-૪ ઉદી૦ભંગ છે, જેથી સર્વ મળી ૨૨ ઉદી૦ભાંગા છે

त्रीन्द्रियने—द्वीन्द्रियवत् ઉદી૦સ્થાન અને ભાંગા છે.

चतुरिन्द्रियने—द्वीन्द्रियवत् ઉદી૦સ્થાન અને ભાંગા છે.

सामान्य तिर्यंच पचे०ने—૪૨-૫૨-૫૪-૫૫-૫૬-૫૭ એ ૬ ઉદી૦સ્થાનો છે. તેમાં સ્વમને ૫-૧૪૫-૨૮૮-૫૭૬-૮૬૪-૫૭૬ ભાંગા છે સર્વ મળી ૨૪૫૪ ભાગા છે, અને પરમતે ૯-૨૮૯-૫૭૬-૧૧૫૨-૧૭૨૮-૧૧૫૨ ભાગા હોવાથી સર્વ મળી ૪૯૦૬ ભાગા છે

---

૧ એ સર્વ ઉદી૦સ્થાનો અને ભાગાની ઉત્પત્તિ કર્મપ્રકૃતિ વૃત્તિગાથા જાણવી.

इगवीसा छच्च सया छहि अहिया नवसया य एगहिया । अउणुत्तराणि चउदस सयाणि गुणनउइ पंचसया॥

एकचत्वारिंशद्द्विचत्वारिंशत् पञ्चाशदादि सप्तपञ्चाशदन्तानि । गुणस्थानेषु नाम्नो नव सप्त त्रीण्यष्टौ च षट् पञ्च चाप्रमत्ते द्वे ॥२५॥

एकं पञ्चस्वेकस्मिन्नष्टौ स्थानक्रमेण भङ्गा अपि । एकत्रिंशदेकादशैकविंशतिः सप्तादश त्रिशतानि च ॥२६॥

एकविंशतिः षट् च शतानि षडधिकानि नवशतानि चैकाधिकानि । एकोनसप्तत्यधिकानि चतुर्दशशतान्येकोननवत्यधिकानि पञ्चशतानि ॥

अन्वयार्थ— नामस्स=नामकर्मना-नामकर्मना एग बियाला=એકતાલીસનું બેતાલીસનું અને पण्णाइ=પચાસથી પ્રારંભીને सत्तपण्णत्ति= સત્તાવન પર્યંત ૧૦ ઉદીરણાસ્થાનો છે. તેમાં મિથ્યાત્વથી પ્રમત્તસુધી नव सत्ततिण्णि य अट्ठ छ पच=નવ સાત ત્રણ તથા આઠ છ અને પાંચ य=તથા अप्पमत्त दो=અપ્રમત્તમાં બે ઉદી૰સ્થાનો છે ॥૨૫॥

ત્યાંથી पचसु=પાંચ ( ૮થી૧૨ ) ગુણસ્થાનોમા एग=એક ઉદી૰સ્થાન, ત્યાંથી एक्कम्मि=એક ગુણ૰માં (સયોગીમાં) अट्ठ=આઠ ઉદી૰ સ્થાન છે. તથા ठाणक्कमेण=સ્થાનના ક્રમપ્રમાણે भगा वि=ઉદીરણા સ્થાનના ભાગા-ભેદ પણ આ પ્રમાણે-एक्कग=૧ तीस=૩૦ एक्कारस= ૧૧ અને इगवीस=૨૧ सत्तर तिसएय=બાર સહિત ત્રણસો-૩૧૨ ॥૨૬॥

इगवीसा=૨૧, छ अहिया छच्च सया=છ અધિક છસો-૬૦૬, एग (अ)हिया नवसया य=તથા એક અધિક નવસો-૯૦૧, चउदससयाणि अउणुत्तराणि=ચૌદસો ઓગણસિત્તેર=૧૪૬૯, અને पचसया गुणनउइ=પાંચસો નેવ્યાસી-૫૮૯ એ રીતે ૧૦ ઉદી૰સ્થાનોના ૧૦ ઉદયભેદ સંખ્યા જાણવી. ॥૨૭॥

ભાવાર્થઃ—નામકર્મનાં ઉદીરણાસ્થાન ૪૧-૪૨-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭ એ ૧૦ છે. તેમાં દરેક ગુણસ્થાને ઉદી૰ સ્થાનો આ પ્રમાણે—

૧ ચોવીસી, ૯માં ૬, ૮માં ૧૧, ૭માં ૧૦, ૬માં ૭, ૫માં ૪, ૪માં ૧, ૨માં ૦।। (૧૨ ભાંગા)-૧માં ૧-૩ (૪ ભાંગા). એ રીતે ચોવીસીભેદ જાણવા. ગાથામાં ૨ અને ૧ ઉદીરણાના ભાંગા કહ્યા નથી તે ઉપલક્ષણથી ગ્રહણ કરવા.

અહિં ચોવીસી આ પ્રમાણે-મોહનીયના ઉદય ઉદીરણામાં પરાવર્તમાન ઉદય કષાય વેદ અને યુગલનો જ હોય છે, તેથી કષાયની પરાવૃત્તિએ કષાયના ક્રોધ અથવા માન અથવા માયા અથવા લોભ એ ચારજ ઉદયભાગા હોય છે, કારણ કે અનંતાનુબંધ્યાદિ ચાર વા ત્રણ વા બે ભેદ તો સમકાળે સાથે ઉદયમાં હોય છે, પરન્તુ ક્રોધાદિ ૪નો ઉદય સાથે થતો નથી, કોઈ એકનો જ થાય છે, તેથી અનંતા૦ના ઉદયે અનંતા૦ આદિ ૪ ક્રોધ હોય, ક્રોધ ન હોય તો ૪માન હોય, માન ન હોય તો ૪માયા હોય અને માયા ન હોય તો ૪ લોભ હોય. એ રીતે અનંતા૦ આદિ ૪ ઉદયમાં ક્રોધાદિ ભેદે ચાર ઉદયભેદ થયા, એ દરેક ઉદય ભેદ બે યુગલ સાથે પરાવર્ત પામતાં ૮ ઉદયભેદ થાય અને એ આઠે ઉદયભેદ ત્રણ વેદ સાથે પરાવૃત્ત થતાં ૨૪ ઉદયભેદ થાય. એ ૨૪ ઉદયભેદનું નામ ચોવીસી ગણાય છે. ૧૦થી૪ સુધીની ઉદીરણામાં ક્રોધાદિ ચાર બે યુગલ અને ત્રણે વેદનો ઉદય હોવાથી ચોવીસીઓ પૂર્ણ પ્રાપ્ત થાય છે, પરન્તુ ૨ની ઉદીરણામાં યુગલની ઉદીરણા નથી તેથી ૪ કષાય×૩ વેદ=૧૨ ઉદયભેદ હોય છે. અને ૧ની ઉદીરણામા વેદનો પણ અભાવ હોવાથી કેવળ ક્રોધાદિકની પરાવૃત્તિએ ચાર જ ઉદીરણાભેદ થાય છે-માટે ૨-૧ની ઉદીરણામાં ક્રમે ૧૨-૪ ઉદય ભાગા છે ।।૨૪।।

અવતરણ—મોહનીયનાં પ્રકૃતિઉદીરણાસ્થાન કહીને હવે નામકર્મનાં ઉદી૦સ્થાનો કહેવાય છે—

**एग बियालापण्णाइ सत्तपण्णत्ति गुणिसु नामस्स । नव सत्त तिन्नि अट्ठ य छ पंच य अप्पमत्ते दो ॥२५॥**
**एगं पंचसु एक्कम्मि अट्ठ ठाणक्कमेण भंगा वि । एक्कग तीसेक्कारस इगवीससबार तिसए य ॥२६॥**

બીને अट्ठ=આઠ સુધીનાં ૪ સ્થાન, विरए=વિરતને (૬-૭મા ગુણસ્થાને) चउराइ सत्त=ચારથી સાત સુધીનાં ૪સ્થાન, અને उवरिल्लंमि= ઉપરનાં આઠમા ગુણસ્થાને छच्च=ચારથી છ સુધીનાં ત્રણ સ્થાન હોય છે. ।।૨૩।।

ભાવાર્થઃ—સાસ્વાદને ૭-૮-૯, મિશ્રે ૭-૮-૯, અવિરતે ૬-૭-૮-૯, દેશવિરતે ૫-૬-૭-૮, પ્રમત્તે ૪-૫-૬-૭, અપ્રમત્તે ૪-૫-૬-૭, અને અપૂર્વકરણમાં ૪-૫-૬ ઉદીરણાસ્થાનો છે. सत्ताइ=સાતથી એ પદ પૂર્વગાથામાંથી અનુસરવું, અને શેષ નવ આદિ અનુસરણીય પદો ગાથામાં છે જ. ।।૨૩।।

अवतरणः—આ ગાથામાં અનિવૃત્તિ અને સૂ૦સંપરાયમાં મોહનીયનાં ઉદી૦સ્થાનો અને દરેક ઉદી૦સ્થાનમાં ઉદીરણા સંબંધિ પ્રાપ્ત થતી ચોવીસભાંગારૂપ ચોવીસીઓ કહેવાય છે—

**अनियट्टिम्मि दुगेगं लोभो तणुरागेगो चउवीसा। एक्कगछक्केक्कारस दस सत्त चउक्क एक्काओ ॥२४॥**

अनिवृत्तौ द्वे एका लोभस्तनुरागे एकश्चतुर्विंशतयः। एका षट् एकादश दश सप्त चतस्र एका ॥२४॥

अन्वयार्थ—अनियट्टिम्मि=અનિવૃત્તિ ગુણસ્થાને दुगेगं=બે અને એકનું ઉદી૦સ્થાન છે. तणुरागे=સૂક્ષ્મરાગમાં-૧૦મા સૂ૦સંપરાય ગુણસ્થાનમાં एगो=એક लोभो=લોભ જ ઉદીરણા યોગ્ય છે. હવે चउवीसा=ચોવીસીઓ અનુક્રમે एक्कग=૧ छक्क=૬ एक्कारस=૧૧ दस=૧૦ सत्त=૭ चउक्क=૪ અને एक्काओ=૧ ચોવીસી (૧૦થી૪ સુધીમાં છે) ।।૨૪।।

ભાવાર્થ—અનિવૃત્તિમાં ૨-૧, સૂ૦સ૫૦માં ૧. એ રીતે મોહનીયનો ઉદય ૧૦મા ગુણસ્થાન સુધી હોવાથી દશ ગુણ૦માં મોહ૦ નાં ઉદી૦ સ્થાનો કહ્યાં. તથા એ દરેક ઉદી૦સ્થાનમાં ઉદયભાંગા ૨૪ જેટલી રીતે હોઈ શકે તેટલા ચોવીસી ભેદ કહે છે-૧૦માં

છે. તેમાં मिच्छे=મિથ્યાત્વે सत्ताइ=સાતથી પ્રારંભીને दस जाव=દશ સુધીનાં ચાર ઉદીરણાસ્થાનો છે ॥૨૨॥

भावार्थ—પાંચ નિદ્રામાંથી કોઇ પણ એકજ નિદ્રાનો ઉદય હોય, અથવા ન પણ હોય, પરન્તુ બે ત્રણ નિદ્રાનો એક સાથે ઉદય ન હોય. અને ચાર આવરણોનો સાથે ઉદય હોય છે માટે દર્શના૦ કર્મમા ૪ આવરણ અને ૧ નિદ્રા મળી ૫ પ્રકૃતિની ઉદીરણા સમકાળે હોય, અને નિદ્રા અધ્રુવોદયી હોવાથી જો નિદ્રાનો ઉદય ન હોય તો ૪ આવરણની જ ઉદીરણા હોય, માટે દર્શના૦ કર્મમાં ૫ અને ૪ પ્રકૃતિનાં બે ઉદીરણાસ્થાન છે. તથા મોહનીય કર્મમાં ૧૦મે વા ૯મે સંજ્વલનનો કોઇ પણ ૧ કષાય ઉદયમાં હોય ત્યારે ૧નું, ૯ મે એક વેદનો ઉદય થાય ત્યારે ૨નુ, એક યુગલના ઉદયે ૪નું, ભયના ઉદયે ૫ નું, જીગુપ્સાના ઉદયે ૬નુ, પ્રત્યાખ્યાનીના કોઈ પણ એક કષાયોદયે ૭ નું, અપ્રત્યા૦ના કોઈપણ એક કષાયોદયે ૮ નું, અનન્તા૦ના કોઈપણ એક કષાયોદયે ૯ નું, અને મિથ્યાત્વના ઉદય સહિત ૧૦ નું એ રીતે ૧-૨-૪-૫-૬-૭-૮-૯-૧૦ એ ૯ ઉદયસ્થાન મોહનીયનાં છે. તેમા મિથ્યાત્વે ૭-૮-૯-૧૦ એ ચાર ઉદી૦સ્થાન છે. ॥૨૨॥

अवतरण:—મિથ્યાદ્રષ્ટિમાં મોહનીયનાં ઉદીરણા સ્થાન કહીને હવે સાસ્વાદન ગુણસ્થાનોમાં ઉદીરણાસ્થાનો કહેવાય છે—

**सासणमीसे नव अविरए य छाई परम्मि पंचाई। अट्ठ विरए य चउराइ सत्त छच्चोवरिल्लंमि ॥२३॥**

सास्वादनमिश्रयोर्नवाविरते च षष्ठादीनि परस्मिन् पंचादीनि। अष्ट विरते च चतुरादीनि सप्त षड् चोपरितने ॥२३॥

अन्वयार्थ:—सासण मीसे=સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનમાં नव=સાતથી નવ એ ૩ ઉદીરણાસ્થાનો હોય છે, अविरए=અવિરત (ચોથા) ગુણસ્થાનમાં छाई=છથી પ્રારંભીને ૯ સુધીનાં ૪ સ્થાન, परम्मि=અવિરતથી પર-પછીના પાંચમા ગુણ૦માં पचाइ=પાંચથી પ્રારં-

मुं०सुधी देवा=देवो सुहरइहासाणं=सुખ રતિ હાસ્યના એ ત્રણના ઉદીરક અવશ્ય હોય છે, અન્તમું૦ બાદ શોકાદિકના ઉદયનો પણ સંભવ છે. एव=એ પ્રમાણે नेरइया वि य=નારકો પણ ઉત્પત્તિના પ્રથમ સમયથી અન્તમું૦ સુધી અવશ્ય इयरासि=ઈતર ત્રણના-શોક અરતિ અશાતાનાજ ઉદીરક હોય છે. पुन' केइ नेरइया=કેટલાક નારક જીવો તો भवठिइं=ભવસ્થિતિ પર્યન્ત-સંપૂર્ણ આયુષ્ય સુધી પણ શોક અરતિ અશાતાના ઉદીરક હોય છે ॥૨૧॥

भावार्थ—દેવને અશાતાનો ઉદય જઘન્ય ઉત્કૃષ્ટથી અન્તમું૦ પ્રમાણ છે, (અને શાતાનો ઉદય જઘ૦થી અન્તમું૦ અને ઉત્કૃષ્ટ ૭ માસ પર્યન્ત છે, પરન્તુ ઉત્પત્તિ વખતે અન્તમું૦ સુધી તો અવશ્ય શાતાવેદનીયાદિ ત્રણ શુભનોજ ઉદય હોય છે. પુન. નારકને અશાતા જઘ૦થી અન્તમું૦ ઉ૦થી ૬ માસ હોય) પરન્તુ કેટલાક નારકને સંપૂર્ણ આયુ પર્યન્ત પણ અશાતા આદિ હોય, અને શાતા તો અન્તમું૦ માત્રજ હોય. શેષ તિર્યંચ અને મનુષ્યને તો પરાવર્તમાન હોવાથી અન્તમું૦ અન્તમુહૂર્તે શાતાદિકનો અને અશાતા-દિકનો પરાવર્તી પરાવર્તીને ઉદય થાય છે ॥૨૨॥

अवतरण—પૂર્વે એકેક પ્રકૃતિની ઉદીરણાના સ્વામી કહીને હવે ઉદીરણાનાં પ્રકૃતિ સ્થાન અથવા પ્રકૃતિ આશ્રયી ઉદીરણા સ્થાનો કહેવાય છે—

**पंचण्हं च चउण्हं विइए एक्काइ जा दसण्हं तु । तिगहीणाइ मोहे मिच्छे सत्ताइ जाव दस ॥२२॥**

**पंचानां च चतसृणां द्वितीये एकादिका यावद्दशानां तु । त्रिकहीना मोहे मिथ्यात्वे सप्तादीनि यावद्दश ॥२२॥**

अन्वयार्थः—विइए=બીજા દર્શનાવરણીય કર્મમાં पंचण्ह=પાંચ પ્રકૃતિનું च=અને चउण्ह=ચાર પ્રકૃતિનું એ બે ઉદીરણાસ્થાન છે. मोहे=મોહનીયકર્મમાં तिगहीणाइ=ત્રણ પ્રકૃતિના એક સ્થાન વિના एक्काइ=એકથી પ્રારંભીને दसण्हं तु=૧૦ પ્રકૃતિપર્યન્તનાં ૯ ઉદીરણાસ્થાન

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૧૯॥

**वेयणिगाण पमत्ता ते ते बंधंतगा कसायाणं। हासाइछक्कस्स य अपुव्वकरणस्स चरमंते ॥२०॥**

**वेदनीययोः प्रमत्तास्ते ते बन्धन्तः कषायाणाम्। हास्यादिषट्कस्य चापूर्वकरणस्य चरिमान्ताः ॥२०॥**

अन्वयार्थ—वेयणियाण=બે વેદનીય કર્મના ઉદીરક पमत्ता=પ્રમત્ત ગુણસ્થાન સુધીના સર્વ જીવો, कसायाणं=કષાયોના ઉદીરક ते ते=તે તે કષાયોને बंधतगा=બાંધનારા, य=અને हासाइ छक्कस्स=હાસ્યાદિ ૬ ના ઉદીરક अपुव्वकरणस्स=આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનના चरमंते=ચરમાન્ત સુધીના (અન્ત્ય સમય સુધીના) સર્વજીવો જાણવા. ॥૨૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—કષાયના ઉદીરક તે તે કષાયના બંધક કહ્યા તે આ પ્રમાણે—પ્રથમના બે ગુણસ્થાન સુધીના જીવો અનંતા૦ ૪ના ઉદીરક, ૪થા ગુણ૦ સુધીના જીવો અપ્રત્યા૦ ૪ ના ઉદીરક, દેશવિરતિ સુધીના જીવો પ્રત્યા૦ ૪ ના ઉદીરક અને સં૦ક્રોધ માન માયા ને બાદર લોભના ઉદીરક નવમા ગુણ૦વર્તી જીવો સ્વ સ્વ બંધવિચ્છેદ સ્થાન સુધીના જાણવા. સૂક્ષ્મ લોભ વર્જીને સર્વ કષાયોનો બંધ ને ઉદય સમકાળે જ વિચ્છેદ પામે છે તેથી. તથા સંજ્વલનના સૂક્ષ્મલોભના ઉદીરક લોભનો બંધવિચ્છેદ નવમાને અન્તે થયાબાદ દશમા સૂક્ષ્મસંપ૦ગુણ૦વર્તી જીવો જાણવા. ॥૨૦॥

**जावूणखणो पढमो सुहरइहासाणमेवमियरासिं। देवा नेरइया वि य भवट्ठिइं केइ नेरइया ॥२१॥**

**यावदूनक्षणः प्रथमः सुखरतिहास्यानामेवमितरासाम्। देवा नैरयिकाश्चापि च भवस्थितिं केचिन्नैरयिकाः ॥२१॥**

अन्वयार्थ—जाव=જ્યાંસુધી पढमो=પ્રથમ खणो=ક્ષણ-મુહૂર્ત ऊण=કંઇક ઓછો રહે, અર્થાત્ ઉત્પત્તિના પ્રથમ સમયથી એક અન્ત-

इंदियपज्जत्तीए दुसमयपज्जत्तगाए पाउग्गा। निद्दापयलाणं खीणरागखवगे परिच्चज्ज ॥१८॥

इन्द्रियपर्याप्त्या द्विसमयपर्याप्तकात् प्रायोग्याः। निद्राप्रचलयोः क्षीणरागक्षपकान् परित्यज्य ॥१८॥

अन्वयार्थ—खीणराग=ક્ષીણમોહ (૧૨ મા) ગુણસ્થાનવાળા અને खवगे=ક્ષપક (૮-૯-૧૦મા ગુણ૦વાળા ક્ષપક) એ બેને परिच्चज्ज= પરિત્યાગ કરીને-વર્જીને શેષ સર્વ જીવોને અને તેમાં પણ इंदियपज्जत्तीए=ઇન્દ્રિય પર્યાપ્તિવડે પર્યાપ્ત થયેલા જીવો दुसमय पज्जत्तगाए= પર્યાપ્તપણાના બીજા સમયથી (એટલે ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પ્રથમ સમયથી જ) निद्दा पयला=નિદ્રા અને પ્રચલાની पाउ-ग्गा=ઉદીરણાને પ્રાયોગ્ય છે. [णं પદ અલંકારાર્થે છે. તથા કર્મસ્તવમાં તો ક્ષપક અને ક્ષીણમોહીને પણ નિદ્રાપ્રચલાનો ઉદય ઉદી-રણા કહી છે—એ વિશેષ] ॥૧૮॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૧૮॥

निद्दानिद्दाईण वि असंखवासाउ मणुयतिरिया य। वेउव्वाहारतणू वज्जित्ता अप्पमत्ते य ॥१९॥

निद्रानिद्रादीनामप्यसंख्येयवर्षायुषः मनुजतिर्यंचश्च। वैक्रियाहारकतनूः वर्जयित्वाऽप्रमत्तांश्च ॥१९॥

अन्वयार्थ—निद्दानिद्दाइण वि=નિદ્રાનિદ્રાદિકના પણ, અર્થાત્ નિદ્રાનિદ્રા પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્થિ એ ત્રણ નિદ્રાના ઉદીરક પણ असंखवासाउ=અસંખ્ય વર્ષના આયુષ્યવાળા मणु तिरिया=મનુષ્ય તિર્યંચો, અર્થાત્ યુગલિકો वेउव्व आहारतणू=વૈક્રિય શરીરવાળા (દેવ-નારક;—ઉત્તર વૈક્રિયવાળા) અને આહારક શરીરવાળા સર્વે य=તથા अप्पमत्ते=અપ્રમત્ત મુનિ (અર્થાત્ અપ્રમત્તથી પ્રારંભીને ઉપરના ગુણસ્થાનવાળા) वज्जित्ता=એ સર્વને વર્જીને શેષ સર્વ જીવો જાણવા. ॥૧૯॥

તથા કહેવાઇ ગયેલી સુભગાદિ ચાર પ્રકૃતિઓથી इयराणि=ઇતિર-પ્રતિપક્ષી चउण्ह=ચાર પ્રકૃતિઓના ઉદીરક तव्वइरित्ता=તે કહેલા જીવોથી વ્યતિરિક્ત-શેષ જીવો છે, उ=અને तित्थगरस्स=તીર્થંકર નામકર્મની ઉદીરણા सव्वण्णुयाए=સર્વજ્ઞતામાં-સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય ત્યારે જ भवे=હોય છે ॥૧૭॥

ભાવાર્થ—સર્વ દેવોને (કિલ્બિષિક આદિ ક્ષુદ્રદેવોને પણ) ઉંચગોત્રનો ઉદય હોય અને મનુષ્યોમાં તો જેઓ ઉચ્ચ જાતિકુળમાં (શ્રી ઋષભદેવ પ્રભુએ નિયત કરેલ ઉગ્રકુલ ભોગકુલ ક્ષત્રિયકુલ અને રાજન્યકુલ ઇત્યાદિ ઉત્તમકુળ જાતિમાં) ઉત્પન્ન થયેલા હોય તેઓને, તથા નીચજાતિ કુળમાં ઉત્પન્ન થવા છતા પણ પંચમહાવ્રતધારી થયા હોય તેવા મુનિઓને અને દેશવિરત શ્રાવકોને સર્વને ઉચ્ચગોત્રનો જ ઉદય હોય છે, એટલુંજ નહિ પરન્તુ વિરતિવંત જીવોને દુર્ભગ અનાદેય અપયશ અને નીચગોત્રનો ઉદય પહેલાં હોય તે પલટાઇને સૌભાગ્ય આદેય યશ અને ઉચ્ચગોત્રનો ઉદય થાય છે તથા એ ચાર પ્રકૃતિઓની પ્રતિપક્ષ પ્રકૃતિઓ દુર્ભગાદિનો ઉદય પૂર્વે કહેલ સુભગાદિના ઉદયવાળા જીવોથી શેષ જીવોને હોય તે આ પ્રમાણે—

દૌર્ભાગ્ય અને અનાદેયનો ઉદય-ઉદીરણા સર્વ એકેન્દ્રિયો સર્વ સમ્મૂર્ચ્છિમ તિર્યંચ (દ્વીન્દ્રિયાદિને) તથા સમ્મૂ૦ મનુષ્યોને હોય, અને સર્વ નારકોને હોય. (કેટલાક દેવોને કેટલાક ગર્ભજ મનુષ્યોને અને કેટલાક ગ૦તિર્યંચોને પણ હોય) તથા અપયશનો ઉદય સર્વ સૂક્ષ્મએકે૦ને સર્વ નારકોને, સર્વ અગ્નિ વાયુને અને સર્વ લબ્ધિ અપર્યાપ્તાને હોય, અને શેષ ગર્ભજ તિર્યંચાદિકમાં કેટલાકને હોય. તથા નીચગોત્રનો ઉદય સર્વ નારકને સર્વ તિર્યંચને અને વિશિષ્ટ કુલોત્પન્ન તથા વિરતિવતને વર્જીને શેષ મનુષ્યોને હોય, દેવમાં કોઇ દેવને ન હોય તિર્યંચોમાં તો વ્રતધારી હોય તોપણ નીચ ગોત્રનોજ ઉદય હોય કારણ કે નીચગોત્રનો ઉદય તિર્યંચોને ભવપ્રત્યયિક ધ્રુવોદયી છે. ॥૧૭॥

એ રીતે વિશેષતા દર્શાવવાને આ ગાથામાં સ્વરના ઉદીરક પુનઃ કહ્યા છે. તથા કેવલિ ભગવંતોએ યોગનિરોધકાળે જ્યાં સુધી ઉચ્છ્વાસનો અને ભાષાનો નિરોધ ન કર્યો હોય ત્યાં સુધી જ કેવલિને એ બેની ઉદીરણા હોય, અને નિરોધ કર્યા બાદ (રોકયા બાદ) ઉદયના અભાવે ઉદીરણા પણ ન હોય ॥૧૫॥

**देवो सुभगाएज्जाण गब्भवक्कंतिओ य कित्तीए। पज्जत्तो वज्जित्ता ससुहुमनेरइयसुहुमतसे ॥१६॥**

देवः सुभगादेययोर्गर्भव्युत्क्रान्तश्च कीर्तेः। पर्याप्तो वर्जयित्वा ससूक्ष्मनैरयिकसूक्ष्मत्रसान् ॥१६॥

अन्वयार्थः—सुभगाएज्जाण=સુભગ અને આદેયનામ કર્મના ઉદીરક देवो=કેટલાક દેવો. य=અને गब्भवक्कंतिओ=કેટલાક ગર્ભજ તિર્યંચ મનુષ્યો છે, તથા कित्तीए=યશઃકીર્તિના ઉદીરક ससुहुम नेरइय सुहुमतसे=સૂક્ષ્મ એકેન્દ્રિય સહિત નારક અને સૂક્ષ્મત્રસ એટલે અગ્નિવાયુ એ સર્વને वज्जित्ता=વર્જીને શેષ [બા૦પૃ૦-અપ-વન૦-વિકલે૦-પંચે૦ તિ૦-સંજ્ઞિ મનુ૦-દેવ એ સર્વે] पज्जत्तो=લબ્ધિપર્યાપ્ત જીવો જાણવા. લબ્ધિ અપર્યાપ્તને યશઃકીર્તિનો ઉદય ન હોય ॥૧૬॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-કેટલાક કહેવાનું કારણ કે સર્વે દેવો સૌભાગ્ય અને આદેયના ઉદયવાળા હોય નહિ, કારણ કે ઘણાએ દેવો દેવોમાં અળખામણા અને તિરસ્કાર પ્રાપ્ત કરનારા હોય છે માટે. ॥૧૬॥

**गोउत्तमस्स देवा नरा य वइणो चउण्हमियरासिं। तव्वइरित्ता तित्थगरस्स उ सव्वन्नुयाए भवे ॥१७॥**

उत्तमगोत्रस्य देवा नराश्च व्रतिनश्चतसृणामितरासाम्। तद्व्यतिरिक्तास्तीर्थकरस्य तु सर्वज्ञतायां भवेत् ॥१७॥

अन्वयार्थ—गोउत्तमस्स=ઉત્તમ ગોત્રના (ઉચ્ચ ગોત્રના) ઉદીરક देवा=સર્વે દેવો नरा=કેટલાક મનુષ્યો य=અને वइणो=વ્રતધારીઓ છે,

ઉદીરક સનેરइया=નારકસહિત तसा=ત્રસ જીવો છે. ॥૧૪॥

ભાવાર્થઃ—શુભ વિહાયોગતિ નામકર્મના ઉદીરક શરીર પર્યાપ્તિવડે પર્યાપ્ત થયેલા પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્ય, ઉત્તર વૈક્રિયવાળા તિર્યંચ મનુષ્ય, સર્વ દેવ, અને સર્વ યુગલિકો છે. તથા સુસ્વર નામકર્મના ઉદીરક ભાષા પર્યાપ્તિવડે પર્યાપ્ત થયેલા દ્વીન્દ્રિયાદિથી પ્રારભીને સંજ્ઞિપંચેન્દ્રિય સુધીના સર્વ જીવો નારક વર્જીને જાણવા. નારકને શુભ વિહાયોગતિનો તથા સુસ્વરનો ઉદય ભવપ્રત્યયથી જ નથી. અને એની પ્રતિપક્ષી અશુભ વિહાયોગતિ તથા દુઃસ્વર નામકર્મના ઉદીરક વિકલેન્દ્રિયો યથાસંભવ અને નારક સર્વે જાણવા, કારણ કે દુઃસ્વરનો ઉદય વિકલેન્દ્રિયોમાં સર્વને નથી, કેટલાકને સુસ્વરનો ઉદય પણ હોય છે, અને નારકોમાં દુઃસ્વરનો અને અશુભ ખગતિનો ઉદય સર્વને હોય છે ॥૧૪॥

**उस्सासस्स सराण य पज्जत्ता आणपाणभासासु । सव्वन्नूणुस्सासो भासा वि य जा न रुज्झंति ॥१५॥**

**उच्छ्वासस्य स्वरयोश्च पर्याप्ता आनप्राणभाषयोः । सर्वज्ञानामुच्छ्वासो भाषापि च यावन्न रुध्येते ॥१५॥**

अन्वयार्थ—उस्सासस्स=ઉચ્છવાસ નામકર્મના य=અને सराण=બે સ્વરના ઉદીરક आणापाणभासासु=ઉચ્છવાસ પર્યાપ્તિવડે અને ભાષા પર્યાપ્તિવડે पजत्ता=પર્યાપ્ત થયેલા જીવો છે, અને सव्वण्णूण=સર્વજ્ઞને તે એની ઉદીરણા उस्सासो य भासा वि=ઉચ્છવાસ અને ભાષા પણ जा=જ્યાં સુધી न रुज्झंत=ન રોકાય-રૂ ત્યાં સુધી હોય છે ॥૧૫॥

ભાવાર્થઃ—ઉચ્છવાસ પર્યાપ્તિવડે પર્યાપ્ત થયેલા એકેન્દ્રિયાદિ સર્વે જીવોને ઉચ્છવાસ નામકર્મની ઉદીરણા હોય છે. અને પૂર્વ ગાથામાં સુસ્વર દુસ્વરના જે ઉદીરક કહ્યા તે સર્વે ભાષા પર્યાપ્તિવડે પર્યાપ્ત થયા હોય ત્યારે જ તેઓને સ્વરની ઉદીરણા થાય છે,

થયેલાને હોય છે. એ આતપ નામના ઉદયથી જ સૂર્ય વિમાનની પૃથ્વી સ્વતઃ શીત છતાં ઉષ્ણ પ્રકાશવાળી છે (સૂર્યકાન્ત આદિ રત્નોમાં પણ કોઈ આતપ નામનો ઉદય કહે છે.) અગ્નિનો ઉષ્ણ પ્રકાશ આતપથી નહિં પરન્તુ એ પ્રકાશની ઉષ્ણતા ઉષ્ણસ્પર્શના ઉદયથી અને પ્રકાશ અતિ ઉત્કટ રક્તવર્ણના ઉદયથી છે. તથા ઉદ્યોતનો ઉદય તિર્યંચગતિમાં જેને હોય તેને ભવપ્રત્યયિક હોય છે, જેથી ચંદ્ર ગ્રહ નક્ષત્ર તારા એ ચાર જ્યોતિષીઓના વિમાનવર્તી લબ્ધિપર્યાપ્ત બાદર પૃથ્વીકાય જીવોને, તથા પ્રકાશ કરતી કેટલીક વનસ્પતિઓને, હીરા વિગેરે મણિ રત્નોને, કેટલાક વિકલેન્દ્રિયોને અને કેટલાક તિર્યંચ પચેન્દ્રિયોને ઉદ્યોતની ઉદીરણા ભવપ્રત્યયિક હોય છે, તથા વૈક્રિય લબ્ધિવાળા તિર્યંચ, મનુષ્યોમાં કેવળ વૈક્રિય યતિઓને તથા આહારક લબ્ધિવાળા યતિઓને જેને હોય તેને લબ્ધિ પ્રત્યયિક અથવા ગુણ પ્રત્યયિક અથવા દેહપરિણામ પ્રત્યયિક ઉદ્યોતની ઉદીરણા હોય છે. તે પણ વૈક્રિય શરીરની અને આહારક શરીરની પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ હોય છે. તથા ઉત્તરવૈક્રિય દેવને પણ ઉદ્યોતની ઉદીરણા હોય છે તે દેહપરિણામ પ્રત્યયિક છે. (ગુણપ્ર૦ વા લબ્ધિ પ્રત્યયિક નહિ). ॥૧૩॥

**सगलो य इट्ठखगइ उत्तरतणुदेवभोगभूमिगया। इट्ठसराए तसा वि य इयरासि तसा सनेरइया ॥१४॥**

सकलश्चेष्टखगतेरुत्तरतनुदेवभोगभूमिगताः। इष्टस्वरस्य त्रसोऽपि चेतरयोः त्रसाः सनैरयिकाः ॥१४॥

अन्वयार्थः—इट्ठखगइ-ઇષ્ટ ખગતિના-શુભ વિહાયોગતિના ઉદીરક સગલો=સકલ ઇન્દ્રિયવાળા એટલે પંચે૦ તિર્યંચ અને મનુષ્ય તથા उत्तरतणु=ઉત્તર દેહમાં (ઉત્તર વૈક્રિય શરીરમાં) વર્તતા સર્વ તિર્યંચ મનુષ્ય તથા देव=સર્વે દેવ અને भोगभूमिगया=ભોગભૂમિમાં-અકર્મભૂમિમાં વર્તતા સર્વ યુગલિકો છે. इट्ठसराए=ઇષ્ટ સ્વરના-સુસ્વરના ઉદીરક तसो वि=ત્રસ પણ જાણવા. એમાં वि= અપિ શબ્દથી વિકલેંદ્રિયો અને પચેન્દ્રિય તિર્યંચ વિગેરે પણ જાણવા. અને इयरासि=ઇતર-અશુભ વિહાયોગતિ તથા દુઃસ્વરના

संहननानि नोत्तरतनुषु तन्नामानो भवान्तरगाः। आनुपूर्वीणां पराघातस्य तु देहेन पर्याप्ताः ॥१२॥

अन्वयार्थः—उत्तरतणुसु=ઉત્તર તનુવાળા એટલે વૈક્રિય અને આહારક શરીરવંતને संघयणाणि न=સંઘયણો ન હોય. अणुपुव्वीणं=ચાર આનુપૂર્વીના ઉદીરક तन्नामगा=તે તે આનુપૂર્વી નામકર્મના ઉદયવાળા भवंतरगा=ભવાન્તર જતા જીવો જાણવા. उ=અને परघायस्स=પરાઘાતના ઉદીરક देहेण पज्जत्ता=શરીર પર્યાપ્તિવડે પર્યાપ્તા સર્વ જીવો જાણવા ॥૧૨॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—આનુપૂર્વીનો ઉદય ઉદીરણા વિગ્રહ ગતિએ-વક્રગતિએ પરભવમાં જતા જીવને બીજા સમયથી હોય અને તે ઉદય ઉદીરણા બે સમયવાળી, એક વક્રામાં ૧ સમય, ત્રણ સમયવાળી બીજી વક્રામાં બે સમય, ચાર સમયવાળી ત્રીજી વક્રામાં ત્રણ સમય હોય. [પાંચ સમયની ચોથી હોય પરન્તુ અલ્પ હોવાથી અવિવક્ષિત છે].॥૧૨॥

बायरपुढवी आयावस्स य वज्जित्तु सुहुमसुहुमतसे। उज्जोवस्स य तिरिए उत्तरदेहो य देवजई ॥१३॥

बादरपृथिवीकायिक आतपस्य च वर्जयित्वा सूक्ष्मसूक्ष्मत्रसान्। उद्योतकस्य च तिर्यंच उत्तरदेहश्च देवो यतिः ॥१३॥

अन्वयार्थः—आयावस्स=આતપ નામકર્મનો ઉદીરક बायरपुढवी=બાદર પૃથ્વીકાય લબ્ધિ પર્યાપ્ત જાણવો (અને તે પણ શરીર પર્યાપ્ત). य=અને उज्जोवस्स=ઉદ્યોત નામકર્મના ઉદીરક सुहुम=સૂક્ષ્મ એકેન્દ્રિય વર્જીને અને सुहुमतसे=સૂક્ષ્મત્રસ-તેઉવાયુ वज्जित्तु=વર્જીને શેષ तिरिए=તિર્યંચો એટલે પૃથ્વી-જળ-વનસ્પતિ-વિકલે૦-તિ૦પંચે૦ એ સર્વ લબ્ધિ પર્યાપ્તા (શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ) જાણવા, તથા उत्तरदेहो=ઉત્તર દેહવાળા (=ઉત્તર વૈક્રિયમાં વર્તતા દેવ યતિ અને આહારકમાં વર્તતા યતિ) હોય છે. ॥૧૩॥

भावार्थः—આતપ નામકર્મનો ઉદય ઉદીરણા સૂર્યના વિમાનવર્તી લબ્ધિ પર્યાપ્ત પૃથ્વીકાય જીવોને છે, અને તે પણ શરીરપર્યાપ્ત

ભાવાર્થઃ—ઉત્પત્તિ સ્થાને ઉત્પન્ન થયા બાદ પ્રથમ સમયથી જ જેને જે સંઘયણ વા સંસ્થાન હોય તેને તે સંઘયણ વા સંસ્થાનની ઉદય ઉદીરણા શરૂ થાય છે, ભવાન્તર જતાં માર્ગમાં ન હોય, કારણ કે એ પુદ્ગલવિપાકી પ્રકૃતિઓ છે તેથી દેહ પુદ્ગલો ગ્રહણ કરવા માંડે ત્યારથીજ શરીર સંઘયણ આદિ પુદ્ગલ વિપાકીનો ઉદય ઉદીરણા શરૂ થાય છે. [કોઇક પુદ્ગલ વિપાકી દેહ રચાયા બાદ પણ ઉદયમાં આવે છે.] ॥૧૦॥

**चउरंसस्स तणुत्था उत्तरतणु सगलभोगभूमिगया। देवा इयरे हुंडा तसतिरियनरा य सेवट्टा ॥११॥**

**चतुरस्रस्य तनुस्था उत्तरतनवः सकलभोगभूमिगताः। देवा इतरे हुंडकस्य त्रसतिर्यग्नराश्च सेवार्त्तस्य ॥११॥**

અન્વયાર્થ—चउरंसस्स=સમચતુરસ્ર સંસ્થાનના ઉદીરક तणुत्था=દેહસ્થ उत्तरतणु=ઉત્તર શરીરવાળા [આહા૦ વૈ૦ શરીર રચનારા] सगला=સકલ ઇન્દ્રિયોવાળા (પંચેન્દ્રિય) મનુષ્ય અને તિર્યંચો યથાસંભવ જાણવા. તથા भोगभूमिगया=ભોગભૂમિમાં વર્તતા (યુગલિક તિ૦ મ૦) અને देवा=દેવો સર્વે હોય છે. इयरे=ઇતર એટલે પૂર્વે કહેલ જીવોથી બાકી રહેલા એકે૦ વિકલે૦ નારક અને લબ્ધિ અપર્યાપ્ત પચે૦તિર્યંચ લ૦અપ૦ મનુષ્ય એ સર્વે દેહસ્થ हुंडा=હુંડક સંસ્થાનવાળા એટલે હુંડકના ઉદીરક હોય છે. તથા ઇતર तस तिरियनरा=વિકલે૦ અને અપર્યાપ્ત તિર્યંચ મનુષ્યો કેવળ सेवट्टा=સેવાર્ત સંઘયણના ઉદીરક હોય છે. [અહિં જે જીવોને કેવળ સમચતુરસ્રની જ અને કેવળ સેવાર્તની જ ઉદીરણા હોય એવા જીવો-ઉદીરણાના સ્વામી કહ્યા] ॥૧૧॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૧૧॥

**संघयणाणि न उत्तरतणूसु तन्नामगा भवंतरगा। अणुपुव्वीणं परघायस्स उ देहेण पज्जत्ता ॥१२॥**

ઉદીરક विउव्वयंतो पमत्तो विरओ=આહારકને વિકુર્વતા પ્રમત્ત વિરત જાણવા. ॥૯॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-એકેન્દ્રિયને અંગોપાંગનો ઉદય ન હોય, માટે બાદરવાયુ વૈક્રિયઉપાંગના ઉદીરક નથી. તથા લબ્ધિ ફેરવવી તે ઉત્સુક ભાવપૂર્વક હોય છે, અને ઉત્સુકતા એ પ્રમાદ હોવાથી આહારકાદિ લબ્ધિ ફેરવનારા મુનિ પ્રમાદ ગુણ૦વાળાજ હોય છે, અપ્રમાદગુણમાં તો શુદ્ધ આત્મધ્યાન હોવાથી લબ્ધિ ફેરવવાને અવકાશજ નથી કદાચિત્ આહારક શરીર રચ્યાબાદ અપ્રમત્તદશા આવી જાય તો અપ્રમત્તમાં પણ આહારકનો ઉદય ઉદીરણા સંભવે એવો પણ અભિપ્રાય છે ॥૯॥

## छण्हं संठाणाणं संघयणाणं च सगलतिरियनरा । देहत्था पज्जत्ता उत्तमसंघयणिणो सेढी ॥१०॥

षण्णां संस्थानानां संहननानां च सकलतिर्यग्नराः । देहस्थाः पर्याप्ता उत्तमसंहननिन श्रेणिं (पपन्ना') ॥१०॥

અન્વયાર્થ—छण्ह संठाणाण=૭ સંસ્થાનની च=અને संघयणाण=૭ સંઘયણની ઉદીરણા કરનાર देहत्था=દેહસ્થ [ઉત્પત્તિસ્થાને ઉત્પન્ન થયેલા] અને ¹पज्जत्ता=લબ્ધિપર્યાપ્તા (સઘળી પર્યાપ્તિવડે પર્યાપ્ત થનારા એવા) सगलतिरियनरा=સકલ(=પંચેન્દ્રિય) તિર્યંચ મનુષ્યો છે. તથા सेढी=ક્ષપકશ્રેણિવાળા જીવો उत्तम संघयणिणो=ઉત્તમ સંઘયણવાળા(વજ્રર્ષભ૦ સંઘયણવાળા)જ હોય છે. એટલે તાત્પર્ય એ કે ક્ષપક-શ્રેણિવંત જીવો કેવળ પ્રથમ સંઘયણના જ ઉદીરક છે પરન્તુ શેષ પાંચના નહિ અને સંસ્થાન છ એના ઉદીરક હોય છે, કારણ કે કેવલિને છએ સંસ્થાન હોય છે. ॥૧૦॥

---

૧ વૃત્તિમા લબ્ધિ પર્યાપ્તા કહ્યા છે, તેનો અર્થ સઘળી પર્યાપ્તિઓ કરવાવાળા જીવો કરવો કારણ કે લબ્ધિ અપર્યાપ્તને કેવળ હુંડક સંસ્થાન અને સેવાર્ત્તનીજ ઉદીરણા હોય છે, તે ૧૧ મી ગાથાના અર્થમા કહેવાશે.

સમયથી શરૂ થાય છે, જેથી ભવાન્તર જતાં માર્ગમાં એ પ્રકૃતિઓનો ઉદય ઉદીરણા ન હોય ॥૭॥

**वेउव्वियाए सुरनेरईया आहारगा नरो तिरिओ । सन्नी बायरपवणो य लद्धिपज्जत्तगो होज्जा ॥ ८॥**

वैक्रियस्य सुरनैरयिका, आहारका नरस्तिर्यक् । संज्ञी बादरपवनश्च लब्धिपर्याप्तको भवेत् ॥८॥

अन्वयार्थ—वेउव्वियाए=વૈક્રિયના ( શરીર બંધન સંઘાતનના ) ઉદીરક आहारगा=આહારી (=ઉત્પત્તિના પ્રથમ સમયવર્તી ) सुर नेरइया=દેવ નારકો છે, તથા सन्नी=સંજ્ઞી नरो तिरिओ=મનુષ્ય તિર્યંચ (=સંજ્ઞિ મનુષ્ય સંજ્ઞિ તિર્યંચ ) य=તથા लद्धिपज्जत्तगो=લબ્ધિપર્યાપ્ત बायर पवणो=બાદર પવન ( બાદર વાયુ ) પણ વૈક્રિય નામકર્મનો ઉદીરક છે. ॥૮॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-વાયુકાયને લબ્ધિપર્યાપ્ત કહ્યો તે વૈક્રિય શરીર રચવાની લબ્ધિ વડે પર્યાપ્ત-શક્તિમાન્ વાયુકાય જાણવો. તેમજ સંજ્ઞિ મનુષ્ય તિર્યંચ પણ વૈક્રિયલબ્ધિ પર્યાપ્ત હોય તે જ વૈક્રિયના ઉદીરક હોય છે સર્વ નહિ. [ પુનઃ લબ્ધિ પર્યાપ્ત એટલે વાયુકાય ૪ પર્યાપ્તિ વડે પર્યાપ્ત અને મનુ૦ તિ૦ ૬ પર્યાપ્તિ વડે પર્યાપ્ત એ અર્થ પણ અન્તર્ગત છે જ, કારણ કે લબ્ધિ અપર્યાપ્તને વૈક્રિયલબ્ધિ ન હોય ) ॥૮॥

**वेउव्विउवंगाए तणुतुल्ला पवणबायरं हिच्चा । आहारगाए विरओ विउव्वयंतो पमत्तो य ॥९॥**

वैक्रियोपांगस्य तनुतुल्या बादरपवनं त्यक्त्वा । आहारकस्य विरतो विकुर्वन् प्रमत्तश्च ॥९॥

अन्वयार्थः—वेउव्विउवगाए=વૈક્રિય ઉપાંગના ઉદીરક पवणबाय हिच्चा=બાદર પવનને વર્જીને શેષ तणुतुल्ला=વૈક્રિય શરીર તુલ્ય ઉદીરક જાણવા. [=દેવ-નારક-સંજ્ઞી તિ૦-સં૦મનુષ્ય. એ ચાર વૈ૦ઉપાંગના ઉદીરક છે ]. य=તથા आहारगाए=આહારક નામકર્મના

ઉત્પન્ન થયેલા[1] જીવો ) જાણવા. ॥૬॥

भावार्थ—ત્રસનામકર્મના ઉદયવાળા દ્વીન્દ્રિયાદિ જીવો ત્રસનામકર્મના ઉદીરક છે અને તે માર્ગમાં વહેતા જીવોને પણ પ્રથમ સમયથીજ ઉદય ઉદીરણા બન્ને શરૂ થાય છે. એ રીતે ૨૫ પ્રકૃતિઓની ઉદય ઉદીરણા પ્રથમ સમયથી જ સમકાળે હોય છે, અને પ્રત્યેક તથા સાધારણ નામકર્મની ઉદય ઉદીરણા ઉત્પત્તિસ્થાને ઉત્પન્ન થયા બાદ ( અર્થાત્ ગતિ આદિ ૨૫ના ઉદય બાદ) હોય છે ॥૬॥

**आहारग नरतिरिया सरीरदुगवेयए पमोत्तूणं । ओरालाए एवं तदुवंगाए तसजियाओ ॥७॥**

**आहारकनरतिर्यंचः शरीरद्विकवेदकान् प्रमुच्य । औदारिकस्यैवं तदुपांगस्य त्रसजीवाः ॥७॥**

अन्वयार्थ—सरीरदुगवेयए=વૈ૦ આહા૦ એ બે શરીરના વેદક पमोत्तूण=વર્જીને શેષ आहारग नर तिरिया=ઓજ આહાર આદી ત્રણમાંનો કોઇ પણ આહાર કરતા મનુષ્ય તિર્યંચો ओरालाए=ઔદારિક શરીર નામકર્મના ( ઉપલક્ષણથી ઔદા૦નાં ૪ બંધન તથા સંઘાતનના પણ ) ઉદીરક હોય છે. एवं=એ પ્રમાણે ( વૈ૦ આહા૦ના વેદક વર્જીને શેષ) तसजियाओ=ત્રસજીવો तदुवंगाए=તેના ઉપાંગના—ઔદારિક ઉપાંગના ઉદીરક હોય છે ॥૭॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે–વિશેષ કે એ પ્રકૃતિઓનો ઉદય ઉદીરણા ભવના પ્રથમ સમયથી નહિં પરન્તુ ઉત્પત્તિના પ્રથમ

---

૧ છપાયલી વૃત્તિમા शरीरपर्याप्तया पर्याप्ता વાક્યથી શરીરપર્યાપ્ત અર્થ થાય, પરન્તુ એ અર્થ ઘટતો નથી, જેથી सयामांथी अ લઇને अपर्याप्त= શરીર અપર્યાપ્ત અર્થ કરવો યોગ્ય છે.

विघ्नावरणध्रुवाणां छद्मस्था योगिनस्तु ध्रुवकाणाम् । उपघातस्य तनुस्थास्तनुकिट्टीनां तनुरागाः ॥५॥

अन्वयार्थ—विग्घ आवरण धुवाणं=૫ અન્તરાય, ૫ જ્ઞાનાવરણ, ૪ દર્શનાવરણ એ ૧૪ ધ્રુવોદયીના छउमत्था=છદ્મસ્થ જીવો ( અસંજ્ઞી ) હોય છે. उ=તથા धुवगाण=નામની ૩૩ ધ્રુવોદયીના जोगिणो=સયોગી-૧૩મા ગુણ૦ સુધીના, उवघायस्स=ઉપઘાત નામકર્મના ઉદીરક तणुत्था=તનુસ્થ–દેહસ્થ ( ઉત્પત્તિ સ્થાનને પ્રાપ્ત થયેલા ) જીવો અને तणुकिट्टीणं=તનુકિટ્ટિના–સૂક્ષ્મલોભના ઉદીરક ( કિટ્ટિકૃત લોભના ઉદીરક ) तणुरागा=સૂક્ષ્મસંપરાયી ( ૧૦મા ગુણ૦વર્તી ) જીવો [2]છેલ્લી આવલિકા વર્જીને હોય છે ॥૫॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૫॥

**तसबायरपज्जत्तगसेयरगइजाइदिट्ठिवेयाणं। आऊण य तन्नामा पत्तेगियरस्स उ तणुत्था ॥६॥**

त्रसबादरपर्याप्तसेतरगतिजातिदृष्टिवेदानाम् । आयुषश्च तन्नामानः प्रत्येकेतरयोस्तु तनुस्थाः ॥६॥

अन्वयार्थ—तसबायर पज्जत्तग=ત્રસ–બાદર–પર્યાપ્ત सेयर=ઇતર સહિત એટલે સ્થાવર–સૂક્ષ્મ–અપર્યાપ્ત સહિત, गइ जाइ दिट्ठि वेयाणं= ગતિ ૪–જાતિ ૫-દ્રષ્ટિ ૩ ( ત્રણ દર્શન મોહનીય )–૩ વેદ य=અને आऊण=આયુષ્ય ૪ એ ૨૫ પ્રકૃતિઓના ઉદીરક तन्नामा=તે તે નામકર્મના ઉદયવાળા જાણવા. તથા पत्तेग इयरस्स=પ્રત્યેક અને સાધારણ એ બેના ઉદીરક तणुत्था=શરીરસ્થ જીવો ( ઉત્પત્તિ સ્થાને

---

૧ છપાયેલી વૃત્તિમા શરીર પર્યાપ્ત અર્થ નિકળે છે, પરન્તુ તે અર્થ ઘટતો ન હોવાથી ગાથામાંથી અ લઇને શરીર અપર્યાપ્ત અર્થ કરવો યોગ્ય છે. ૨ છેલ્લી એક આવલિકા બાકી રહે ત્યારે તે આવલિકા ઉપર કર્મપ્રદેશોના અભાવે ( ઉદયાવલિકામા આકર્ષવા રૂપ ) ઉદીરણા હોય નહિં, તેથી કેવળ ઉદય જ હોય.

॥૩॥ ॥ इति उत्तर प्रकृति साद्यादि उदीरणा ॥

अवतरण—એ પ્રમાણે સાદિ અનાદિ પ્રરૂપણારૂપ ત્રીજો અધિકાર કહીને હવે ઉદીરણાના સ્વામીરૂપ ચોથો અધિકાર કહેવાય છે, તેમાં પ્રથમ મૂળપ્રકૃતિની ઉદીરણાના સ્વામી કહેવાય છે—

**घाईणं छउमत्था उदीरगा रागिणो य मोहस्स। तइयाऊण पमत्ता जोगंता उ त्ति दोण्हं च ॥४॥**

**घातीनां छद्मस्था उदीरका रागिणश्च मोहस्य। तृतीयायुषोः प्रमत्ता योग्यन्तास्त्विति द्वयोश्च ॥४॥**

अन्वयार्थ—घाईणं=ઘાતી કર્મના (જ્ઞાના૦ દ૦ અન્ત૦ ના) उदीरगा=ઉદીરક-ઉદીરણાના સ્વામી छउमत्था=છદ્મસ્થો (૧૨મા ગુણ૦ સુધીના-અસર્વજ્ઞો) હોય છે. य=અને मोहस्स=મોહનીયના ઉદીરક रागिणो=સરાગી જીવો (૧૦મા ગુણ૦ સુધીના) હોય છે, तइय=ત્રીજા વેદનીયકર્મના અને आऊण=આયુષ્યના ઉદીરક पमत्ता=પ્રમત્ત સુધીના (છઠ્ઠાગુ૦ સુધીના) હોય છે, અને શેષ दोण्हं=બે કર્મના-નામ ગોત્રના ઉદીરક जोगता उ=સયોગી સુધીના (૧૩મા ગુણ૦ સુધીના) જીવો હોય છે ॥૪॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-આયુષ્યના ઉદીરક આયુષ્યની પર્યન્ત આવલિકામાં વર્તતા જીવો વર્જીને પ્રમત્ત પર્યન્તના સર્વ જીવો જાણવા. ॥૪॥ इति ॥ मूलप्रकृत्युदीरणास्वामी ॥

अवतरणः—મૂળપ્રકૃતિની ઉદી૦ના સ્વામી કહીને હવે ઉત્તર પ્રકૃતિઓની ઉદી૦ના સ્વામી કહેવાય છે.

**विग्घावरणधुवाणं छउमत्था जोगिणो उ धुवगाणं। उवघायस्स तणुत्था तणुकिट्टीणं तणुगरागा ॥५॥**

અને પરભવમાં પ્રથમ સમયે ઉદીરણા પ્રારંભાય માટે સાદિ. ॥ इति मूलप्रकृतिषु साद्यादि प्ररूपणा ॥

૫ જ્ઞાના૦-૪ દર્શના૦-મિથ્યા૦-તૈ૦ ૭-વર્ણાદિ ૨૦-સ્થિર-અસ્થિર, શુભ-અશુભ-અગુ૦-નિર્માણ-અન્તરાય ૫ એ ૪૮ સિવાયની ૧૧૦ ઉત્તરપ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથીજ એની ઉદીરણા પણ સાદિ અધ્રુવ છે, ॥૩॥

मिच्छत्तस्स चउद्धा तिहा य आवरणविग्घचउदसगे । थिरसुभ सेयर उवघायवज्ज धुवबंधिनामे य ॥३॥

मिथ्यात्वस्य चतुर्धा त्रिधा चावरणविघ्नचतुर्दशके । स्थिरशुभसेतराणामुपघातवर्जनाम्नश्च ॥३॥

अन्वयार्थः—मिच्छत्तस्स=મિથ્યાત્વની ઉદીરણા चउद्धा=ચાર પ્રકારની છે, आवरण विग्घ=આવરણ અને અન્તરાય એ चउदसगे=૧૪ પ્રકૃતિઓની (૫ જ્ઞા૦ ૪ દર્શના૦ ૫ અન્ત૦ની) તથા थिर सुभ सेयर (स इयर)=સ્થિર શુભ ઇતર સહિતની અર્થાત્ અસ્થિર અશુભની પણ य=તથા उवघाय वज्ज=ઉપઘાત વર્જીને धुवबंधिनामे=નામકર્મની ધ્રુવબંધી ૨૯ પ્રકૃતિઓની ઉદીરણા અનાદિ ધ્રુવ અધ્રુવ એમ तिहा=ત્રણ પ્રકારે છે. ॥૩॥

भावार्थः—મિથ્યાત્વની ઉદીરણા ૪ પ્રકારે છે, તે આ પ્રમાણે-સમ્યક્ત્વપ્રાપ્તિના સમયે મિથ્યા૦ની ઉદીરણા બંધ પડે છે, પુનઃ મિથ્યાત્વ પામતા પ્રવર્ત્તે છે તેથી સાદિ, સમ્યક્ત્વ નહિં પામેલા જીવને અનાદિ, અભવ્યને ધ્રુવ ભવ્યને અધ્રુવ. તથા જ્ઞાના૦૫ દર્શના૦ ૪ અન્ત૦૫ એ ૧૪ની ઉદીરણા ૩ પ્રકારની આ પ્રમાણે છે-એ ૧૪ પ્રકૃતિઓ ધ્રુવોદયી હોવાથી અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને ૧૨મા ગુણ૦ની અન્તિમ આવલિકા બાકી રહે તે વખતે ઉદીરણા બંધ પડવાથી અધ્રુવ. તથા તૈ૦૭-અગુરૂ૦-વર્ણાદિ ૨૦-નિર્માણ-સ્થિર-અસ્થિર-શુભ-અશુભ એ ૩૩ ધ્રુવોદયી હોવાથી અનાદિ, અભવ્યને ધ્રુવ, અને સયોગીના અન્તિમ સમયે ઉદી૦વિચ્છેદ થવાથી ભવ્યને અધ્રુવ એમ ૩૩ની ઉદીરણા ૩ પ્રકારની છે. શેષ ૧૧૦ પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી તેની ઉદીરણા પણ સાદિ અધ્રુવ જાણવી.

અધિકાર કહેવાય છે. ત્યાં સાદ્યાદિ પ્રરૂપણા મૂળપ્રકૃતિની અને ઉત્તરપ્રકૃતિની એમ બે પ્રકારની છે, તેમાં પહેલી મૂળપ્રકૃતિની સાદિ અનાદિ પ્રરુપણા કહેવાય છે.

**मूलपगईसु पंचण्ह तिहा दोण्हं चउव्विहा होइ। आउस्स साइ अधुवा दसुत्तरसउत्तरासिंपि ॥२॥**

**मूलप्रकृतिषु पंचानां, त्रिधा द्वयोश्चतुर्विधा भवति। आयुषः साद्यध्रुवाः दशोत्तरशतोत्तरासामपि ॥२॥**

अन्वयार्थ—मूलपगइसु=મૂળપ્રકૃતિઓમાં पंचण्ह=પાંચ કર્મની (જ્ઞાના૦ દર્શના૦ નામ–ગોત્ર–અંત૦ની) ઉદીરણા तिहा=ત્રણ પ્રકારની (અનાદિ–ધ્રુવ–અધ્રુવ) હોય છે, તથા दोण्हं=બે કર્મની (વેદનીય મોહનીયની) चउव्विहा=ચાર પ્રકારની (સાદિ અનાદિ ધ્રુવ અધ્રુવ) હોય છે, आउस्स=આયુષ્યની ઉદીરણા તથા दसुत्तर सय=એકસો દસ उत्तरासिंपि=ઉત્તરપ્રકૃતિઓની પણ ઉદીરણા साइ अधुवा=સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારની હોય છે. ॥૨॥

भावार्थः—જ્ઞાના૦દર્શના૦અન્તરાયની ઉદીરણા ૧૨મા ગુણ૦ની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી સર્વ જીવોને અવશ્ય હોય છે, અને નામગોત્રની ઉદીરણા ૧૩મા ગુણ૦ના છેલ્લા સમય સુધી સર્વને હોય છે માટે અનાદિ, ભવ્યને અન્ત થવાથી અધ્રુવ અને અભવ્યને અન્ત ન હોવાથી ધ્રુવ, એ પ્રમાણે પાચ કર્મની ઉદીરણા ૩ પ્રકારની છે. તથા વેદનીય અને મોહનીયમાં વેદનીયની છઠ્ઠા ગુણ૦ના અન્ત્ય સમય સુધી અને મોહનીયની ૧૦માના અન્ત્ય સમય સુધી હોય છે, ત્યારબાદ હોતી નથી. એટલે અપ્રમત્તાદિ ગુણસ્થાનથી પડતાને વેદનીયની અને ઉપશાન્તમોહથી પડતાને મોહનીયની ઉદીરણા પુન પ્રારંભાય છે માટે સાદિ, અને એ અભાવવાળાં ગુણસ્થાન નહિ પામેલા જીવને અનાદિ, ભવ્યને અધ્રુવ અને અભવ્યને ધ્રુવ, એ રીતે વેદનીય મોહનીયની ઉદીરણા ચાર પ્રકારે છે. તથા આયુષ્યની ઉદીરણા આયુષ્યની છેલ્લી એક આવલિકા બાકી રહે ત્યાં સુધી અવશ્ય હોય અને છેલ્લી આવલિકામાં ન હોય તેથી અધ્રુવ,

ભાવાર્થ.—કષાય સહિત અને કષાય રહિત એ બન્ને પ્રકારના યોગ-વીર્ય વડે ઉદયાવલિકાથી ઉપરની સર્વ સ્થિતિઓને [ ઉદયા૦થી ઉપરના સર્વ સ્થિતિગત કર્મપ્રદેશોને] આકર્ષીને-ખેંચીને ઉદયાવલિકામાં પ્રક્ષેપવા તે ઉદીરણા. એમાં કષાયસહિત વા રહિત યોગ માત્રજ એક હેતુ છે, જેથી અયોગી સિવાયના શેષ સર્વ સયોગી જીવોને ઉદીરણા હોય છે, અયોગીને યોગના અભાવે ઉદીરણા હોય નહિં. આ ઉદીરણાનું ફળ એ છે કે-નિષેક રચના પ્રમાણે અબાધા વીત્યા બાદ ઘણા કાળે ઉદય આવવા યોગ્ય હતા તે કર્મપ્રદેશો ઉદીર્ણ સમયથી એકજ આવલિકા જેટલા કાળમાં ઉદય આવી નિર્જરી જાય છે, એમાં જો કે ઉદયકાળ એક સમયનો બદલાઇને એક આવલિકા જેટલો થયો-વધ્યો, પરન્તુ હજારો વર્ષનો અબાધાકાળ(=ઉદય આવવાનો વિલંબકાળ) સર્વ નાશ પામી તુરતજ ઉદય શરૂ થઈ ગયો. જેમ ૭૦ કો૦કો૦ સ્થિતિબંધ સમયે જે કર્મપ્રદેશો જઘન્યથી ૭૦૦૦ વર્ષે અને ઉત્કૃષ્ટથી સમયોન ૭૦ કો૦કો૦ સાગરોપમ વીત્યા બાદ ઉદય આવવાના હતા તે કર્મપ્રદેશો બંધાવલિકા વીત્યા બાદ તુતરજ ઉદયાવલિકામાં આવીને ઉદયાવ૦ના સર્વ સમયોમાં વહેંચાઈને એક આવલિકા સુધી ઉદય આવી સત્તા રહિત થાય છે, એ ઉદીરણાનું ફળ છે. પુનઃ કર્મનો ઉદય હોય તોજ ઉદીરણા હોય, ઉદયના અભાવે ઉદીરણા પણ ન હોય. ॥ इति उदीरणा लक्षणम् ॥

તથા એ ઉદીરણા આઠ પ્રકારની છે તે આ પ્રમાણે-૧ મૂળપ્રકૃતિની પ્રકૃતિ ઉદીરણા, ૨ મૂળપ્રકૃતિની સ્થિતિ ઉદીરણા, ૩ મૂળપ્રકૃતિની અનુભાગ ઉદીરણા, ૪ મૂળપ્રકૃતિની પ્રદેશોદીરણા. એ રીતે ઉત્તર પ્રકૃતિની પણ ચાર ઉદીરણા જાણવી. પુનઃ એમાં મૂળપ્રકૃતિની પ્રકૃતિ ઉદીરણાદિ ચારે ઉદીરણા જ્ઞાનાવરણીય ઉદીરણા આદિ ભેદે ૮-૮ પ્રકારની છે, અને ઉત્તરપ્રકૃતિની ચારે ઉદીરણા મતિજ્ઞાનાવરણીયઉદીરણા આદિ ભેદે ૧૫૮-૧૫૮ પ્રકારની છે. એ રીતે ઉદીરણાના ભેદ ૨ અથવા ૪ અથવા ૮ અથવા ૧૫૮ ઈત્યાદિ જાણવા. ॥ इति उदीरणाभेदः ॥

અવતરણ—પહેલી ગાથામાં ઉદીરણાનું લક્ષણ અને ભેદ કહીને હવે આ ગાથામાં ઉદીરણાની સાદિ અનાદિ પ્રરૂપણા રૂપ ત્રીજો

श्रीजिनेन्द्रायनमः

# ॥ अथ ५ मं. उदीरणाकरणम् ॥

અવતરણ—પૂર્વે ૩જું ઉદ્વર્તનાકરણ અને ૪થું અપવર્ત્તનાકરણ કહીને હવે ક્રમ પ્રમાણે ૫ મું ઉદીરણાકરણ કહેવાય છે, ત્યાં [1]લક્ષણ–[2]ભેદ–[3]સાદ્યાદિ–સ્વામિત્વ–પ્રકૃતિસ્થાનો–અને [6]પ્રકૃતિસ્થાનના સ્વામી એ ૬ અધિકાર કહેવાના છે. તેમાં ઉદીરણાનું લક્ષણ અને ઉદીરણાના ભેદ એ બે અધિકાર આ ગાથામાં કહેવાય છે—

**जं करणेणोकड्ढिय उदए दिज्जइ उदीरणा एसा। पगइठिइअणुभागप्पएसमूलुत्तरविभागा ॥१॥**

यत्करणेनापकृष्योदये दीयत उदीरणैषा। प्रकृतिस्थित्यनुभागप्रदेशमूलोत्तरविभागा ॥१॥

અન્વયાર્થ—करणेण=કરણ વડે (યોગ વડે) ओकड्ढिय=આકર્ષીને जं=જે કર્મપ્રદેશોને उदए=ઉદયમાં–ઉદયાવલિકામાં दिज्जए=દેવાય–પ્રક્ષેપાય एसा=તે उदीरणा=ઉદીરણા કહેવાય. ॥ इति लक्षणम् ॥ તે ઉદીરણા पगइ=પ્રકૃતિ ઉદીરણા ठिइ=સ્થિતિ ઉદીરણા अणुभाग=અનુભાગ ઉદીરણા–રસ ઉદીરણા, અને प्पएस=પ્રદેશ ઉદીરણા. એ ચાર પ્રકારે मूल=મૂળપ્રકૃતિ અને उत्तर=ઉત્તર પ્રકૃતિના विभागा=વિભાગથી–ભેદથી બે બે પ્રકારની છે (અર્થાત્ આઠ પ્રકારની છે). ॥૧॥

બંધાતી સ્થિતિથી નીચેની—ન્યૂન સ્થિતિની તેમજ ઉપશાન્તની અધિક સ્થિતિની (બંધથી અધિક પૂર્વબદ્ધસ્થિતિની) પણ પ્રવર્તે. તથા ક્ષપકશ્રેણિમાં સં૦ક્રોધ માન માયા લોભની ચારની કિટ્ટિ થાય છે, અને ઉપ૦શ્રેણિમાં કેવળ સં૦લોભનીજ કિટ્ટિ થાય છે, જેથી એ ચાર સંજ્વલનના કિટ્ટિરૂપ થયેલા દલિકની ઉદ્વર્તના થતી નથી પરન્તુ અપવર્તનાજ માત્ર થાય છે, અને એ ચાર સંજ્વલનો જ્યાં સુધી કિટ્ટિરૂપ નથી થયા ત્યાં સુધી તે બાદર સંજ્વલનની ઉદ્વર્તના અપવર્તના બન્ને પ્રવર્તે છે. શેષ કર્મોમાં કિટ્ટિસ્વરૂપનો અભાવ છે. એ રીતે અનુભાગમાં પણ બંધાતા અનુભાગથી અધિક અનુભાગની ઉદ્વર્તના ન હોય, અને અપવર્તના તો અધિકની અને ન્યૂનની પણ હોય. તથા કિટ્ટિસંબધિ નિયમમાં વસ્તુત: કિટ્ટિ અનુભાગનીજ છે, જેથી કિટ્ટિકૃત અનુભાગમાં અપવર્તના માત્ર હોય, ઉદ્વર્તના ન હોય, અને બાદર અનુભાગની ઉદ્વ૦ અપ૦ બન્ને હોય ॥ इति विषयनियमः ॥ એ રીતે ઉદ્વ૦ અપ૦ ક્યારે ? કેટલી ? અને કોની હોય ન હોય તે સર્વવાત દર્શાવી. ॥ इति ३ उद्वर्त्तना ४ अपवर्त्तनाकरण ॥

॥ इति उद्वर्त्तनाऽपवर्त्तनाकरणम् ॥

अन्वयार्थ—आबंधा=બંધકાળ સુધી અથવા બંધ જેટલી ठिइरसाणं=સ્થિતિઓને અને રસસ્પર્ધકોને उक्कड्डइ=ઉદ્વર્તે છે, ओकड्डणा=અપવર્તના તો सव्वहिम्=સર્વત્ર (બંધકાળે અને અબંધકાળે પણ) પ્રવર્તે છે ॥ ઇતિ કાળ નિયમ ॥ તથા किट्टिवज्जे=કિટ્ટિકૃત કર્મ વર્જીને શેષ સર્વ કર્મની उभयं=ઉદ્વ૦ અપ૦ બન્ને થાય છે, एक्का=એક किट्टिसु=કિટ્ટિકૃત કર્મની તો ફક્ત ओवट्टणा=અપવર્તનાજ થાય છે ॥ ઇતિ વિષયનિયમ ॥૧૦॥

भावार्थ—પ્રકૃતિનો બંધ જ્યાં સુધીજ પ્રવર્તે ત્યાં સુધીજ ઉદ્વર્તના પ્રવર્તે, બંધાભાવ થયે ઉદ્વર્તના પણ બંધ થાય, અને અપવર્તના તો બંધકાળમાં અને અબંધકાળે પણ પ્રવર્તે ॥ ઇતિ कालनियम. (અથવા आबंधा પદનો બીજો અર્થ "જેટલો સ્થિતિબંધ" એવો પણ થાય, જેથી એ અર્થ પ્રમાણે જેટલો સ્થિતિબંધ કે રસબંધ થાય તેટલીજ ઉદ્વર્તના થઈ શકે એથી અધિક ઉદ્વર્તના ન હોય, જેમ મતિજ્ઞાનાવરણીયનો સ્થિતિબંધ ૨૦ કો૦કો૦ બંધાય છે તો નીચેનો કોઇ પણ સમય ઉદ્વર્તાય તો તે સમય વધીને ૨૦ કો૦કો૦ સા૦ પ્રમાણનો થાય એથી અધિક ન થાય, અને અનુભાગ પણ વધીને ઉ૦ચતુસ્થાન સ્પર્ધક જેટલો થાય, એથી અધિક ન થાય) અથવા आबंधा પદનો [1]ત્રીજો અર્થ આ પ્રમાણે-જેટલો નવો સ્થિતિબંધ બંધાય તેટલીજ સત્તાગત સ્થિતિ અને અનુભાગ (તેટલીજ પૂર્વબદ્ધ સ્થિતિલતા અને અનુભાગ) ઉદ્વર્તાય પરન્તુ બન્ધ ઉપરાન્તની અધિક સ્થિતિસત્તા અને અનુભાગ તે વખતે વિદ્યમાન હોવા છતાં પણ ન ઉદ્વર્તાય, કારણ તે ઉપરાન્તની સ્થિતિ ઉદ્વર્તાઈને કયા પતદ્ગ્રહમાં પડે ? પતદ્ગ્રહ સ્થિતિઓ-સમયો તો બધ્યમાન લતાનાજ હોય, માટે પતદ્ગ્રહસ્થિતિ અનુભાગથી અધિક પૂર્વસ્થિતિ વા પૂર્વાનુભાગસ્પર્ધકોની ઉદ્વર્તના ન હોય. અને અપવર્તના તો

---

૧ અતીત્થાપનાવલિકા અને આવલિકાનો અસંખ્યાતમોભાગ વર્જીને ઇત્યાદિ વિશેષ નિયમ સ્વત સમજવો, વૃત્તિમા તો સામાન્યમાત્રથી "तावन्मात्रस्य=તેટલી માત્રનીજ" એમ કહ્યું છે.

અલ્પ છે, તેથી ઉદ્વર્તના અપવર્તનાનો બન્નેનો જઘ૦નિક્ષેપ-પતદ્ગ્રહ સ્પર્ધકો અનન્તગુણ છે, પરન્તુ બન્નેનાં પરસ્પર તુલ્ય સંખ્યા-વાળા છે. (અહિં ઉદ્વ૦નો જ૦ પતદ્ગ્રહ સર્વોપરિતન આવલિકાનો અસંખ્યાતમોભાગ હોવાથી લઘુ છે અને અપ૦નો જ૦ પતદ્ગ્રહ સર્વથી નીચે આવલિકાનો સમયાધિક ત્રીજો ભાગ જેટલો હોવાથી મોટો છે, અર્થાત્ એના જ૦નિક્ષેપની [જ૦પતદ્ગ્રહની] સમય સંખ્યા તુલ્ય નથી તોપણ નીચેના સમયોમાં દરેકમાં અલ્પ અલ્પ સ્પર્ધકો અને ઉપરના સમયોમાં દરેકમાં અધિક અધિક સ્પર્ધકો હોવાથી સ્પર્ધક સંખ્યા તુલ્ય છે.)

તેથી બન્નેની નિર્વ્યાઘાત અતીત્થાપનાના સ્પર્ધકો અનન્તગુણ છે, પરસ્પર તુલ્ય છે. (આવલિકા પ્રમાણજ તુલ્ય અતીત્થાપના હોવાથી).

તેથી વ્યાઘાતી અપવર્તનામાં ઉત્કૃષ્ટ અતીત્થાપના ગત સ્પર્ધકો અનન્તગુણ છે. ( સમયોન અંતકો૦કો૦ ન્યૂન શેષ સર્વ-સ્થિતિગત હોવાથી).

તેથી બન્નેના ઉત્કૃષ્ટ નિક્ષેપસ્પર્ધકો વિશેષાધિક છે, પરસ્પર તુલ્ય છે [અબાધાદિહીન સર્વકર્મ સ્થિતિગત હોવાથી].

તેથી પૂર્વબદ્ધ સ્થિતિઓના અનુભાગ સ્પર્ધકો અને નવી બંધાતી ઉ૦સ્થિતિના અનુભાગસ્પર્ધકોએ બન્ને મળીને વિશેષાધિક છે ॥૮-૯॥ इति उद्व० अप० अल्पबहुत्वम् ॥

अवतरण—હવે ઉદ્વર્તના અપવર્તના ક્યારે થાય, અને કેટલા કાળ સુધી પ્રવર્તે ? અને ઉદ્વ૦ અપ૦કોની હોય અને કોની ન હોય તે કાળનિયમ અને વિષયનિયમ દર્શાવે છે—

**आबन्धा उक्कड्ढइ सव्वहिमोकड्ढणा ठिइरसाणं । किट्टीवज्जे उभयं किट्टिसु ओवट्टणा एक्का ॥१०॥**

आबन्धादुत्कर्षयति सर्वत्रापकर्षणा स्थितिरसानाम् । किट्टिवर्जे उभयं, किट्टिष्वपवर्त्तना एका ॥१०॥

स्तोकं प्रदेशगुणहान्यन्तरं द्वयोर्जघन्यनिक्षेपः । क्रमशोऽनन्तगुणितो द्वयोरप्यतीत्थापना तुल्या ॥८॥
व्याघातेनानुभागकण्डकमेकया वर्गणयोनम् । उत्कृष्टो निक्षेपः, ससत्कर्मबन्धश्च सविशेषः ॥९॥

अन्वयार्थ—पएसगुणहाणिअन्तर=કર્મપ્રદેશોની દ્વિગુણવૃદ્ધિહાનિના આંતરામાંના રસસ્પર્ધકો थोवं=અલ્પ છે, તેથી कमसो=અનુક્રમે दुसु=ઉદ્વર્તના અપવર્તના એમાં जहन्ननिक्खेवो=જઘન્ય નિક્ષેપ વિષયક સ્પર્ધકો अणतगुणिओ=અનન્તગુણ છે, તેથી दुसु वि=બંનેની अइत्थावणा=અતીત્થાપનાં સ્પર્ધકો અનન્તગુણ છે પરન્તુ तुल्ला=પરસ્પર તુલ્ય છે ॥૮॥

वाघाएण=વ્યાઘાતવડે एक्काए वग्गणाए=એક વર્ગણાએ ऊणं=ઊન—ન્યૂન अणुभागकण्डग=અનુભાગકંડકવર્તી સ્પર્ધકો અનન્તગુણ છે, તેથી उक्कोसो निक्खेवो=ઉત્કૃષ્ટ નિક્ષેપવર્તી સ્પર્ધકો અનન્તગુણ છે, य=અને તેથી ससंतबंधो=સત્તાગત અનુભાગ સહિત ઉત્કૃષ્ટસ્થિતિ-બંધવર્તી અનુભાગબંધ सविसेसो=વિશેષાધિક છે. ॥૯॥

ભાવાર્થ—કોઈપણ એક સ્થિતિમાં જેટલાં અનન્ત રસસ્પર્ધકો છે તેને જઘન્ય સ્પર્ધકથી ઉત્કૃષ્ટ સ્પર્ધક સુધી અનુક્રમે સ્થાપીએ તો પૂર્વપૂર્વ સ્પર્ધકથી ઉત્તરોત્તર સ્પર્ધક વિશેષાધિક વિશેષાધિક રસવાળું હોય, અર્થાત્ એ સ્પર્ધકપંક્તિમાં રસ અધિક અધિક હોય (દ્વિગુણ ન હોય), અને કર્મપ્રદેશો અનુક્રમે વિશેષ હીન હીન હોય [દ્વિગુણાદિ હીન ન હોય,) પુન છેલ્લા સ્પર્ધકથી વિચારીએ તો રસ વિશેષહીન વિશેષહીન હોય અને પ્રદેશો વિશેષાધિક વિશેષાધિક હોય [દ્વિગુણ દ્વિગુણથી ન્યૂન હોય], તેથી એ પંક્તિમાં [1]અન્તરે અન્તરે દ્વિગુણવૃદ્ધિહાનિ પ્રાપ્ત થાય છે, જેથી એક દ્વિગુણહાનિ વા વૃદ્ધિના અન્તરમાં—આંતરે જેટલાં સ્પર્ધકો છે તે સર્વ

---

૧ અહિં અન્તરનું પ્રમાણ દર્શાવ્યુ નથી, પરન્તુ સ્નેહસ્પર્ધકના અન્તરની સાથે સરખામણી કરેલી હોવાથી ઉ૦અન્તર અસખ્યલોક જેટલું હોય તો સંભવિત છે.

સાથેજ ઉદ્વર્તાઈને અતીત્થાપનાવલિકાથી (ગત અનન્તસ્પર્ધકો અતિક્રમીને) ઉપરના અસંખ્યાતમાભાગની સ્થિતિઓમાં રહેલા રસસ્પર્ધકોમાં સંક્રમે છે. પુનઃ ત્યાંથી નીચેનો બીજા સમયગત પ્રદેશોના અનન્ત સ્પર્ધકો આવલિકાગત અનન્તસ્પર્ધકોને ઉલ્લંઘીને ઉપર સમયાધિકઅસંખ્યાતમાભાગની સ્થિતિઓમાં રહેલા અનન્તસ્પર્ધકોમાં ઉદ્વર્તાય છે-સંક્રમે છે. એ પ્રમાણે નીચે નીચેના સ્પર્ધકોના સંક્રમની અપેક્ષાએ ઉપરના નિક્ષેપસ્પર્ધકો-પતદ્ગ્રહસ્પર્ધકો વધતા વધતા હોય છે અને અતીત્થાપનાસ્પર્ધકો તો આવલિકાગતસ્પર્ધકો જેટલાજ કાયમ રહે છે, જેથી બંધાવલિકા વીત્યા બાદ ઉદ્વર્ત્યમાનસ્પર્ધકો ઉદયાવલિકા અબાધા અને અતીત્થાપનાવલિકા એ સ્થિતિઓમાં રહેલા સ્પર્ધકો વર્જીને શેષ સર્વસ્થિતિગત સ્પર્ધકો (ઉદ્વર્તનીય) છે, અને ઉદ્વર્ત્યમાન સમય અબાધા અને અતીત્થાપના આવલિકા એટલી સ્થિતિઓમાં રહેલા સ્પર્ધકો વર્જીને શેષ સ્થિતિગત સ્પર્ધકો તે નિક્ષેપવિષય-પતદ્ગ્રહ સ્પર્ધકો છે. ॥इति [1]अनुभाग उद्वर्तना॥

હવે રસની અપવર્ત્તના કહે છે-રસની અપવર્તના પણ સ્થિતિની અપવર્ત્તના પ્રમાણેજ જાણવી, જેથી પ્રારંભમાં ઉદયાવલિકાગત અનન્તસ્પર્ધકો અનપવર્તનીય છે, અને તેથી ઉપરના પ્રથમસમયવર્તી અનન્ત સ્પર્ધકો અપવર્તાઈને નીચેની આવલિકાના નીચેના સમયાધિક ત્રિભાગવર્તી સ્પર્ધકોમાં સંક્રમે ઇત્યાદિ પ્રરૂપણા સ્થિતિની અપવર્તનાવત્ વ્યાઘાત અને નિર્વ્યાઘાતથી બન્ને પ્રકારે જાણવી ॥

અવતરણ—ઉદ્વર્તના અપવર્તનાનું પરસ્પર અલ્પબહુત્વ કહેવાય છે—

**थोवं पएणगुणहाणि अंतरं दुसु जहन्ननिक्खेवो । कमसो अणंतगुणिओ दुसु वि अइत्थावणा तुल्ला ॥८॥**
**वाघाएणणुभागकंडगमेक्काए वग्गणाऊणं । उक्कोसो निक्खेवो ससंतबंधो य सविसेसो ॥९॥**

[1] રસની ઉદ્વર્તના અપવર્તનામા પણ વ્યાઘાત અને નિર્વ્યાઘાત ભેદ સ્થિતિની ઉદ્વર્તના અપવર્તના પ્રમાણેજ સરખી રીતે જાણવા.

જીવ સ્થિતિઘાત કરવાના અવસરે એમાંના છેલ્લા સમયને નીચેની અંતઃ કો૦કો૦માં અપવર્તે છે-પ્રક્ષેપે છે માટે એ સર્વાન્તિમ સમયની અપેક્ષાએ ઉત્કૃષ્ટ અતીત્થાપના ઉ૦સ્થિતિ સત્તાવાળાને હોય એમાંથી સમયહીન બે સમયહીન યાવત્ પલ્યોપમાસંખ્યેયભાગ પ્રમાણ જ૦અતી૦ સુધી ગણતાં મધ્યમ અતીત્થાપનાઓ અસંખ્ય ભેદે જાણવી. ॥૬॥ इति व्याघाते स्थित्यपवर्त्तना ॥

अवतरणः—એ પ્રમાણે સ્થિતિની ઉદ્વર્તના અને અપવર્તના કહીને હવે રસની ઉદ્વર્તના તથા અપવર્તના કહેવાય છે, તેમાં પ્રથમ રસની ઉદ્વર્તના કહેવાય છે,

## चरमं नोव्वट्टिज्जइ जावाणंताणि फड्डगाणि ततो । उस्सक्किय ओकड्डइ एवं उव्वट्टणाईओ ॥७॥

### चरमं नोद्वर्त्यते यावदनन्तानि स्पर्धकानि तेभ्यः । अवष्टक्योद्वर्तयत्येवमपवर्तना आदितः ॥७॥

अन्वयार्थ—चरम ચરમસ્પર્ધક (છેલ્લી સ્થિતિનુ છેલ્લુ સ્પર્ધક) न उव्वट्टिज्जइ=ન ઉદ્વર્તાય. जाव=યાવત્ अणताणि=નીચેનાં અનન્ત સ્પર્ધકો (અસં૦ ભાગાધિક આવલિકાગત સ્પર્ધકો) પણ ન ઉદ્વર્તાય, પરન્તુ ततो=ત્યાંથી उस्सक्किय=નીચે ઉતરીને જે સ્પર્ધકો આવે (અસંખ્યેય ભાગાધિક આવલિકાથી નીચેની સ્થિતિનાં સ્પર્ધકો) તે ओकड्डइ=ઉદ્વર્તાય. एवं=એ પ્રમાણે उव्वट्टणाईओ=અપવર્તના પણ જાણવી.

भावार्थ—એકેક સ્થિતિમાં અનન્ત અનન્ત રસસ્પર્ધકો છે, અને રસની ઉદ્વર્તના અપવર્તના સ્થિતિની ઉદ્વર્તના અપવર્તના તુલ્ય છે, જેથી નિર્વ્યાઘાત સ્થિતિ ઉદ્વર્તનામાં જેમ છેલ્લા સમયથી પ્રારંભીને નીચે અસંખ્યભાગાધિક આવલિકા જેટલી સ્થિતિઓ ઉદ્વર્તાતી નથી તેમ તેમાં દરેકમાં રહેલ અનન્ત અનન્ત રસસ્પર્ધકો પણ ઉદ્વર્તાતાં નથી, પરન્તુ તેથી નીચેનો એક સમય જેમ ઉદ્વર્તાઈને આવલિકા છોડી ઉપરના અસંખ્યાતમાભાગમાં પડે છે, તે પ્રમાણે. એ સમયમાં રહેલા કર્મદેશોના અનન્ત રસસ્પર્ધકો પણ તે પ્રદેશો

उद्वर्त्तनाऽपवर्त्तनाकरणम्।

वाघाए समऊणं कंडगमुक्कस्सिया अइत्थवणा। डायठिई किंचूणा ठिइ कंडुक्कस्सगपमाणं ॥६॥

व्याघाते समयोनं कंडकमुत्कृष्टातीन्थापना। डायस्थितिः किंचिदूना स्थितिः कंडकस्योत्कृष्टप्रमाणम् ॥६॥

अन्वयार्थ—वाघाए=વ્યાઘાત (=સ્થિતિઘાત) પ્રવર્ત્તે ત્યારે તો उक्कस्सिया अइत्थवणा=ઉત્કૃષ્ટ અતીત્થાપના सम(य) ऊणं=સમય ન્યૂન कंडग=કંડક [ પલ્યાસખ્યભાગથી દેશોન કર્મસ્થિતિ ] પ્રમાણ હોય છે. અને कडुक्कस्सगपमाण=કંડકનું ઉત્કૃષ્ટ પ્રમાણ किंचूणा डायठिई= કિંચિત્ ન્યૂન ડાયસ્થિતિ તુલ્ય (અંતઃ કો૦કો૦ન્યૂન કર્મસ્થિતિ પ્રમાણ) છે. ॥૬॥

भावार्थः—અહિં વ્યાઘાત એટલે સ્થિતિઘાત. તે સ્થિતિઘાતના પ્રસંગે અપવર્તાતો છેલ્લો સમય જઘન્યથી પલ્યોપમાસંખ્યેય ભાગ પ્રમાણ સ્થિતિ ઉલ્લંઘીને નીચેની સર્વ સ્થિતિઓમાં અપવર્તાય છે. અને ઉત્કૃષ્ટથી અંતઃ કો૦ કો૦ ન્યૂન સર્વસ્થિતિ જેટલી સ્થિતિ ઉલ્લંઘીને નીચે અપવર્તાય છે. જેથી એ પલ્યો૦નો અસં૦મો ભાગ जघन्य अतीत्थापना कंडक. કહેવાય અને અંત૦ કો૦કો૦ ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ એ उत्कृष्ट अतीत्थापना कंडक. કહેવાય. પુનઃ એ બન્નેમાં અપવર્તાતો સમય અતીત્થાપનામાં ન ગણાય માટે તે ન્યૂન કરવાથી સમયોન કંડક પ્રમાણ અતીત્થાપના ગણાય. અહિં સમયોન ઉત્કૃષ્ટ કંડક દેશોન ડાયસ્થિતિ જેટલું કહ્યું તે આ રીતે—પૂર્વ સમયે બંધાયલી સ્થિતિથી અનન્તર સમયે (બીજે સમયે) જેટલો અધિક સ્થિતિબંધ થાય તેટલી डायस्थिति કહેવાય, કારણ કે દેડકાની માફક ડાય એટલે ફાળ દઈને બાંધેલી અધિક સ્થિતિ તે डायस्थिति. તે ઉત્કૃષ્ટથી અંતઃ કો૦કો૦ ન્યૂન ઉત્કૃષ્ટ કર્મ સ્થિતિ પ્રમાણ છે. કારણ કે-સંજ્ઞિ પંચેન્દ્રિય જીવ અન્તઃ કો૦કો૦ જેટલો સ્થિતિબંધ કરીને તુરત બીજે જ સમયે ૭૦ કો૦કો૦ ઇત્યાદિ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી શકે છે, માટે અંત કો૦કો૦થી ઉ૦સ્થિતિ સુધીની સ્થિતિ ડાયસ્થિતિ કહેવાય. ઉ૦સ્થિતિ સત્તાવાળો

ઉદયાવલિકાના ઉપરના સમય ન્યૂન બે વિભાગ છોડી નીચેના સમયાધિક ત્રીજા ભાગમાં સંક્રમે-અપવર્તાય, જેથી એ પ્રથમ સમયની અપેક્ષાએ આવલિકાના સમયોન બે ત્રિભાગ જઘન્ય અતીત્થાપના અને સમયાધિક એક ત્રિભાગ जघन्य निक्षेप विषय અથવા જઘન્ય પતદ્ગ્રહ છે. પુનઃ ઉદયા૦ ઉપરનો બીજો સમય અપવર્તાય ત્યારે અતીત્થાપના એક સમય વધે, ત્રીજો સમય અપવર્તાય ત્યારે બે સમય વધે એ રીતે અતીત્થાપના સંપૂર્ણ આવલિકા પ્રમાણ થાય ત્યાં સુધી અથવા (આવલિકાના સમયોન બે ત્રિભાગ જેટલા સમયો સંક્રમે ત્યાં સુધી) અતીત્થાપના જ વધતી રહે, અને આવલિકા પૂર્ણ થયા બાદ કેવળ નિક્ષેપ જ વધતો જાય અને અતીત્થાપના તો સર્વત્ર આવલિકા માત્ર જ કાયમ રહે. જેથી ઉ૦સ્થિતિલતામાંનો ચરિમ સમય (સર્વાન્તિમ સમય) અનંતર સમયથી એક આવલિકા ઉલ્લંઘીને બંધાવલિકા રહિત સર્વ સ્થિઓમાં-સમયોમાં સંક્રમે-અપવર્તાય, માટે એ સર્વાન્તિમ સ્થિતિની અપેક્ષાએ ઉ૦ નિક્ષેપ=ઉ૦પતદ્ગ્રહ અપવર્ત્યમાન સમય અતીત્થાપના આવલિકા અને બંધાવલિકા વર્જીને શેષ ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ જાણવો અને બંધાવલિકા ઉદયાવલિકા રહિત શેષ ઉત્કૃષ્ટ કર્મસ્થિતિ પ્રમાણ उत्कृष्ट अपवर्तनीय સ્થિતિ જાણવી. એ પ્રમાણે ઉદય૦ ઉપરનો પ્રથમ સમય આશ્રયી જઘન્ય નિક્ષેપ અને સર્વાન્તિમ સમય આશ્રયી ઉ૦નિક્ષેપ હોય છે. આ વિધિ સ્થિતિઘાત વિના [1]હોય છે, અર્થાત્ આ પ્રકારની અપવર્તનાથી સ્થિતિ ન્યૂન થતી નથી માટે નિર્વ્યાઘાત અપવર્તના કહેવાય છે. ॥૪-૫॥ इति निर्व्याघात स्थित्यपवर्तना ॥

अवतरण—પૂર્વે નિર્વ્યાઘાત સ્થિતિ અપવર્તના કહીને હવે વ્યાઘાત स्थित्यपवर्तना કહેવાય છે—

---

૧ આ અપવર્તના વડે જે જે સમયો અપવર્તાય છે તેમાના પ્રદેશો માત્ર ઓછા થાય છે, પરન્તુ અસંખ્ય વર્ષો સુધી અપવર્તના થવા છતા પણ તે મૂળ સમય ત્રુટતો નથી, જેથી સ્થિતિ એક સમય માત્ર પણ ન ઘટતા તેની તે જ કાયમ રહે છે માટે એ અપવર્તના વડે સ્થિતિને કંઇપણ વ્યાઘાત-હાનિ ન થવાથી એ निर्व्याघात अपवर्तना જાણવી, પરન્તુ એમા પ્રદેશોની સ્થિતિ તો ત્રુટે છે જ માટે અપવર્તના શબ્દ સાર્થક છે

ત્યારે ત્રીજી ગાથામાં કહ્યા પ્રમાણે ઉદ્વર્તના થાય છે. ॥૩॥ ॥ इति व्याघाते स्थित्युद्वर्तना, समाप्ता च स्थित्युद्वर्तना ॥

અવતરણ—એ પ્રમાણે સ્થિતિની ઉદ્વર્તના કહીને હવે સ્થિતિની અપવર્તના કહેવાય છે-તે પણ નિર્વ્યાઘાતી અને વ્યાઘાતી હોવાથી પ્રથમ નિર્વ્યાઘાતિ અપવર્તના કહેવાય છે—

**उव्वट्टंतो य ठिइं उदयावलिबाहिरा ठिइविसेसा । निक्खिवइ तइअभागे समयहिए सेसमइवईय ॥४॥**

**वड्ढइ तत्तो अतित्थावणा उ जावालिगा हवइ पुन्ना । ता निक्खेवो समयाहिगालिग दुगूण कम्मठिई ॥५॥**

अपवर्तयंश्च स्थितिमुदयावलिकाबाह्यान् स्थितिविशेषान् । निक्षिपति तृतीयभागे समयाधिके शेषमतिक्रम्य ॥४॥

वर्धते ततोऽतीत्थापना तु यावदावलिका भवेत् पूर्णा । तस्मान्निक्षेपः समयाधिकावलिकाद्विकोनकर्मस्थितिः ॥५॥

અન્વયાર્થ—य=પુનઃ ठिइं=સ્થિતિને उव्वट्टन्तो=અપવર્તતો જીવ उदयावलिबाहिरा=ઉદયાવલિકાથી બહારના ठिइविसेसा=સ્થિતિવિશેષોને-સ્થિતિભેદોને सेस=નીચેની શેષ સર્વ સ્થિતિ अइवईय=અતિક્રમીને-ઉલ્લંઘીને સમય (अ)हिए=સમયાધિક तइयभागे=ત્રીજા ભાગમાં (ઉદયાવલિકાના ત્રીજા ભાગમાં) निक्खिवइ=(અપવર્તનીય સ્થિતિઓને) પ્રક્ષેપે છે. तत्तो=ત્યાંથી जावावलिगा=યાવત્ આવલિકા पुन्ना=પૂર્ણ हवइ=થાય ત્યાં સુધી अतित्थावणाउ=અતીત્થાપના જ वड्ढइ=વધે છે. અને ता=ત્યારપછી (અતીત્થાપનાવલિકા પૂર્ણ થયા બાદ) निक्खेवो=નિક્ષેપ વધે છે તે ત્યાં સુધી કે યાવત્ समयाहिगालिगादुगूण=સમયાધિક બે આવલિકા ન્યૂન कम्मठिई=ઉ૦ કર્મસ્થિતિ જેટલો થાય ॥૪-૫॥

ભાવાર્થ—ઉદયાવલિકા સર્વકરણને અસાધ્ય હોવાથી અપવર્તાય નહિં, માટે ઉદયાવલિકાથી ઉપરની સર્વ સ્થિતિઓ (સર્વ સમયો) અપવર્તાય છે. તે આ પ્રમાણે—ઉદયાવલિકાથી ઉપરનો સમય બંધાવલિકા વીત્યા બાદ ઉદયાવલિકાના સમયાધિક ત્રીજા ભાગ વિગેરેમાં

અશાત્ર છે [એ સમયને જઘન્યથી પણ આવ૦નો અસંખ્યાતમો ભાગ અતીત્થાપના અને એટલી નિક્ષેપસ્થિતિ–પતદ્ગ્રહસ્થિતિ જોઈએ તે છે નહિં), એ રીતે ઉપાન્ત્ય-દ્વિચરમસમયપણ ન ઉદ્વર્તાય, ત્રિચરમ આદિ સમયો પણ ન ઉદ્વર્તાય, પરન્તુ આવલિકાના બે અસંખ્યાતમા ભાગ જેટલો અધિક સ્થિતિબંધ થાય ત્યારે પૂર્વલતાનો છેલ્લો સમય પોતાની પાસેના (પ્હેલા) અસંખ્યાતમા ભાગને (અતીત્થાપનાને) ઉલ્લંઘીને ઉપરના (બીજા) અસંખ્યાતમા ભાગમાં (નિક્ષેપવિષયમાં) સંક્રમે-ઉદ્વર્તાય, ત્યારે વ્યાઘાતી ઉદ્વર્તનામાં એ જઘન્ય અતીત્થાપના અને જઘન્ય નિક્ષેપવિષય (પતદ્ગ્રહ) ગણાય. પુનઃ સમયાધિક બે ભાગ નવો બંધ થાય ત્યારે અતીત્થાપના સમયાધિક એક ભાગ છોડીને ઉપરના બીજા ભાગમાં તે છેલ્લો સમય ઉદ્વર્તાય, એ રીતે નવો બંધ જેમ જેમ અધિક થતો જાય તેમ તેમ અતીત્થાપના વધતી જાય તે યાવત્ સંપૂર્ણ આવલિકા થાય ત્યા સુધી વધે નિક્ષેપ–પતદ્ગ્રહ તો જે છે તેજ કાયમ છે. પુનઃ એથી પણ અધિક નવો બંધ થાય ત્યારે અતીત્થાપનાની આવલિકા કાયમ રહીને કેવળ નિક્ષેપ [પતદ્ગ્રહ] જ વધે છે, અતીત્થાપના વધતી નથી. તથા નવો સ્થિતિબંધ આવલિકાના બે ભાગ જેટલો અધિક ન થાય–ન બંધાય ત્યા સુધી પૂર્વબદ્ધલતાના છેલ્લા સમયથી આવલિકા અને આવ૦નો અસંખ્યાતમો ઉલ્લંઘીને તેની નીચેની સ્થિતિ (નીચેનો સમય) જ ઉદ્વર્તાય છે, અને તે (ઉદ્વર્ત્યમાન સમય) અને અતીત્થાપના આવલિકા છોડીને ઉપરના અસંખ્યભાગમાં ઉદ્વર્તાય છે-સંક્રમે છે. અને તેથી નીચેની સ્થિતિ [નીચેનો સમય] ઉદ્વર્તાય છે તે આવલિકા છોડીને સમયાધિક અસંખ્યભાગમાં ઉદ્વર્તાય છે, એ પદ્ધતિએ નીચે નીચેના સમયો આવલિકા વર્જીને ઉપર ઉપરના સમયોમા સંક્રમે છે. (જ્યારે નવો સ્થિતિબંધ સત્તાગત સ્થિતિથી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ જેટલો અધિક બંધાય ત્યારે એ બન્ને ભાગ ઉપર કહ્યા પ્રમાણે સમકાળે તત્પ્રાયોગ્ય સ્થિતિઓના અતીત્થાપના અને નિક્ષેપવિષય–પતદ્ગ્રહ થાય છે.) તાત્પર્ય એ કે જ્યાં સુધી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક સત્તાગત સ્થિતિથી નવો બંધ ન થાય ત્યાં સુધી બીજી ગાથામાં કહ્યા પ્રમાણે ઉદ્વર્ત્તના થાય છે, અને સત્તાગત સ્થિતિથી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક નવો બંધ થાય

અબાધાથી ઉપરનો એક સમય પાસેની આવલિકા (અતીત્થાપના આવલિકા) છોડીને શેષ સર્વ સમયોમાં ઉદ્વર્તાય-સંક્રમે અને તેથી ઉદ્વર્તાતો [અબાધા ઉપરનો] એક સમય અને અતીત્થાપનાની આવલિકા અને નીચેની અબાધા જેટલી સ્થિતિઓ-સમયો વર્જીને શેષ સર્વ સમયો જેટલો ઉત્કૃષ્ટ નિક્ષેપવિષય છે. અર્થાત્ એ ત્રણહીન ઉ૦સ્થિતિબંધના સમયો જેટલા પતદ્ગ્રહસમયો વા ઉ૦ પતદ્ગ્રહસ્થિતિ છે. એ રીતે ઉદ્વર્ત્યમાન છેલ્લા સમયની અપેક્ષાયે જ૦નિક્ષેપવિષય હોય, અને અબાધાથી ઉપરના ઉદ્વર્તાતા પહેલા સમયની અપેક્ષાએ ઉ૦નિક્ષેપવિષય હોય, ॥ इति निर्व्याघात स्थित्युद्वर्त्तना वा समस्थितिबन्धे उद्वर्त्तनाविधिः ॥

## निव्वाघाएणेवं वाघाए संतकम्माहिगबन्धो । आवलिअसंखभागादि होइ अइत्थावणा नवरं ॥३॥

निर्व्याघातेनैवं व्याघाते सत्कर्माधिकबन्धः । आवल्यसंख्येयभागादिर्भवत्यतीत्थापना नवरम् ॥३॥

अन्वयार्थ—एवं=એ પ્રકાર ઉપર કહેલો નિક્ષેપવિષય निव्वाघाएण=નિર્વ્યાઘાતથી (પૂર્વસ્થિતિસત્તાતુલ્ય સ્થિતિબન્ધ આશ્રયી) જાણવો. नवरं=પરન્તુ संतकम्माहिगबंधे=સત્તાથી અધિક [પૂર્વની સ્થિતિ સત્તાથી અધિક] નવો કર્મબંધરૂપ वाघाए=વ્યાઘાત પ્રાપ્ત થતાં अइत्थावणा=અતીત્થાપના आवलिअसंखभागादि=આવલિકાના અસંખ્યાતમાભાગથી પ્રારંભીને આવલિકાપૂર્ણ સુધી होइ=હોય છે. ॥૩॥

ભાવાર્થ—નિર્વ્યાઘાત ઉદ્વર્તનામાં નિક્ષેપવિષય વધતો હતો, અને અતીત્થાપના [આવલિકાપ્રમાણ] ધ્રુવ હતી, જ્યારે આ વ્યાઘાતી ઉદ્વર્તનામાં તો અતીત્થાપના વધે છે, અને (અતીત્થાપના વધતા સુધી) નિક્ષેપ કાયમ રહે છે. અતીત્થાપના વધી રહ્યા બાદ પુનઃ અતીત્થાપના કાયમ રહીને કેવળ નિક્ષેપવિષયજ વધે છે. તે આ પ્રમાણે—પૂર્વની સ્થિતિસત્તાની અપેક્ષાએ એક સમય અધિક નવો સ્થિતિબંધ થાય ત્યારે તે પૂર્વબદ્ધની સ્થિતિલતાઓમાંનો છેલ્લો સમય ન ઉદ્વર્તાય, કારણ કે પતદ્ગ્રહનો અને અતીત્થાપનાનો પણ

એમાં હોવાથી આવ૦અસંખ્યભાગ જેટલો છે, અને ઉ૦નિક્ષેપ સમયાધિક આવલિકાસહિત અબાધા વર્જીને ઉ૦સ્થિતિબંધ પ્રમાણ છે. ત્યાં જઘન્ય નિક્ષેપ આ પ્રમાણે—જ્યારે નવો સ્થિતિબંધ પૂર્વસ્થિતિ તુલ્ય બંધાય ત્યારે નવી લતાના ચરમસમયથી આવલિકા અને આવલિકાનો અસંખ્યાતમો ભાગ નીચે ઉતરીએ ત્યાંથી નીચેની (પૂર્વલતાઓની) સ્થિતિ અર્થાત્ અસંખ્યભાગાધિક આવલિકાથી નીચેનો (પૂર્વલતાઓનો) સમય [બધ્યમાન નવી લતાની] આવલિકા છોડીને ઉપરના અસંખ્યાતમા ભાગમાં પ્રક્ષેપાય પરન્તુ આવલિકામાં ન પ્રક્ષેપાય, જેથી તે સમયાન્તર્ગત કર્મપ્રદેશોની સ્થિતિ એક આવલિકા અધિક થાય, આવલિકાથી પણ એક સમયઅધિક બે સમયઅધિક યાવત્ આ૦ના અસ૦ભાગ જેટલી અધિક પણ થાય. એ રીતે એકજ સમય વા એકજ સ્થિતિ ઉદ્વર્તાઇને અસંખ્યપ્રકારની વૃદ્ધિવાળી થઈ, એમાં ઉદ્વર્ત્યમાન એકજ સ્થિતિ (એકજ સમય) છે, તેની ઉપર આવલિકા જેટલી અતીત્થાપના છે, ને અતીત્થાપનાની ઉપર આવલિકાનો અસં૦મોભાગ જે પતદ્ગ્રહ સ્થિતિઓ–પતદ્ગ્રહ સમયો છે તેજ જઘન્યનિક્ષેપ કહેવાય. કારણકે ઉદ્વર્તનામાં પતદ્ગ્રહસમયો એથી ઓછા ન જ હોય. પુનઃ એ જ૦નિક્ષેપના સમયો પણ કેવળ પતદ્ગ્રહ હોવાથી અને આવલિકા અતીત્થાપના હોવાથી તેની ઉદ્વર્તના પણ થાય નહિં એ સિદ્ધ થયું, અને તેથી ઉત્કૃષ્ટસ્થિતિબંધસમયે અનુદ્વર્તનીય સ્થિતિઓ બન્ધાવલિકા અબાધા અતીત્થાપનાવલિકા અને આવ૦નો અસં૦મો ભાગ એટલી સ્થિતિઓ છે, અને તેટલી વર્જીને શેષ સ્થિતિઓ ઉદ્વર્તનીય છે.

હવે ઉત્કૃષ્ટ નિક્ષેપવિષય આ પ્રમાણે—જ૦નિક્ષેપમાં જે એક સમય (અસંખ્યભાગાધિકઆવલિકાથી નીચેનો) ઉદ્વર્તાય છે, તેની નીચેનો બીજો સમય ઉદ્વર્તાય તે સમયાધિક જ૦નિક્ષેપમાં [સમયાધિકાવલિકાસંખ્યેયભાગમાં] પ્રક્ષેપાય, જેથી નિક્ષેપ એક સમય જેટલો વધ્યો, પુનઃ નીચેનો ત્રીજો સમય ઉદ્વર્તાય ત્યારે બે સમયાધિ જ૦નિક્ષેપમાં ઉદ્વર્તાય, એ પ્રમાણે નીચે નીચેના સમયોની ઉદ્વર્તના વડે નિક્ષેપ વધતો જાય, પરન્તુ અતીત્થાપના તો સર્વત્ર એક આવલિકા જેટલીજ કાયમ રહે, જેથી ઉ૦સ્થિતિબંધસમયે

આશ્રયી એ સ્થિતિઓ અતીત્થાપના (=ઉલ્લંઘનીય-ઉદ્વ૦માં નહિં ગણવા યોગ્ય-ત્યજવા યોગ્ય) છે, જેથી ઉ૦ અબાધા એ ઉ૦ અતી-ત્થાપના અને સમય સમય હીન યાવત્ જઘ૦ અબાધા તે જ૦ અબાધાતીત્થાપના, એ રીતે અન્તર્મુ૦ની જઘન્ય અબાધા સુધીમાં અબાધા અતીત્થાપનાઓ અસંખ્ય જાણવી. પુન એથી જઘ૦ અતીત્થાપના ઉદયાવલિકા છે, કારણ કે ઉદયાવલિકાની સ્થિતિઓ પણ ઉદ્વર્તાતી નથી, એ પ્રમાણે અબાધાના સમયોથી એક અધિક અતીત્થાપના સ્થાનો [અતીત્થાપનાના ભેદો] જાણવા ॥૧॥

અવતરણ—પૂર્વ ગાથામાં અનુદ્વર્તનીય સ્થિતિઓ દર્શાવીને હવે આ ગાથામાં ઉદ્વર્તાતી સ્થિતિઓના કર્મપ્રદેશો જેટલી સ્થિતિમાં પડે તેટલી સ્થિતિ નિક્ષેપવિષય કહેવાય, [અર્થાત્ ઉદ્વર્તનારૂપે સંક્રમતી સ્થિતિઓ વચ્ચે અતીત્થાપના છોડીને ઉપર જેટલી સ્થિતિમાં-સમયોમાં સંક્રમે છે તેટલી પતદ્ગ્રહ સ્થિતિ વા પતદ્ગ્રહ સમયોનું પ્રમાણ તે નિક્ષેપવિષય કહેવાય] તેનુ પ્રમાણ દર્શાવે છે—

**आवलियअसंखभागाइ जाव कम्मट्ठिइ त्ति निक्खेवो। समउत्तरालियाए साबाहाए भवे ऊणे ॥२॥**

**आवलिकासंख्येयभागादिर्यावत् कर्मस्थितिरिति निक्षेपः। समयोत्तरावलिकया साबाधया भवेदूनः ॥२॥**

अन्वयार्थ—आवलिय=આવલિકાના असंखभागाइ=અસંખ્યાતમા ભાગથી પ્રારંભીને जाव=યાવત્ कम्मट्ठिइ=કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ [કિંચિત્ ન્યૂન ઉ૦સ્થિતિ] त्ति=એ-એટલો निक्खेवो=નિક્ષેપ વિષય છે, અને તે सम(य) उत्तर आलिगाए=સમય અધિક આવલિકાવડે અને स अवाहाए=અબાધા સહિત(=સમયાધિકાવલિકા અને અબાધા એ બે વડે) ऊणे=ન્યૂન भवे=હોય છે [અર્થાત્ સમયાધિકાવલિકાધિક અબાધા સહિત ઉત્કૃષ્ટ સ્થિતિપ્રમાણ ઉ૦નિક્ષેપવિષય-પતદ્ગ્રહસ્થિતિ] છે. ॥૨॥

ભાવાર્થ:—અહિં નિક્ષેપ જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારનો છે, ત્યાં જ૦નિક્ષેપ આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિ-

ભાવાર્થ—ઉદ્વર્તના એટલે વૃદ્ધિ, અને સ્થિતિ ઉદ્વર્તના એટલે સ્થિતિની વૃદ્ધિ. અર્થાત્ જે કર્મપ્રદેશો વિવક્ષિત સ્થિતિવાળા છે તે પ્રદેશોની તે સ્થિતિ બદલીને અધિક સ્થિતિ કરવી અથવા થવી તે સ્થિતિ ઉદ્વર્તના, તેનો પ્રકાર આ કરણમાં દર્શાવાય છે. ત્યાં [1]ઉદયાવલિકા સર્વ કરણને અસાધ્ય છે માટે ઉદયાવલિકા છોડીને તેથી ઉપરની સ્થિતિઓ (અર્થાત્ તે સ્થિતિઓમાં રહેલા પ્રદેશોની સ્થિતિ) ઉદ્વર્તાય છે–વૃદ્ધિ પામે છે. પુન ઉદ્વર્તના ન થઈ શકે એવી સ્થિતિઓ ઉદયાવલિકા જેટલી જ છે કે તેથી અધિક છે ? તે સંબંધમાં કહેવાય છે કે—બધ્યમાન પ્રકૃતિની-[2]લતાની જેટલી અબાધા તેના તુલ્ય અથવા તેથી હીન પૂર્વબદ્ધ પ્રકૃતિઓની-લતાઓની સ્થિતિઓ પણ ન ઉદ્વર્તાય, અર્થાત્ તે સ્થિતિઓને (સ્થિતિઓમાં રહેલા પ્રદેશોને) ત્યાંથી ઉપાડી બધ્યમાનની અબાધાથી ઉપર ન સ્થપાય. એમાં હેતુ એજ કે એટલી સ્થિતિઓ બધ્યમાન લતાના અબાધાકાળની અંદર અન્તર્ગત થયેલી છે, તે કારણથી અબાધા [3]કાળની ઉપરની જ પૂર્વ [4]સ્થિતિઓ ઉદ્વર્તાય છે, એ પ્રમાણે ઉદ્વર્તનામાં અબાધાન્તર્ગત સર્વે સ્થિતિઓ ગણવાની નથી માટે ઉદ્વર્તના

---

૧ આ ઉદયાવલિકા બધ્યમાન પ્રકૃતિમા બંધાવલિકાતીત સર્વ પૂર્વબદ્ધ લતાઓની જાણવી, કારણ કે બધ્યમાન લતામા તો તે સમયે ઉદયાવ૦ નથી, તેમ બંધાવલિકા સુધી ઉદ્વર્તના પણ થતી નથી.

૨ એક સમયમાં બંધાયલી સ્થિતિના સમયોની પંક્તિ, કે જેમાં અબાધા જેટલા સમયો કર્મપ્રદેશ રહિત છે, અને ઉપરના સર્વ સમયો પ્રદેશો સહિત છે તે સમયપંક્તિનુ નામ લતા, ૩ અબાધાન્તર્ગત સ્થિતિઓ ઉદ્વર્તાતી નથી એટલે અબાધાન્તર્ગત સ્થિતિઓને ઉપાડી અબાધાથી ઉપર પ્રક્ષેપવામા આવતી નથી. પરન્તુ અબાધાની અંદર (અબાધાકાળમા) તે સ્થિતિઓનો આગળ કહેવાતા ક્રમ પ્રમાણે પ્રક્ષેપ નિક્ષેપ પ્રવર્તે એમા વિરોધ નથી, એમા પણ અબાધાન્તર્ગત ઉદયાવલિકાનો તો અબાધાની અંદર કે ઉપર પ્રક્ષેપ નિક્ષેપ પણ ન પ્રવર્તે, એ વિશે. ૪ ઉદ્વર્તનામાં અને અપવર્તનામા પણ ઉદ્વર્ત્યમાન વા અપવર્ત્યમાન સ્થિતિઓ–સમયો પૂર્વબદ્ધ લતાઓના જ હોય, અને પતદ્ગ્રહ સ્થિતિઓ (પત૦ સમયો) તો બંધાતી નવી લતાનાજ હોય.

# ॥ अथ ३ उद्वर्तनाकरण. ४ अपवर्तनाकरण ॥

અવતરણઃ—એ પ્રમાણે સંક્રમકરણ કહીને હવે આઠ કરણના ક્રમ પ્રમાણે ત્રીજુ ઉદ્વર્તના કરણ અને ૪થું અપવર્તના કરણ કહેવાય છે. ત્યાં ઉદ્વર્તના અપવર્તના સ્થિતિની અને રસની હોય છે, (પ્રકૃતિની અને પ્રદેશની નહિં), માટે પ્રથમ સ્થિતિની ઉદ્વ૦અપ૦ કહેવાશે, તેમાં પણ ક્રમ પ્રમાણે પહેલી સ્થિતિની ઉદ્વર્તના કહેવાય છે, તે પણ નિર્વ્યાઘાતી અને વ્યાઘાતી એમ બે પ્રકારની હોવાથી પ્રથમ નિર્વ્યાઘાતી ઉદ્વર્તના કહેવાય છે—

**उव्वट्टणा ठिईए उदयावलियाए बाहिरठिईणं। होइ अबाहा अइत्थावणाउ जा वालिया हस्सा ॥१॥**

उद्वर्तना स्थितेरुदयावलिकाया बाह्यस्थितीनाम्। भवत्यबाधाऽतीत्थापना यावदावलिका ह्रस्वा ॥१॥

અન્વયાર્થ—ठिइए=સ્થિતિની उव्वट्टणा=ઉદ્વર્તના उदयावलियाए=ઉદયાવલિકાથી बाहिरठिईण=બહારની–ઉપરની સ્થિતિઓની होइ=હોય છે. એમાં अवाहा=અબાધા રૂપ ઉત્કૃષ્ટ अइत्थावणाउ=અતીત્થાપનાથી આરંભીને जाव=યાવત્ आलिया=આવલિકા સુધીની हस्सा=હ્રસ્વ-જઘન્ય અતીત્થાપના હોય છે. ॥૧॥

अन्वयार्थ—ओरालियस्स पाउग्गा=ઔદારિકને પ્રાયોગ્ય (ઔદા૦૭) પ્રકૃતિઓ नरतिरियाण=મનુષ્ય અને તિર્યંચોને तिपल्लस अंते=ત્રણ પલ્યોપમને અન્તે જ૦પ્ર૦ સંક્રમ યોગ્ય જાણુવી. य=અને तित्थयरस्स=તીર્થંકર નામકર્મને। जहन्नओ=જઘન્ય वंधा=પ્રદેશબંધથી आलिगं= એક આવલિકા गंतु=જઈને-વ્યતીત થયા બાદ હોય છે. ॥૧૧૧॥

भावार्थ—અન્ય સર્વ જીવની અપેક્ષાએ ઔદારિક સપ્તકની અલ્પ પ્રદેશ સત્તાવાળો જીવ ત્રણ પલ્યો૦ના આયુષ્યવાળા કુરૂક્ષેત્રના યુગલિકમાં ઉત્પન્ન થાય ત્યાં ૩ પલ્યો૦ સુધી ઔદા૦ની પ્રદેશસત્તા ઉદયાદિ વડે હીન કરતો કરતો આયુષ્યના અન્ત્ય સમયે ઔદા૦ના જે અતિ અલ્પ પ્રદેશો રહ્યા છે તેને તે સમયે અન્ય પ્રકૃતિમાં વિધ્યાતસંક્રમવડે સંક્રમાવતાં ઔદા૦૭નો જ૦પ્ર૦ સંક્રમ કુરૂક્ષેત્રના યુગલિકને જાણુવો. તથા જિનનામકર્મને અતિ અલ્પયોગે પ્રથમ સમયે બાંધીને તેની બંધાવલિકા વીત્યાબાદ પરપ્રકૃતિમાં યથાપ્રવૃત્ત સંક્રમવડે સંક્રમાવે તે સમયે જિનનામનો જ૦પ્રદેશસંક્રમ જાણુવો [બીજા ત્રીજાદિ સમયે વિશેષ વિશેષ પુદ્ગલો બંધ દ્વારા સંગ્રહીત થવાથી પ્રથમાવલિકા વીત્યા બાદ બીજા ત્રીજાદિ સમયે ઘણો સંક્રમ થવાથી જ૦પ્ર૦સંક્રમ થતો નથી ॥૧૧૧॥. ॥

इति ज० प्र० संक्रमस्वामित्वसमाप्तौ समाप्त. प्रदेशसक्रमः समाप्त संक्रमकरण च ॥

## ॥ इति संक्रमकरणस्य भाषार्थः समाप्तः ॥

**सम्मद्दिट्ठिअजोग्गाण सोलसण्हं पि असुभपगईणं। थीवेएण सरिसगं नवरं पढमं तिपल्लेसु ॥११०॥**

सम्यग्दृष्टेरयोग्यानां षोडशानामप्यशुभप्रकृतीनाम्। स्त्रीवेदेन सदृशं नवरं प्रथमं त्रिपल्येषु ॥११०॥

अन्वयार्थ—सम्मद्दिट्ठि=સમ્યગ્દષ્ટિને अजोग्गाणं=અયોગ્ય सोलसण्हं पि=૧૬ પણ असुभपगईणं=અશુભપ્રકૃતિઓનો જ૦ પ્ર૦સંક્રમ थीवेएण=સ્ત્રીવેદના सरिसगं=સરખો જાણવો, नवरं=પરન્તુ તફાવત એ કે-पढम=પ્રથમ तिपल्लेसु= "ત્રણ પલ્યોપમ આયુવાળામાં ઉત્પન્ન થયેલ" એમ કહેવું. ॥૧૧૦॥

ભાવાર્થઃ—(ક્ષપિતકર્માંશ જીવ) ત્રણ પલ્યોપમ આયુષ્યવાળો કુરૂક્ષેત્રનો યુગલિક થઇને આયુષ્ય અન્તર્મુ૦ બાકી રહે સમ્યક્ત્વ પામીને સમ્ય૦ સહિત સૌધર્મ કલ્પમાં ૧ પલ્યોપમ આયુવાળો દેવ થઇ ત્યાંથી સમ્ય૦સહિત મનુષ્યમાં ઉત્પન્ન થઇ ત્યાંથી વિરતિવંત થઇ બે વાર વિજયાદિ ચાર અનુત્તરમાં અથવા ત્રણ વાર અચ્યુત કલ્પે ઉત્પન્ન થઈ ક્ષયોપશમ સમ્યક્ત્વનો ૧૩૨ સાગરોપમ પ્રમાણ કાળ પૂર્ણ કરી અપતિત સમ્યક્ત્વસહિત મનુષ્યમાં આવી શીઘ્ર ક્ષપક થઈ યથાપ્ર૦કરણના અન્ત્ય સમયે (અપ્રમત્તાન્તે) વિધ્યાત સંક્રમ વડે એ ૧૬નો જઘન્ય પ્ર૦ સંક્રમ કરે, [ત્યાર બાદ તો અપૂર્વકરણે એ ૧૬નો ગુણસંક્રમ પ્રવર્તવાથી ઘણો પ્ર૦સંક્રમ થાય છે] સમ્યગ્દષ્ટિને બંધને અયોગ્ય ૧૬ પ્રકૃતિઓ આ—પ્રથમ સંઘયણ તથા સંસ્થાન વિના ૫ સંઘયણ ૫ સંસ્થાન, અપ્રશસ્ત વિહાયોગતિ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, નપુંસક વેદ અને નીચગોત્ર. ॥૧૧૦॥

**नरतिरियाण तिपल्लस्संते ओरालियस्स पाउग्गा। तित्थयरस्स य बन्धा जहन्नओ आलिगं गंतुं ॥१११॥**

नरतिरश्चां त्रिपल्यस्यान्ते औदारिकस्य प्रायोग्याः। तीर्थंकरस्य च बन्धाज्जघन्यादावलिकां गत्वा ॥१११॥

ભાવાર્થઃ—એ ૯ પ્રકૃતિઓનો તિર્યંચગતિવત્ જ૦ પ્ર૦ સંક્રમ કહ્યો, તે આ પ્રમાણે-ક્ષપિતકર્માંશ જીવ ચાર પલ્યોપમ અધિક (૧૬૩ ને બદલે) * ૧૮૫ સાગરો૦ સુધી એ ૯ પ્રકૃતિ નહિ બાંધીને યથા પ્ર૦ કરણના અન્ત્ય સમયે જ૦ પ્ર૦ સંક્રમ કરે છે ॥૧૦૮॥

**छत्तीसाए सुभाणं सेढिमणारुहिय सेसगविहीहिं । कट्टु जहन्नं खवणं अपुव्वकरणालिया अते ॥१०९॥**

**षट्त्रिंशतां शुभानां श्रेणिमनारुह्य शेषविधिभिः । कृत्वा जघन्यं क्षपणं अपूर्वकरणावलिकान्ते ॥१०९॥**

अन्वयार्थ.—सेढिं=ઉપ૦શ્રેણિ अणारुहिय=નહિ આરોહીને (ઉપ૦શ્રેણિ નહિ કરીને) ક્ષપિતકર્માંશ સંબંધિ सेसगविहीहिं=શેષ વિધિઓ વડે छत्तीसाए=છત્રીસ सुभाण=શુભ પ્રકૃતિઓનો (जहन्न=)જઘન્ય પ્રદેશ સમૂહ कट्टु=કરીને खवण=ક્ષય કરવા માટે ઉદ્યમવત થયેલાને अपुव्व करण आलिया अते=અપૂર્વકરણની આવલિકાના અન્તે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. ॥૧૦૯॥

ભાવાર્થઃ—૫ ચે૦-સમચ૦-વજ્રર્ષ૦-તૈ૦૭-સુખગતિ-શુભવર્ણાદિ ૧૧-અગુ૦-પરા૦-ઉચ્છ્વાસ-ત્રસાદિ ૧૦-નિર્માણ એ ૩૬ શુભ પ્રકૃતિઓનો જ૦ પ્ર૦ સંક્રમ ઉપ૦શ્રેણિ રહિત શેષ ક્ષપિત ક્રિયાઓ વડે થયેલ ક્ષપિતકર્માંશ જીવને અપૂર્વ૦ ગુણસ્થાનની પહેલી સંક્રમાવલિકાના અન્ત્યસમયે હોય છે. સંક્રમાવલિકા પૂર્ણ થયા બાદ અનન્તર સમયે તો એ ૩૬માં ગુણસંક્રમ વડે સંક્રાન્ત થયેલા પ્રદેશોની સંક્રમાવલિકા પૂર્ણ થતાં (એ ૩૬નો) સંક્રમ અધિક પ્રદેશવાળો થાય છે ॥૧૦૯॥

---

* ઉપર કહેલા ૧૬૩ સાગરો૦ની પહેલાં ક્ષપિતકર્માંશ જીવ છઠ્ઠી નરકમા ૨૨ સાગરોપમના આયુષ્યે ઉત્પન્ન થઇ અન્તર્મુ૦ શેષ આયુષ્ય રહે સમ્ય૦ પામી ત્યાથી નિકળી મનુષ્ય થઇ અપતિત સમ્યક્ત્વ પૂર્વક દેશવિરતિ થઈ સૌધર્મમા ૪ પલ્યની સ્થિતિવાળો દેવ થાય, ત્યાર બાદ મનુષ્ય થઇ વિરતિવંત થઇ નવમા ગ્રૈવેયકે જાય-શેષ વક્તવ્ય પૂર્વતત્, અહિ પણ ક્યાંક ભવ નિમિત્તે ક્યાંક ગુણનિમિત્તે ઉપરોક્ત નવ પ્રકૃતિઓ બંધાતી નથી.

ભાવાર્થ—ક્ષપિતકર્માંશ જીવે ક્ષપિતકર્માંશના સ્વરૂપમાં કહેલી ક્રિયાઓ વડે ઉદ્યોત અને તિર્યંગ્દ્વિકને અલ્પ પ્રદેશ સત્તાવાળી કરીને, ત્યાર બાદ પણ પૂર્વક્રોડ પૃથક્ત્વાધિક ૪ પલ્યાધિક ૧૬૩ સાગરોપમ જેટલા એ ત્રણના અબંધકાળ સુધી નવી બંધાય નહિ, અને યથાયોગ્ય રીતે પ્રતિસમય ઉદય સંક્રમાદિ વડે પ્રદેશો તો ન્યૂન થતા જાય, ત્યારબાદ એ ત્રણની ક્ષપણા પ્રસંગે (ચારિત્ર મોહના) યથા પ્રવૃત્તકરણના અન્ત્યસમયે (અપ્રમત્તાન્તે) એ ત્રણનો જ૦ પ્ર૦ સંક્રમ પ્રાપ્ત થાય છે. (અહિં સાધિક ×૧૬૩ સાગરો૦ અબંધકાળ કહ્યો તે પાંચમા કર્મગ્રંથને અનુસરી નીચે ટીપ્પનમાં લખ્યો છે તે પ્રમાણે જાણવો.) ॥૧૦૭॥

**इगविगलिंदियजोग्गा अट्ठ अपज्जत्तगेण सह तासिं। तिरियगइसमं नवरं पंचासीउदहिसयं तु ॥१०८॥**

एकेन्द्रियविकलेन्द्रिययोग्या अष्टौऽपर्याप्तनाम्ना सह तासाम्। तिर्यग्गतिसमं नवरं पंचाशीत्यधिकोदधिशतं तु ॥१०८॥

અન્વયાર્થ—[अ] पज्जत्तगेण सह=અપર્યાપ્ત નામ સહિત इगविगलिंदियजोग्गा=એકે૦ વિકલે૦ યોગ્ય अट्ठ=આઠ અર્થાત્ (કુજાતિ ૪-સ્થાવરાદિ ૪–આતપ એ) ૯ પ્રકૃતિઓ, तेसिं=તે ૯ પ્રકૃતિઓનો જ૦ પ્ર૦ સંક્રમ तिरियगइसम=તિર્યંચગતિ સરખો કહેવો. नवरं=પરન્તુ તફાવત એટલોજ કે ૧૬૩ સા૦ ને સ્થાને पंचासीउदहिसयं तु=એકસો પંચાસી સાગરોપમ કાળ કહેવો. ॥૧૦૮॥

×ક્ષપિતકર્માંશ જીવ ૩ પલ્યોપમ વાળો કુરુક્ષેત્રનો યુગલિક થઇ અન્તર્મુ૦ શેષ આયુષ્ય રહે ત્યારે સમ્ય૦ પામી સમ્ય૦ સહિત સૌધર્મે ૧ પલ્યો૦ આયુ વાળો દેવ થાય. ત્યાંથી સમ્ય૦ સહિત ચ્યવીને સંખ્યાયુ મનુષ્ય થઈ વિરતિવંત થઈ ૩૧ સાગરો૦ આયુષ્યે નવમા ગ્રૈવેયકે દેવ થાય, ત્યાં અન્તર્મુ૦ બાદ મિથ્યાદષ્ટિ થઇ આયુષ્ય અન્તર્મુ૦ બાકી રહે ત્યારે પુનઃ સમ્યગ્દષ્ટિ થાય, ત્યારબાદ ક્ષયોપ૦ સમ્ય૦ના કાળ પ્રમાણે મનુષ્યભવો અને દેવ ભવો કરી સાધિક બે છાસઠ સાગરોપમ પૂર્ણ કરે, અને એ ક્ષયો૦ સમ્ય૦નો અન્તર્મુ૦ કાળ શેષ રહેતા શીઘ્ર ક્ષપક થઈ અપ્રમત્તાન્તે-યથા પ્ર૦કરણના અન્ત્ય સમયે એ ત્રણનો જ૦ પ્ર૦ સંક્રમ થાય. ઉક્ત કાળ પર્યંત ઉપરોક્ત પ્રકૃતિઓ ભવસ્વભાવે કે ગુણનિમિત્તે બંધાતી નથી.

ह्रस्वं काल बद्ध्वा विरत आहारसप्तकं गत्वा । अविरतिं महोद्वलयतो तस्य या स्तोकोद्वलना ॥१०६॥

अन्वयार्थ—विरओ=વિરત-અપ્રમત્ત आहारसत्तगं=આહારક સપ્તકને हस्सं कालं=હ્રસ્વકાળ-અલ્પકાળ (અન્તર્મુ૦) बंधिय=બાંધીને ત્યાર બાદ अविरइ=અવિરતિમાં गंतुं=જઈ ને-અવિરતિ પામીને महुव्वलंतस्स=મહા ઉદ્વલનાવડે-ચિરોદ્વલનાવડે ઉવેલતાને तस्स=તેને जा=જે थोवउव्वलणा=સ્તોક ઉદ્વલના-ઉપાન્ત્ય ખંડાન્તિમ સમયવર્તી ઉદ્વલના તે આહારકસપ્તકનો જ૦પ્ર૦સંક્રમ જાણવો. ॥૧૦૬॥

भावार्थ—આહારક સપ્તકના બંધક અપ્રમત્ત મુનિ જ હોય, અને આહારક સપ્તકના પાલક વિરતિવંત હોય છે. તેથી આહા૦ સપ્તક બાંધીને જો અવિરતિ પામે તો તે આહા૦ ૭ને ઉદ્વલના સંક્રમ વડે નિઃસત્તાક કરવા માંડે છે, અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે તે નિઃસત્તાક થાય છે. એટલે અપ્રમત્ત મુનિ અલ્પકાળ આહા૦ ૭ બાંધીને અવિરતિ પામી ઉવેલવા માંડે તે વખતે ઘણા સ્થિતિખંડો ઉવેલાઈ રહ્યા બાદ ઉપાન્ત્ય સ્થિતિખંડની ઉદ્વલનાના અન્તર્મુહૂર્તના અન્ત્ય સમયે જે અલ્પ પ્રદેશો પરપ્રકૃતિમાં સંક્રમે છે તેજ આહા૦ ૭ નો જ૦પ્રદેશસંક્રમ છે. આહા૦ ૭ ઘણા કાળ સુધી બાંધે તો પ્રદેશરાશિ ઘણો ભેગો થવાથી અન્તે જ૦ પ્ર૦ સંક્રમ પ્રાપ્ત ન થાય માટે "અલ્પકાળ બાંધીને" કહ્યું. ॥૧૦૬॥

## तेवट्ठिसयं उदहीण स चउपल्लाहियं अबन्धित्ता । अंते अहप्पवत्तकरणस्स उज्जोवतिरियदुगे ॥१०७॥

त्रिषष्ट्यधिकशतमुदधीनां स चतुष्पल्याधिकमबद्ध्वा । अन्ते यथाप्रवृत्तकरणस्योद्योततिर्यग्द्विकयोः ॥१०७॥

अन्वयार्थ—स=તે ક્ષપિતકર્માંશ જીવ चउपल्लअहियं=ચારપલ્યોપમ અધિક तेवट्ठिसयं=એકસો ત્રેસઠ उदहीण=સાગરોપમ સુધી अबंधित्ता=નહિ બાંધીને [ઉદ્યોત અને તિર્યગ્ દ્વિક નહિ બાંધીને] अहप्पवत्तकरणस्स=યથાપ્રવૃત્તકરણના अंते=અન્ત્યસમયે उज्जोय=ઉદ્યોત અને तिरियदुगे=તિર્યંચદ્વિકનો જ૦ પ્ર૦ સંક્રમ કરે છે ॥૧૦૭॥

चिरउव्वलणे=દીર્ઘકાળ સુધી ઉદ્વલના કર્યે છતે एयस्स=એ વૈ૦ એકાદશનો જ૦પ્ર૦ સંક્રમ થાય. તથા सुहुमबद्धाण=સૂક્ષ્મ એકેન્દ્રિયમાં બાંધેલા उच्चस्स=ઉચ્ચ ગોત્રનો ય=અને मणुयदुगस्स=મનુ૦ દ્વિકનો જ૦પ્ર૦ સંક્રમ तेउसु=અગ્નિકાયમાં-તેઉકાયને वा=અથવા, અને वाउसु=વાયુકાયને હોય છે ॥૧૦૪-૧૦૫॥

ભાવાર્થ—દેવદ્વિક નરકદ્વિક અને વૈક્રિયસપ્તક એ ૧૧ પ્રકૃતિઓ રૂપ વૈ૦ એકાદશકને એકેન્દ્રિય ભવમાં ઉવેલીને પંચેન્દ્રિયમાં આવી અલ્પકાળ (અન્તર્મુ૦) બાંધ્યું હોય, અને ત્યાંથી સાતમી પૃથ્વીમાં જઈ ૩૩ સાગરોપમ સુધી ઉદયાદિવડે નિર્જરીને ત્યાંથી પુનઃ સંજ્ઞિતિર્યંચમાં આવીને વૈ૦ એકાદશક બાંધ્યા વિના એકેન્દ્રિયમાં જાય, ત્યાં પણ પલ્યો૦ના અસંખ્યાતમા ભાગ. સુધીની દીર્ઘ ઉદ્વલના વડે ઉવેલવા માંડે ત્યાં ઘણા સ્થિતિખંડો ઉવેલાઈ રહ્યા બાદ જ્યારે ઉપાન્ત્ય સ્થિતિખંડને અન્તર્મુ૦ કાળ સુધી ઉવેલે તે અન્તર્મુ૦ના અન્ત્ય સમયે જે અલ્પ પ્રદેશો અન્ય પ્રકૃતિમાં સંક્રમે તે વૈ૦ એકાદશનો જઘ૦પ્ર૦સંક્રમ જાણવો. તથા તેઉકાય અને વાયુકાયમાં મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રની એ ત્રણની પ્રથમ ઉદ્વલના કરી (નિઃસત્તાક કરી) સૂક્ષ્મ એકેન્દ્રિયમાં જઈ અલ્પકાળ (અન્તર્મુ૦માત્ર) એ ત્રણ પ્રકૃતિ બાંધી પંચેન્દ્રિય ભવમાં જાય પરન્તુ બાંધે નહિ, અને ત્યાં નહિં બાંધીને સાતમી પૃથ્વીમાં જઈ ૩૩ સાગરોપમ સુધી સંક્રમથી અલ્પ કરે પણ નવું બાંધે નહિં, ત્યાંથી નિકળી પુનઃ સંજ્ઞિતિર્યંચમાં આવે ત્યાં પણ ન બાંધે, પરન્તુ સંક્રમથી અલ્પ કરે, એ રીતે એટલાકાળ સુધી નહિં બાંધીને અને સંક્રમથી અતિ અલ્પ કરીને તેઉકાય વાયુકાયમાં આવી દીર્ઘકાળની [ ઉત્કૃષ્ટ પલ્યાસંખ્યેયભાગ સુધીની ] ઉદ્વલના વડે ઉવેલવા માંડે તે વખતે ઉપાન્ત્યખંડના અન્ત્ય સમયે જેટલા પ્રદેશ અન્યપ્રકૃતિમાં સંક્રમે તેટલા પ્રદેશ પ્રમાણનો એ બે પ્રકૃતિનો જ૦પ્ર૦સંક્રમ તેઉ વાયુને હોય ॥૧૦૪-૧૦૫॥

**हस्सं कालं बन्धिय विरओ आहारसत्तगं गंतुं। अविरइ महुव्वलंतस्स तस्स जा थोव उव्वलणा ॥१०६॥**

ભાવાર્થ—ક્ષપક જીવને પુ૦વેદ અને સંજ્વલન ૩ એ ૪નું ક્ષપણકાળે [1]જઘન્ય યોગે બાંધતાં બાંધતાં પોતપોતાના બંધવિચ્છેદ સમયે સમયોન બે આવલિકા સુધીનું (જઘન્યયોગે બાંધેલું) પૂર્વબદ્ધદલિક સત્તામાં છે, બીજું ક્ષય થઈ ગયેલું હોવાથી સત્તામાં હોતું નથી. તેને પ્રતિસમય ગુણ સંક્રમવડે સંક્રમાવતાં સમયોન બે આવલિકા જેટલા કાળે સર્વ સંક્રમી રહે છે, જેથી એ સંક્રમકાળના છેલ્લા સમયે [બંધવિચ્છેદ સમયે બાંધેલા] નવા પ્રદેશબંધમાંના જ અસંખ્યાતમા ભાગ જેટલા જે બાકી રહ્યા હતા તે અતિ અલ્પ પ્રદેશો સર્વસંક્રમવડે સંક્રમી જાય છે એ જ તે ચાર પ્રકૃતિનો જઘ૦ પ્રદેશસંક્રમ ગણાય છે. અરતિ અશોકનો જ૦પ્ર૦સં૦ ૧૦૨ મી ગાથામાં અશાતાનો સંક્રમ કહ્યો તે રીતે શીઘ્રક્ષપકને અપ્રમત્તાન્તે યથાપ્રવૃત્તકરણના અન્ત્ય સમયે હોય છે ॥૧૦૩॥

**वेउव्वेक्कारसगं उव्वलियं बंधिउण अप्पद्धं । जिट्ठठिई निरयाओ उवट्टित्ता अबन्धित्तु ॥१०४॥**

**थावरगयस्स चिरउव्वलणे एयस्स एवमुच्चस्स । मणुयदुगस्स य तेउसु वाउसु वा सुहुमबद्धाणं ॥१०५॥**

वैक्रियैकादशकमुद्वलितं बद्ध्वाऽल्पाद्धाम् । ज्येष्ठस्थितिनैरयिकादुद्वृत्याबद्ध्वा ॥१०४॥

स्थावरगतस्य चिरोद्वलने एतसामेवोच्चैर्गोत्रस्य । मनुजद्विकस्य च तेजस्सु वायुषु वा सूक्ष्मबद्धानाम् ॥१०५॥

અન્વયાર્થ—उव्वलिय=ઉદ્વલિત (નિઃસત્તાક કરેલ) वेउव्वेक्कारसग=વૈક્રિય એકાદશને अप्पद्ध=અલ્પકાળ बंधिऊण=બાંધીને जिट्ठठिइ=ઉત્કૃષ્ટ સ્થિતિવાળા निरयाओ=નારકમાંથી उवट्टित्ता=ઉદ્વર્તાઈને-નિકળીને अबंधित्तु=પુનઃ નહિ બાંધીને थावरगयस्स=સ્થાવરમાં ગયેલાને

[1] અહિ જઘન્યયોગે અલ્પપ્રદેશની પ્રાપ્તિ સહજે હોવાથી ક્ષપિતકર્માંશ જીવની જરૂર નથી.

अन्वयार्थ—अट्ठकसाय=આઠ કષાય (અપ્ર૦ ૪ પ્ર૦૪) असाए=અશાતા વેદનીય य=તથા असुभधुवबंधि=અશુભ ધ્રુવબંધિ (કુવર્ણાદિ ૯–ઉપઘાત) ૧૦, य=અને अथिरतिगे=અસ્થિરત્રિક એ ૨૨નો જ૦પ્ર૦સંક્રમ सव्वलहु=સર્વથી શીઘ્ર खवणाए=ક્ષપણામાં अहापवत्तस= યથાપ્રવૃત્ત કરણના चरिमम्मि=ચરમ સમયે હોય છે. ॥૧૦૨॥

भावार्थ—સાત માસ ગર્ભમાં વસી જન્મથી ૮ વર્ષનો થઈ મોહનીય કર્મનો ક્ષય કરવા માટે તત્પર થએલો એ શીઘ્ર+ ક્ષપક જીવ આઠ કષાય સિવાયની પૂર્વોક્ત ૧૪ પ્રકૃતિઓનો યથાપ્રવૃત્ત સંક્રમવડે યથાપ્રવૃત્ત કરણના અન્ત્ય સમયે (અપ્રમત્તાન્તે) જ૦પ્ર૦ સંક્રમ કરે. તથા દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધી દીર્ઘ સંયમ પાળીને એ ચિરક્ષપક જીવ યથાપ્ર૦કરણના અન્ત્ય સમયે (અપ્રમત્તાન્તે) ૮ મધ્યકષાયોનો જ૦સંક્રમ વિધ્યાતસંક્રમવડે કરે. ॥૧૦૨॥

**पुरिसे संजलणतिगे य घोलमाणेण चरमबद्धस्स । सगअंतिमे असाएण समा अरई य सोगो य ॥१०३॥**

**पुरुषस्य संज्वलनत्रिकस्य च घोलमानेन चरमबद्धस्य । स्वान्तिमे अशातेन समा अरतिश्च शोकश्च ॥१०३॥**

अन्वयार्थ—पुरिसे=પુરુષવેદનો य=અને संजलणतिगे=સંજ્વલન ત્રિકનો (સં૦ક્રોધ માન માયાનો) જ૦પ્ર૦સંક્રમ घोलमाणेण='ઘોલમાન પરિણામવાળા જીવે (જઘન્ય યોગવાળા જીવે) चरमबद्धस्स=બંધ વિચ્છેદ સમયે બાંધેલા દલિકના સંક્રમ પ્રસંગે सगअन्तिमे=પોતપોતાના અન્ત્ય સંક્રમ વખતે હોય, य=તથા अरति=અરતિ य=અને सोगो=શોક એ બે પ્રકૃતિ જ૦પ્ર૦ આશ્રયી असाएण=અશાતા समा=તુલ્ય (અશાતા સરખી) જાણવી. ॥૧૦૩॥

+ પંચસંગ્રહમાં બાવીસે પ્રકૃતિઓ માટે ચિરક્ષપક જીવ કહ્યો છે.

૧ ક્ષયકાળે સ્વભાવે જ અલ્પયોગ પ્રાપ્ત થયો હોય તે ઘોલમાન પરિણામી એ અર્થ આ પ્રસંગને અનુસરીને જાણવો.

પુનઃ सजोयणाण=સંયોજના કષાયોને—અનંતાનુબંધીને अप्पद्धं=અલ્પકાળ (લઘુ અન્તર્મુ૦) संजोयइत्तु=સંયોજીને-બાંધીને अयरछावट्ठिदुगं=બે છાસઠ સાગરોપમ સુધી સમ્યક્ત્વ (અને અનંતાનુ૦) पालिय=પાલન કરીને-રાખીને सक પોતાના (અનંતાનુ૦ની વિસંયોજનાના) अहापवत्तते=યથાપ્રવૃત્ત કરણના અન્ત્ય સમયે અનંતા૦ ૪ નો જ૦પ્ર૦ સંક્રમ હોય છે ॥૧૦૧॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—ચારવાર ઉપ૦શ્રેણિનું કારણ ઉપ૦શ્રેણિમાં ચારિત્ર મોહનીયની ઘણી નિર્જરા સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ અને ગુણસંક્રમ વડે થાય છે. જેથી ચારવાર ઉપ૦શ્રેણિ કરીને તેમાં અનંતા૦ને ચોથીવાર વિસંયોજીને મિથ્યાત્વે આવેલ જીવને ચારિત્રમોહની અતિ અલ્પ પ્રદેશ સત્તા હોય છે અને અનંતા૦ની અસત્તા હોય છે, જેથી ત્યાં અલ્પકાળ નવા બંધાયલા અનંતાનુબંધિમાં અલ્પ ચારિત્રમોહના પ્રદેશો યથાપ્રવૃત્ત સંક્રમ વડે સંક્રમતા છતા પણ અનંતા૦ અલ્પ સત્તાવાળા હોય છે, તે અલ્પસત્તાક અનંતા૦ સહિત પુનઃ સાધિક ૧૩૨ સાગરોપમવાળું ક્ષયો૦પ૦ સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં સાધિક ૧૩૨ સાગર સુધી અનંતા૦ની નિર્જરા પ્રતિસમય ચાલુ રહે છે ત્યારબાદ દર્શન મોહની ક્ષપણા વખતે દર્શનક્ષપક જીવ જ્યારે અનંતા૦ની વિસંયોજના-ક્ષપણા કરે તે પ્રસંગે એ વિસંયોજના માટે જે યથાપ્ર૦કરણ કરે, તે યથાપ્ર૦ કરણના અન્ત્ય સમયે અનંતા૦ને વિધ્યાતસંક્રમવડે તે સમયે બંધાતી ચારિત્રમોહનીયની પ્રકૃતિઓમાં સંક્રમાવે, ત્યારે અનંતા૦નો જઘન્ય પ્રદેશ સંક્રમ થાય. યથાપ્ર૦ કરણ પૂર્ણ થયા બાદ વિસંયોજનાના અપૂર્વકરણમાં તો અનંતા૦નો ગુણસંક્રમ શરૂ થવાથી ઘણા પ્રદેશો સંક્રમે છે માટે યથાપ્ર૦ના અન્ત્ય સમયે જ૦પ્રદેશ સંક્રમ કહ્યો છે ॥૧૦૧॥

**अट्ठकसायासाए य असुभधुवबंधिअत्थिरतिगे य । सव्वलहुं खवणाए अहापवत्तस्स चरिमम्मि ॥१०२॥**

अष्टकषायासातानां चाशुभध्रुवबंधिन्यस्थिरत्रिकस्य च सर्वलघुक्षपणायां यथाप्रवृत्तस्य चरमे ॥१०२॥

ह्रस्वगुणसंक्रमाद्धया पूरयित्वा समिश्रसम्यक्त्वम्। चिरसम्यक्त्वान्मिथ्यात्वं गतस्य स्तोकोद्वलने अनयोः॥१००॥

अन्वयार्थ—हस्सगुणसंकमअद्धाए= અલ્પ ગુણસંક્રમ કાળવડે (ગુણસં૦ના અલ્પકાળ સુધી) समीस=મિશ્ર સહિત सम्मत्त=સમ્યક્ત્વ મોહનીયને [મિશ્રને અને સમ્ય૦ને] पूरयित्ता=પૂરીને (એ બેમાં મિથ્યાત્વના પ્રદેશો સંક્રમાવીને) चिर=દીર્ઘકાળવાળા[2] (૧૩૨ સાગરો૦ સુધીના) सम्मत्ता=સમ્યક્ત્વથી मिच्छत्तगयस्स=મિથ્યાત્વે ગયેલાને [૧૩૨ સાગરોપમ સમ્યક્ત્વ પાલન કરી મિથ્યાત્વે ગયેલાને] उव्वलणाथोगे=સ્તોક ઉદ્વલના પ્રવર્તતાં (પલ્યાસં૦ભાગ સુધીની ઉદ્વલનામાં ઉપાન્ત્ય સ્થિતિખંડની ઉદ્વલના વખતે) અન્ત્યસમયે સિ એ બે પ્રકૃતિઓનો જ૦પ્ર૦ સંક્રમ (મિથ્યાત્વમાં મિથ્યાદ્રષ્ટિને) થાય છે.॥૧૦૦॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે.॥૧૦૦॥

संजोयणाण चतुरुवसमित्तु संजोयइत्तु अप्पद्धं। अयरच्छावट्ठिदुगं पालिय सकहप्पवत्तंते॥१०१॥

संयोजनांश्चतुरुपशमय्य संयोज्याल्पाद्धाम्। अतरषट्षष्टिद्विकं पालयित्वा स्वयथाप्रवृत्तान्ते॥१०१॥

अन्वयार्थः—चतुरुवसमित्तु=ચારવાર મોહનીય ઉપશમાવીને (૪વાર ઉપ૦શ્રેણિ કરીને તેમાં અનંતાનુબંધીને પણ ૪વાર [3]વિસંયોજીને) માટે ૨ સમ્યક્ત્વની ઉદયદ્વારા ઘણી નિર્જરા થવાને અને મિશ્રનો સમ્ય૦મા ઘણો ... એ રીતે મિથ્યાત્વગુણ૦માં એ બેની બહુ અલ્પ પ્રદેશ

---

૧ વિશેષકાળ ગુણસં૦ પ્રવર્તે તો જ૦પ્ર૦ સંક્રમ ન થાય માટે ૨ સમ્યક્ત્વની ઉદયદ્વારા ઘણી નિર્જરા થવાને અને મિશ્રનો સમ્ય૦મા ઘણો સંક્રમ થવાને ૧૩૨ સા૦જેટલો દીર્ઘકાળ કહ્યો છે, સમ્યક્ત્વનો એથી વિશેષ સતતકાળ નથી, એ રીતે મિથ્યાત્વગુણ૦માં એ બેની બહુ અલ્પ પ્રદેશ સત્તા પ્રાપ્ત થાય છે અને તેથી પલ્યાસં૦ભાગાન્તે મિથ્યા૦માં સંક્રમ પણ બહુ અલ્પ થાય છે.

૩ વૃત્તિમાં વિસંયોજના સ્પષ્ટ કહી નથી, પરન્તુ જ૦પ્ર૦સત્તા કરવામાં વિસંયોજના વિશેષ ઇષ્ટ છે તેથી તેમજ આ ગ્રન્થના કર્તા ઉપ૦શ્રેણિમા વિસંયોજના જ સ્વીકારે છે, અને ઉપશમનાને મતાન્તર કહે છે માટે અહિં સર્વત્ર વિસંયોજના કહેવી યુક્ત છે.

શાતામાં અશાતા સંક્રમે છે.] અને ઉપશમશ્રેણિ નહિં કરનારનેજ खवणाए=લોભનો ક્ષય કરતી વખતે ક્ષપકને अपुव्वकरणालिगा अन्ते=અપૂર્વ કરણ (૮મા ગુણ૦)ની પ્રથમ આવલિકાના અન્ત્ય સમયે लोभस्स चिं=સં૦ લોભનો પણ જ૦પ્ર૦સ૦ હોય છે. આવલિકા બાદ તો ગુણસંક્રમવડે પ્રાપ્ત થયેલા ઘણા દલિકની સંક્રમાવલિકા વ્યતીત થઇ ગઈ હોવાથી તેના પણ સંક્રમનો સંભવ હોવાથી જઘન્ય પ્રદેશસંક્રમ થતો નથી. ॥૯૮॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૯૮॥

**अयरछावट्ठिदुगं गालिय थीवेयथीणगिद्धितिगे। सगखवणहापवत्तस्संते एमेव मिच्छत्ते ॥९९॥**

**अतरपटषष्टिद्विकं गालयित्वा स्त्रीवेदस्त्यानगृद्धित्रिकान्। स्वक्षपणयथाप्रवृत्तस्यान्ते एवमेव मिथ्यात्वस्य ॥९९॥**

અન્વયાર્થઃ—थीवेयथीणगिद्धितिगे=સ્ત્રીવેદ અને સ્ત્યાનધિકત્રિક એ ચારનો જ૦પ્ર૦ સંક્રમ छावट्ठिदुग=બેવાર છાસઠ अयर=સાગરોપમ સુધી એ ચારને गालिय=ગાળીને-ઘણા પ્રદેશો ખપાવીને सग=પોતપોતાના खवण=ક્ષપણ વખતે अहापवत्तस्स=યથાપ્રવૃત્ત કરણના अंत=અન્ત્ય સમયે (અપ્રમત્તાન્તે) વિધ્યાત સંક્રમ વડે હોય છે. [ત્યારબાદ તો અપૂર્વકરણ ગુણસ્થાને ગુણસંક્રમ વડે ઘણો સંક્રમ પ્રવર્તે છે.] एमेव=એ પ્રમાણે જ मिच्छत्ते=મિથ્યાત્વનો પણ જ૦ પ્ર૦ સં૦ (૧૩૨ સાગરો૦સુધી સમ્યક્ત્વ વડે મિથ્યાત્વ ઘણું નિર્જરીને ક્ષાયિક સમ્ય૦ પામવાના પ્રસંગે યથા પ્ર૦કરણના અન્ત્ય સમયે વિધ્યાત સં૦વડે) જાણવો. ત્યારબાદ તો મિથ્યા૦નો ગુણસંક્રમ શરૂ થવાથી ઘણો સંક્રમ થાય છે. ॥૯૯॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૯૯॥

**हस्सगुणसंकमद्धाए पूरयित्ता समीससम्मत्तं। चिरसम्मत्ता मिच्छत्तगयस्सुव्वलणथोगे सिं ॥१००॥**

બન્ધને અન્તે (બંધવિચ્છેદ સમયે) કરે[1] ॥૯૭॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—અવધિજ્ઞાની જીવ અવધિજ્ઞાન ઉત્પન્ન કરતી વખતે ઘણી નિર્જરા કરે છે, માટે ૭ આવરણનો જ૦સંક્રમ અવધિજ્ઞાનીને (બંધવિચ્છેદ સમયે) કહ્યો, તથા અવધિજ્ઞાન ઉત્પન્ન થતાં અવધિ આવરણના પ્રદેશો અતિ રૂક્ષ થઈ જવાથી બંધવિચ્છેદ સમયે પણ ઘણા નિર્જરે છે અને સંક્રમે છે માટે અવધિદ્વિકનો જ૦ પ્ર૦ સંક્રમ બંધવિચ્છેદ સમયે અવધિ રહિતને જ હોય છે. અને નિદ્રાદ્વિક આદિ ૧૧નો જ૦પ્ર૦ સંક્રમ કંઈ પણ વિશેષતા રહિત બન્ધવિચ્છેદ સમયે હોય છે. બંધવિચ્છેદ બાદ તો ૯ પ્રકૃતિનો ગુણસંક્રમ થતો હોવાથી ઘણો પ્રદેશ સંક્રમ થાય છે, અને ૫ અન્તરાયનો તો પતદ્-ગ્રહાભાવે સંક્રમ જ થતો નથી. તથા અવધિદ્વિક વિના શેષ ૧૮ પ્રકૃતિનો બન્ધાન્ત સમયે યથા પ્રવૃત્ત સંક્રમ વડે જ સંક્રમ સ્પષ્ટ કહ્યો છે. પરન્તુ સર્વ આવરણોનો બંધ વિચ્છેદ સમકાલે સદશરૂપ હોવાથી અવધિદ્વિકનો પણ યથા પ્રવૃત્ત સંક્રમ વિરોધી નથી. ॥૯૭॥

**सायस्स णुवसमित्ता असायबंधाण चरिमबंधंते। खवणाए लोभस्स वि अपुव्वकरणालिगा अंते॥९८॥**

सातस्यानुपशमय्यासातबन्धानां चरिमबन्धान्ते। क्षपणायां लोभस्याऽप्यपूर्वकरणावलिकान्ते ॥९८।

અન્વયાર્થઃ—(અ)णुवसमित्ता=મોહનીયને નહિ ઉપશમાવીને (=ઉપશમ શ્રેણિ નહિં કરીને) असायबंधाण=અશાતાના બંધોમાં चरिम-बंधंते=છેલ્લા અશાતાના બન્ધના અન્ત્ય સમયે ક્ષપકને सायस्स=શાતાનો જ૦પ્ર૦સં૦ હોય, [ત્યારબાદ શાતાનો સંક્રમ જ નથી, પરન્તુ

1 અહિં વ્યાખ્યામા ક્ષપિતકર્માંશ સાક્ષાત્ કહ્યો નથી તોપણ ક્ષપિતકર્માંશને જ જ૦ પ્ર૦ સંક્રમ કહ્યો છે તેથી અને જે વિશેષતા છે તેજ આ ગાથાઓમાં દર્શાવવાની હોવાથી એ જ૦ સંક્રમ ક્ષપિત કર્માંશને કહેવામા વિરોધ નથી.

એ રીતે દેવના અને મનુષ્યના અનેક ભવોમાં વારવાર સમ્યક્ત્વાદિ પામે, પામીને પુન છોડે, એ રીતે વારંવાર ગ્રહણ મોચન પલ્યો૦ના અસં૦મા ભાગ સુધીમાં અસંખ્યવાર કરે, તેમાં ઘણો કાળ સમ્યક્ત્વ અને અલ્પકાળ દેશવિરતિ પામે, અને સર્વ વિરતિ તો આઠ [1]વાર જ પામે, અને એ આઠવારની સર્વવિરતિમાં અનંતા૦ની વિસંયોજના પણ આઠ વાર કરે, તથા એ આઠ વારની સર્વ વિરતિમાં ચારવાર મોહનીયનો સર્વોપશમ કરીને ત્યાર પછીના ( વિસંયોજના પૂર્વક ચોથી વાર ઉપશમ પછીના ) ભવમાં શીઘ્ર ક્ષપક થાય તે વખતે એ જીવ ક્ષપિત કર્માંશ કહેવાય.॥૯૪-૯૫-૯૬॥

અવતરણ—એ પ્રમાણે જ૦ પ્ર૦ સંક્રમમાં અવશ્ય ઉપયોગી ક્ષપિતકર્માંશનું સ્વરૂપ કહીને હવે જઘન્ય પ્રદેશ સંક્રમ સ્વામી કહેવાય છે—

**आवरणसत्तगम्मि उ सहोहिणा तं विणोहिजुयलम्मि। निद्दादुगंतराइयहासचउक्के य बंधंते ॥९७॥**

**आवरणसप्तकस्य तु सहावधिना तद्विनाऽवधियुगलस्य। निद्राद्विकान्तरायहास्यचतुष्कानां च बन्धान्ते ॥९७॥**

अन्वयार्थ—आवरणसत्तगम्मि उ=સાત આવરણનો (મ૦શ્રુ૦મ૦કે૦ચ૦અચ૦કે૦ )નો જ૦પ્ર૦ સંક્રમ ओहिणा सह=અવધિજ્ઞાન સહિત જીવ, તથા तं=અવધિજ્ઞાન विणा=વિનાનો જીવ ओहिजुयलम्मि=અવધિ યુગલનો ( અવધિ જ્ઞા૦ અવધિ દ૦નો ), य=અને निद्दादुग अंतराइयहासचउक्के=નિદ્રાદ્વિક અન્તરાય ૫ અને હાસ્યચતુષ્ક એ ૧૧ સહિત ૨૦ પ્રકૃતિઓનો જ૦પ્ર૦ સંક્રમ बंधंते=પોતપોતાના

પલ્યોપમાયુષે ઉત્પન્ન થવાનું હોય છે. ૧ સર્વવિરતિની ૮ વાર પ્રાપ્તિ ૮ ભવોની અપેક્ષાએ છે, સંસારચક્રમા સંયમપ્રાપ્તિના ૮ભવજ હોય, આકર્ષરૂપે તો સર્વવિરતિ સેંકડોવાર પામી શકાય છે.

યોજના કરીને). ચઉર=ચાર વાર મોહં=મોહને ઉવસમિત્તુ=ઉપશમાવીને લહું=શીઘ્ર ખવેંતો=કર્મ ખપાવતો જીવ ( શીઘ્ર ક્ષપક જીવ ) ખવિયકમ્મો=ક્ષપિત કર્માંશ ભવે=થાય છે. પાએણ=પ્રાયઃ-વિશેષત. એજ ક્ષપિતકર્માંશ જીવનો તહિં=ત્યાં-અહિં જ૦ પ્ર૦ સં૦ના વિષયમાં પગયં=ચાલુ અધિકાર છે-અધિક પ્રયોજન છે. પુનઃ કાઓ વિ=કોઈક પ્રકૃતિઓને પડુચ્ચ=પ્રતીત્ય=આશ્રયી સવિસેસં=કંઈક વિશેષ પણ છે. ॥૯૪-૯૫-૯૬॥

ભાવાર્થ—પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન ૭૦ કો૦કો૦સા૦સુધી કોઈક ભવ્ય જીવ સૂ૦નિગોદના ભવોમાં ભમીને-રહીને ત્યાં [1]અભવ્ય જીવને જેટલી જઘન્ય પ્રદેશસત્તા હોય તેટલી પ્રદેશસત્તા કરીને ત્યાંથી નિકળી સમ્યક્ત્વાદિ પામી શકાય તેવા ત્રસ ભવોમાં ઉત્પન્ન થઈ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળમાં અસંખ્ય વાર સમ્યક્ત્વ અને અલ્પકાળ દેશવિરતિ પામીને, કેવી રીતે પામીને? તે કહે છે—સૂક્ષ્મ નિગોદમાંથી નિકળી બાદર પૃથ્વીકાયમાં ઉત્પન્ન થાય, ત્યાંથી અન્તર્મુ૦ માત્રમાં નિકળી શીઘ્ર પૂર્વ ક્રોડ વર્ષાયુવાળા મનુષ્યમાં ઉત્પન્ન થઇ ત્યાં પણ [3]સાત માસ જ ગર્ભમાં રહી જન્મ પામી [4]૮ વર્ષની વયનો થઈ સંયમ ગ્રહણ કરી દેશોન પૂર્વકોટિ આયુષ્ય સુધી સંયમ પાલન કરી કિંચિત્ આયુષ્ય બાકી રહે મિથ્યાત્વ પામી કાળ કરી મિથ્યાત્વ યુક્ત ૧૦ હજાર વર્ષની જઘ૦ [5]સ્થિતિવાળો દેવ થાય, ત્યાં અંતર્મુહૂર્ત ગયા બાદજ સમ્યક્ત્વ પામી અન્તે મિથ્યાત્વે જઈ ત્યાંથી મરણ પામી બાદર પૃથ્વીમાં ઉત્પન્ન થાય, ત્યાંથી પણ અન્તર્મુ૦ બાદ નિકળી મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં સમ્યક્ત્વ વા દેશવિ૦ વા સર્વવિરતિ પામે,

---

૧ અભવ્યને એથી ઓછી સત્તા હોય જ નહિં ભવ્યને તો એથી પણ ન્યૂત સત્તા અવસ્થા વિશેષમાં હોય છે, માટે અભવ્ય પ્રાયોગ્ય સત્તા કહી ૨ સમ્ય૦ સંપૂર્ણભવ રહે અને દેશવિરતિ દેશોન પૂ૦ક્રોડ વર્ષ જ રહે એ કારણથી, તથા સમ્યક્ત્વ પ્રાપ્તિના ભવ પલ્યાસં૦ભાગ જેટલા છે; અને દેશવિ૦પ્રાપ્તિના ભવ ઓછા છે ૩ એથી ન્યૂન માસે જન્મેલાને વિરતિભાવ હોય નહિ ૪ એથી ન્યૂન વયવાળાને પણ વિરતિભાવ હોય નહિ. ૫ અન્તે મિથ્યાત્વ પ્રાપ્તિરૂપ વિરાધના વખતે જ દેવાયુ જઘન્ય બાંધીને જઘન્યાયુ દેવમા ઉત્પન્ન થઇ શકે, અન્યથા સંયમારાધકને જઘન્યથી પણ સૌધર્મમા

અવતરણ—ઉ૦પ્ર૦ સંક્રમ સ્વામી કહીને હવે જઘન્ય પ્રદેશ સંક્રમ સ્વામી કહેવાનો પ્રસંગ છે, ત્યાં ઉ૦પ્ર૦સંક્રમ જેમ ગુણિત કર્માંશ જીવને કહ્યો હતો તેમ જ૦પ્ર૦ સક્રમ ક્ષપિતકર્માંશ જીવને [પ્રકૃતિઓના ઘણા પ્રદેશો નિર્જરી જાય એવા સયોગોમા વર્તીને આવેલા જીવને] હોય છે, માટે પ્રથમ અહિં ક્ષપિત કર્માંશ જીવનું સ્વરૂપ દર્શાવે છે—

पल्लासंखियभागूण कम्मठिइमच्छिओ निगोएसु । सुहुमेसुऽभवियजोग्गं जहन्नयं कट्टु निग्गम्म ॥९४॥

जोग्गेसुऽसंखवारे सम्मत्तं लभिय देसविरइं च । अट्ठक्खुत्तो विरइं संजोयणहा तइयवारे ॥९५॥

चउरुवसमित्तु मोहं लहुं खवेंतो भवे खवियकम्मो । पाएण तहिं पगयं पडुच्च काओ वि सविसेसं ॥९६॥

पल्याऽसंख्येयभागोनकर्मस्थितिं स्थित्वा निगोदेषु । सुक्ष्मेष्वभव्ययोग्यं जघन्यं कृत्वा निर्गम्य ॥९४॥

योग्येष्वसंख्येयवारान् सम्यक्त्वं लब्ध्वा देशविरतिं च । अष्टकृत्वो विरतिं संयोजनहा तावतो वारान् ॥९५॥

चतुरुपशमय्य मोहं क्षपयन्भवेत् क्षपितकर्मा । प्रायेण तेन प्रकृतं प्रतीत्य काश्चिदपि सविशेषम् ॥९६।

अन्वयार्थ—पल्लासंखियभागं=પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ऊण=ઊન–ન્યૂન એટલી कम्मट्ठिइ=કર્મસ્થિતિ સુધી सुहुमेसु निगोएसु=સૂક્ષ્મ નિગોદોમા च्छिओ=રહીને–ભમીને अभवियजोग्ग=અભવ્ય પ્રાયોગ્ય जहन्नयं=જઘન્ય પ્રદેશકર્મ कट्टु=કરીને ત્યાંથી निगम्म=નિકળીને. जोग्गेसु=(સમ્યક્ત્વાદિને) યોગ્ય ભવોમાં असखवारे=અસંખ્ય વાર सम्मत्त च देसविरय=સમ્યક્ત્વ અને દેશવિરતિ लभिय=પામીને अट्ठक्खुत्तो=આઠવાર विरइं=સર્વ વિરતિ પામીને य=અને तइयवारे=તેટલી વાર संजोयणहा=સંયોજના (અન.તા૦)નો ઘાતક થઈને (વિસં-

અધિક ૩૩ સાગરોપમ. એટલો કાળ સતત બંધ કરીને ક્ષપક થઇને બંધ વિચ્છેદ કરી બંધાવલિકા વીત્યાબાદ યશઃકીર્તિમાં સંક્રમાવે તે પ્રથમ સમયે એ ૮નો ઉ૦પ્ર૦ સંક્રમ જાણવો. ॥૯૨॥

**चउरुवसमित्तु मोहं मिच्छत्तगयस्स नीयबंधंतो। उच्चागोउक्कोसो तत्तो लहुसिज्झओ होइ ॥९३॥**

**चतुरुपशमय्य मोहं मिथ्यात्वगतस्य नीचैर्बन्धान्ते। उच्चैर्गोत्रोत्कृष्टस्ततो लघु सिध्यतो भवति ॥९३॥**

अन्वयार्थ—चउर=ચારવાર मोहं=મોહનીયને उवसमित्तु=ઉપશમાવીને मिच्छत्तगयस्स-મિથ્યાત્વે ગયેલાને तत्तो=ત્યારબાદ लहु=લઘુ-શીઘ્ર सिज्झओ=સિદ્ધિ પામનારને नीयबंधंते=નીચ ગોત્રના બન્ધના અન્ત્ય સમયે-બંધ વિચ્છેદ સમયે उच्चागो(अ)=ઉચ્ચ ગોત્રનો उक्कोसो=ઉ૦ પ્ર૦સં૦ होइ=હોય છે ॥૯૩॥

भावार्थ—મોહનીયનો ઉપશમ કરતી વખતે ઉચ્ચ ગોત્ર જ બંધાય છે. તે બંધાતા ઉચ્ચગોત્રમાં નીચગોત્ર ગુણસંક્રમવડે ઘણું સંક્રમે છે, પુનઃ એક ભવમાં બે વાર મોહોપશમ થાય છે, જેથી બે ભવમાં જ ચારવાર મોહોપશમ કરીને ત્રીજે ભવે મિથ્યાત્વ પામી નીચગોત્ર બાંધે, અને તેમાં ઉચ્ચગોત્ર સંક્રમાવે, પુનઃ સમ્યક્ત્વ પામી ઉચ્ચ બાંધે અને તેમાં નીચ સંક્રમાવે. એ રીતે એ ત્રીજા ભવમાં વારંવાર ઉચ્ચ અને નીચ બાંધી શીઘ્ર ક્ષપક થાય, તેને નીચગોત્રના બંધ વિચ્છેદ સમયે ઉચ્ચગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય. ( નીચગોત્રના બંધવિચ્છેદ સુધીમાં ઉચ્ચ ગોત્રને વારંવાર બાંધી તથા નીચને ઉચ્ચમાં વારંવાર સંક્રમાવી ઉચ્ચ ગોત્રને ઘણા પ્રદેશવાળું કર્યું છે તેને નીચના બંધવિચ્છેદ સમયે નીચમાં સંક્રમાવે તે વખતે ઉચ્ચ ગોત્રનો ઉ૦ પ્ર૦ સંક્રમ એ પ્રકારના ભાવી શીઘ્ર ક્ષપક શ્રેણિ પ્રાપ્ત કરનાર મિથ્યાદ્રષ્ટિને [ મિથ્યા૦ના અન્ત્ય સમયે ] હોય. ) ॥૯૩॥ इति उत्कृष्ट प्रदेश सक्रम स्वामि प्ररूपणा ॥

॥ अथ जघन्य प्रदेशसंक्रम स्वामित्व प्ररूपणा ॥



બાંધીને सत्तमखिइ=સાતમી પૃથ્વીમાંથી निग्गइए=નિકળેલાને पढमसमये=પ્હેલે સમયે नरदुगस्स=મનુ૦ દ્વિકનો ઉ૦પ્રદેશ સંક્રમ હોય છે. ॥૯૧॥

भावार्थ—સાતમી પૃથ્વીનો નારક અન્તર્મુ૦ ન્યૂન ૩૩ સાગરો૦ સુધી ક્ષયો૫૦ સમ્યક્ત્વ ધારણ કરી ત્યાં સુધી સમ્ય૦ હેતુથી મનુ૦૨ સતત બાંધી મનુ૦૨નો ગુણિત કર્માંશ થઈ અન્ત્ય અન્તર્મુ૦માં મિથ્યાત્વ પામી મિથ્યા૦હેતુક તિર્યગ્દ્વિક બાંધી સાતમી પૃથ્વીમાંથી નિકળી ગ૦તિર્યંચમાં(મત્સ્યાદિકમાં)જઈ પ્હેલેજ સમયે તે મનુ૦દ્વિકને તિર્યંચદ્વિકમાં યથાપ્ર૦ સંક્રમવડે સંક્રમાવતાં એ પ્રકારના ગુણિત૦ સંજ્ઞિતિર્યંચને મનુ૦૨નો ઉ૦પ્રદેશસંક્રમ પ્રાપ્ત થાય. ॥૯૧॥

**थावरतज्जाआयावुज्जोयाओ नपुंसगसमाओ । आहारगतित्थयरं थिरसममुक्कस्स सगकालं ॥९२॥**

**स्थावरतज्जात्यातपोद्योता नपुंसकसमाः । आहारकतीर्थकरौ स्थिरसमावुत्कृष्टस्वकालम् ॥९२॥**

अन्वयार्थ—थावर=સ્થાવર तजा(इ)=તેની જાતિ-એકે૦ જાતિ आतप=આતપ અને उज्जोयाओ=ઉદ્યોત એ ૪ પ્રકૃતિઓ नपुंसगसमाओ=નપુંસકવેદ સરખી ઉ૦પ્ર૦ સંક્રમ આશ્રયી જાણવી. તથા आहारग=આહારક ૭ અને तित्थयर=તીર્થંકર એ ૮ નો ઉ૦પ્ર૦ સંક્રમ थिरसमं=સ્થિર સરખો કહેવો, પરન્તુ उक्कस्स सगकाल=ઉત્કૃષ્ટ સર્વબન્ધકાળ સુધી [અથવા उक्कस्स सगकाल=પોતાના ઉત્કૃષ્ટ બંધકાળ સુધી] બાંધીને-પૂરીને એમ કહેવું. ॥૯૨॥

भावार्थः—૮૪મી ગાથામાં કહેલા નપું૦ વેદના ઉ૦પ્ર૦ સંક્રમવત્ સ્થાવરાદિ ૪ પ્રકૃતિનો ઉ૦પ્ર૦ સંક્રમ કહેવો. તથા ૮૯ મી ગાથામાં કહેલા સ્થિર નામના ઉ૦પ્ર૦ સંક્રમવત્ [અથવા ૮૮ મી ગાથામાં કહેલી ૨૦ શુભધ્રુવબંધીવત્] આહારક સપ્તક અને જિન નામનો ઉ૦પ્ર૦ સંક્રમ કહેવો. પરન્તુ "પોતાના ઉ૦બંધકાળ સુધી બાંધીને" એટલું વિશેષ કહેવું. તે આ પ્રમાણે—આહારકનો ઉ૦બંધકાળ દેશોન પૂર્વક્રોડ વર્ષના સંયમમાં જેટલો અપ્રમત્તકાળ હોય તેટલો, અને જિન નામનો દેશોન બે પૂર્વ ક્રોડવર્ષ



पूरयित्वा पूर्वकोटिपृथक्त्वं संछोभकस्य नरकद्विकम्। देवगतिनवकस्य च स्वबन्धान्तादावलिकां गत्वा ॥९०॥

અન્વયાર્થ—निरयदुग=નરકદ્વિકને पुव्वकोडीपुहुत=પૃથક્ત્વ પૂર્વ ક્રોડ વર્ષ સુધી पूरित्तु=પૂરીને (અતિપ્રચુર પ્રદેશયુક્ત કરીને) संछोभगस्स=ચરમ સ્થિતિખંડનો પ્રક્ષેપ કરનારને ઉ૦પ્રદેશસંક્રમ હોય. य=અને देवगईनवगस्स=દેવગતિ નવકનો (દેવ ૨, વૈ૦૭નો) ઉ૦પ્ર૦સંક્રમ सग बंधता=પોતાના બંધ વિચ્છેદથી आलिग=એક આવલિકા गंतु=જઈને-વ્યતિક્રમીને હોય છે. ॥૯૦॥

ભાવાર્થ—[1]પૂર્વક્રોડ વર્ષ આયુષ્યવાળા તિર્યંચના સાતભવોમાં વારંવાર નરકદ્વિક બાંધીને આઠમે ભવે મનુષ્ય થઈ શીઘ્ર ક્ષપક થઈ નરકદ્વિકનો ચરમ સ્થિતિખંડ સર્વસંક્રમવડે અન્ય પ્રકૃતિઓમાં સંક્રમાવે તે સમયે તે ક્ષપકને નરકદ્વિકનો ઉ૦પ્ર૦સંક્રમ હોય છે. તથા દેવદ્વિક અને વૈ૦ ૭ એ નવને પણ સાત પૂર્વ ક્રોડ વર્ષ સુધી બાંધીને આઠમે ભવે શીઘ્ર ક્ષપક થઈ બંધ વિચ્છેદથી એક આવલિકા (બંધાવલિકા) ગયા બાદ યશકીર્તિમાં સંક્રમાવે તે સમયે દેવનવકનો ઉ૦ પ્ર૦ સંક્રમ એ પ્રકારના શીઘ્ર ક્ષપકને હોય છે. ॥૯૦॥

सव्वचिर सम्मत्तं अणुपालिय पूरइत्तु मणुयदुगं। सत्तमखिइनिग्गइए पढमे समए नरदुगस्स ॥९१॥

सर्वचिरं सम्यक्त्वमनुपाल्य पूरयित्वा मनुष्यद्विकम्। सप्तमक्षितेः निर्गतस्य प्रथमसमये नरद्विकस्य ॥९१॥

અન્વયાર્થ—सव्वचिरं=અતિ દીર્ઘકાળ सम्मत=સમ્યક્ત્વ अणुपालिय=પાલન કરીને मणुयदुगं=મનુષ્યદ્વિક ત્યાં સુધી पूरइत्तु=પૂરીને–

---

૧ તિર્યંચના સાતભવ પૂર્વક્રોડ આયુથી અધિક આયુવાળા હોય નહિં, તેમજ ગર્ભજતિના એ આયુષ્યવાળા સાત જ ભવ હોય, અને આઠમો ભવ કરે તો અસંખ્યવર્ષાયુ યુગલિકનોજ હોય માટે પૂ૦ક્રો૦વર્ષવાળા સાતભવ કહ્યા છે.

अन्वयार्थ—य=પુનઃ थिरसुभा=સ્થિર અને શુભ એ બેના ઉ૦ પ્ર૦ સં૦સ્વામી निद्धसमा=સ્નિગ્ધસ્પર્શવત્ [પૂર્વોક્ત ૨૦ પ્રકૃતિવત્] જાણવા તથા सम्मद्दिट्ठिस्स=સમ્યક્દૃષ્ટિને બાંધવા યોગ્ય सुभधुवाओ ति=શુભધ્રુવબંધી પ્રકૃતિઓ પણ सुभसंघयणजुयाओ=શુભ સંઘયણ (વજ્રર્ષભ૦) સહિત કે જે वतीससय उदहिं=એકસો બત્રીસ સાગરોપમ સુધી चियाओ=બાંધી હોય તે સર્વનો પણ ઉ૦પ્ર૦સંક્રમ બંધવિચ્છેદથી આવલિકા બાદ પૂર્વોક્ત ૨૦ પ્રકૃતિ તુલ્ય જાણવો. ॥૮૯॥

ભાવાર્થ—સ્થિર અને શુભના ઉ૦ પ્ર૦ સંક્રમસ્વામી પૂર્વોક્ત ૨૦ ધ્રુવબંધી સરખા છે, પરન્તુ એ બે અધ્રુવબંધિ હોવાથી અહિં જૂદી ગણી છે. તથા ૫ચે૦-સમચ૦-પરાઘાત-ઉચ્છવાસ-સુખગતિ-ત્રસાદિ ૪-સુભગાદિ ૩ એ ૧૨ પ્રકૃતિઓ દરેક સમ્યગ્દ્રષ્ટિ જીવને બંધાય માટે એ ૧૨ સમ્ય૦ શુભ ધ્રુવબંધી પ્રકૃતિઓ છે. તેનો તથા વજ્રર્ષભના૦ સંઘયણનો ઉ૦પ્રદેશ સંક્રમ પણ પૂર્વોક્ત ૨૦વત્ આઠમે બંધ વિચ્છેદ થયા બાદ આવલિકા વીત્યા પછી છે. તો પણ જે વિશેષ છે તે આ પ્રમાણે—ક્ષયોપ૦ સમ્ય૦નો જે ૬૬ સાગરો૦ સાધિક ઉ૦કાળ છે તે પૂર્ણ થયા બાદ અન્તર્મુ૦ મિશ્રસમ્યક્ત્વ પામીને પુનઃ ક્ષયોપ૦ સમ્ય૦ સાધિક ૬૬ સાગરોપમ રહે છે, એ રીતે અધિક (વચ્ચેના મનુષ્ય ભવો અધિક) ૧૩૨ સાગરો૦ કાળ સુધી એ ૧૨ પ્રકૃતિઓને અને મનુષ્યભવો રહિત ૧૩૨ સાગરો૦ સુધી વજ્રર્ષભનારાચને સતત બાંધીને તથા અન્ય પ્રકૃતિઓના સંક્રમવડે પૂરીને ૮મા ગુણસ્થાને બંધવિચ્છેદ સમય સુધી અતિ પ્રચુર પ્રદેશવાળી કરીને બંધવિચ્છેદ પછી બંધાવલિકા વીત્યાબાદ યશ.કીર્તિમાં સંક્રમાવતાં સંક્રમના પ્રથમ સમયે એ ૧૨ પ્રકૃતિઓનો ઉ૦ પ્રદેશસંક્રમ હોય છે, અને વજ્રર્ષભનારાચનો ઉ૦સંક્રમ દેવભવમાંથી ચ્યવીને સમ્યગ્દ્રષ્ટિપણે દેવગતિ પ્રાયોગ્ય પ્રકૃતિઓ બંધાતાં બંધાવલિકા બાદ હોય છે. અહિં વજ્રર્ષભનારાચ સર્વ સમ્યગ્દ્રષ્ટિને બંધ યોગ્ય નથી, પરન્તુ સમ્ય૦ દેવનારકને જ બંધ યોગ્ય હોવાથી સમ્યગ્દ્રષ્ટિની ધ્રુવબંધીમાં ગણાય નહિં, માટે ૧૨થી ભિન્ન ગણી છે. ॥૮૯॥

**पूरित्तु पुव्वकोडीपुहुत्त संछोभगस्स निरयदुगं। देवगईनवगस्स य सगबंधंतालिगं गंतुं ॥९०॥**

વીત્યાબાદ ઉ૦પ્ર૦સંક્રમ ચારવાર મોહનીય ઉપશમાવીને બંધતા=બંધ વિચ્છેદ થયા પછી આવલિગં=એક આવલિકા ગંતુ=ગયા બાદ— હોય છે. ॥૮૮॥

ભાવાર્થઃ—સંસાર ચક્રમાં મોહનીયનો સર્વોપશમ ચારવાર જ થઈ શકે છે, માટે એ રીતે ચારવાર મોહનીયનો સર્વોપશમ કરીને (ઉપશમ શ્રેણી પામીને) ચોથીવારની ઉપશમના બાદ શીઘ્ર ક્ષપક થઈને ગુણિતકર્માંશ જીવ ચરમસ્થિતિખંડના પ્રક્ષેપવખતે સં૦લોભ અને યશઃકીર્ત્તિનો ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ કરે છે. જ્યારે જ્યારે ઉપ૦શ્રેણિ થાય ત્યારે ત્યારે બીજી પ્રકૃતિઓના ગુણસંક્રમ વડે ઘણા પ્રદેશો એ બેમાં સંક્રમે છે, માટે (ચારવાર) ઉપ૦ શ્રેણિની પ્રાપ્તિ કહી છે. અહિં સં૦લોભના ચરમસ્થિતિખંડનો સંક્રમ નવમા ગુણસ્થાને અન્તરકરણના અન્ત્ય સમયે જાણવો, કારણ કે અન્તરકરણ થયા પછી તો પુ૦ ક્રો૦ મા૦ મા૦ લો૦ નો અનુક્રમે સંક્રમ થવાથી લોભનો સંક્રમજ થતો નથી. તથા યશઃકીર્તિનો ચરમસ્થિતિખંડ આઠમા ગુણસ્થાનના છઠ્ઠા ભાગે સંક્રમે છે, ત્યાર પછી તો ૩૦ પ્રકૃતિઓનો બંધ વિચ્છેદ થયેલો હોવાથી પતદ્ગ્રહાભાવે ક્યાં સંક્રમે ? તથા તૈ૦ ૭-શુભવર્ણાદિ ૧૧-અગુ૦-નિર્માણ એ ૨૦ ધ્રુવબંધી નામ કર્મની શુભ પ્રકૃતિઓ ચોથીવાર મોહનીયનો ઉપશમ થયા બાદ બંધવિચ્છેદ સમયે ઉ૦પ્રદેશવાળી થઇ બંધાવલિકા વીત્યાબાદ યશઃકીર્ત્તિમાં સંક્રમે તે સમયે ઉ૦ પ્ર૦સંક્રમ પ્રાપ્ત થાય, ગુ૦સંક્રમ વડે આવેલા અન્ય પ્રકૃતિઓના દલિકની સંક્રમાવલિકા પૂર્ણ થયે અન્યત્ર સંક્રમ યોગ્ય થાય છે માટે આવલિકા વીત્યા બાદ ઉ૦ પ્ર૦ સંક્રમ થાય એમ કહ્યું છે, કેમકે બાંધેલા અને સંક્રમથી પ્રાપ્ત થયેલા બંને પ્રકારના દલિકો સંક્રમી શકે છે. ॥૮૮॥

## णिद्धसमा य थिरसुभा सम्मादिट्ठिस्स सुभधुवाओ वि । सुभसंघयणजुयाओ, बत्तीससयोदहिचियाओ ॥८९॥

स्निग्धसमे च स्थिरशुभे सम्यग्दृष्टेः शुभध्रुवा अपि । शुभसंहननयुता द्वात्रिंशदधिकं शतमुदधीनां चिताः ॥८९॥

आगत्य लघु पुरुषं संछोभमानस्य पुरुषवेदस्य । तस्यैव स्वके क्रोधस्य मानमाययोरपि कृत्स्नः ॥८७॥

अन्वयार्थ—ત્યાંથી आगतु=મનુષ્યમાં આવીને लहु=શીઘ્ર ક્ષપક થઈને पुरिसं=પુરૂષવેદને सछुममाणस्स=ચરમ સંછોભવડે સંછોભાતા–ચરમ પ્રક્ષેપવડે (સં૦ ક્રોધમાં) પ્રક્ષેપાતા पुरिसवेयस्स=પુરૂષવેદનો ઉ૦ પ્રદેશ સંક્રમ એ પ્રકારના શીઘ્ર ક્ષપકને હોય છે. તથા तस्सेव=એનેજ–પુ૦વેદના ઉ૦પ્ર૦ સંક્રમકને જ सगे=પોતાના ચરમપ્રક્ષેપ સમયે कोहस्स=સ૦ ક્રોધનો ઉ૦ પ્ર૦ સંક્રમ હોય છે તથા माणमायाणमवि=સં૦માન માયાનો ઉ૦પ્ર૦સંક્રમ પણ તેનેજ कसिणो=સર્વસંક્રમ રૂપે જાણવો. ॥૮૭॥

ભાવાર્થઃ—દેવભવમાંથી ચ્યવી મનુષ્યમાં આવી સાત માસ અધિક આઠ વર્ષ વીત્યા બાદ શીઘ્ર ક્ષપક થઈ ચરમ સ્થિતિખંડને [સ૦ ક્રોધમાં] પ્રક્ષેપતી વખતે પુરૂષવેદનો ઉ૦પ્રદેશ સંક્રમ એ પ્રકારના ક્ષપકને હોય છે. તથા સંસારમાં પરિભ્રમણ કરતા ઘણા કાળ સુધી બાંધેલા અને પ્રકૃત્યન્તર સંક્રમવડે અતિ પ્રચુર થયેલા અને તે ઉપરાન્ત ક્ષપણકાળે [પ્રકૃત્યન્તરના] ગુણસંક્રમવડે અતિ પ્રચુર થયેલા સં૦ક્રોધના ઉ૦પ્ર૦સંક્રમસ્વામી પણ પુરૂષવેદના ઉ૦પ્ર૦સંક્રમસ્વામી ક્રોધના ચરમપ્રક્ષેપ વખતે જાણવા, એ રીતે સં૦માન માયાના સ્વામી પણ એ પ્રકારેજ જાણવા ॥૮૭॥

चउरुवसमित्तु खिप्पं लोभजसाणं ससंकमस्संते । सुभधुवबंधिगनामाणावलिगं गंतु बंधंता ॥८८॥

चतुरुपशमय्य क्षिप्रं लोभयशसोः स्वसंक्रमान्ते । शुभध्रुवबंधिनाम्नामावलिकां गत्वा बन्धान्तात् ॥८८॥

अन्वयार्थ—चउर=ચારવાર उवसमित्तु=મોહનીય ઉપશમાવીને खिप्प=ક્ષિપ્ર–શીઘ્ર ક્ષપક જીવ ससकमस्सते=પોતાના સંક્રમને અન્તે लोभजसाण=સંજ્વલ લોભ અને યશઃકીર્તિનો ઉ૦પ્રદેશસંક્રમ કરે છે, તથા सुभधुवबधिगनामाण શુભ ધ્રુવબંધી નામકર્મની પ્રકૃતિઓનો

અવતરણ—આ ૮૬-૮૭ ગાથાઓમાં પુરૂષવેદનો ઉ પ્રદેશસંક્રમ કેવી રીતે થાય? તે દર્શાવે છે—

वरिसवरित्थिं पूरिय सम्मत्तमसंखवासियं लहिय। गंता मिच्छत्तमओ जहन्नदेवट्ठिइं भोच्चा ॥८६॥

वर्षवरं स्त्रीमापूर्य सम्यक्त्वमसंख्येयवार्षिकं लब्ध्वा। गत्वा मिथ्यात्वमतो जघन्यदेवस्थितिं भुक्त्वा ॥८६॥

અન્વયાર્થઃ—વરિસવરં=વર્ષવર-નપુંસકવેદને અને ત્થિં=સ્ત્રી વેદને પૂરિય=પૂરીને(વારંવાર બાંધીને) અસંખવાસિયં=અસંખ્ય વર્ષનું સમ્મત્તં=સમ્યક્ત્વ લહિયં=પામીને બંધાતા પુરૂષવેદમાં નપું૦ સ્ત્રી વેદનો ઉ૦ પ્ર૦ સંક્રમ કરે છે હવે પુરૂષવેદનો ઉ૦ પ્ર૦ સ૦ કહે છે-ત્યાં પલ્યોપમાસંખ્યભાગ આયુષ્ય જીવીને અઓ=ત્યાર પછી પર્યન્તે મિચ્છત્ત=મિથ્યાત્વે ગતા=જઇને ત્યાંથી ચ્યવી જહન્નદેવટ્ઠિઇ=જઘન્યદેવ સ્થિતિ ભોચ્ચા=ભોગવીને (દેવપણામાં ૧૦હજાર વર્ષ જીવીને)-સંબંધ ૮૭ ગાથામાં, ॥૮૬॥

ભાવાર્થઃ—ઇશાન દેવલોકમાં ઘણા કાળ સુધી નપુંસકવેદ વારંવાર બાંધીને અને બીજી પ્રકૃતિઓના પ્રદેશોને નપું૦વેદમાં સંક્રમાવીને સંખ્યાત વર્ષાયુમાં (અયુગલિકમાં) ઉત્પન્ન થઇ પુનઃ યુગલિકમાં ઉત્પન્ન થઈ અસંખ્ય વર્ષ સુધી વારંવાર સ્ત્રીવેદ બાંધીને અને અન્ય પ્રકૃતિઓ સ્ત્રીમાં સંક્રમાવીને ત્યાર બાદ અસંખ્ય વર્ષ સુધીનું [ પલ્યાસંખ્યભાગ કાળ સુધીનું ] સમ્યક્ત્વ (ક્ષયો૫૦ સમ્ય૦) પામીને સમ્યક્ત્વના હેતુથી પુરૂષવેદને પણ ત્યાં સુધી બાંધીને તેમાં પૂર્વ પૂરિત સ્ત્રી નપુંસકને અસંખ્ય વર્ષ સુધી સંક્રમાવી પલ્યોપમાસંખ્યભાગનું સર્વ આયુ પૂર્ણ કરી પર્યન્ત સમયે મિથ્યાત્વ પામી પુનઃ ૧૦હજાર વર્ષ પ્રમાણના જઘન્ય સ્થિતિવાળા દેવમાં ઉત્પન્ન થઇ અન્તર્મુ૦બાદ સમ્યક્ત્વ પામીને [-સંબંધ ૮૭મી ગાથામાં]. ॥૮૬॥

आगंतुं लहु पुरिसं संछुभमाणस्स पुरिसवेयस्स। तस्सेव सगे कोहस्स माणमायाणमवि कसिणो ॥८७॥

વેદના ક્ષય કાળે ચરમસ્થિતિખંડને [3]સર્વસંક્રમ વડે (તત્કાળે ઉદયમાન મોહનીય પ્રકૃતિઓમાં) સંક્રમાવે તે સમયે નપું૦વેદનો ઉ૦પ્રદેશ સંક્રમ હોય છે ॥૮૪॥

**इत्थीए भोगभूमिसु जीविय वासाणऽसंखियाणि तओ। हस्सठिई देवत्ता सव्वलहुं सव्वसंछोभे ॥८५॥**

**स्त्रीवेदस्य भोगभूमिषु जीवित्वा वर्षाण्यसंख्येयानि ततः। ह्रस्वस्थितिं देवत्वेन सर्वलघुः सर्वसंछोभे ॥८५॥**

अन्वयार्थ—भोगभूमिसु=ભોગભૂમીમાં=યુગલ ક્ષેત્રોમાં, असंखियाणि=અસંખ્યાત वासाण=વર્ષો जीविय=જીવીને तओ=ત્યાર પછી हस्सठिई=હ્રસ્વ સ્થિતિ-જઘન્ય આયુવાળા देवत्ता=દેવપણે ઉપજી ત્યાંથી ચ્યવીને सव्वलहुं=શીઘ્ર ક્ષપક થએલ મનુષ્ય सव्वसछोभे=સ્ત્રીવેદના સર્વસંક્રમ વખતે-ચરમપ્રક્ષેપ સમયે इत्थीए=સ્ત્રીવેદનો ઉ૦પ્રદેશ સંક્રમ કરે છે ॥૮૫॥

भावार्थ—અકર્મભૂમિમાં અસંખ્યવર્ષના આયુષ્યે યથાયોગ ઉત્પન્ન થઈ સ્ત્રીવેદને વારંવાર બાંધી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ ગયે અકાળ મૃત્યુવડે મરણ પામી દશહજાર વર્ષના જઘન્ય આયુવાળા દેવમાં ઉત્પન્ન થઈ ત્યાં પણ વારંવાર સ્ત્રીવેદ બાંધીને ત્યાંથી ચ્યવી સ્ત્રી પુરૂષ વા નપુંસક મનુષ્ય થઈ શીઘ્ર ક્ષપક થઈ બહુ પ્રદેશવાળા કરેલા સ્ત્રીવેદનો ચરમસ્થિતિખંડ સર્વસંક્રમ વડે સંક્રમાવે તે સમયે સ્ત્રીવેદનો ઉ૦પ્રદેશસંક્રમ એ પ્રકારના શીઘ્ર ક્ષપકને હોય છે ॥૮૫॥

---

તુરત મોહનીયનો ક્ષય કરવા પ્રવૃત્ત થાય તે शीघ्र क्षपक કહેવાય. સર્વલઘુ શબ્દ શીઘ્ર ક્ષપકનો પર્યાય છે ૧ સર્વસંક્રમ વા ચરમ સંછોભ વખતે પ્રકૃતિનો સર્વથા ક્ષય જ થઈ જાય છે એમ નથી, કારણ કે તે વખતે વેદાતી કેટલીક પ્રકૃતિઓની ઉદયાવલિકા બાકી હોય છે. તેમજ કેટલીક પ્રકૃતિઓમા સમયોન બેઆવલિકાબદ્ધ પ્રદેશોનો સંક્રમ ચરમ સ્થિતિખંડના પ્રક્ષેપ પછી પણ સમયોન બે આવલિકા સુધી હોય છે, પરન્તુ એ સંક્રમ અલ્પપ્રદેશોવાળો હોય છે માટે ઉ૦પ્ર૦સંક્રમ ચરમ સ્થિતિખંડ પ્રક્ષેપ સમયે જ કહ્યો છે.

અન્વયાર્થ—તે સાતમી પૃથ્વીનો નારક भिन्नमुहुत्ते=અન્તર્મું૦ આયુષ્ય शेपे=બાકી રહે तच्चरमावस्सगाणि=તે નારક ભવમાં ગુણિત-કર્માંશને યોગ્ય ચરમા'વશ્યક ક્રિયાઓ किच्चा=કરીને इत्थ=અહિંથી (ત્યાંથી) નિકળીને ક્ષયોપ૦સમ્યગ્દષ્ટિ થઈ संजोयणा=સંયોજના કષાયોનો (અનંતા૦ ૪ ને) विसजोयगस्स=વિસંયોજતા–વિસંયોજના–ક્ષપણા કરનાર (ગ૦તિર્યંચ) ને सछोभणा=સર્વ સંક્રમ વડે ચરમ પ્રક્ષેપ કરવાથી एसि=એ ચારેનો ઉ૦પ્રદેશ સંક્રમ [અનંતા૦વિસંયોજક ક્ષયોપ૦ સમ્યગ્દષ્ટિને] હોય છે ॥૮૩॥

ભાવાર્થ—અન્વયાર્થની જેમ સુગમ છે.

## ईसाणागयपुरिसस्स इत्थियाए व अट्ठवासाए। मासपुहुत्तब्भहिए नपुंसगे सव्वसंकमणे ॥८४॥

ईशानागतपुरुषस्य स्त्रिया वाऽष्टवर्षेषु। मासपृथक्त्वाभ्यधिकेषु नपुंसकस्य सर्वसंक्रमे ॥८४॥

અન્વયાર્થ—ईसाणागय=ઇશાન દેવલોકમાંથી આવેલા पुरिसस्स=પુરૂષને व=અથવા इत्थियाए=સ્ત્રીને मासपुहुत्त(अ)ब्भहिए=માસ પૃથક્ત્વ અધિક अट्ठ=આઠ वासाए=વર્ષ થયા બાદ શીઘ્ર ક્ષપક થતાં सव्व संकमणे=સર્વસંક્રમ સમયે नपुसगे=નપુંસક વેદનો ઉ૦પ્રદેશ સંક્રમ (ક્ષપક સ્ત્રીને વા પુરૂષને) હોય છે. ॥૮૪॥

ભાવાર્થ—ગુણિત કર્માંશ ઇશાનદેવ સંક્લેશથી એકેન્દ્રિયપણું બાંધતી વખતે નપુંસક વેદને વારવાર બાંધીને તે વેદને ઘણા પ્રદેશવાળો કરી ત્યાંથી ચ્યવી પુરૂષ વા સ્ત્રી થઈને શીઘ્ર ક્ષપક થઈને (પૃથક્ત્વ માસ અધિક ૮ વર્ષની વયે ક્ષપક થઈને) નપુંસક

---

૧ પૂર્વે કહેલી "જીવિતાવસાને યવમધ્યથી ઉપરના યોગમાં અન્તર્મું૦ સુધી રહીને અને ત્રિચરિમ દ્વિચરિમ સમયે ઉ૦ કષાયવંત થઇને અને દ્વિચરમ ચરિમ સમયે ઉ૦યોગ વાળો થઇને" એ ચરમાવશ્યક ક્રિયાઓ.

૨ ૭ માસ ગર્ભમાં રહી શીઘ્ર જન્મ પામી ૮ વર્ષની વય થયે (એટલે ગર્ભથી ૮ વર્ષ ૭ માસની વય થતાં) જે મનુષ્ય સર્વવિરતિ પામી

**संछोभणाए दोण्हं मोहाणं वेयगस्स खणसेसे । उप्पाइय सम्मत्तं मिच्छत्तगए तमतमाए ॥८२॥**

संछोभनायां द्वयोर्मोहनीययोर्वेदकस्य क्षणशेषे । उत्पाद्य सम्यक्त्वं मिथ्यात्वं गते तमस्तमायाम् ॥८२॥

अन्वयार्थ—दोण्हं=બે मोहाण=મોહનીયનો (મિથ્યા૦ મિશ્રનો) संछोभणाए=ચરમ સંછોભ-પ્રક્ષેપ સમયે ક્ષપકને ઉ૦ પ્ર૦સંક્રમ હોય. અને खणसेसे=ક્ષણ શેષ રહયે-અન્તર્મુ૦ આયુષ્ય બાકી રહે તે વખતે सम्मत्तं उपाइय=ઉપશમસમ્યક્ત્વ ઉત્પન્ન કરીને મિથ્યાત્વ મિશ્રને ગુણસંક્રમથી સમ્યક્ત્વમાં સંક્રમાવીને मिच्छत्तगए-મિથ્યાત્વમાં ગયે છતે પ્રથમ સમયે तमतमाया=તમસ્તમા પૃથ્વીમાં (સાતમીના) નારકને वेयगस्स=વેદકનો-સમ્ય૦મોહનીયનો ઉ૦પ્રદેશ સંક્રમ હોય. ॥૮૨॥

भावार्थ—ક્ષાયિક સમ્યક્ત્વ પામવાના પ્રસંગે મિથ્યા૦ મોહનીયનો ચરમ સ્થિતિખંડ સર્વ સંક્રમ વડે સમ્યક્ત્વમાં પ્રક્ષેપતી વખતે મિથ્યાત્વનો, અને એજ રીતે મિશ્રનો ચરમસ્થિતિખંડ સર્વ સંક્રમ વડે સમ્ય૦માં પ્રક્ષેપતી વખતે મિશ્રનો ઉ૦ પ્રદેશસંક્રમ દર્શન-મોહનીયના ક્ષપકને હોય છે. તથા સાતમી પૃથ્વીમાં અન્તર્મુ૦ આયુષ્ય બાકી રહે તે વખતે ઉપ૦સમ્યક્ત્વ પામીને ગુણસંક્રમના ઉત્કૃષ્ટ કાળ સુધી સમ્યક્ત્વમોહનીયમાં મિથ્યાત્વને અને મિશ્રને સંક્રમાવે, જેથી સમ્યક્ત્વ મોહનીયમા ઉત્કૃષ્ટ પ્રદેશસગ્રહ થાય, ત્યારબાદ ઉપશમ સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે આવે ત્યાં પ્રથમ સમયથી જ સમ્યક્ત્વમોહનીયનો સંક્રમ મિથ્યાત્વમાં થાય એ વખતે પ્રથમ સમયે જ સમ્ય૦મોહનીયનો ઉ૦ પ્ર૦સંક્રમ [સાતમી પૃથ્વીના નારકને આયુષ્યના અન્તે મિથ્યાત્વના પ્રથમ સમયે] હોય છે. ॥

**भिन्नमुहुत्ते सेसे तच्चरमावस्सगाणि किच्चेत्थ । संजोयणा विसंजोयगस्स संछोभणा एसिं ॥८३॥**

भिन्नमुहूर्त्ते शेषे तच्चरमावश्यकानि कृत्वाऽत्र । संयोजनान् विसंयोजकस्य संछोभनादेषाम् ॥८३॥

સંક્રમ નિયગે=પોત પોતાના સંછોમણંમિ=ચરમપ્રક્ષેપ વખતે અનિયટ્ટિસ્સ=અનિવૃત્તિ બાદર કષાયીને (નવમ ગુણ૦વર્તીને) હોય છે. ॥૮૦॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે—નિદ્રા ૨-અશાતા-૧૦ અશુભ સંસ્થાન સંઘયણ-૯ અશુભવર્ણાદિ-ઉપ૦-કુખગતિ-અપ૦-અસ્થિરાદિ ૬-નીચગોત્ર એ ૩૨ પ્રકૃતિ, અને ૮ મધ્યકષાય-સ્ત્યાન૦ ૩-તિર્ય૦ ૨-વિકલે૦ ૩-સૂક્ષ્મ સાધારણ-૬ નોક૦ એ ૨૪ પ્રકૃતિ, (એ સર્વનો ઉ૦ પ્ર૦સંક્રમ સાતમીમાંથી નિકળી પ૦સં૦પંચે૦તિ૦માં અલ્પ કાળ રહી શીઘ્ર મનુષ્ય થઇ શીઘ્ર ક્ષપક થયેલા ગુણિતકર્માંશને હોય છે.) ॥૮૦॥

**तत्तो अणंतरागयसमयादुक्कस्स सायबंधद्धं । बंधिय असायबंधालिगंतसमयम्मि सायस्स ॥८१॥**

ततोऽनन्तरागतः समयादुत्कृष्टां शाताबन्धाद्धाम् । बद्ध्वाऽशाताबंधावलिकान्त्यसमये सातस्य ॥८१॥

अन्वयार्थ—तत्तो=ત્યાંથી-સાતમી પૃથ્વીમાંથી નીકળી अनंतरागय=અન્તરભવમાં (પર્યા૦ સં૦તિ૦માં) આવેલો જીવ समया=પ્રથમ સમયથીજ उक्कस्स=ઉત્કૃષ્ટ सायबंध=શાતાના બંધના अद्ध=કાળ સુધી (શાતાના ઉ૦બંધકાળ સુધી) बंधिय=શાતાવેદનીય બાંધીને असायबंधालिगंतसमयम्मि=અશાતાની બંધાવલિકાના અન્ત્ય સમયે (અશાતામાં) सायस्स=શાતાનો ઉ૦પ્ર૦સંક્રમ કરે ॥૮૧॥

ભાવાર્થ—સાતમી પૃથ્વીમાં અન્ત્યસમયે ગુણિતકર્માંશ થઇને તુરતજ પર્યાપ્ત ગર્ભજ તિર્યંચમાં આવી શાતાને બાંધવા લાયક ઉત્કૃષ્ટ બંધકાળ સુધી શાતા બાંધીને શાતાવેદનીયનો ઉ૦ પ્રદેશસંગ્રહ કરી શાતાનો બંધકાલ પૂર્ણ થતાં અશાતા બાંધવા માંડે, ત્યાં અશાતાની બંધાવલિકાના અન્ત્ય સમયે પૂર્વે અન્ત્યસમયે બાંધેલી અને અન્ત્ય સમયે જ ઉ૦પ્રદેશવાળી કરેલી શાતાની બંધાવલિકા પણ પૂર્ણ થાય, તેથી અશાતામાં શાતાનો યથાપ્ર૦ સંક્રમ શરૂ થાય છે માટે શાતાનો ઉ૦ પ્ર૦ સંક્રમ બંધાતી અશાતામાં અશાતાની બંધાવલિકાના અન્ત્ય સમયે યથાપ્રવૃત્ત સંક્રમ વડે થાય છે ॥૮૧॥

**तत्तो उव्वट्टित्ता आवलिगासमय तब्भवत्थस्स । आवरणविग्घचोद्दसगोरालियसत्त उक्कोसो ॥७९॥**

तत उद्वर्त्यावलिकासमये तद्भवस्थस्य । आवरणविघ्नचतुर्दशौदारिकसप्तकानामुत्कृष्टः ॥७९॥

अन्वयार्थ—तत्तो=ત્યાંથી (સાતમી પૃથ્વીમાંથી) उव्वट्टित्ता=નિકળીને आवलिकासमय=પહેલી આવલિકાના છેલ્લા સમયે तब्भवत्थस्स=તદ્દ્ભવસ્થને-તે ભવમાં વર્તતાને (પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચને) आवरणविग्घचोद्दसग=નવ આવરણ (૫ જ્ઞા૦ ૪ દર્શના૦) અને પાચ અન્તરાય એ ૧૪ પ્રકૃતિ તથા ओरालियसत्त=ઔદારિક સપ્તક એ ૨૧ પ્રકૃતિનો उक्कोसो=ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ હોય. ॥૭૯॥

ભાવાર્થ—ગુણિતકર્માંશમાં કહેલી રીતિ પ્રમાણે સાતમી પૃથ્વીના ગુણિત૦નારકે અન્ત્ય સમયે એ ૨૧ પ્રકૃતિઓના પ્રદેશોનો અતિ ઉત્કૃષ્ટ સંગ્રહ કર્યો છે, અને ત્યાંથી મરણ પામીને સં૦ પર્યા૦તિર્યંચમા જ ઉત્પન્ન થાય છે, કારણ કે સાતમી પૃથ્વીના નારકની એ સિવાય બીજી ગતિજ નથી, માટે ત્યાંથી નિકળી પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચ થઈ (નારકપણામાં અન્ત્ય સમયે બાધેલ એ ૨૧ની) બંધાવલિકા પૂર્ણ થતાં બંધાવલિકાના પર્યન્ત સમયે એ ૨૧ નો ઉ૦ પ્રદેશસંક્રમ એજ (સાતમી પૃથ્વીથી નિકળેલો) સંજ્ઞિ પર્યાપ્ત તિર્યંચ કરે છે.

**कम्मचउक्के असुभाणवज्झमाणीण सुहुमरागंते । संछोभणंमि नियगे चउवीसाए नियट्टिस्स ॥८०॥**

कर्मचतुष्केऽशुभानामबध्यमानानां सूक्ष्मरागान्ते । चरमसंछोभे निजके चतुर्विंशतीनामनिवृत्तिबादरस्य ॥८०॥

अन्वयार्थ—असुभाण=અશુભ અને अवज्झमाणीण=સૂ૦સંપરાયમાં નહિ બંધાતી कम्मचउक्के=ચાર કર્મની (દ૦વે૦ના૦ગો૦ની) ૩૨ પ્રકૃતિઓનો ઉ૦પ્ર૦ સંક્રમ सुहुमरागंते=સૂક્ષ્મસંપરાયના અન્ત્ય સમયે ક્ષપકને હોય છે. તથા चउवीसाए=ચોવીસ પ્રકૃતિઓનો ઉ૦ પ્ર૦

ગુણિત કર્માંશ થાય છે. इह=અહિં ઉ૦પ્રદેશ સંક્રમના सामित्ते=સ્વામિત્વમાં तेण=એજ ગુણિતકર્માંશ વડે(ગુણિત કર્માંશનો) पगयं= પ્રકૃત-પ્રસ્તુત અધિકાર છે ॥૭૮॥

ભાવાર્થ—એ સાતમી પૃથ્વીનો નારક જીવ (ઘણીવાર ઉત્કૃષ્ટ યોગ અને ઉ૦કષાયવાળો થઈ ને) પુનઃ આયુષ્યને અન્તે આઠ સમયની સ્થિતિવાળાં (અષ્ટ સામયિક) યોગસ્થાનોથી ઉપરનાં (+ ૭-૬-૫-૪-૩-૨ સમય સ્થિતિવાળાં) યોગસ્થાનોમાં અન્તર્મુ૦ સુધી રહીને જ્યારે આયુષ્યના ૩ સમય બાકી રહે તે વખતે અન્ત્યથી પૂર્વલા ત્રીજા સમયે અને બીજા [ઉપાન્ત્ય] સમયે એમ બે સમયમાં ઉત્કૃષ્ટ કષાયમાં વર્તે અને ઉપાન્ત્ય તથા અન્ત્ય સમયમાં ઉત્કૃષ્ટ યોગમાં વર્તે જેથી [1]ઉપાન્ત્ય સમયે ઉ૦ કષાય અને ઉ૦ યોગ એ બેમાં વર્તીને તે સાતમી પૃથ્વીનો નારક અન્ત્ય સમયે ગુણિતકર્માંશ થાય છે, અર્થાત્ એ દર્શાવેલી રીતિ પ્રમાણે પૃથ્વીકાયમાંથી ત્રસકાયમાં પરિભ્રમણ કરી આવેલા સાતમી પૃથ્વીના નારકને કર્મપુદ્ગલો ઘણાં સંગૃહિત થયેલાં હોય છે. ॥૭૭-૭૮॥

અવતરણ—એ પ્રમાણે ઉ૦પ્રદેશસંક્રમસ્વામીપણાને પ્રાપ્ત થનારા ગુણિતકર્માંશ જીવનું સ્વરૂપ કહીને હવે એ ગુણિતકર્માંશ જીવ કયે સ્થાને કઇ વખતે કઇ પ્રકૃતિના અત્યંત ઘણા પ્રદેશો સંક્રમાવે છે તે રૂપ ઉ૦ પ્રદેશસંક્રમસ્વામી પ્રરૂપણા કરાય છે—

---

+ યવમધ્યથી ઉપરના એ યોગસ્થાનો છે, પરન્તુ પ્રસ્તુત નિયમ પ્રમાણે એમાંથી ૨ સમયવાળા યોગસ્થાનોમાં અન્તર્મુ૦ સ્થિતિ હોવી વિશેષ ઇષ્ટ છે, ઉપરના કહેવાથી બધાં જ ગ્રહણ કરવા એવો નિયમ નથી, માટે સમ્યગ્ નિર્ણય શ્રી બહુશ્રુતગમ્ય.

૧ ઉત્કૃષ્ટ કષાય બે સમય સુધી રહે ઉત્કૃષ્ટ યોગપણ બે સમય સુધી રહે પરન્તુ ઉત્કૃષ્ટ યોગ ને ઉ૦ કષાય એ બે સાથે તો એકજ સમય રહે જેથી ઉપર કહેલી રીતિ પ્રમાણે ઉ૦યોગ ઉ૦કષાય એ બેનુ મિલન ઉપાન્ત્ય સમયેજ કહ્યુ છે.

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે-ત્રસ યોગ્ય દીર્ઘ આયુષ્ય અને યોગ કષાયની ઉત્કૃષ્ટતા માટે સાતમી પૃથ્વીનું ગ્રહણ કર્યું છે, અપર્યાપ્તની અપેક્ષાએ પર્યાપ્તનો યોગ અસંખ્યગુણ હોવાથી પર્યાપ્ત વિશેષણ કહ્યું છે, અને દીર્ઘકાળ સુધી પર્યાપ્તપણુ ગ્રહણ કરવા માટે શીઘ્રપર્યાપ્ત વિશેષણ છે. ઇત્યાદિ સર્વ વિશેષણો ઘણા કર્મપુદ્ગલોના ગ્રહણ અર્થે જેમ બને તેમ નિર્જરા અલ્પ થાય તેવા સંયોગોને માટે છે ॥૭૬॥

**जोगजवमज्झउवरिं मुहुत्तमच्छित्तु जीवियवसाणे। तिचरिमदुचरिमसमए पूरित्तु कसायउक्कस्सं ॥७७॥**
**जोगुक्कोस चरिमदुचरिमे समए य चरिमसमयम्मि। संपुण्णगुणियकम्मो पगयं तेणेह सामित्ते ॥७८॥**

योगयवमध्यस्योपरि मुहूर्त्तं स्थित्वा जीवितावसाने। त्रिचरिमद्विचरिमसमये पूरयित्वा उत्कृष्टकषायम् ॥७७॥
उत्कृष्टयोगं चरिमद्विचरिमे समये च चरिमसमये। संपूर्णगुणितकर्मांशः प्रकृतं तेनेह स्वामित्वे ॥७८॥

अन्यवार्थ—जीवियवसाणे=જીવિતાવસાને-આયુષ્યને અન્તે जोगजवमज्झ उवरिं=યોગના યવમધ્યથી ઉપર *मुहुत्तं=અન્તર્મુહૂર્ત સુધી अच्छितु=રહીને तिचरिमदुचरिमसमए=ત્રિચરિમ સમયે અને દ્વિચરિમ સમયે [ અન્ત્ય સમયથી ત્રીજે અને બીજે સમયે અર્થાત્ તૃતીયાન્ત અને દ્વિતીયાન્ત ( ઉપાન્ત્ય ) સમયે ] कसायउक्कस्स=ઉત્કૃષ્ટ કષાય पूरित्तू=પૂરીને ॥૭૭॥ चरिमदुचरिमे समए=અન્ત્યસમયે અને ઉપાન્ત્ય સમયે जोगुक्कोस=ઉત્કૃષ્ટ યોગને પણ પૂરીને चरिमसमयम्मि=અન્ત્ય સમયે તે સાતમી પૃથ્વીનો નારક संपुण्णगुणियकम्मो=સંપૂર્ણ

* ઘણે સ્થાને मुहुत्त પદમાં અન્ત પદ ન હોય તોપણ અધિકારને અનુસરીને અન્તર્મુહૂર્ત અર્થ કરવો.

અહિં બાદરપૃથ્વી શેષ એકેન્દ્રિયોથી અધિક આયુષ્યવાળી હોય છે તેથી ઘણા પ્રદેશો ગ્રહણ કરે છે, તથા બલવત્તર હોવાથી વેદના સહન કરવા સમર્થ હોય છે તેથી ઘણા કર્મ પુદ્દગલો નિર્જરતા નથી, માટે અહિં બાદર પૃથ્વીકાય જીવનું ગ્રહણ કર્યું છે. વચમાં અલ્પ પણ અપર્યાપ્ત ભવો જો કે ગુણિત કર્મમાં ઇષ્ટ નથી તો પણ સંપૂર્ણ કાયસ્થિતિ પૂર્ણ કરવા માટે અલ્પ અપર્યાપ્તભવો ગ્રહણ કર્યા છે, ઘણા પર્યાપ્તભવો ગ્રહણ કરવાનું કારણ કે; જન્મ મરણ અલ્પ સંખ્યાએ થાય, ઘણીવાર જન્મ મરણ કરવાથી ઘણા કર્મપ્રદેશો નિર્જરી જાય તે અહિં ઇષ્ટ નથી, પુનઃ ઉત્કૃષ્ટ યોગવર્તી જીવ ઘણા કર્મપુદ્ગલો ગ્રહણ કરે છે, અને ઉ૦સંકલેશવર્તી જીવ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને ઉત્કૃષ્ટ ઉદ્વર્ત્તના કરે છે અને અપવર્ત્તના અલ્પ કરે છે જેથી ઘણી સ્થિતિવડે અને ઘણી ઉદ્વર્ત્તના વડે ઘણા કર્મપ્રદેશો (ઉપરની સ્થિતિઓમાં) સંગ્રહીત થાય છે. માટે ઉત્કૃષ્ટ યોગ અને ઉ૦કષાયનું ગ્રહણ કર્યું છે. તથા આયુષ્યને લાયક ઉત્કૃષ્ટ યોગમાં વર્તતો આયુષ્યના જો કે ઘણા પુદ્ગલો ગ્રહણ કરે છે, પરન્તુ તથાસ્વભાવે જ્ઞાનાવરણીયાદિકના ઘણા પુદ્ગલો નિર્જરે છે, અને અતિ નિર્જરા અહિં ઇષ્ટ નથી માટે જઘન્ય યોગે આયુ બંધ કહ્યો છે. ॥૭૪-૭૫॥

**वायरतसेसु तक्कालमेवमंते य सत्तमखिइंए। सव्वलहुं पज्जत्तो जोगकसायाहिओ बहुसो ॥७६॥**

**बादरत्रसेषु तत्कालमेवमन्ते च सप्तमक्षितौ। सर्वलघुपर्याप्तो योगकषायाधिको बहुशः ॥७६॥**

अन्वयार्थ—एवं=એ પ્રમાણે वायरतसेसु=બાદર ત્રસકાયમાં (દ્વીન્દ્રિયાદિકમાં) तक्कालं=તેના કાયસ્થિતિકાળ સુધી [પૂર્વ ક્રોડ પૃથક્ત્વાધિક ૨૦૦૦ સાગરો૦ સુધી] ભમીને अन्ते=પર્યન્તે सत्तमखिइए=સાતમી પૃથ્વીમાં નારકીપણે ઉત્પન્ન થઈ सव्वलहु=સર્વથી શીઘ્ર અતિ શીઘ્ર) पज्जत्तो=પર્યાપ્ત થઈને તથા बहुसो=ઘણીવાર जोगकसायअहिओ=યોગ અને કષાયમાં અધિક થઈને [ઉત્કૃષ્ટ યોગવાળો અને ઉત્કૃષ્ટ કષાયવાળો થઈને] ॥૭૬॥

यो वादरत्रसकालेनोनां कर्मस्थितिं तु पृथिव्याम् । वादरायां पर्याप्तापर्याप्तकदीर्घेतराद्धाभ्याम् ॥७४॥
योगकषायोत्कृष्टो बहुशो नित्यमप्यायुर्बन्धं च । जघन्ययोगेनोपरितनस्थितौ निषेकं बहु कृत्वा ॥७५॥

अन्वयार्थ—ओ=જે જીવ बायर=બાદર तसकालेणूणं(कालेण ऊणं)=ત્રસકાયના કાળવડે-કાયસ્થિતિવડે ન્યૂન कम्मट्ठिइं तु=કર્મસ્થિતિ સુધી दीहइयरअद्धासु=દીર્ઘકાળ અને અલ્પકાળ અનુક્રમે पज्जत्त=પર્યાપ્ત अपज्जत्तग=અપર્યાપ્ત बायर (रि) पुढवीए=બાદર પૃથ્વીકાયમાં રહીને ત્યાં जोगकसा(य)उक्कोसो=ઉત્કૃષ્ટ યોગમાં અને ઉત્કૃષ્ટ કષાયમા बहुसो=ઘણી વાર વર્તતો च=અને निच्चमवि=નિત્ય પણ ( દરેક પૃથ્વી-ભવમાં)जोगजहण्णेण=-જઘન્ય યોગે आउबंध=આયુઃ બંધ કરતો उवरिल्लठिइनिसेग=કર્મની ઉપરની સ્થિતિઓમાં નિષેક बहु=ઘણો किच्चा=કરીને [ત્યારબાદ શું કરે તે સંબંધ આગળ રહેવાય છે] ॥૭૪-૭૫॥

ભાવાર્થ—ગુણિત=ઘણા સંગ્રહીત કર્યા છે कर्मांश=કર્મપ્રદેશો જેણે તે ગુણિતકર્માંશ જીવ કહેવાય. અર્થાત્ જે રીતે જીવ ઘણા કર્મપ્રદેશો ગ્રહણ કરે છે તે રીતિ અહિં દર્શાવાય છે, તે આ પ્રમાણે—કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કો૦ કો૦ સાગરોપમ છે, તેમાંથી પૂર્વ ક્રોડ પૃથક્ત્વ અધિક ૨૦૦૦(બે હજાર) સાગરો૦ જેટલી ત્રસકાયની કાયસ્થિતિ બાદ કરતાં જે પૂર્વ પૃથ૦ ન્યૂન ૬૯૯૯૯૯૯-૯૯૯,૯૯૯૮૦૦૦ સાગરો૦ જેટલો કાળ કોઈ જીવ બાદર પૃથ્વીકાયમાં પરિભ્રમણ કરે, તે પણ એવી રીતે કે-ઘણો કાળ પર્યાપ્તા-પણે ઉપજે અને અલ્પકાળ અપર્યાપ્ત થાય, ત્યાં પણ અનેકવાર ઉત્કૃષ્ટ યોગવાળો અને ઉત્કૃષ્ટ કષાયવાળો થાય, તથા વારંવાર આયુષ્યનો બંધ પણ જઘન્ય યોગવડે જ કરે, તથા બંધાતાં કર્મોનો ઘણો નિષેક(ઘણો પ્રદેશનિક્ષેપ)ઉપરની સ્થિતિઓમાં પોતાની યોગ્યતા પ્રમાણે કરે, અને એ પ્રમાણે બાદર પૃથ્વીમાં પૂર્વોક્તકાળ ભમીને ત્યાંથી નિકળી દ્વીન્દ્રિયાદિમાં ઉત્પન્ન થાય [બીજો વિધિ આગળ કહેવાશે].

ध्रुवाणां संक्रमोऽजघन्योऽनुत्कृष्टस्तासां वा विवर्जयित्वा । आवरणनवकविघ्नान्यौदारिकसप्तकं चैव ॥७२॥
साद्यादि चतुर्द्धा शेषविकल्पाश्च शेषाणां च । सर्वविकल्पा ज्ञेयाः साद्यध्रुवाः प्रदेशसंक्रमे ॥७३॥

अन्वयार्थ—धुव=ध्रुवसत्ताक १२६ प्रकृतिओनो अजहन्नो=अजघन्य संकमो=प्र० संक्रम वा=तथा आवरणनवग=आवरण नव विग्घं=अन्तराय च एव=अने उरालियसत्तग=ओदारिक सप्तक ए २१ प्रकृतिओ ज विवज्जितु=विवर्जीने-छोडीने शेष तासिं=तेज ध्रुवसत्ताक १०५ प्रकृतिओनो अणुक्कोसो=अनुत्कृष्ट प्र० संक्रम ॥७२॥ साइयमाइ=सादि आदि चउद्धा=४ प्रकारे छे. य=पुनः ए १२६ना सेसविगप्पा=शेष (१०५ना ज० उ०, २१ना ज० उ० अनु० ए) विकल्पो च=अने सेसगाण=शेष (३२) प्रकृतिओना सव्वविगप्पा=सर्वे विकल्प (ज० अज० उ० अनु० ए चारे विकल्प) पएसम्मि=प्रदेशसंक्रमना संबंधमां साई अधुवा=सादि अध्रुव नेया=जाणवा ॥७३॥ ॥

भावार्थ—अन्वयार्थनी जेम सुगम छे. इति प्रदेशसंक्रमसत्कसाद्यनादिप्ररूपणा ॥

## ॥ अथ उत्कृष्ट प्रदेशसंक्रम स्वामि प्ररूपणा ॥

अवतरण—प्रदेश संक्रमनी साद्यादि प्ररूपणा करीने हवे उत्कृष्ट प्रदेश संक्रमना स्वामी कहेवानो प्रसंग छे, अने स्वामित्व गुणितकर्मांश जीवमां प्राप्त थाय छे, माटे प्रथम गुणितकर्मांश जीवनुं स्वरूप कहेवाय छे—

जो बायरतसकालेणूणं कम्मट्ठिइं तु पुढवीए। बायरपज्जत्तापज्जत्तगदीहेयरद्धासु ॥७४॥
जोगकसाउक्कोसो बहुसो निच्चमवि आउबंधं व। जोगजहण्णेणुवरिल्ल ठिइनिसेगं बहुं किच्चा ॥७५॥

સિવાય સહજ રીતે જ ઉદયપ્રાપ્ત અનુદયવતીના દલિક ઉદયપ્રાપ્તમાં સંક્રમે ત્યાં સ્તિબુકસંક્રમ પ્રવર્ત્તે છે. તેથીજ અનુદયવતી પ્રકૃતિના દલિક સજાતીય સમાન સ્થિતિકાળ વાળી ઉદયવતી પ્રકૃતિમાં વીર્યવ્યાપાર વિના સ્વભાવથીજ સંક્રમે તે સ્તિબુકસંક્રમ કહેવાય છે. પુનઃ વીર્યવ્યાપાર રહિત હોવાથી જ અયોગીમાં પણ એ સંક્રમ ચાલુ હોય છે. પુનઃ ઉદ્વલના આદિ સંક્રમોમાં સમકાળે એક વા અનેક સ્થિતિઓના પ્રદેશો એક વા અનેક સ્થિતિઓમાં સંક્રમે છે, અને આ સ્તિબુકમાં તો પ્રતિસમય કેવળ એકજ સ્થિતિ (સમય) સ્વતુલ્ય એકજ સ્થિતિમાં (સમયમાં) સંક્રમે છે એ વિલક્ષણતા છે. સ્તિબુક એટલે જળબિંદુ જેમ એકેક ટપકીને પડે છે, તેમ અનુદયવતીનો એકેક સમય ટપકતો જાય (ઉદયવતીમાં પડતો જાય) તે स्तिबुकसंक्रम. સ્તિબુક વડે સંક્રમતુ દલિક સર્વથા પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે પરિણમતું બનતું નથી માટે સંક્રમ શબ્દનો વ્યપદેશ સંપૂર્ણપણે જો કે ઘટતો નથી તો પણ એ એક પ્રકારનો સંક્રમ જ છે, માટે સંક્રમના અધિકારમાં એની ગણના કરી છે. સ્તિબુકસંક્રમવડે સંક્રમેલા દલિકમાં કંઇક પોતાનો મૂળ સ્વભાવ પણ રહે છે એટલે કંઇક તે મૂળ સ્વભાવને અનુસરીને કાર્ય પણ કરે છે, અને સંક્રમકરણવડે સંક્રમેલા દલિકમાં સર્વથા પરરૂપ પ્રાપ્ત થવાથી જેમાં સંક્રમે તેને અનુસરતુંજ કાર્ય કરે છે, એ વિશેષ છે. પ્રદેશોદય પણ આ જ છે. અર્થાત્ સ્તિબુકસંક્રમ કહો કે પ્રદેશોદય કહો તે એકજ છે ॥૭૧॥

अवतरण—એ પ્રમાણે પ્રદેશ સંક્રમનુ લક્ષણ અને પાંચ ભેદ એ બે અધિકાર કહીને હવે ત્રીજો અધિકાર साद्यादि प्ररूपणा કહેવાય છે—

**धुव संकम अजहन्नो णुक्कोसो तासि वा विवज्जित्तु। आवरणनवगविग्घं ओरालियसत्तगं चेव ॥७२॥**

**साइयमाइ चउद्धा सेसविगप्पा य सेसगाणं च। सव्वविगप्पा नेया साई अधुवा पएसम्मि ॥७३॥**

પ્રદેશરાશિની અપેક્ષાએ પણ શેષ ખંડનો ઉદ્વલના વડે અપહાર કાળ કેટલો છે તે કહે છે—

**पल्लासंखियभागेणहापवत्तेण सेसगवहारो । उव्वलणेण वि थिवुगो अणुइन्नाए उ जं उदए ॥७१॥**

**पल्याऽसंख्येन भागेन यथाप्रवृत्तेन शेषकापहारः । उद्वलनेनाऽपि स्तिवुकोऽनुदीर्णायास्तु यदुदये ॥७१॥**

अन्वयार्थ—अहापवत्तेण=યથાપ્રવૃત્ત સંક્રમવડે सेसग=શેષ સ્થિતિખંડનો (ઉદ્વલનામાં કહેલ અન્ત્ય સ્થિતિખંડનો) अवहारो=અપહાર पल्लासंखियभागेण=પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે થાય છે. उव्वलणेण वि=ઉદ્વલનાવડે (સ્વસ્થાનીય ઉદ્વલનાવડે) પણ એટલોજ કાળ થાય છે. તથા उदए=ઉદયમાં–ઉદયવતી પ્રકૃતિઓમાં अणुइन्नाए उ=અનુદીર્ણ પ્રકૃતિઓનો જ–અનુદયવતી પ્રકૃતિઓનો जं=જે સંક્રમ તે थिवुगो=સ્તિબુક સંક્રમ નામનો છઠ્ઠો પણ પ્રદેશ સંક્રમ છે. ॥૭૧॥

ભાવાર્થ—ઉદ્વલના સંક્રમ પ્રસંગે કહેલા ઉપાન્ત્ય સ્થિતિખંડથી અસંખ્યગુણો અન્ત્ય સ્થિતિખંડ જે ઉવેલવો બાકી કહ્યો હતો તે શેષ ખંડ ને જો યથાપ્રવૃત્ત સંક્રમ વડે સંક્રમતા પ્રદેશ પ્રમાણ વડે અપહરે તો તે શેષખંડ ખાલી થતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ લાગે. તથા ઉદ્વલના સંક્રમ વડે સ્વસ્થાનમાં સંક્રમતા પ્રદેશપ્રમાણ વડે એજ શેષખંડને અપહરતાં (ખાલી કરતાં) પણ એટલોજ કાળ લાગે જેથી એ બે કાળ તુલ્ય છે. તથા પૂર્વોક્ત પાંચ પ્રકારના પ્રદેશસંક્રમ ઉપરાન્ત છઠ્ઠો સ્તિવુક संक्रम નામનો પણ સંક્રમ છે, પરન્તુ જીવના વીર્યવિશેષથી પ્રવર્તતો નથી માટે સંક્રમ કરણમાં અન્તર્ગત ગણ્યો નથી. કારણ કે કરણ એ જીવનું વીર્ય વિશેષ છે, અને આ સ્તિબુક સંક્રમ ઉદયના વિષયવાળોછે માટે જેમ ઉદય (અને સત્તા) કરણ નથી તેમ સ્તિબુક સંક્રમ એ સંક્રમ છે પણ સંક્રમકરણ નથી. જે દલિકના સંક્રમમાં વીર્યવ્યાપાર કારણ છે ત્યાં સંક્રમકરણ પ્રવર્તે છે, વીર્યવ્યાપાર

**स्तोकोऽपहारकालो गुणसंक्रमेणासंख्यगुणनया । शेषस्य यथाप्रवृत्तेन विध्यातेन उद्वलनानाम्ना च ॥७०॥**

**अन्वयार्थ**—शेषस्य=શેષનો [ઉદ્વલનામાં કહેલા છેલ્લા સ્થિતિખંડનો ) गुणसंकमेण=ગુણસંક્રમવડે अवहारकालो=અપહારકાળ थोवो=થોડો–અલ્પ (અન્તર્મુ૦ પ્રમાણ) છે, ત્યારબાદ अहापवत्ते=યથાપ્રવૃત્ત સંક્રમવડે विज्झाए=વિધ્યાતસંક્રમ વડે य=અને उव्वलणनामे=ઉદ્વલના નામના સંક્રમવડે અપહારકાળ અનુક્રમે असंखगुणणाए=અસંખ્યગુણ અસંખ્યગુણ છે ॥૭૦॥

**ભાવાર્થઃ**—ઉદ્વલના સંક્રમનું સ્વરૂપ કહેવાના અવસરે ઉપાન્ત્યસ્થિતિખંડ ઉવેલ્યા પછી જે છેલ્લો સ્થિતિખંડ ઉવેળવો બાકી રહ્યો હતો તે સ્થિતિખંડની અહિ શેષ સ્થિતિખંડ સંજ્ઞા છે. પાંચે સંક્રમનું અલ્પબહુત્વ એ શેષસ્થિતિખંડની અપેક્ષાએ સમજાય છે તે આ પ્રમાણે–એ શેષખંડને ગુણસંક્રમ વડે અપહરીયે–સંક્રમાવીએ તો અન્તર્મુ૦ કાળ લાગે, યથાપ્રવૃત વડે અપહરીયે તો તેથી અસંખ્યગુણ કાળ એટલે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ લાગે, વિધ્યાત સંક્રમવડે અપહરીયે તો તેથી પણ અસંખ્યગુણ એટલે અસંખ્ય કાળચક્ર જેટલો કાળ લાગે, અને ઉદ્વલનાસંક્રમવડે (ઉપાન્ત્યખંડના અન્ત્ય સમયે પરપ્રકૃતિ સંક્રાન્ત પ્રદેશ સમૂહ પ્રમાણે) અપહરતાં તેથી પણ અસંખ્યગુણ કાળચક્રો જેટલો કાળ લાગે. એ રીતે ગુણસંક્રમ સર્વથી મહાન્ સંક્રમ છે, અને ઉદ્વલનાસંક્રમ સર્વથી અલ્પ સંક્રમ છે. ॥૭૦॥

**अवतरण**—પૂર્વે યથાપ્રવૃત્ત સંક્રમવડે શેષખંડનો અપહારકાળ ગુણસંક્રમકાળથી અસંખ્યગુણ સામાન્યથી કહ્યો છે પરન્તુ કેટલો ? તે કહ્યું નથી, જેથી યથા પ્ર૦નો નિયત અપહારકાળ કહેવાય છે, તથા પૂર્વે ઉદ્વલના સંક્રમમાં પણ ઉપાન્ત્ય સ્થિતિખંડના અન્ત્ય સમયે પરપ્રકૃતિમાં પ્રક્ષેપાતા પ્રદેશ પ્રમાણની અપેક્ષાએ અપહારકાળ ઉદ્વલનાનો (વડે) કહ્યો છે પરન્તુ અન્ત્ય સમયે સ્વપ્રકૃતિમાં પ્રક્ષેપાતા ઘણા પ્રદેશ પ્રમાણની અપેક્ષાએ ઉદ્વલના વડે અપહારકાળ કેટલો ? તે કહ્યું નથી જેથી તે સ્વપ્રકૃતિમાં સંક્રમતા

કહેવાય. ॥ इति गुणसंक्रमः ॥

તથા સર્વ સંસારી જીવોને ધ્રુવબંધી પ્રકૃતિઓનો બન્ધકાળે જે યોગને અનુસારે સદાકાળ સંક્રમ પ્રવર્તે છે તે, તથા સ્વસ્વભવ બંધયોગ્ય અધ્રુવબંધી પ્રકૃતિઓનો બંધકાળે વા અબન્ધકાળે પણ यथा=પ્રકૃતિગત પ્રદેશ સમૂહના પ્રમાણમાં યોગાનુસારે અલ્પ વા અધિક પ્રદેશો પરપ્રકૃતિમાં संक्रम=સંક્રમે તે यथाप्रवृत्तसंक्रम કહેવાય. સંસારી જીવોને ઘણો કાળ આ યથાપ્રવૃત્ત સંક્રમ હોય છે અને એના બાધક વિધ્યાતસંક્રમ અને ગુણસંક્રમ વર્તતા હોય તેટલો વખત યથાપ્રવૃત્ત સંક્રમ ન હોય. ॥ इति यथाप्रवृत्तसंक्रमः ॥

बाधक—યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્તતો હોય તેને બાધક રીતે (અટકાવીને) ગુણસંક્રમ અથવા વિધ્યાતસંક્રમ પ્રવર્તે છે. ઉદ્વલના સંક્રમને બાધ કરી સર્વસંક્રમ પ્રવર્તે છે.

अवतरण—પૂર્વોક્ત +સર્વસંક્રમ રહિત ઉદ્વલના આદિ ચાર પ્રકારના પ્રદેશસંક્રમોમાં કયો સંક્રમ અધિક પ્રદેશવાળો છે? અને કયો સંક્રમ હીન પ્રદેશવાળો છે? અર્થાત્ કયા સંક્રમ વડે ઘણો પ્રદેશસંક્રમ થાય છે અને કયા સંક્રમ વડે અલ્પ પ્રદેશસંક્રમ થાય છે તે જાણવાને માટે એ પાંચેના અપહારકાળનું અલ્પબહુત્વ દર્શાવે છે તે આ પ્રમાણે—

**थोवोऽवहारकालो गुणसंकमेण असंखगुणणाए । सेसस्सहापवत्ते विज्झाउव्वलणनामे य ॥७०॥**

---

૧ એ બાધકતા પ્રાયઃ જાણવી. અન્યથા વિધ્યાત સં૦ ને ગુણ સં૦ અને ઉદ્વલના પણ બાધક થાય છે. જેમ કે અવિરત્યાદિમાંઅનન્તાનુબંધિનો વિધ્યાતસંક્રમ ચાલુ હોય છે તે વખતે વિસંયોજના પ્રસંગે અપૂર્વકરણમાં અનંતા૦નો વિધ્યાતસંક્રમ બંધ થઈ ગુણસંક્રમ અને ઉદ્વલના સંક્રમ બન્ને સાથે ચાલે છે. ઇત્યાદિ રીતે યથાસંભવ અન્યોન્યબાધકતા વિચારવી.

+ સર્વસંક્રમ અનિયત પ્રદેશ પ્રમાણવાળો હોવાથી આ અલ્પબહુત્વમાં કહ્યો નથી એમ સંભવે છે.

પ્રકૃતિઓનો)અબંધે વિ=બંધ ન હોય તોપણ યથાપ્રવૃત્ત સંક્રમ થાય છે ॥૬૯॥

ભાવાર્થઃ—ગુણ=અપૂર્વકરણ આદિ વિશિષ્ટ આત્મગુણ પ્રાપ્ત થતાં જે વિશિષ્ટ પ્રકારનો (પ્રતિસમય અસં૦ગુણ વૃદ્ધિએ પરપ્રકૃતિમાં) સંક્રમ થાય તે ગુણસંક્રમ. અથવા ગુણ=પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણરૂપ ગુણાકાર પ્રમાણે વધતો વધતો પરપ્રકૃતિમાં સંક્રમ થાય તે ગુણસંક્રમ. આ ગુણસંક્રમ નહિં બંધાતી અશુભ પ્રકૃતિઓનો જ થાય છે, તે આ પ્રમાણે—મિથ્યાત્વ× આતપ+ નરકાયુ[1] એ ત્રણ રહિત મિથ્યાત્વે બંધવિચ્છેદ પામતી ૧૩, [2]અનં૦૪ તિર્યંગાયુ ઉદ્યોત એ ૬ વર્જીને સાસ્વાદને જતી ૧૯, મધ્યમ ૮ કષાય; અસ્થિર, અશુભ, અયશ, શોક, અરતિ, અશાતા એ ૧૪ એ સર્વ મળી ૪૬ પ્રકૃતિઓ અપૂર્વકરણે અબધ્યમાન અને અશુભ હોવાથી તે સર્વનો અપૂર્વકરણના આરંભથી જ ગુણસંક્રમ પણ આરંભાય છે. તથા નિદ્રા ૨-ઉપઘાત-અશુભવર્ણાદિ ૯—હાસ્ય—રતિ ભય-જુગુપ્સા એ ૧૬ પ્રકૃતિઓ અશુભ છે, તેથી અપૂર્વકરણમાં જ્યાં જ્યાં બંધવિચ્છેદ પામે છે ત્યાંથી પ્રારંભીને એ ૧૬ નો ગુણસંક્રમ શરૂ થાય છે. અથવા અપૂર્વકરણનો બીજો અર્થ એ છે કે—"अपुव्वकरणाइ=અપૂર્વકરણાદિ" એ શબ્દ આઠમા ગુણસ્થાન વાચક ન ગણતાં ૪-૫-૬-૭ ગુણસ્થાનમાં સમ્યક્ત્વાદિ વિશિષ્ટ ગુણ પ્રાપ્તિ વખતે યથાપ્રવૃત બાદ જે અપૂર્વકરણ થાય છે તે વખતે પણ તત્કાળે અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનો ગુણસંક્રમ થાય છે, તે કારણથી ઉપરના અર્થમાં વર્જીત કરેલી મિથ્યાત્વ અને અનંતા૦૪ નો ગુણસંક્રમ પણ અપૂર્વકરણ ગુણસ્થાનક પહેલાં ૪-૫-૬-૭ મા ગુણસ્થાને અપૂર્વકરણાદિ કરણમાં થાય છે. તેમજ (ઉપર અવર્જિત) મિશ્રમોહનીયનો પણ ગુણસંક્રમ એ ચાર સ્થાને થાય છે. એ પ્રમાણે અપૂર્વકરણાદિ કરણવાળા જીવો પર (બાવન) અબધ્યમાન અશુભ પ્રકૃતિના પ્રદેશોને પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણપણે પરપ્રકૃતિમાં સંક્રમાવે તે ગુણસંક્રમ

× મિથ્યા૦નો ગુણસંક્રમ અપૂર્વ૦ ગુણ૦ પહેલા થાય છે માટે અહિ વર્જિત કરી. + આતપ શુભ પ્રકૃતિ છે, અને શુભનો ગુણ સં૦ન હોય. ૧ આયુષ્યોનો પરસ્પર સંક્રમ નથી. ૨ અનંતા૦નો ગુણ૦ અપૂર્વકરણગુણ૦ પહેલા હોય છે માટે વર્જી. ૩ ઉદ્યોત શુભ હોવાથી એનો ગુણ સં૦ નથી.

અહિં ગુણપ્રત્યયથી નહિં બંધાતી પ્રકૃતિઓ આ પ્રમાણે—પ્રથમ ગુણસ્થાને બંધવિચ્છેદ પામતી ૧૬ પ્રકૃતિઓનો સાસ્વાદનાદિકમાં બન્ધ નથી તે ગુણપ્રત્યયથી બંધ નથી, એ પ્રમાણે સાસ્વાદનમાં બંધવિચ્છેદ થતી ૨૫ નો મિશ્રાદિકમાં, અવિરતે બંધવિચ્છેદ પામતી ૧૦નો દેશવિરતાદિકમાં, દેશવિરતમાં જતી ૪નો પ્રમત્તાદિકમાં અને પ્રમત્તમાં જતી ૬નો અપ્રમત્તાદિમાં ગુણપ્રત્યયથી જ બંધ નથી, તેથી ત્યાં ત્યાં તેઓનો વિધ્યાતસંક્રમ પ્રવર્તે છે. તથા વૈક્રિય ૧૧–કુજાતિ ૪–સ્થા૦૪–આતપ એ ૨૦ પ્રકૃતિઓ નરકગતિમાં મિથ્યાત્વાદિ હેતુ હોવા છતાં પણ ભવપ્રત્યયથી બંધાતી નથી, તથા વૈ૦૧૧–સૂક્ષ્મ ૩–વિકલ ૩ એ ૧૭ પ્રકૃતિઓ દેવગતિમાં ભવપ્રત્યયથી જ બંધાતી નથી, એકે૦–આતપ–સ્થાવર સહિત–૨૦ પ્રકૃતિઓ સનત્કુમારાદિ દેવોને ભવપ્રત્યયથી બંધાતી નથી, તથા ૬ સંઘ૦–૫ અશુભ સંસ્થાન, નપું૦–ઔદા૦૭–મનુ૦૨–એકાન્ત તિર્યંચ પ્રાયોગ્ય ૧૦, નરકદ્વિક–આતપ–ઉદ્યોત–અપર્યાપ્ત–દુર્ભગ ૩–નીચ–કુખગતિ એ પ્રકૃતિઓને યુગલિકો ભવપ્રત્યયથી જ બાંધતા નથી. એ પ્રમાણે જેને જે કર્મ ગુણપ્રત્યયથી વા ભવપ્રત્યયથી બંધાતુ નથી તેને તે કર્મ વિધ્યાતસંક્રમ યોગ્ય જાણવું.॥૬૮॥

अवतरण—હવે ગુણસંક્રમનું તથા યથાપ્રવૃત્તસંક્રમનું સ્વરૂપ કહેવાય છે—

**गुणसंकमो अबज्झंतिगाण असुभाणपुव्वकरणाई । बंधे अहापवत्तो परित्तिओ वा अबंधे त्ति ॥६९॥**

गुणसंक्रमोऽबध्यमानानामशुभानामपूर्वकरणादयः । बन्धे यथाप्रवृत्तः परावर्तमानानामबन्धेऽपि ॥६९॥

अन्वयार्थ—अपुव्वकरणाई=અપૂર્વકરણાદિ ગુણસ્થાનવર્તી જીવો अबज्झंतिगाण=અબધ્યમાન असुभाण=અશુભ પ્રકૃતિઓનો गुणसंकमो=ગુણસંક્રમ કરે છે. बंधे=બંધ વખતે अहापवत्तो=યથાપ્રવૃત્ત સંક્રમ હોય છે, અને परित्तिओ=પરાવર્તમાન પ્રકૃતિઓનો(=અધ્રુવબંધી

अन्वयार्थ—जासि=જે પ્રકૃતિઓનો गुणभवपच्चयओ=ગુણપ્રત્યયથી અથવા ભવપ્રત્યયથી बंधो न=બંધ ન હોય तासि=તે પ્રકૃતિઓનો विज्झाओ=વિધ્યાતસંક્રમ होइ=હોય છે. તથા तेण=તે પ્રથમ સમયે સંક્રમતા દલિક સમૂહ પ્રમાણે सेसस्स=તે પ્રકૃતિગત સર્વ દલિકનો अवहारो=અપહાર अंगुलअसखभागेण=અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે થાય છે ॥૬૮॥

भावार्थ—જે પ્રકૃતિઓ ગુણપ્રત્યયથી એટલે વિશિષ્ટ ગુણસ્થાન પ્રાપ્તિના હેતુથી ન બંધાતી હોય, અથવા જે પ્રકૃતિઓ ભવ-પ્રત્યયથી ન બંધાતી હોય એટલે કે જે પ્રકૃતિના બંધમાં દેવાદિક ભવ નડતરરૂપ થતો હોય તો તેવી ગુણહેતુથી વા ભવહેતુથી બંધાતાં અટકી ગયેલી પ્રકૃતિઓનો જે વિવક્ષિત પ્રદેશ પ્રમાણથી પરપ્રકૃતિમાં સંક્રમ થાય છે તે વિવક્ષિત પ્રદેશ પ્રમાણરૂપ સંક્રમ विध्यातसंक्रम છે. એ પ્રમાણે વિધ્યાતસંક્રમની સંજ્ઞામાં ભવ-ગુણ પ્રત્યયનો અબંધ અને વિવક્ષિત પ્રદેશપ્રમાણ એ બન્ને હેતુભૂત છે. હવે પરપ્રકૃતિમાં સંક્રમતું પ્રદેશપ્રમાણ કેટલુ છે? તે કહે છે—પ્રથમ સમયે જેટલા પ્રદેશો પરપ્રકૃતિમાં સંક્રમે છે, તેટલા પ્રદેશપ્રમાણના એકેક ખંડને તે પ્રકૃતિગત પ્રદેશ રાશિમાંથી કાઢી એક બાજુ અપહરીયે અને બીજી બાજુ આકાશમાંથી એકેક આકાશપ્રદેશ અપહરીયે અને અપહરીને તે આકાશપ્રદેશોને અનુક્રમે પંક્તિબદ્ધ ગોઠવીએ તો એ એક આકાશપ્રદેશ પાતળી વા જાડી પંક્તિ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી લાંબી થાય, જેથી સ્પષ્ટ થયુ કે અંગુલાસંખ્યેય ભાગ લાંબી અને એક આકાશપ્રદેશ જાડી પંક્તિ-શ્રેણિમાં જેટલા આકાશપ્રદેશ તેટલા પ્રદેશખંડો વિધ્યાત સંક્રમવાળી પ્રકૃતિના હોય. એ ક્ષેત્રમાર્ગણા જાણવી. કાળમા-ર્ગણાથી તો એ અંગુલાસંખ્યેયભાગ ગત આકાશપ્રદેશો ઉપર એકેક સમય ગોઠવતાં અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી જેટલા સમયો ગોઠવાય. જેથી સ્પષ્ટ થયું કે વિધ્યાત સંક્રમવાળી પ્રકૃતિના પ્રદેશખંડો કાળથી અસંખ્ય કાળચક્ર જેટલા છે. આ વિધ્યાતસંક્રમ પ્રાય: આગળ કહેવાતા યથાપ્રવૃત્ત સંક્રમને અન્તે હોય છે. ॥૬૮॥

દ્વિકને ઉવેલે છે. अह=હવે अनियट्टिम्मि=નવમા અનિવૃત્તિ ગુણસ્થાને छत्तीसाए=છત્રીસ પ્રકૃતિઓની ઉદ્વલના થાય છે. य=અને संजोयणा=સંયોજના-અનંતાનુબંધિ તથા दिट्ठिजुयले=દ્રષ્ટિયુગલની-મિથ્યાત્વ મિશ્રની ઉદ્વલના नियगे=પોત પોતાના ક્ષપકને (૪ થી ૭ ગુણ૦વર્તીને) હોય છે ॥૬૭॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—પૂર્વોક્ત પ્રકૃતિઓની ઉદ્વલના પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે થવા યોગ્ય પ્રકૃતિઓની કહી. અને અનિવૃત્તિ ગુણસ્થાનમાં ક્ષપક જીવ સ્ત્યાન૦ ૩-નામની ૧૩-મધ્ય ૮ કષાય-૯ નોકષાય-સંજ્વલન ૩ એ ૩૬ પ્રકૃતિઓની ઉદ્વલના અન્તર્મુ૦ કાળમાં કરે છે. પુનઃ દર્શનમોહનીયના ક્ષપકને ક્ષાયિકસમ્યક્ત્વ પામતાં અથવા વિકલ્પે ઉપશમશ્રેણિ પામનારને પણ અનંતા૦ ૪ ની વિસંયોજના જે ૪-૫-૬-૭ મા ગુણસ્થાને થાય છે તે પણ ઉદ્વલનાથી જ અન્તર્મુ૦ કાળમાં થાય છે. તથા એજ દર્શનક્ષપકને અનંતાનુબંધિ વિસંયોજ્યા બાદ પ્રથમ મિથ્યાત્વ ત્યારબાદ મિશ્રની ઉદ્વલના પણ અન્તર્મુ૦ માત્રમાં થાય છે. (મિથ્યાદ્રષ્ટિને તો એ બેની ઉદ્વલના પલ્યાસંખ્યભાગ કાળે થાય છે તે પ્રથમ કહેવાઇ ગયું છે), જેથી અન્તર્મુ૦ ઉવેલવાયોગ્ય ૪૨ પ્રકૃતિઓ છે. સાર એ છે કે-૩૬+૨૮=૬૪ પ્રકૃતિઓમાં ૨૧ પ્રકૃતિઓ પલ્યાસંખ્યભાગે ઉવેળાય છે, ૪૦ પ્રકૃતિઓ અન્તર્મુહૂર્તે ઉવેળાય છે, અને ૨ પ્રકૃતિ મિથ્યાત્વમાં પલ્યાસંખ્યભાગ કાળે અને ૩ દર્શનક્ષપકને અન્તર્મુહૂર્તે ઉવેળાય છે. ॥૬૭॥

इत्युद्वलनासंक्रमः ॥

અવતરણ—એ પ્રમાણે ઉદ્વલના નામનો પ્રદેશસંક્રમ કહીને હવે બીજો विध्यातसंक्रम નામનો પ્રદેશસંક્રમ કહેવાય છે—

**जासि ण बंधो गुणभवपच्चयओ तासि होइ विज्झाओ । अंगुलअसंखभागेणवहारो तेण सेसस्स ॥६८॥**

यासां न बन्धो गुणभवप्रत्ययतस्तासां भवति विध्यातः । अंगुलासंख्येयभागेनापहारस्तेन शेषस्य ॥६८॥

अन्वयार्थः—एव=એ પ્રમાણે मिच्छदिट्ठिस्स=મિથ્યાદષ્ટિ જીવને પ્રથમ वेयग=વેદક સમ્યક્ત્વ (સમ્યક્ત્વમોહનીય), तओ पच्छा=ત્યાર પછી मीसगं=મિશ્રમોહનીય ઉવેળાય છે. તથા एगिंदियस्स=એકેન્દ્રિયજીવને પ્રથમ सुरदुग=દેવદ્વિક अओ=ત્યારબાદ सवेउव्विनिरयदुग=વૈક્રિયદ્વિક સહિત નરકદ્વિક (એ ૬ પ્રકૃતિઓ) ઉવેળાય છે. ॥૬૬॥

भावार्थः—સમ્યક્ત્વમોહનીય અને મીશ્રમોહનીયની સત્તા ૧થી૧૧ ગુણસ્થાન સુધી છે. ત્યાં પહેલું ગુણસ્થાન એ બેનુ વિરોધી છે, અને શેષ ૧૦ ગુણસ્થાનો રક્ષક છે, જેથી એ બેની સત્તા સહિત મિથ્યાત્વે આવેલો ૨૮ની સત્તાવાળો મિથ્યાદષ્ટિ જીવ એ બેનો ઉદ્વલનાથી નાશ કરવા માંડે છે. તેમાં પણ દુર્જન મનુષ્ય અતિ સજ્જનને જેમ પહેલો ખસેડે તેમ મિથ્યાદષ્ટિ જીવ સમ્ય૦મોહનીયને સૌથી પહેલી પલ્યોપમાસંખ્યભાગ કાળે ઉવેલે અને ત્યારબાદ તેટલાજ કાળે મિશ્રમોહનીયની ઉદ્વલના કરી ૨૬ની સત્તાવાળો સ્વભાવસ્થ થાય. [એ બેની ઉદ્વલના સમ્યક્ત્વાદિ ચાર ગુણસ્થાને પણ થાય છે, પરન્તુ તે વિશિષ્ટ ગુણરૂપ ક્ષાયિક સમ્યક્ત્વ પામતી વખતે જ, અને એ ગુણસ્થાનો સજ્જન હોવાથી અતિદુર્જન મિથ્યાત્વનો ઉદ્વલનાથી પહેલો નાશ કરે છે, ત્યારબાદ મધ્યમ દુર્જન મિશ્રમોહનીયની ઉદ્વલના કરી અન્તે અતિ અલ્પ અપરાધી સમ્યક્ત્વમોહનીયનો ઉદ્વલનાથી ક્ષય કરે છે—એ પ્રાસંગિક કહ્યું]. તથા એકેન્દ્રિય જીવ પૂર્વોક્ત ઉદ્વલના વિધિએ પ્રથમ દેવદ્વિકની ઉદ્વલના કરી રહ્યા બાદ વૈક્રિયસપ્તકસહિત નરકદ્વિકની-૯ ની સમકાળે ઉદ્વલના કરે છે (સમ્યકત્વમિશ્ર ઉવેલાયા બાદ જ દેવદ્વિકાદિ ઉવેલાય છે) ॥૫૬॥

**सुहुमतसे गोत्तुत्तमसओ य णरदुगमहानियट्टिम्मि । छत्तीसाए णियगे संजोयणदिट्ठिजुअले य ॥६७॥**

सूक्ष्मत्रस उत्तमगोत्रमतश्च नरद्विकमथानिवृत्तौ । षट्त्रिंशतो निजके संयोजनादृष्टियुगलयोश्च ॥६७॥

अन्वयार्थ—सुहुमतस=સૂક્ષ્મત્રસ—અગ્નિકાય વાયુકાય गोत्तुत्तम=ઉત્તમગોત્રને પ્રથમ ઉવેલે છે, अओ य=અને ત્યારબાદ नरदुग=મનુષ્ય-

**चरममसंखिज्जगुणं अणुसमयमसंखगुणियसेढीए । देइ परट्ठाणेवं संछुभंतीणमवि कसिणो ॥६५॥**

चरममसंख्येयगुणमनुसमयमसंख्येयगुणितश्रेण्या । यच्छति परस्थानं एवं प्रक्षिप्यमाणानामपि कृत्स्नः ॥६५॥

अन्वयार्थ—चरम=चरिमखंड-અન્ત્યખંડ असखिज्जगुणं=ઉપાન્ત્યથી અસંખ્યાતગુણ મોટો છે, તથા તેનું દલિક अणुसमय=અનુસમય-પ્રતિસમય असखगुणियसेढीए=અસંખ્યગુણ શ્રેણિએ—ક્રમે परट्ठाणे=પરસ્થાનમાં-પર પ્રકૃતિમાં देइ=દેવાય છે-પ્રક્ષેપાય છે, અને एवं=એ પ્રમાણે सछुभतीणमवि=પ્રક્ષેપાતી-ઉવેલાતી પ્રકૃતિઓનો જ છેલ્લે સમયે कसिणो=કૃત્સ્નસંક્રમ-સર્વસંક્રમ થાય છે ॥૬૫॥

ભાવાર્થ—ઉપાન્ત્ય સ્થિતિખંડ સુધીના ખડ સ્વમાં અને પરમાં સંક્રમતા હતા, અને આ છેલ્લો સ્થિતિખંડ ઉદયાવલિકા છોડીને બધાતી પરપ્રકૃતિમાં પ્રતિસમય અસંખ્યગુણ અસં૦ગુણ ક્રમે સંક્રમે છે. અને ઉદયાવલિકા સ્તિબુકસંક્રમવડે ઉદયવતી નામપ્રકૃતિઓમાં સંક્રમે છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળમાં આહારક સપ્તક સંપૂર્ણ ઉવેલાઇ રહે છે, જેથી હવે આહારકની સત્તા હોય નહિ. પુનઃ અહિં છેલ્લા સમયે આહારકનું જેટલું દલિક હોય તેટલું સર્વસામટું સંક્રમવાથી સર્વસંક્રમ કહેવાય છે, કે જે ઉદ્વલના સંક્રમને પર્યન્તે હોય છે. ॥૬૫॥

અવતરણ—પૂર્વે આહારક સપ્તકની ઉદ્વલના કહીને હવે સમ્યક્ત્વમોહનીય આદિકની ઉદ્વલના કહે છે—

**एवं मिच्छद्दिट्ठिस्स वेयगं मीसगं तओ पच्छा । एगिंदियस्स सुरदुगमओ सवेउव्विनिरयदुगं ॥६६॥**

एवं मिथ्यादृष्टेर्वेदकं मिश्रकं ततः पश्चात् । एकेन्द्रियस्य सुरद्विकं ततः सवैक्रियनरकाद्विकम् ॥६६॥

अन्वयार्थः—एव=એ પ્રમાણે मिच्छदिट्ठिस्स=મિથ્યાદષ્ટિ જીવને પ્રથમ वेयग=વેદક સમ્યક્ત્વ (સમ્યક્ત્વમોહનીય), तओ पच्छा=ત્યાર પછી मीसगं=મિશ્રમોહનીય ઉવેળાય છે. તથા एगिंदियस्स=એકેન્દ્રિયજીવને પ્રથમ सुरदुग=દેવદ્વિક अओ=ત્યારબાદ सवेउव्विनिरयदुगं=વૈક્રિયદ્વિક સહિત નરકદ્વિક (એ ૬ પ્રકૃતિઓ) ઉવેળાય છે. ॥૬૬॥

भावार्थः—સમ્યક્ત્વમોહનીય અને મીશ્રમોહનીયની સત્તા ૧થી૧૧ ગુણસ્થાન સુધી છે. ત્યાં પહેલું ગુણસ્થાન એ બેનુ વિરોધી છે, અને શેષ ૧૦ ગુણસ્થાનો રક્ષક છે, જેથી એ બેની સત્તા સહિત મિથ્યાત્વે આવેલો ૨૮ની સત્તાવાળો મિથ્યાદષ્ટિ જીવ એ બેનો ઉદ્વલનાથી નાશ કરવા માંડે છે. તેમાં પણ દુર્જન મનુષ્ય અતિ સજ્જનને જેમ પહેલો ખસેડે તેમ મિથ્યાદ્રષ્ટિ જીવ સમ્ય૰મોહનીયને સૌથી પહેલી પલ્યોપમાસંખ્યભાગ કાળે ઉવેલે અને ત્યારબાદ તેટલાજ કાળે મિશ્રમોહનીયની ઉદ્વલના કરી ૨૬ની સત્તાવાળો સ્વભાવસ્થ થાય. [એ બેની ઉદ્વલના સમ્યક્ત્વાદિ ચાર ગુણસ્થાને પણ થાય છે, પરન્તુ તે વિશિષ્ટ ગુણરૂપ ક્ષાયિક સમ્યક્ત્વ પામતી વખતે જ, અને એ ગુણસ્થાનો સજ્જન હોવાથી અતિદુર્જન મિથ્યાત્વનો ઉદ્વલનાથી પહેલો નાશ કરે છે, ત્યારબાદ મધ્યમ દુર્જન મિશ્રમોહનીયની ઉદ્વલના કરી અન્તે અતિ અલ્પ અપરાધી સમ્યક્ત્વમોહનીયનો ઉદ્વલનાથી ક્ષય કરે છે–એ પ્રાસંગિક કહ્યું] તથા એકેન્દ્રિય જીવ પૂર્વોક્ત ઉદ્વલના વિધિએ પ્રથમ દેવદ્વિકની ઉદ્વલના કરી રહ્યા બાદ વૈક્રિયસપ્તકસહિત નરકદ્વિકની–૯ ની સમકાળે ઉદ્વલના કરે છે. (સમ્યક્ત્વમિશ્ર ઉવેલાયા બાદ જ દેવદ્વિકાદિ ઉવેલાય છે) ॥૫૬॥

**सुहुमतसे गोत्तुत्तमसओ य णरदुगमहानियट्टिम्मि । छत्तीसाए णियगे संजोयणदिट्ठिजुअले य ॥६७॥**

सूक्ष्मत्रस उत्तमगोत्रमतश्च नरद्विकमथानिवृत्तौ । षट्त्रिंशतो निजके संयोजनादृष्टियुगलयोश्च ॥६७॥

अन्वयार्थ—सुहुमतस=સૂક્ષ્મત્રસ–અગ્નિકાય વાયુકાય गोत्तुत्तमं=ઉત્તમગોત્રને પ્રથમ ઉવેલે છે, अओ य=અને ત્યારબાદ नरदुग=મનુષ્ય-

चरममसंखिज्जगुणं अणुसमयमसंखगुणियसेढीए । देइ परट्ठाणेवं संछुभंतीणमवि कसिणो ॥६५॥

चरममसंख्येयगुणमनुसमयमसंख्येयगुणितश्रेण्या । यच्छति परस्थानं एवं प्रक्षिप्यमाणानामपि कृत्स्नः ॥६५॥

अन्वयार्थ—चरम=चरिमखंड-અન્ત્યખંડ असंखिज्जगुणं=ઉપાન્ત્યથી અસંખ્યાતગુણ મોટો છે, તથા તેનું દલિક अणुसमय=અનુસમય-પ્રતિસમય असंखगुणियसेढीए=અસંખ્યગુણ શ્રેણિએ—ક્રમે परट्ठाणे=પરસ્થાનમાં-પર પ્રકૃતિમાં देइ=દેવાય છે-પ્રક્ષેપાય છે, અને एवं=એ પ્રમાણે संछुभंतीणमवि=પ્રક્ષેપાતી-ઉવેલાતી પ્રકૃતિઓનો જ છેલ્લે સમયે कसिणो=કૃત્સ્નસંક્રમ-સર્વસંક્રમ થાય છે ॥૬૫॥

भावार्थ—ઉપાન્ત્ય સ્થિતિખંડ સુધીના ખંડ સ્વમાં અને પરમાં સંક્રમતા હતા, અને આ છેલ્લો સ્થિતિખંડ ઉદયાવલિકા છોડીને બંધાતી પરપ્રકૃતિમાં પ્રતિસમય અસંખ્યગુણ અસં૦ગુણ્ ક્રમે સંક્રમે છે. અને ઉદયાવલિકા સ્તિબુકસંક્રમવડે ઉદયવતી નામપ્રકૃતિઓમાં સંક્રમે છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળમાં આહારક સપ્તક સંપૂર્ણ ઉવેલાઇ રહે છે, જેથી હવે આહારકની સત્તા હોય નહિ. પુનઃ અહિં છેલ્લા સમયે આહારકનું જેટલું દલિક હોય તેટલું સર્વસામટું સંક્રમવાથી સર્વસંક્રમ કહેવાય છે, કે જે ઉદ્વલના સંક્રમને પર્યન્તે હોય છે. ॥૬૫॥

अवतरण—પૂર્વે આહારક સપ્તકની ઉદ્વલના કહીને હવે સમ્યક્ત્વમોહનીય આદિકની ઉદ્વલના કહે છે—

एवं मिच्छद्दिट्ठिस्स वेयगं मीसगं तओ पच्छा । एगिंदियस्स सुरदुगसओ सवेउव्विणिरयदुगं ॥६६॥

एवं मिथ्यादृष्टेर्वेदकं मिश्रकं ततः पश्चात् । एकेन्द्रियस्य सुरद्विकं ततः सवैक्रियनरकद्विकम् ॥६६॥

તેણ=તેટલા દલિકવડે सव्वं पि=સર્વ દલિકને અપહરતાં अंगुलअसंखभागेग=અંગુલના અસંખ્યાતમા ભાગવડે हीरए=અપહરાય. एसा=એ ઉપાન્ત્યખંડ સુધીની उव्वलणा=ઉદ્વલના કહી.

**ભાવાર્થ**—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે—ઉપાન્ત્ય સ્થિતિખંડના અન્ત્ય સમયે અન્ય પ્રકૃતિમાં પ્રક્ષેપેલ દલિકના સમૂહ જેટલું દલિક અન્ત્યખંડમાંથી કાઢીને એક બાજુ સ્થાપીએ અને બીજી બાજુ એક આકાશ પ્રદેશ ગોઠવીએ, એ પ્રમાણે વારંવાર એવા દલિક સમૂહ કાઢતાં કાઢતાં આકાશ પ્રદેશો અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલા અપહરાય. અર્થાત્ આકાશના એક પ્રદેશની સાથે બીજો ત્રીજો એમ પંક્તિબંધ ગોઠવતાં આકાશ પ્રદેશોની પક્તિ અગુલના અસંખ્યાતમા ભાગ જેટલી લાંબી થાય. એ ક્ષેત્રમાર્ગણા જાણવી. પુન કાળમાર્ગણા એ ઉપરથીજ પ્રાપ્ત થાય છે, તે એ કે–એ અંગુલના અસખ્યાતમાભાગ જેવડી નાની પંક્તિમાના એકેક આકાશપ્રદેશ ઉપર એકેક સમય ગોઠવીએ તો અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી જેટલા સમયો ગોઠવાય, માટે કાળથી તે છેલ્લા ખડના દલિક સમૂહો અસંખ્ય કાળચક્ર જેટલા છે એ સ્પષ્ટ થયું. ॥૬૪॥

**અવતરણ**—ઉદ્વલનામાં ઉપાન્ત્ય ખડ સુધીના અસંખ્ય સ્થિતિખંડોથી છેલ્લા સ્થિતિખંડને જૂદો પાડચો તેનું એક કારણ તો ચાલુ ક્રમ પ્રમાણે ઉપાન્ત્યથી ઘણો નાનો હોવો જોઇએ તેને બદલે ઘણો મોટો છે, તેમજ ઉવેલવા યોગ્ય પ્રદેશખંડો પણ ચાલુક્રમ પ્રમાણે અન્તર્મુહૂર્તમાં પૂર્ણપણે ઉવેલાઇ ન જતાં અન્તિમ સમયે ઉદ્વલિત પરપ્રકૃતિમાં પ્રક્ષેપાતા પ્રદેશખંડ જેવડા પ્રમાણથી ઉવેલતા અસંખ્ય કાળચક્ર વહી જાય એટલા છે. તો હવે એવા વિલક્ષણ ચરમખંડની ઉદ્વલના પણ વિલક્ષણ રીતેજ થવા યોગ્ય છે, માટે ચાલુક્રમથી વિલક્ષણ રીતે તે છેલ્લો સ્થિતિખડ કેટલો મોટો છે? અને તેની ઉદ્વલના કઈ રીતે થાય છે? અર્થાત્ તેના પ્રદેશખંડ કઈ પદ્ધતિએ કયાં પ્રક્ષેપાય છે? તે આ ગાથામાં કહે છે—

**तं दलियं सट्ठाणे समए समए असंखगुणियाए। सेढीए परठाणे विसेसहाणीए संछुभइ ॥६३॥**

तद्दलिकं स्वस्थाने समये समयेऽसंख्यगुणितया। श्रेण्या परस्थाने विशेषहान्या प्रक्षिपति ॥६३॥

अन्वयार्थ—तं दलियं=તે દલિકને समए समए=સમયે સમયે असंखगुणियाए=અસંખ્યગુણ सेढीए=શ્રેણિએ-ક્રમે सट्ठाणे=સ્વસ્થાને-સ્વ પ્રકૃતિમાં નીચે અને परट्ठाणे=પરપ્રકૃતિમાં विसेसहाणीए=વિશેષહાનીના ક્રમે संछुभइ=પ્રક્ષેપે-નાખે. ॥૬૩॥

ભાવાર્થ—પહેલે સમયે પરપ્રકૃતિમાં પ્રક્ષેપેલું દલિક અલ્પ, અને સ્વસ્થાને નીચે પ્રક્ષેપેલું તેથી અસંખ્યગુણ, બીજે સમયે સ્વ પ્રકૃતિમાં પ્રક્ષેપેલું (પ્રથમ સમય સ્વસ્થાન પ્રક્ષિપ્તથી) અસંખ્યગુણ, અને પરપ્રકૃતિમાં પ્રક્ષેપેલું (પ્રથમ સમય પરપ્રકૃતિ પ્રક્ષિપ્તથી) વિશેષહીન, એ પ્રમાણે સ્વપ્રકૃતિમાં પ્રતિસમય અસંખ્યગુણ અસંખ્યગુણ દલિક પ્રક્ષેપાય છે, અને પરપ્રકૃતિમાં પ્રતિસમય વિશેષહીન હીન દલિક પ્રક્ષેપાય છે ॥૬૩॥

અવતરણ—ઉદ્વલનામાં જે છેલ્લો સ્થિતિખંડ બાકી રહ્યો છે તે ઉપાન્ત્ય સ્થિતિખંડથી જો કે અસંખ્યગુણ મોટો છે, અને તેમાં દલિક પણ ઘણું છે, તે કેટલું છે? તે દર્શાવે છે—

**जं दुचरमस्स चरिमे अन्नं संकमइ तेण सव्वं पि। अंगुलअसंखभागेण हीरए एस उव्वलणा ॥६४॥**

यद्विचरिमस्य चरिमेऽन्यां संक्रमयति तेन सर्वमपि। अंगुलासंख्येयभागेन ह्रियत एपोद्वलना ॥६४॥

अन्वयार्थ—दुचरमस्स=દ્વિચરિમ ખંડના-ઉપાન્ત્યખંડના चरिमे=છેલ્લા સમયે जं=જેટલું દલિક अन्नं=અન્ય પ્રકૃતિમાં संकमइ=સંક્રમે છે

અવતરણ—૬૧ મી ગાથામાં આહારકસપ્તકને પલ્યોપમાસંખ્યભાગ કાળે ઉવેલવાનું કહ્યું તે કઇ પદ્ધતિએ ઉવેલે છે તે પદ્ધતિ દર્શાવાય છે—

**अंतोमुहुत्तमद्धं पल्लासंखिज्जमित्त ठिइखंडं। उक्किरइ पुणो वि तहा ऊणूणमसंखगुणहं जा ॥६२॥**

**अन्तर्मुहूर्त्तां अद्धां पल्यासंख्येयभागमात्रं स्थितिखण्डम्। उत्किरति पुनरपि तथा ऊनोनमसंख्येयगुणहीनं यावत् ॥६२॥**

અન્વયાર્થ—अंतोमुहुत्त=અન્તર્મુહૂર્ત્ત अद्धं=કાળે पल्लासंखिज्जमित्त=પલ્યાસંખ્યભાગ પ્રમાણના ठिइखण्ड=સ્થિતિખંડને उक्किरइ=ઉકેરે-ઉવેલે, पुणो वि=પુન પણ વારંવાર तहा=તેવીજ રીતે ऊणूण=કંઇક ન્યુન ન્યૂન પલ્યો૦ના અસં૦મા ભાગ પ્રમાણ સ્થિતિખંડોને ઉકેરે जा=યાવત્ ઉપાન્ત્ય असंखगुणहं=અસંખ્યગુણ હીન સ્થિતિખંડ ઉકેરે ॥૬૨॥

ભાવાર્થ—સ્થિતિનો પલ્યો૦ અસં૦મા ભાગ જેટલો પ્રથમ મોટો સ્થિતિખંડ અન્તર્મુ૦ માત્રમાં ઉવેલી નાખે, ત્યારબાદ બીજે અન્તર્મુહૂર્ત્તે એથી નાનો સ્થિતિખંડ ઉવેળે, એ પ્રમાણે અન્તર્મુહૂર્ત્તે અન્તર્મુહૂર્ત્તે પલ્યાસંખ્ય પલ્યાસંખ્ય ભાગ પ્રમાણના તોપણ પૂર્વ પૂર્વથી ન્હાના ન્હાના સ્થિતિખંડોને ત્યાં સુધી ઉકેરે યાવત્ છેલ્લો એક સ્થિતિખંડ બાકી રહે ઉવેલાયલા એ સ્થિતિખંડોમાં છેલ્લો સ્થિતિખંડ પહેલા સ્થિતિખંડની અપેક્ષાએ અસંખ્યગુણ ન્હાનો છે, અને ઉપાન્ત્યથી અસંખ્યગુણ મોટો છે, તેજ એક ઉવેલવો બાકી રહ્યો છે ॥૬૨॥

અવતરણ—ઉવેલાતા સ્થિતિખંડોના દલિકોને (કર્મપ્રદેશોને) કયા નાખે છે? અને પ્રતિસમય કેટલા નાખે છે? તે આ ગાથામાં કહે છે—

દે છે જેથી આ છેલ્લા સમયને એ પ્રકારનો સર્વદલિક સંક્રમ તેજ સર્વસંક્રમ છે, કે જે ઉદ્વલના સંક્રમને અન્તે હોય છે. એ છેલ્લા સ્થિતિખંડને જો અસંખ્યગુણ પદ્ધતિએ ન સંક્રમાવે તો એ ખંડમાં એટલું ઘણું દલિક છે કે ઉપાન્ત્ય ખંડનું છેલ્લા સમયે જેટલું દલિક પરપ્રકૃતિમાં સંક્રમ્યું છે, તેટલા પ્રમાણથી છેલ્લા ખંડના દલિકને પ્રતિસમય સંક્રમાવતાં અસંખ્ય કાળચક્ર વહીજાય, અને સ્વપ્રકૃતિમાં જેટલું સંક્રમ્યું છે તે પ્રમાણથી સંક્રમાવતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ વહી જાય. ॥૬૦॥ ॥ इति उद्वलनासंक्रमलक्षणम् ॥

અવતરણ—ઉદ્વલના સંક્રમનું લક્ષણ કહીને હવે એજ લક્ષણને અનુસરી આહારક સપ્તકની ઉદ્વલના આ ગાથાઓમાં કહેવાય છે—

**आहारतणू भिन्नमुहुत्ता अविरइगओ पउव्वलए। जा अविरतो त्ति उव्वलइ पल्लभागे असंखतमे ॥६१॥**

आहारकतनूर्भिन्नमुहूर्त्तादविरतिगतः प्रोद्वलयति । यावदविरत इति उद्वलयति पल्यभागेनाऽसंख्येयतमेन ॥६१॥

अन्वयार्थः—अविरइगओ અવિરતિભાવને પ્રાપ્ત થયેલો જીવ आहारतणू=આહારક શરીર નામકર્મને भिन्नमुहुत्ता=અન્તર્મુ૦ બાદ पउव्वलए=ઉવેલે છે, તે जा=જ્યાં સુધી अविरतो त्ति=અવિરતિ હોય ત્યાં સુધી पल्लभागे असंखतमे=પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે उव्वलइ=ઉવેલી રહે છે. ॥૬૧॥

भावार्थः—આહારક સપ્તક સાતમે ગુણસ્થાને બાંધીને તે મુનિ જો અવિરતિભાવમાં જાય તો અવિરતિપણામાં તુરત અન્તર્મુ૦ સુધી ન ઉવેલે, અને અન્તર્મુ૦ વ્યતીત થયા પછી આહારકની ઉદ્વલના શરૂ કરી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે ઉવેલી રહે ॥૬૧॥

સ્થિતિખંડોને ત્યાં સુધી ઉકેરે છે, યાવત્ છેલ્લો એક સ્થિતિખંડ ઉકેરવાનો બાકી રહે. એ સર્વે સ્થિતિખંડને ઉકેરવાનો દરેકનો અન્તર્મુ૦ અન્તર્મુ૦ પ્રમાણ જૂદો જૂદો કાળ છે, અને સર્વની ઉદ્વલનાનો સામુદાયિક કાળ પણ અન્તર્મુ૦ તથા કેટલીક પ્રકૃતિઓનો કવચિત્ પલ્યાસંખ્યભાગ પણ છે. તથા એ સ્થિતિખંડો ઉપરથી નીચે ઉતરતાં સ્થિતિઅપેક્ષાએ ક્રમશઃ કવચિત્ હીન હીન છે, પરન્તુ પ્રદેશસમૂહની અપેક્ષાએ ક્રમશઃ અધિકાધિક છે.

હવે એ સ્થિતિખંડોની ઉત્કીર્ણા કરતી વખતે એના પ્રદેશો-અણુઓ ક્યાં જાય છે? તે કહેવાય છે-કેટલાક પ્રદેશો-સ્વપ્રકૃતિમાં નીચે, અને કેટલાક પ્રદેશો પરપ્રકૃતિમાં પ્રક્ષેપાય છે. અને બાકી રહેલો છેલ્લો સ્થિતિખંડ દ્વિચરમ-ઉપાન્ત્ય સ્થિતિખંડથી સ્થિતિ-અપેક્ષાએ અસખ્યગુણ મોટો હોય છે, અને પ્રથમસ્થિતિખંડથી અસંખ્યાતમા ભાગ જેટલો ન્હાનો હોય છે, અને પ્રદેશ અપેક્ષાએ પ્રથમ સ્થિતિખડથી અસંખ્યગુણ પ્રદેશવાળો છે. એ છેલ્લા સ્થિતિખંડનો પણ અન્તર્મુ૦માત્રમાં ઉદયાવલિકા રહિત સર્વ દલિક કેવળ પરપ્રકૃતિમાં સંક્રમાવી નાશ કરવામાં આવે છે. ત્યાં પ્રથમ સમયે અલ્પ બીજે સમયે અસંખ્યગુણ ત્રીજે સમયે અસખ્યગુણ એ પદ્ધતિએ કર્મદલિકને પરપ્રકૃતિમાં નાખતાં નાખતાં અન્ત્ય સમયે જેટલુ વધ્યું હોય તેટલું સર્વ સામટું પરપ્રકૃતિમાં સંક્રમાવી

૧ જે પ્રકૃતિઓને અનુવૃત્તિકરણે ઉવેલે છે-પછી ભલે ક્ષાયિકસમ્યક્ત્વ પ્રાપ્ત થતા ત્રણ કરણમાનુ અનિવૃત્તિકરણ હોય કે નામુ ગુણસ્થાનક હોય-તેની ઉદ્વલનાનો કાળ અન્તર્મુહૂર્ત્ત છે, અને જે પ્રકૃતિઓને પહેલે ગુણઠાણે ઉવેલે છે, તેને ઉવેલતા પલ્યોપમનો અસખ્યાતમો ભાગ જેટલો કાળ જાય છે.

૨ આ ગાથામાજ પ્રદેશોને પરપ્રકૃતિમાં લઈ જવા તે પ્રદેશસક્રમ એમ કહીને પુનઃ ઉદ્વલના પ્રદેશ સક્રમમા સ્વપ્રકૃતિમા પ્રદેશ લઈ જવાનુ કેમ કહ્યુ? ઉત્તર.—એ લક્ષણ સામાન્યથી છે, વિશેષથી તો સ્વ પરમા (ઉભયમા) વા કેવળ પરમાં સક્રમ તે પ્રદેશ સક્રમ જાણવો, કેવળ સ્વમા જ સક્રમ તે પ્રાય. પ્રદેશસંક્રમ નહિ.

અન્વયાર્થ—जं=જે दळिकं=કર્મદલિકને अन्नपगइं=અન્યપ્રકૃતિમાં निज्जए=લઈ જવાય सो=તે पएसस्स=પ્રદેશનો संकमो=સંક્રમ કહેવાય. પુનઃ તે પ્રદેશ સંક્રમ उव्वलणो=ઉદ્વલના સંક્રમ, विज्झाओ=વિધ્યાત સંક્રમ, अहापवत्तो=યથાપ્રવૃત્ત સંક્રમ, गुणो=ગુણસંક્રમ, અને सव्वो= સર્વસંક્રમ એમ પાંચ પ્રકારનો છે. ॥૬૦॥

ભાવાર્થ—કર્મના પ્રદેશોનો-અણુઓનો સંક્રમ તે પ્રદેશ સંક્રમ, અર્થાત્ વિવક્ષિત કર્મના મુખ્યત્વે સ્વભાવને અને તે સાથે તત્સહચારી સ્થિતિ અને રસને પણ પરપ્રકૃતિના સ્વભાવે અને તત્સહચારી સ્થિતિ રસપણે પરિણમાવવા-બનાવવા તે પ્રદેશ સંક્રમ છે. પુનઃ તે ઉદ્વલનાદિ પાંચ પ્રકારનો છે. તેમાં પ્રથમ ઉદ્વલના સંક્રમનું સાક્ષાત્ લક્ષણ જો કે ગાથામાં કહ્યું નથી, પરન્તુ વ્યાખ્યામાં કહ્યું છે, અને તેને ઉદ્વલનીય પ્રકૃતિઓની ઉદ્વલન પદ્ધતિ દર્શાવવાના પ્રસંગથી અર્થાપત્તિ વડે કહેવાયું છે, તે લક્ષણ આ પ્રમાણે.

## ॥ १ उद्वलना प्रदेश संक्रमनुं लक्षण वा पद्धति ॥

અનંતાનુ૦ ૪-સમ્ય૦-મિશ્ર-દેવ ૨-નરક૦ ૨-વૈ૦૭-આહા૦ ૭-મનુ૦-૨-ઉચ્ચગોત્ર એ ૨૭ પ્રકૃતિઓ અશ્રેણિમાં તથા સ્ત્યા૦ ૩-નામ ૧૩-૮ કષાય-૯ નોક૦-૩ સંજ્વ૦ એ ૩૬ પ્રકૃતિઓ શ્રેણિમાં ૯મે ઉદ્વલના યોગ્ય છે, અર્થાત્ એ ૨૭ અને ૩૬ની જ ઉદ્વલના-ક્ષય વિશેષ થાય છે. તેની પદ્ધતિ આ પ્રમાણે—એ ૨૮ પ્રકૃતિઓની પ્રથમ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી ઉપરની સ્થિતિને અન્તર્મુ૦માં ઉકેરે છે-ઉવેલે છે અર્થાત્ વિનાશ પમાડે છે. ત્યારબાદ તેની નીચેની બીજી એથી કંઈક ઓછી પલ્યાસંખ્ય-ભાગ સ્થિતિને અન્તર્મુ૦કાળે ઉકેરે છે, એ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિખંડોથી વિશેષહીન હીન પલ્યાસંખ્યભાગ પ્રમાણના અનેક

+ પ્રકરણ રત્નાકર ૪થા ભાગમા ક્વચિત્ જિનનામની પણ ઉદ્વલના કહી છે, પરન્તુ તે યુક્ત નથી. જિનનામની ઉદ્વલના થતી નથી, અપવર્ત-નાદિ થઇ શકે છે.

એકેન્દ્રિય व=અથવા અન્યભવગત એકેન્દ્રિય वा=અથવા णेगिंदिओऽवि=અનેકેન્દ્રિય પણ અર્થાત્ દ્વીન્દ્રિયાદિ પણ (જ૦ અનુ૦ સંક્રમ) કરે ॥૫૯॥

ભાવાર્થઃ—પૂર્વોક્ત ૫૭મી ગાથામાં કહેલી ૩૧, અને ૫૮મી ગાથામાં ૩૦ મળી ૬૧ પ્રકૃતિઓ સિવાયની શેષ ૯૭ પ્રકૃતિઓની જ૦ અનુ૦ સત્તા સૂ૦ એકેન્દ્રિયને પ્રથમ પ્રાપ્ત થાય છે અને તે પણ પોતાને યોગ્ય સંભવિત બંધાદિ દ્વારા પ્રાપ્ત થયેલી અનુભાગ સત્તામાથી ઘણા કાળ સુધી સૂક્ષ્મમાં રહીને શુભ પ્રકૃતિઓના રસ્તે સંકલેશ વડે અને અશુભના રસને વિશુદ્ધિ વડે ઘણી અનુભાગ સત્તા હણી નાખી જે અતિ અલ્પ અનુભાગ સત્તા રાખી હોય તેવા સૂ૦ એકે૦ને અનુ૦ તેજ હતસત્તા વાળા ભવમાં હોય છે, અથવા ત્યાંથી નિકળીને બીજો સૂ૦ વા બાદર એકે૦ ભવ પામ્યો હોય અથવા દ્વીન્દ્રિયાદિ ભવમાં સીધો ગયો હોય તો ત્યાં પણ કેટલાક વખત સુધી હોય છે, ત્યારબાદ તો પુનઃ અનુ૦ સત્તા વધવાનો સંભવ છે ॥૬૦॥ इत्यनुभागसंक्रमः ॥

## ॥ अथ प्रदेश संक्रमाधिकारः ॥

अवतरण—હવે પ્રદેશ સંક્રમ કહેવાના પ્રસંગમાં ૧ પ્રદેશ સંક્રમનું સામાન્ય લક્ષણ, ૨ પ્રદેશ સંક્રમના ભેદ, ૩ સાદ્યાદિ પ્રરૂપણા, ૪ ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમસ્વામી અને ૫ જઘન્ય પ્રદેશ સંક્રમસ્વામી એ ૫ અર્થાધિકાર છે. તેમાં પ્રથમ પ્રદેશ સંક્રમનું સામાન્ય લક્ષણ કહેવાય છે.

**जं दलियमन्नपगइं निज्जइ सो संकमो पएसस्स । उव्वलणो विज्झाओ अहापवत्तो गुणो सव्वो ॥६०॥**

यद्दलिकमन्यप्रकृतिं नीयते स संक्रमः प्रदेशस्य । उद्वलना विध्यातो यथाप्रवृत्तो गुणः सर्वः ॥६०॥

પ્રકૃતિનો જ૦અનુ૦સંક્રમ છે, અને શેષ ૧૮ નો અન્તરકરણ પહેલાં યથા સંભવ જઘન્ય અનુભાગ સંક્રમ હોય છે]. ॥૫૭॥

**आऊण जहन्नठिई बंधिय जावत्थि संकमो ताव। उव्वलणतित्थसंजोयणा य पढमालियं गंतु ॥५८॥**

आयुषां जघन्यस्थितिं बद्ध्वा, यावदस्ति संक्रमस्तावत्। उद्वलनतीर्थसंयोजनानां च प्रथमावलिकां गत्वा ॥५८॥

अन्वयार्थ—आऊण=આયુષ્યોની जहन्नठिई=જઘન્ય સ્થિતિ बंधिय=બાંધીને (બંધાવલિકા વિત્યા બાદ) जाव જ્યાં સુધી संकमो=જ૦ સ્થિતિ સંક્રમ अत्थि=છે ताव=ત્યાં સુધી જ૦ અનુ૦ સંક્રમ છે. તથા उव्वलण=ઉદ્વલના યોગ્ય (નરક ૨-મનુ૦૨-દેવ-૨-વૈ૦ ૭-આહા૦ ૭-ઉચ્ચગોત્ર એ ૨૧) પ્રકૃતિઓનો તથા तित्थ-તીર્થંકર નામ અને संजोयणा=સંયોજના કષાય (૪ અનંતાનુ૦) એ ૨૬ પ્રકૃતિઓનો જ૦અનુ૦ સંક્રમ જઘન્ય અનુ૦ બાંધીને पढमालिय=પહેલી આવલિકા (બંધાવલિકા) गन्तु=જઈને-વ્યતીત થયા બાદ હોય છે. ॥૫૮॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે, વિશેષ કે-વૈક્રિય એકાદશકનો જ૦ સંક્રમ અસંજ્ઞિપંચેન્દ્રિયને હોય છે, એથી નીચેના જીવભેદો વૈક્રિય એકાદશક બાંધતા જ નથી, મનુ૦ ૨ ઉચ્ચગોત્ર એ ત્રણનો જ૦સંક્રમક સૂ૦નિગોદ છે, આહા૦ ૭ ના અપ્રમત્ત, જિનનામના અવિરત સમ્ય૦ અને અનંતા૦ ૪ ના જ૦ અનુ૦ સંક્રમક સમ્યક્ત્વથી પતિત થયેલા મિથ્યાદષ્ટિઓ છે. ॥૫૮॥

**सेसाण सुहुम हयसंतकम्मिगो तस्स हेठओ जाव। बंधइ तावं एगिंदिओ व णेगिंदिओ वावि ॥५९॥**

शेषाणां सूक्ष्मो हतसत्कर्मा तस्याधस्ताद्यावत्। बध्नाति तावदेकेन्द्रियो वा नैकेन्द्रियो वापि ॥५९॥

अन्वयार्थ—सेसाण=શેષ ૯૭ પ્રકૃતિઓનો જ૦ અનુ૦ સંક્રમ हयसतकम्मिगो=હતસત્કર્મા सुहुम=સૂક્ષ્મ એકેન્દ્રિય तस्स=પોતાની સંભવિત્ અનુભાગ સત્તાથી हेट्ठओ-હેઠે-નીચે. અલ્પ અનુભાગ जाव=જ્યાં સુધી बंधइ=બાંધે तावं=ત્યાં સુધી एगिदिओ=તેજ ભવવર્તી સૂ૦

એ બે મોહનીયને ક્ષય કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તો સમ્યગ્દષ્ટિ પણ અવશ્ય એ બેના ઉ૦અનુભાગનો ક્ષય (રસઘાતથી)કરે છે. એ પ્રમાણે જ૦અનુ૦ સંક્રમના સ્વામી કહેવાને જે વિશેષતા હતી તે કહીને હવે जघन्यानुभागसक्रमस्वामी કહેવાય છે [અતવરણુનો સંબંધ પ્રસ્તુત વિષયવાળી ૫૫મી ગાથા સાથે છે].

## अंतरकरणा उवरिं जहन्नठिइसंकमो उ जस्स जहिं। घाईणं नियगचरमरसखंडे दिट्ठिमोहदुगे ॥५७॥

अन्तरकरणादुपरि जघन्यस्थितिसंक्रमस्तु यस्या यत्र। घातीनां निजकचरमखंडे द्रष्टिमोहद्विकस्य ॥५७॥

अन्वयार्थ—घाईण=ઘાતી પ્રકૃતિઓનો अंतरकरणा=અન્તરકરણુથી उवरिं=ઉપર जस्स=જે પ્રકૃતિનો जहिं=જ્યાં जहन्नठिइसकमो उ= જ૦ સ્થિતિ સંક્રમ કહ્યો છે તે પ્રકૃતિનો ત્યાં જઘન્ય અનુ૦ સંક્રમ પણ કહેવો. તથા दिट्ठिमोहदुगे=બે દ્રષ્ટિમોહનો [ સમ્ય૦ અને મિશ્ર એ બે દર્શન મોહનીયનો ] ક્ષયકાળે नियगचरमरसखडे=પોતપોતાનો છેલ્લો રસખંડ સંક્રમાવતી વખતે જઘન્યાનુભાગસંક્રમ જાણવો. ॥૫૭॥

भावार्थ—ઘાતી પ્રકૃતિઓમાં ૯ નો કષાય-૪ સંજ્વલન એ ૧૩ પ્રકૃતિઓનો જ૦ અનુભાગ સંક્રમ નવમા ગુણસ્થાનકે ક્ષપકને જઘન્ય સ્થિતિ સંક્રમાવતી વખતે હોય છે. અને જ્ઞાના૦ ૫-દર્શના૦ ૬-અન્તરાય ૫ એ ૧૬ પ્રકૃતિઓનો જ૦ અનુ૦ સંક્રમ ક્ષીણકષાય (૧૨ મા) ગુણસ્થાનકે સમયાધિક આવલિકા શેષ રહ્યે જ૦ સ્થિતિ સંક્રમ વખતે હોય છે. તથા ૨ દર્શન મોહનો જ૦ અનુભાગ સંક્રમ ક્ષાયિક સમ્ય૦ પામતી વખતે ચરમ પ્રક્ષેપકાળે હોય છે. [૨ દર્શનમો૦નો અહિં કહ્યો, અનંતા૦ ૪નો ૫૮મી ગાથામાં કહેશે. મધ્ય ૮ કષાયોનો અને મિથ્યા૦સ્ત્યા૦ત્રિક હતસત્તાક એકેન્દ્રિયને કહેશે, એ રીતે ૪૫ ઘાતીમાથી અંતરકરણ બાદ ૨૯

कम्म=સૂક્ષ્મ એકેન્દ્રિયના કર્મના અનુભાગથી उवरिं=ઉપર-અધિક અનન્તગુણ હોય છે [અર્થાત્ ક્ષપકને અન્તરકરણ કર્યા બાદ (અનન્તગુણ) હીન-જઘન્ય હોય છે. तथा सेस असुभाणं શેષ અઘાતી અશુભ ૩૦ પ્રકૃતિઓનો અનુભાગ केवलिणो=કેવલીને असन्निओ=પંચે૦ના અનુભાગથી (अ)णंतगुण=અનન્તગુણ હોય છે (અર્થાત્ હણાયલી સત્તાવાળા સૂક્ષ્મ એકેન્દ્રિયાદિકને જ૦અનુ૦ સત્તા હોય છે), અસંજ્ઞિ જેથી ઘાતી પ્રકૃતીઓનો જ૦અનુ૦ સંક્રમ અન્તરકરણ કરેલા ક્ષપકને હોય છે, અને અઘાતી અશુભ ૩૦નો જ૦અનુ૦સંક્રમ હત સત્તાવાળા સૂક્ષ્મ એકેન્દ્રિયાદિકને હોય છે ॥૫૫॥

अवतरण—૫૨મી ગાથામાં મિથ્યાદ્રષ્ટિ શુભઅશુભ પ્રકૃતિના ઉ૦અનુભાગને અન્તર્મુ૦બાદ વિનાશ પમાડે એમ કહ્યું છે તે સંબંધમાં જે અપવાદ છે તે આ ગાથામાં કહે છે—

**सम्मद्दिट्ठी न हणइ सुभाणुभागे असम्मदिट्ठी वि। सम्मत्तमीसगाणं उक्कोसं वज्जिया खवणं ॥५६॥**

**सम्यग्द्रष्टिर्न घातयति शुभानुभागमसम्यग्द्रष्टिरपि। सम्यक्त्वमिश्रयोरुत्कृष्टं वर्जयित्वा क्षपणम् ॥५६॥**

अन्वयार्थ—सम्मद्दिट्ठि=સમ્યગ્દ્રષ્ટિ उक्कोसं=ઉત્કૃષ્ટ सुभाणुभागं=શુભ પ્રકૃતિઓના અનુભાગને न हणइ=હણે નહિ, અને खवणं=ક્ષપણ કાળ-ક્ષયકાળ वज्जिय=વર્જીને असम्मद्दिट्ठि वि=અસમ્યગ્દ્રષ્ટિ-મિથ્યાદષ્ટિ (અને સમ્યગ્દ્રષ્ટિ) પણ सम्मत्तमीसगाणं=સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીયનો ઉ૦અનુભાગ ન હણે ॥૫૬॥

भावार्थ—શાતા વેદનીય આદિ ૬૬ શુભ પ્રકૃતિઓના ઉ૦અનુભાગને સમ્યગ્દ્રષ્ટિ હણતો નથી, મિથ્યાદષ્ટિ અન્તર્મુ૦ બાદ અવશ્ય હણે છે. પરન્તુ અપવાદ એ છે કે-સમ્ય૦મોહનીય અને મિશ્રમોહનીયના ઉ૦અનુભાગને તો સમ્યગ્દ્રષ્ટિએ નથી હણતા એટલુંજ નહિ પરન્તુ મિથ્યાદષ્ટિઓ પણ અન્તર્મુ૦બાદ હણતા નથી. વિશેષ એ છે કે—ક્ષાયિક સમ્યક્ત્વ પામતી વખતે જ્યારે

સાગરોપમ સુધી કાયમ રાખે છે, ત્યારબાદ મોક્ષ પામવાથી અથવા તો મિથ્યાદૃષ્ટિ થતાં અન્તર્મુ૦બાદ અવશ્ય તે રસનો વિનાશ કરે
છે. માટે મિથ્યાદૃષ્ટિનેજ બંધ પ્રાયોગ્ય આતપ ઉદ્યોત એ બે શુભનો ઉ૦અનુભાગ મિથ્યાદૃષ્ટિપણામાં બાંધીને (બંધાવલિકાબાદ)અન્ત-
મુ૦સુધી ત્યાંજ સંક્રમાવીને પુનઃ સમ્યગ્દૃષ્ટિ થઇ બે છાસઠ સાગરો૦સુધી સમ્યગ્દૃષ્ટિપણામાં સંક્રમાવીને ત્યારબાદ મોક્ષે જવાથી
પ્રકૃતિ અભાવ થાય, અથવા મિથ્યાત્વે આવે તો અન્તર્મુ૦ સુધી ઉ૦અનુ૦ સંક્રમાવીને ત્યાર બાદ અવશ્ય તેનો વિનાશ કરે
માટે આતપ ઉદ્યોતનો ઉ૦અનુ૦ વચ્ચેના મનુષ્યભવો સહિત સાધિક ૧૩૨ સાગરોપમ સુધી પ્રવર્તે છે. તથા મનુ૦ગતિ પંચક
રૂપ ૧૦ પ્રકૃતિઓનો ઉ૦અનુભાગ મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિ પણ યથાયોગ્ય બાંધીને ઉક્ત પ્રકારે મનુષ્યભવો સહિત સાધિક ૧૩૨
સાગરોપમ સુધી સંક્રમાવે છે. તથા ૪ આયુષ્યનો ઉ૦અનુભાગ બાંધીને બંધાવલિકા વિત્યાબાદ યાવત્ તેની સમયાધિક આવલિકા
શેષ રહે ત્યાં સુધી સંક્રમાવે, [જેથી દેવ નરકના આયુનો બે આવલિકા હીન ૩૩ સાગરોપમ અને નરતિર્યગાયુનો બે આવલિકા હીન
૩ પલ્યોપમ સુધી સંક્રમાવે]. શેષ ૫૪ શુભ પ્રકૃતિઓનો ઉ૦અનુભાગ પોતપોતાના બંધવિચ્છેદ સમયે ક્ષપક ઉ૦અનુભાગ બાંધીને
સયોગિ કેવલીના અન્ત્ય સમય સુધી સંક્રમાવે(જેથી એ પ્રકૃતિઓનો ઉ૦અનુ૦ સંક્રમ દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધી પ્રવર્તે). ॥૫૪॥
इति उत्कृष्टानुभागसंक्रमस्वामिप्ररूपणा ॥

अवतरण—હવે जघन्यानुभागसंक्रमस्वामी કહેવાય છે—

**खवगस्संतरकरणे अकए घाईण सुहुमकम्मुवरिं। केवलिणो णंतगुणं असन्निओ सेसअसुभाणं ॥५५॥**

**क्षपकस्यान्तरकरणेऽकृते घातीनां सूक्ष्मकर्मोपरि। केवलिनोऽनन्तगुणं असंज्ञितः शेषाशुभानाम् ॥५५॥**

अन्वयार्थ—खवगस्स=ક્ષપકને अंतरकरणे अकए=જ્યાં સુધી અન્તરકરણ ન કરે ત્યાં સુધી घाईण=ઘાતી પ્રકૃતિઓનો અનુભાગ सुहुम

સૂક્ષ્મ અપર્યાપ્તા આદિ દ=અને એ સૂક્ષ્માદિકમાંનો જ કોઈ પણ મિચ્છો=મિથ્યાદ્રષ્ટિ જીવ કરે. ॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે, વિશેષ કે-આનતાદિ દેવો અને યુગલિકો મિથ્યાદ્રષ્ટિ હોય તો પણ અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસ બાંધતા નથી, કારણ કે અતિ તીવ્ર સંક્લેશે અશુભનો ઉ૦અનુભાગ બંધાય છે, અને તેવો ઉ૦સંક્લેશ તેઓને હોતો નથી, માટે આનતાદિકને ઉ૦ અનુ૦સંક્રમનો પણ અભાવ છે. ॥૫૩॥

सव्वत्थायावुज्जोयमणुयगइ पंचगाण आऊणं। समयाहिगालिगा सेसगत्ति सेसाण जोगंता ॥५४॥

सर्वत्रातपोद्योतमनुजगतिपञ्चकानामायुषाम्। समयाधिकावलिकाशेषायामिति शेषाणां योग्यन्तं ॥५४॥

अन्वयार्थ—आयव આતપ उज्जोय=ઉદ્યોત मणुयगइपंचगाण=મનુષ્યગતિ પંચક [ મનુ૦દ્વિક, ઔદા૦ ૨, (૭), વજ્રર્ષભ૦ એ પાંચ ] એ સાત એટલે ૧૨ પ્રકૃતિઓનો ઉ૦ અનુ૦સંક્રમ सव्वत्थ=સર્વત્ર-સર્વ જીવભેદોમાં ( પૂર્વ ગાથામાં નિષેધેલા યુગલિક આનતાદિ અને સમ્યગ્દ્રષ્ટિઓમાં પણ ) હોય છે. તથા आऊणं=આયુષ્યનો ઉ૦અનુ૦સંક્રમ समयाहिगालिगा=સમયાધિક આવલિકા सेसग त्ति=શેષ રહે ત્યાં સુધી હોય, અને सेसाण=શેષ ૫૪ શુભ પ્રકૃતિઓનો ઉ૦ અનુ૦સંક્રમ जोगन्ता=સયોગીકેવલિના અંત સમય સુધી હોય. ॥૫૪॥

भावार्थ—સમ્યગ્દ્રષ્ટિ જીવ શુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસ બાંધીને મિથ્યાદ્રષ્ટિવત્ અન્તર્મુ૦માં વિનાશ પમાડતો નથી, પરન્તુ જ્યાં સુધી સમ્યગ્દ્રષ્ટિપણે વર્તે છે ત્યાં સુધી તે ઉ૦અનુભાગ કાયમ રાખે છે, જેથી ક્ષયો૫. સમ્યગ્દ્રષ્ટિ ઉત્કૃષ્ટથી બે છાસઠ(સાધિક×૧૩૨)

× એક છાસઠ પછી અવશ્ય પ્રાપ્ત થતા મિશ્ર સમ્ય૦માં પણ ઉ૦અનુ૦ સંક્રમ ચાલુ રહે છે, કારણ કે ૫૨ મી ગાથામાં કહ્યા પ્રમાણે મિથ્યા૦માં પણ જો અન્તર્મુ૦ સુધી ઉ૦અનુ૦ સંક્રમ ચાલુ રહી શકે છે તો મિશ્રમાં સહજે ચાલુ હોયજ, એ કારણથી સાધિક ૧૩૨ સા૦ કહેવામાં વિરોધ નથી, ગ્રંથમાં બે છાસઠ કહ્યા છે તે સમ્યક્ત્વની સ્થિતિનું સ્વરૂપદર્શક છે, પરન્તુ ઉ૦અનુ૦ સંક્રમના નિષેધ માટે નહિ.

अन्वयार्थ—મિથ્યાદ્રષ્ટિ જીવ उक्कोसग=ઉત્કૃષ્ટ અનુભાગ पबंधिय=બાંધીને ત્યારબાદ आवलियं=એક આવલિકા જેટલો કાળ अइच्छिउण=અતિક્રમીને जाव=જ્યાં સુધી तग=તે ઉ૦અનુભાગનો न घाएइ=ઘાત ન કરે (વિનાશ ન કરે) ત્યાં સુધી એટલે આ मुहुत्तन्तो=અન્તર્મુહૂર્ત્ત સુધી તે ઉત્કૃષ્ટ રસને सङ्कमइ य=સંક્રમાવે છે. ॥૫૨॥

भावार्थ—બંધાવલિકા સર્વ કરણને અયોગ્ય છે તેથી ઉ૦રસ બાંધીને એક બંધાવલિકા સુધી સંક્રમે નહિ. બંધાવલિકા વિત્યા બાદ અન્તર્મુ૦ સુધી ઉ૦રસનો સંક્રમ મિથ્યાદ્દષ્ટિને ચાલુ રહે છે અન્તર્મુ૦ બાદ તો શુભ રસનો સંક્લેશ વડે અને અશુભ રસનો વિશુદ્ધિ વડે મિથ્યાદ્રષ્ટિ જીવ અવશ્ય [1]વિનાશ કરે છે મિથ્યાદ્રષ્ટિ સિવાયના જીવોને જે ઉ૦શુભ રસ બંધાય છે તે તો અન્તર્મુ૦થી અધિક ઘણા કાળ સુધી પણ રહે છે તે તે ઉ૦અનુ૦સ્વામીના પ્રસંગમાંજ વા ૫૬મી ગાથામાં કહેવાશે. ॥૫૩॥

अवतरण—મિથ્યાદ્રષ્ટિમાં ઉ૦ અનુ૦સંક્રમનો અન્તર્મુ૦ કાળથી અધિક કાળ નથી એમ દર્શાવીને હવે ઉ૦ अनुभागसक्रमना स्वामी આ ગાથામાં કહેવાય છે—

**असुभाणं अन्नयरो सुहुमअपज्जत्तगाइमिच्छो य। वज्जिय असंखवासाउए य मणुओववाए य ॥५३॥**

**अशुभानामन्यतरः सूक्ष्मापर्याप्तकादिर्मिथ्याद्रष्टिश्च। वर्जयित्वाऽसंख्येयवर्षायुष्कांश्च मनुष्योपपातांश्च ॥५३॥**

अन्वयार्थ—असुभाणं=૮૮ અશુભ પ્રકૃતિઓનો ઉ૦ અનુ૦સંક્રમ असङ्खवासाउए य=અસંખ્ય વર્ષના આયુષ્યવાળા (યુગલિક નર તિર્યંચો) य=અને मणुओववाए=મનુષ્યમાંજ ઉપજનારા (આનતાદિ) દેવો वज्जिय=વર્જીને अन्नयरो=અન્યતર (કોઈપણ) सुहुम अपज्जत्तगाइ=

---

[1] મિથ્યા૦ હોવા છતા સમ્ય૦મિશ્રના ઉ૦અનુ૦ને અન્તર્મુ૦ બાદ વિનાશે નહિ એ અપવાદ ૫૬મી ગાથામા કહેવાશે.

तिविहो छत्तीसाए णुक्कोसोऽह णवगस्स य चउद्धा। एयासिं सेसगा सेसगाण सव्वे य दुविगप्पा ॥५१॥

त्रिविधः षड्त्रिंशतोऽनुत्कृष्टोऽथ नवकस्य च चतुर्द्धा। एतासां शेषाः शेषाणां च सर्वे च द्विविकल्पाः ॥५१॥

अन्वयार्थ—छत्तीसाए ३६ પ્રકૃતિઓનો अणुक्कोसो=અનુત્કૃષ્ટ અનુ૦સં૦ तिविहो=ત્રણ પ્રકારે (સાદિ રહિત) છે, अह ।तथा नवगस्स= નવ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ चउद्धा=ચાર પ્રકારે છે. અને एयासिं=એ પ્રકૃતિઓના (૧૭-૧૬-૩૬-૯ પ્રકૃતિઓ મળી ૭૮ના सेसा=શેષ વિકલ્પો [૧૭-૧૬ ના જ૦ઉ૦ અનુ૦ અને ૩૬-૯ ના જ૦ અજ૦ઉ૦ એ ત્રણ વિકલ્પો] य=અને सेसगाण=શેષ પ્રકૃતિઓના (૮૦ પ્રકૃતિઓના) सव्वे=સર્વે (ઉ૦ અનુ૦ જ૦ અજ૦ એ ચારે) અનુભાગ સંક્રમો दुविगप्पा=બે વિકલ્પવાળા (સાદિ અધ્રુવ) છે. ॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે, વિશેષ કે શાતા-પંચે૦-તૈ૦ ૭-સમચ૦-શુભવર્ણાદિ ૧૧-અગુ૦-પરા૦-ઉચ્છવાસ-સુખગતિ-ત્રસાદિ ૧૦-નિર્માણ એ ૩૬ પ્રકૃતિ, અને ઉદ્યોત-વજ્રર્ષભ૦-ઔદા૦ ૭ એ ૯ પ્રકૃતિ જાણવી. ॥૫૧॥ ॥ इति अनुभागबन्धे साद्यादि प्ररुपणा ॥

अवतरण—એ પ્રમાણે સાદિ વિગેરે પ્રરૂપણા કરીને હવે અનુભાગસંક્રમના સ્વામી કહેવાના છે, તે ઉ૦અનુ૦ના અને જ૦અજ૦ ના એમ બે પ્રકારે છે. ત્યાં ઉ૦અનુ૦સંક્રમના સ્વામી કહેવાને પ્રથમ ઉ૦અનુ૦સંક્રમ ક્યાં સુધી ચાલુ રહે તે સંબંધી સામાન્યથી કાળ નિયમ મિથ્યાદ્રષ્ટિ આશ્રયી દર્શાવાય છે તે આ પ્રમાણે—

उक्कोसगं पबंधिय आवलियमइच्छिऊण उक्कोसं। जाव न घाएइ तयं संकमइ य आमुहुत्तंतो ॥५२॥

उत्कृ प्रबध्याऽऽवलिकामतिक्रम्य उत्कृष्टम्। यावन्न घातयति तकं, संक्रमयति च आ अन्तर्मुहूर्त्तम् ॥५२॥

अजहण्णो तिण्ह तिहा मोहस्स चउव्विहो अहाउस्स । एवमणुक्कोसो सेसिगाण तिविहो अणुक्कोसो ॥४९॥
सेसा मूलप्पगइसु दुविहा अह उत्तरासु अजहन्नो । सत्तरसण्ह चउद्धा तिविकप्पो सोलसण्हं तु ॥५०॥

अजघन्यस्त्रयाणां त्रिधा, मोहस्य चतुर्विधोऽथायुषः । एवमनुत्कृष्टः शेषाणां त्रिविधोऽनुत्कृष्टः ॥४९॥
शेषा मूलप्रकृतीनां द्विविधा अथोत्तरास्वजघन्यः । सप्तदशानां चतुर्धा, त्रिविकल्पः षोडशानां तु ॥५०॥

અન્વયાર્થ—तिण्ह=ત્રણ કર્મનો (જ્ઞા० દર્શ० અન્ત०નો) अहजन्नो=અજઘન્ય અનુ०સંક્રમ तिहा=(અનાદિ ધ્રુવ અધ્રુવ) એમ ૩ પ્રકારનો છે, मोहस्स=મોહનીયનો અજઘ० અનુ०સ० चउव्विहो=ચાર પ્રકારનો છે (સાદિ અનાદિ ધ્રુવ અધ્રુવ). अह=હવે आउस्स=આયુકર્મનો अणुक्कोसो=અનુત્કૃષ્ટ સંક્રમ एव=એ પ્રમાણે (ચાર પ્રકારનો) છે. सेसिगाण=એ પાંચ સિવાય શેષ ૩ કર્મનો अणुक्कोसो=અનુત્કૃષ્ટ અનુભાગસંક્રમ तिविहो=ત્રણ પ્રકારનો (અનાદિ-ધ્રુવ-અધ્રુવ) છે. ॥૪૯॥

मूलपगईसु=મૂળ પ્રકૃતિઓમાં ઉપર કહ્યા સિવાયના सेसा=શેષ અનુભાગ સંક્રમો (જ્ઞાનાવ૦આદિ ચારના જ૦ ઉ૦ અનુ૦ આયુ આદિ ચારના જ૦ અજ૦ ઉ૦ અનુ૦સંક્રમો) दुविहा=બે પ્રકારના (સાદિ અધ્રુવ) છે. इति मूलप्रकृत्यनुभागबन्धे साद्यादि प्ररुपणा । अह=હવે उत्तरासु=ઉત્તરપ્રકૃતિઓમાં सत्तरसण्ह=સત્તર પ્રકૃતિઓનો (૪ અનંતા०-૪ સંજ્વ૦-૯ નોક૦-નો) अजहण्णो=અજઘન્યાનુભાગસંક્રમ चउद्धा=ચાર પ્રકારે છે, અને सोलसण्ह तु=૧૬ પ્રકૃતિઓનો (૫ જ્ઞાના०-૬ દર્શના०-૫ અન્તરાયનો) અજ૦અનુ૦સંક્રમનો तिविकप्पो=ત્રણ પ્રકારનો (અનાદિ ધ્રુવ અધ્રુવ) છે. ॥૫૦॥

ભાવાર્થ.—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૪૯-૫૦॥

**सेसासु चउट्ठाणे मंदो सम्मत्तपुरिससंजलणे । एगट्ठाणे सेसासु सव्वघाइम्मि दुट्ठाणे ॥४८॥**

शेषाणां चतुःस्थानको मन्दः सम्यक्त्वपुरुषसंज्वलनानाम् । एकस्थानकः शेषासु सर्वघातिनि द्विस्थाने ॥४८॥

अन्वयार्थ—सेसासु=શેષ પ્રકૃતિઓનો ઉ૦અનુભાગ સંક્રમ ઘાતી આશ્રયી સર્વઘાતી અને સ્થાન આશ્રયી चउट्ठाणे=ચતુઃસ્થાનક રસનો છે. ॥ ઈતિ ઉ૦અનુ૦ સંક્રમ ॥ તથા सम्मत्त=સમ્યક્ત્વ મોહનીય, पुरिस=પુરૂષવેદ અને संजलणे=સંજ્વલન ૪ કષાયોનો मंदो=મન્દ-જઘન્ય અનુ૦ સંક્રમ एगट्ठाणे=એક સ્થાની રસનો છે, (ઘાતી આશ્રયી દેશઘાતી છે), सेसासु=શેષ સર્વ પ્રકૃતિઓનો જ૦ અનુ૦સંક્રમ सव्वघाइम्मि दुट्ठाणे=સર્વઘાતી દ્વિસ્થાન રસસંક્રમે ત્યારે હોય છે ॥૪૮॥

ભાવાર્થ—સમ્યક્ત્વનો ૧-૨ સ્થાની રસ પૂર્વે કહ્યો છે, અને તે દેશઘાતી જ છે, માટે તેનો જ્યારે સર્વવિશુદ્ધ ૧ સ્થાની રસ સંક્રમે ત્યારે જ૦સંક્રમ હોય છે. તથા પુરૂષવેદ અને સંજ્વલન કષાયોનો જ૦સંક્રમ ક્ષયકાળે એકસ્થાની રસવાળાં સમયોનાવલિકા-દ્વિકનાં બાંધેલાં સ્પર્ધકો જ્યારે (બંધાદિ વિચ્છેદ થયા બાદ) સંક્રમે તે વખતે હોય છે. પુનઃ અહિં (શ્રેણિમાં) ૪ જ્ઞાનાવ૦-૩ દર્શના૦-૫ અન્તરાય એ ૧૨ પ્રકૃતિઓનો પણ ૧ સ્થાની રસ બંધાય છે, તો પણ ક્ષયકાળે એકસ્થાની અને બે સ્થાની બન્ને રસ સંક્રમે છે માટે જ૦સંક્રમ દ્વિસ્થાની કહ્યો છે તે યુક્ત છે ॥૪૮॥ ॥ इति ज०अनुभाग संक्रमः ॥

अवतरण—એ પ્રમાણે સંક્રમનું ઉત્કૃષ્ટ તથા જઘન્ય પ્રમાણ કહીને હવે साद्यादि प्ररुपणा કરાય છે, ત્યાં સાદ્યાદિ પ્રરૂપણા મૂળ પ્રકૃતિ સંબંધિ અને ઉત્તર પ્રકૃતિ સંબધિ એમ બે પ્રકારની છે, તેમાં પ્રથમ મૂળ પ્રકૃતિ આઠની સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

તે પ્રકૃત્યન્તર સ્થિતિસંક્રમ છે, તેમ અનુભાગ સ્પર્ધકોને પર પ્રકૃતિરૂપે પરિણમાવવા તે પ્રકૃત્યન્તર અનુભાગ સંક્રમ છે. એ રીતે સ્થિતિસંક્રમવત્ અનુભાગ સંક્રમ પણ ત્રણ રીતે થાય છે–એ તાત્પર્ય છે. ॥૪૬॥ इति विशेषलक्षण प्ररुपणा ॥

अवतरण—હવે उत्कृष्ट अनुभाग संक्रम प्रमाण (૧–૨–૩–૪ સ્થાની રસમાંથી) તથા ઘાતીમાંથી કઇ પ્રકૃતિનો કેટલા સ્થાનવાળો અને કયો ઘાતીરસ ઉત્કૃષ્ટપણે સંક્રમે છે તે આ ગાથાથી કહેવાય છે—

**दुविहपमाणे जेट्ठो सम्मत्तेदेसघाइ दुट्ठाणे । नरतिरियाऊआयवमिस्से वि य सव्वघाइम्मि ॥४७॥**

**द्विविधप्रमाणे ज्येष्ठः सम्यक्त्वस्य देशघातिनि द्विस्थाने । नरतिर्यगायुगतपमिश्राणामपि च सर्वघातिनि ॥४७॥**

अन्वयार्थ—दुविहपमाणे બન્ને પ્રકારના પ્રમાણમાં (સ્થાન પ્રમાણમાં અને ઘાતિ પ્રમાણમાં) सम्मत=સમ્યક્ત્વ મોહનીયનો जेट्ठो=ઉત્કૃષ્ટ અનુભાગ देसघाइ=દેશઘાતી અને दुट्ठाग=દ્વિસ્થાની સંક્રમે છે. नर०मिस्से ત્રિ=નરાયુ તિર્યંગાયુ આતપ અને મિશ્ર મોહનીયનો પણ સ્થાન આશ્રયી દ્વિસ્થાની અને ઘાતી આશ્રયી सव्वघाइम्मि=સર્વઘાતી સંક્રમે ત્યારે ઉ૦ અનુભાગસંક્રમ હોય છે. ॥૪૭॥

भावार्थ—સમ્યક્ત્વનો જઘન્ય વા ઉત્કૃષ્ટ રસ દેશઘાતી તથા ૧–૨ સ્થાની છે, તેથી ઉ૦સંક્રમ દેશઘાતી અને દ્વિસ્થાનીજ હોય. તથા નરાયુ તિર્યંગાયુ અને આતપ એ ત્રણનો રસ અઘાતી છે, અને એ ત્રણે પ્રકૃતિના ઉત્કૃષ્ટ રસનો સંક્રમ દ્વિસ્થાની જ થાય છે એ ત્રણેનો રસ અઘાતિ છે છતાં સર્વઘાતીના સંબંધ માત્રથી સર્વઘાતી પ્રતિભાગ કહેવાય છે. એ ત્રણે પ્રકૃતિઓનો રસ ૨–૩–૪ સ્થાની હોવા છતાં પણ ઉ૦ સંક્રમ દ્વિસ્થાની સર્વઘાતી સંક્રમવાનુ કારણ એ કે એ ત્રણ કર્મનો તથાસ્વભાવથીજ ૩ ૪ સ્થાની રસનો ઉદ્વર્તનાદિ કોઇ પણ પ્રકારનો સંક્રમજ થતો નથી, જેથી ઉ૦સંક્રમ સર્વઘાતી દ્વિસ્થાનીનોજ કહ્યો છે ॥૪૭॥

| સમ્યક્ત્વ મોહનીય | | મિશ્રમોહનીય | મિથ્યાત્વ મોહનીય | | |
|---|---|---|---|---|---|
| દેશઘાતી ૧ સ્થાની | દેશઘાતી ૨ દ્વિ | સર્વઘાતી સ્થા ૨ | સર્વઘાતી ની ૨ | સર્વઘાતી ૩ સ્થાની | સર્વઘાતી ૪ સ્થાની |

અવતરણ—એ પ્રમાણે સ્પર્ધક પ્રરૂપણા કરીને હવે અનુભાગ સંક્રમનું વિશેષ લક્ષણ આ ગાથામાં કહે છે—

**तत्थट्ठपयं उव्वट्टिया व ओवट्टिया व अविभागा। अणुभागसंकमो एस अन्नपगइं णिया वावि ॥४६॥**

**तत्रार्थपदमुद्वर्तिताः अपवर्तिता वाऽविभागाः। अनुभागसंक्रमो एष अन्यां प्रकृतिं नीता वाऽपि ॥४६॥**

अन्वयार्थः—तत्थ=ત્યાં (અનુભાગ સંક્રમના સંબંધમાં) अट्ठपयं=અર્થ પદ-તાત્પર્ય (અનુભાગ સંક્રમનો અર્થ) એ છે કે-अविभागा=અવિભાગો (અનુભાગ વર્ગણાઓ રૂપ અવિભાગો)ને उव्वट्टिया=ઉદ્વર્ત્યા હોય (અલ્પ હોઈને અધિક કર્યા હોય) व=અથવા ओवट्टिया व=અપવર્ત્યા હોય (ઘણા હોય તેને અલ્પ કર્યા હોય) वा त्रि=અથવા પુનઃ अन्नपगइं नीया=અન્ય પ્રકૃતિમાં લઈ ગયા હોય एस=એ ત્રણે પ્રકારનો अणुभागसंकमो=અનુભાગ સંક્રમ છે ॥૪૬॥

भावार्थ—જેમ સ્થિતિસંક્રમ પૂર્વે ત્રણ પ્રકારનો કહ્યો તે રીતેજ અનુભાગસંક્રમ પણ ઉદ્વર્તનાદિ ત્રણ રીતે થાય છે. ત્યાં સ્થિતિ જેમ ટુંકી હોય તેને દીર્ઘ કરાય છે, તેમ અનુભાગ૦ સ્પર્ધકો અલ્પ અવિભાગોવાળા હોય તેને ઘણા અવિભાગવાળા કરવા તે ઉદ્વર્તનારૂપ અનુભાગસંક્રમ છે. તથા દીર્ઘ સ્થિતિને જેમ ટુંકી કરવી તે અપવર્તના સ્થિતિસંક્રમ છે, તેમ ઘણા અવિભાગવાળા રસસ્પર્ધકોને અલ્પ અવિભાગવાળા કરવા તે અપવર્તના રૂપ અનુભાગ સંક્રમ છે. તથા જેમ સ્થિતિને અન્ય પ્રકૃતિપણે પરિણમાવવી

ઘાત કરે છે. વિશેષમાં સમ્યક્ત્વમોહનીય દેશઘાતી છે, જે દેશઘાતી ૨૬ પ્રકૃતિ પણ ગણાય. એ સિવાયની સર્વ ૧૧૧ પ્રકૃતિઓ અઘાતી છે. કારણ કે એનો ઉદય આવતાં અઘાતી રસસ્પર્ધકો આત્માના કોઈ પણ ગુણને કિંચિત્ પણ હણતાં નથી, તોપણ સર્વઘાતીના સંબંધથી અઘાતીનાં રસસ્પર્ધકો પણ સર્વઘાતી પ્રતિભાગ(સર્વઘાતી તુલ્ય) ગણાય છે. ॥૪૪॥

અવતરણ—પૂર્વગાથામાં બંધ યોગ્ય ૨૦-૨૫-૧૧૧ પ્રકૃતિઓને અંગે સર્વઘાતી આદિ સ્પર્ધકો કહ્યા પરન્તુ નહિબંધાતી સમ્યક્ત્વ અને મિશ્ર મોહનીયના સ્પર્ધકો કયા છે ? તે કહે છે.

**सव्वेसु देसघाइसु सम्मत्तं तदुवरिं तु वा मिस्सं । दारुसमाणस्साणंतमो त्ति मिच्छत्तमुप्पिमओ ॥४५॥**

**सर्वेषु देशघातीषु सम्यक्त्वं, तदुपरि तु वा मिश्रम् । दारुसमानस्यानन्ततम इति मिथ्यात्वमुपर्यतः ॥४५॥**

अन्वयार्थ—सव्वेसु देसघाईसु=સર્વ દેશઘાતી સ્પર્ધકોમાં सम्मत्त=સમ્યક્ત્વ મોહનીય છે, तदुवरिं तु वा=અને તેના ઉપર તો दारुसमाणस्स=કાષ્ટ સમાન કષાય(પ્રત્યાખ્યાન)થી બંધાવા યોગ્ય દ્વિસ્થાન રસનો अणंतमो=અનંતમો ભાગ વ્યતીત થાય ત્યાં સુધી मिस्सं=મિશ્ર મોહનીય છે, अओ=અહિંથી-ત્યાંથી उप्पि=ઉપર(ના સર્વ સ્પર્ધકોમા,मिच्छत्त=મિથ્યાત્વ છે ॥૪૫॥

भावार्थः—દર્શન મોહનીયનાં સર્વ અનન્ત રસ સ્પર્ધકોને અનુક્રમે સ્થાપીએ તો સર્વ જઘન્યથી પ્રારંભીને અનન્ત સ્પર્ધકો એકસ્થાની છે તે સર્વ સમ્યક્ત્વનાં છે. તે ઉપર દ્વિસ્થાની રસનાં અનન્ત સ્પર્ધકોમાં અનન્ત દેશઘાતી અને ઉપર અનન્ત સર્વઘાતી છે, તેમાં જેટલાં દેશઘાતી દ્વિસ્થાન અનન્ત સ્પર્ધકો તે સર્વ સમ્યક્ત્વનાં છે, અને ઉપરનાં સર્વઘાતી દ્વિસ્થાની સ્પર્ધકોમાં પુનઃ નીચેનાં અનન્ત સર્વઘાતી સ્પર્ધકો મિશ્રનાં છે, અને ઉપરનાં અનન્ત સર્વઘાતી સ્પર્ધકો મિથ્યાત્વનાં છે. તે ઉપરાન્ત ત્રિસ્થાની અને ચતુઃસ્થાની અનન્ત રસસ્પર્ધકો તો સર્વ મિથ્યાત્વનાંજ છે. ॥૪૫॥ इति अनुभाग स्पर्धक प्ररुपणा ॥

मूलुत्तरपगइगतो अणुभागे संकमो जहा बंधे। फड्डगनिद्देसो सिं सव्वेयरघायऽघाईणं ॥४४॥

मूलोत्तरप्रकृतिगतोऽनुभागे संक्रमो यथा बन्धे। स्पर्धकनिर्देश आसां सर्वेतरघात्यघातीनाम् ॥४४॥

अन्वयार्थः—जहा=જેમ बन्धे=બન્ધમાં-બન્ધશતક પ્રકરણમાં અનુભાગ બંધ મૂળ અને ઉત્તરપ્રકૃતિના ભેદથી બે પ્રકારનો કહ્યો છે તેવી રીતે अनुभागे=અનુભાગનો संक्रमो=સંક્રમ પણ मूलुत्तरपगइगतो=મૂળ પ્રકૃતિગત અને ઉત્તર પ્રકૃતિગત એમ બે પ્રકારનો છે. તથા सिं(आसि) એ सव्वेयरघायऽघाईणं=સર્વઘાતી(ઈતર=)દેશઘાતી અને અઘાતી પ્રકૃતિઓનો फड्डगनिद्देसो=સ્પર્ધક નિર્દેશ પણ [बंधे=બંધશતક પ્રકરણમાં કહ્યા પ્રમાણે] તે રીતેજ કહેવો ॥૪૪॥

भावार्थः—બન્ધશતક નામનું પ્રકરણ આ કર્મપ્રકૃતિના કર્તાએ પોતે જ રચેલ છે, તેમાં અનુભાગબંધની જે રીતે ભેદ તથા સ્પર્ધક પ્રરૂપણા કરી છે તે રીતે અહિં સંક્રમમાં પણ કરવાની ભલામણ કરી છે. પરન્તુ અહિ સક્ષેપમાં આ પ્રમાણે—૧ મૂળ પ્રકૃતિ અનુભાગસંક્રમ, ૨ ઉત્તરપ્રકૃતિ અનુભાગસંક્રમ. પુનઃ મૂળ અનુભાગસંક્રમ જ્ઞાનાવરણીય આદિ આઠ પ્રકારનો, અને ઉત્તર અનુભાગસંક્રમ મતિજ્ઞાનાવરણીય આદિ ભેદે ૧૫૮ પ્રકારનો ॥ इति भेदप्ररुपणा ॥ તથા કેવળજ્ઞાના૦-કેવળદર્શના૦-પહેલા ૧૨ કષાય-૫ નિદ્રા-મિથ્યાત્વ એ ૨૦ પ્રકૃતિઓ સર્વઘાતી છે. કારણ કે એના સર્વઘાતી રસસ્પર્ધકો બંધાઈ સર્વઘાતીપણે જ ઉદયમાં આવે છે, અને તે સર્વઘાતી રસસ્પર્ધકો તે તે ઘાત્ય ગુણનો પ્રાયઃ સર્વાંશે ઘાત કરે છે, જેથી તે ગુણ સાક્ષાત્પણે અંશ માત્ર પણ પ્રવર્તતો નથી, [મિશ્રમોહનીય પણ સર્વઘાતી હોવાથી ૨૧ સર્વઘાતી પણ ગણાય]. તથા ૪ જ્ઞાનાવ૦-૩ દર્શનાવ૦-૪ સંજ્વલન-૯ નોકષાય ૫ અન્તરાય એ ૨૫ પ્રકૃતિઓ દેશઘાતી છે. કારણ કે અશ્રેણિગતને બંધમાં તો એ પચીસના સર્વઘાતી રસસ્પર્ધકોજ બંધાય છે, પરન્તુ ઉદયમાં તો હીન થઈ ને દેશઘાતીપણે જ ઉદયમાં આવે છે, અને તેથી સ્વઘાત્ય ગુણને સર્વાંશે નહિં પરન્તુ દેશથી-અલ્પાંશે

**चरिम सजोगे जा अत्थि तासि सा चेव सेसगाणं तु । खवगक्कमेण अनियट्टिबायरो वेयगो वेए ॥४३॥**

**चरिमे सयोगिनि याः सन्ति, तासां स चैव शेषाणां तु । क्षपकक्रमेणानिवृत्तिबादरो वेदको वेदस्य ॥४३॥**

अन्वयार्थः—सजोगे=સયોગિ કેવલીને પૂર્વે કહેલી या=જે ૯૪ પ્રકૃતિઓ સત્તામાં अत्थि=છે, तासि=તે પ્રકૃતિઓનો જ૦સ્થિ૦ સંક્રમ સ્વામી चरिमे=છેલ્લી અપવર્તના કરતો सो चेव=તે જ સયોગી કેવલિ છે. तु=અને सेसगाण શેષ (સ્ત્યાન૦૩–નામની ૧૩–૮ કષાય–૯ નોકષાય–સંજ્વલન ૩ એ ૩૬) પ્રકૃતિઓનો જ૦સ્થિ૦ સંક્રમસ્વામી खवगक्कमेण=ક્ષપકના ક્રમ પ્રમાણે ક્ષય કરતો [છેલ્લા સંક્રમ વખતે પલ્યોપમાસંખ્યભાગ આદિ સ્થિતિઓને સંક્રમાવતો ] अनियट्टिबायरो=અનિવૃત્તિબાદર ગુણસ્થાન વર્તી (૯ મા ગુણસ્થાનવાળો જીવ) જાણવો, અને वेए=ત્રણ વેદનો જ૦સં૦સ્વામી એજ ગુણવર્તી પરન્તુ वेयगो=તે તે વેદના ઉદયવાળો ક્ષપક જાણવો. પરન્તુ અનુદયવાળો નહિ ॥૪૩॥

भावार्थ—અન્વયાર્થવત્ જાણવો. इति स्थितिसंक्रमस्वामित्वप्ररूपणा, तत्समासौ समाप्तः स्थितिसंक्रमः

## ॥ अथ अनुभागसंक्रमाधिकारः ॥

अवतरण—પૂર્વે સ્થિતિસંક્રમ કહીને હવે અનુભાગ સંક્રમ (રસ સંક્રમ) કહેવાનો પ્રસંગ છે. ત્યાં ૧ ભેદ પ્રરૂપણા, ૨ સ્પર્ધક પ્રરૂપણા, ૩ વિશેષલક્ષણ પ્રરૂપણા, ૪ ઉત્કૃષ્ટઅનુભાગ સંક્રમપ્રરૂપણા, ૫ જઘન્યાનુભાગ સંક્રમપ્રરૂપણા, ૬ સાદિ અનાદિ પ્રરૂપણા, અને સ્વામિત્વપ્રરૂપણા એ ૭ અધિકાર કહેવાના છે, ત્યાં આ ગાથામાં પ્રથમ भेदप्ररुपणा(અનુભાગ સંક્રમના ૮–૧૫૮ ભેદ) કહ્યા બાદ બીજી स्पर्धक प्ररुपणा પણ કહેવાય છે—

મણે=અન્યત્ર પ્રક્ષેપતા હોય ત્યારે જાણવા. અર્થાત્ અન્તિમસ્થિતિખંડસંક્રમણ વખતે જ૦ સંક્રમક જાણવા. ॥૪૧॥

ભાવાર્થઃ—જઘન્યથી ૮ વર્ષથી ઉપરની વયનો મનુષ્ય મિથ્યાત્વ અને મિશ્રને ક્રમશઃ ખપાવ્યા બાદ સમ્ય૦ મોહનીયને ખપાવતાં ખપાવતાં જ્યારે સર્વાપવર્ત્તનાએ અપવર્તીને અન્તર્મુ૦ પ્રમાણ છેલ્લા સ્થિતિખંડને અપવર્તતો હોય અને સમ્યક્ત્વના ઉદયમાં પણ વર્તતો હોય તે વખતે એ ક્ષપક કૃતકરણ કહેવાય છે. એ વખતે કોઇક ચાર ગતિમાંથી કોઈ પણ ગતિમા ઉત્પન્ન થઈ ત્યાં સમ્ય૦ મોહનીયની સમયાધિક આવલિકા જેટલી શેષ સ્થિતિમાં વર્તતો હોય તે વખતે સમયમાત્ર સ્થિતિને સંક્રમાવતા એ કૃતકરણ (દર્શન ક્ષપક)જ૦સ્થિ૦નો સંક્રમસ્વામી છે. અને મિથ્યાત્વ તથા મિશ્રની સર્વાપવર્તનાવડે અપવર્તવાથી રહેલી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી શેષ સ્થિતિમાં વર્તતો એ સ્થિતિને જ્યારે અન્ય પ્રકૃતિમાં (મિથ્યાત્વને મિશ્રમા ને સમ્ય૦માં, તથા મિશ્રને સમ્ય૦માં) સંક્રમાવે તે વખતે એ સંક્રમસ્વામી જાણવો. ॥૪૧॥

**समउत्तरालिगाए लोभे सेसाइ सुहुमरागस्स । पढमकसायाण विसंजोयणसंछोभणाए उ ॥४२॥**

**समयोत्तरावलिकायां लोभस्य शेषायां सूक्ष्मरागस्य । प्रथमकषायाणां विसंयोजने संछोभणायाम् तु ॥४२॥**

अन्वयार्थ—सम(य)उत्तरा आलिगाए=સમયાધિક આવલિકા सेसाए=શેષ રહ્યે છતે सुहुमरागस्स=સૂક્ષ્મરાગવાળાને-ક્ષપક સૂક્ષ્મસંપરાયગુણસ્થાનીને लोभे=લોભનો જઘ૦ સ્થિ૦ સંક્રમ હોય છે, અને पढमकसायाण=પહેલા અનંતાનુબંધિ ચાર કષાયનો विसंजोयण=વિસંયોજના કરતા અન્તે જ્યારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિનો સામટો संछोभणाए उ=પ્રક્ષેપ કરે ત્યારે જ હોય છે. ॥૪૨॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૪૨॥

दंसणचउक्कविग्घावरणं समयाहिगालिगा छउमो। निद्दाणावलिगदुगे आवलियअसंखतमसेसे ॥४०॥

दर्शनचतुष्कविघ्नावरणानां समयाधिकावलिकस्थछद्मस्थः। निद्रयोरावलिकाद्विके [शेषे] आवलिकासंख्येयतमशेषे ॥४०॥

अन्वयार्थ—दसणचउक्क=૪ દર્શનાવરણ, विग्घ=૫ અન્તરાય અને आवरण=૫ જ્ઞાનાવરણ એ ૧૪ પ્રકૃતિઓનો જ૦સ્થિતિસંક્રમ સ્વામી समयाहिगालिगा=સમયાધિક આવલિકા જેટલી સ્થિતિમાં વર્તતો छउमो=છદ્મસ્થ (૧૨ મા ગુણસ્થાનવાળો) જાણવો. તથા निद्दाण=નિદ્રા અને પ્રચલા એ બેનો आवलिगदुगे=બે આવલિકા જેટલી અને તે ઉપરાન્ત आवलियअसखतमसेसे=ત્રીજી આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલી શેષ સ્થિતિમાં (આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક બે આવલિકા જેટલી સ્થિતિમાં) વર્તતો એજ છદ્મસ્થ (૧૨માં ગુણસ્થાનવાળો) જાણવો. ॥૪૦॥

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૪૦॥

अवतरण—આ ગાથામાં સમ્યક્ત્વમોહનીયનો જ૦સ્થિ૦સંક્રમસ્વામી કહેવાય છે—

समयाहिगालिगाए सेसाए वेअगस्स कयकरणे। सक्खवगचरमखंडगसंछुभणे दिट्ठिमोहाणं ॥४१॥

समयाधिकावलिकायां शेषायां वेदकस्य कृतकरणः। स्वक्षपकचरमखंडप्रक्षेपणे दृष्टिमोहयोः ॥४१॥

अन्वयार्थ—वेयगरस=સમ્ય૦મોહનીયનો જ૦સ્થિ૦ સંક્રમ સ્વામી સમ્ય૦ મોહનીયની समयाहिगालिगाए (समय अहिग आलिगाए)=સમયાધિક આવલિકા જેટલી सेसाए=શેષ સ્થિતિમાં વર્તતો कयकरणे=કૃતકરણ (દર્શનમોહનીયનો ક્ષપક) જાણવો. दिट्ठिमोहाण=મિથ્યાત્વ અને મિશ્ર એ બે દર્શનમોહનીયના જ૦સ્થિ૦ સંક્રમ સ્વામી सक्खवग=પોતપોતાના ક્ષપક જ્યારે चरमखडग=છેલ્લા સ્થિતિખંડને सछु-

तत्सत्कर्मा बद्धोत्कृष्टामन्तर्मुहूर्त्तात् । सम्यक्त्वमिश्रयोरावलिकां(मपि गत्वा) सम्यग्दृष्टिश्च ॥३९॥

अन्ववार्थ—तस्संतकम्मिगो=तेनी (सम्य०मिश्रनी) [1]सत्तावाळो मिथ्यादृष्टि उक्कोसगं=उ०स्थिति ७० को०को० बन्धिऊण=બાંધીને मुहुत्तन्तो=અન્તમુ૦ બાદ सम्मद्दिट्ठी उ=સમ્યગ્દૃષ્ટિ થઈને જ आवलिया=પુનઃ એક આવલિકા વીત્યા બાદ તે (ક્ષયોપ૦સમ્યગ્દૃષ્ટિ જ) सम्मत्त=સમ્યક્ત્વમોહનીયનો અને मीसगाण=મિશ્રમોહનીયનો ઉ૦સ્થિતિસંક્રમસ્વામી છે. ॥૩૯॥

भावार्थः—સમ્ય૦ અને મિશ્રની સત્તાવાળો મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટ ૭૦ કો૦કો૦ સા૦ મિથ્યાત્વસ્થિતિ બાંધીને અન્તમુ૦ મિથ્યાત્વે રહીને જ સમ્યક્ત્વ પામે. તે વખતે એ ક્ષયોપ૦સમ્યગ્દૃષ્ટિ અન્તમુ૦ ન્યૂન ૭૦ કો૦કો૦ને સમ્યક્ત્વ અને મિશ્ર એ બેમાં સંક્રમાવે, ત્યાર બાદ સંક્રમાવલિકા વીત્યા પછી ઉદયાવ૦ ઉપરની સમ્ય૦ની બે આવલિકાધિકાન્તમુ૦ ન્યૂન ૭૦ કો૦કો૦ સમ્યક્ત્વસ્થિતિને અપવર્તના કરણ વડે સમ્યક્ત્વમાંજ નીચે સંક્રમાવે, અને મિશ્રની તેટલીજ સ્થિતિને સમ્યક્ત્વમાં (પરમાં) સંક્રમાવે, અને અપવર્તના વડે સ્વસ્થાને (મિશ્રમાં) પણ નીચે સંક્રમાવે, જેથી એ રીતે ત્રણેના ઉ૦સ્થિ૦સંક્રમ સ્વામી અન્તમુ૦ વા સાધિક અન્તમુ૦ વીત્યા પછીના સમ્યગ્દૃષ્ટિ જ જાણવા. ॥૩૯॥

अवतरण—ઉ૦સંક્રમસ્વામી કહીને હવે જઘ૦સ્થિતિસંક્રમના સ્વામી કહેવાય છે—

---

૧ મિથ્યાદૃષ્ટિને બેની સત્તાવાળો કહેવાનું કારણ કે ઉ૦સ્થિતિસંક્રમ એ બેની સત્તા સાથે મિથ્યા૦નો ઉ૦સ્થિતિબંધ થવાથીજ થાય છે. અસત્તાએ જો કે નવું ક્ષયોપ૦ સમ્ય૦ પ્રાપ્ત થતા નવુ સમ્ય૦ને મિશ્ર પ્રાપ્ત થાય છે, પરન્તુ ઉ૦સ્થિતિ બાંધીને નવુ ક્ષયો૦ સમ્યક્ત્વ પામવાનો અસંભવ છે નવું ક્ષયોપ૦ સમ્ય૦ પામવાને તો મિથ્યા૦ની પોતાની સ્થિતિ પણ અંતઃ કો૦ કો૦ થવી જોઇએ, અને તે પ્રમાણે અંતઃ કોડાકોડી જેટલુ અનુત્કૃષ્ટ મિથ્યાત્વ સમ્ય૦મિશ્રમા સંક્રમવાથી સમ્ય૦મિશ્રનો સંક્રમ અનુત્કૃષ્ટ થઈ જાય છે.

અવતરણ—પૂર્વે જઘ૦ ઉ૦સ્થિતિસંક્રમ કહ્યો તે કયા જીવોને હોય ? તે કહેવા રૂપ સ્વામિત્વ પ્રરૂપણા કરવાના પ્રસંગમાં પ્રથમ આ ગાથામાં ઉ૦સ્થિતિસં૦ સ્વામિત્વ કહેવાય છે—

**बन्धाओ उक्कोसो जासिं गंतूण आलिगं परओ। उक्कोससामिओ संकमेण जासिं दुगं तासिं ॥३८॥**

**बन्धादुत्कृष्टो यासां, गत्वावलिकां परतः। उत्कृष्टस्वामिनः, संक्रमाद्यासां द्विकं तासाम् ॥३८॥**

अन्वयार्थ—जासिं=જે પ્રકૃતિઓનો उक्कोसो=ઉ૦સ્થિતિબંધ बंधाओ=બંધથી છે, તે પ્રકૃતિઓના (બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓના) उक्कोससामिओ=ઉ૦સ્થિ૦સંક્રમના સ્વામી आलिगं परओ=[1]આવલિકા (બંધાવલિકા) વીત્યા પછીના છે, અને जासिं=જે પ્રકૃતિઓની ઉ૦સ્થિતિસત્તા संकमेण=સંક્રમથી છે, तासिं=તે (સંક્રમોત્કૃષ્ટ) પ્રકૃતિઓના ઉ૦ સ્થિ૦સં૦ સ્વામી दुगं=બે આવલિકા વ્યતીત થયા પછીના (બે આવલિ વીત્યા પછીના) છે. ॥૩૮॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩૮॥

अवतरण—પૂર્વ ગાથામાં સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓના ઉ૦સં૦સ્વામી બે આવલિકા વીત્યા પછીના કહ્યા તે બાબતમાં સમ્યક્ત્વ અને મિશ્ર એ સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ માટે જે વિશેષ (અપવાદ) છે તે આ ગાથામાં દર્શાવે છે—

**तस्संतकम्मिगो बंधिऊण उक्कोसगं मुहुत्तंतो। सम्मत्तमीसगाणं आवलिया सुद्धदिट्ठी उ ॥३९॥**

---

૧ મિથ્યાત્વ બંધોત્કૃષ્ટ છે તો પણ પૂર્વોક્ત રીતિ પ્રમાણે વા ૩૯મી ગાથાની વૃત્તિમા કહ્યા પ્રમાણે આવલિકા પછીના નહિ પણ અન્તમું૦ પછીના ઉ૦સ૦ સ્વામી છે.

अन्वयार्थ—सङ्कमे=સંક્રમમાં ( મોહનીય વિના ) सत्तण्ह=સાત मूल ठिई=મૂળકર્મની સ્થિતિઓનો अजहन्नो=અજઘન્ય સંક્રમ तिहा= ત્રણ પ્રકારે ( અનાદિ ધ્રુવ અધ્રુવ ) છે, मोहे=મોહનીય કર્મનો અજઘન્ય સંક્રમ चउव्विहो=ચાર પ્રકારનો (સા૦અ૦ધ્રુ૦અધ્રુવ) છે, तेसिं= એ આઠે કર્મના सेसविगप्पा=શેષ વિકલ્પો ( ઉ૦અનુ૦જ૦ એ ત્રણ વિકલ્પો ) दुविगप्पा=બે ભેદવાળા ( સાદિ અધ્રુવ ) होंति=છે. ॥૩૬॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. વિશેષ કે–ઉ૦સ્થિતિ તે उत्कृष्ट અને તે સિવાયની જઘન્ય સહિત સર્વ સ્થિતિઓ ઉ૦ની અપેક્ષાએ अनुत्कृष्ट, તથા જઘન્ય સ્થિતિ તે जघन्य અને તે સિવાયની ઉ૦સહિત સર્વ સ્થિતિઓ अजघन्य જાણવી. ॥૩૬॥

અવતરણ—આ ગાથામાં ઉત્તર પ્રકૃતિઓના સ્થિતિસંક્રમની સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

**धुवसंतकम्मिगाणं तिहा चउद्धा चरित्तमोहाणं । अजहन्नो सेसेसु य दुहेतरासिं च सव्वत्थ ॥३७॥**

**ध्रुवसत्कर्मिकानां त्रिधा, चतुर्द्धा चारित्रमोहानाम् । अजघन्यः शेषेषु च द्विधेतरासां च सर्वत्र ॥३७॥**

अन्वयार्थ—धुवसंतकम्मिगाण=ધ્રુવ સત્કર્મ પ્રકૃતિઓનો ( ૧૦૫ ધ્રુવસત્તાવાળી પ્રકૃતિઓનો ) अजहन्नो=અજઘન્ય સ્થિતિ૦સંક્રમ तिहा=ત્રણ પ્રકારે ( અનાદિ ધ્રુવ અધ્રુવ ) છે, चरित्तमोहाण=ચારિત્રમોહનીયની ૨૫ ધ્રુવ સત્તા પ્રકૃતિઓનો અજઘન્ય સંક્રમ चउद्धा= ચાર પ્રકારે છે, य=અને એ ૧૩૦ ધ્રુવસત્તાકના सेसेसु=શેષ વિકલ્પોમાં ( ઉ૦જ૦અનુ૦ એ ત્રણ વિકલ્પોમાં ) दुहा=બે પ્રકાર ( સાદિ અધ્રુવ ) છે, च=અને इतरासिं=ઇતર-અધ્રુવસત્તાક ૨૮ પ્રકૃતિઓનો सव्वत्थ=સર્વત્ર ( ઉ૦અનુ૦જ૦અજ૦ એ ચારે વિકલ્પોમાં ) પણ [ दुहा=બે પ્રકાર (સાદિ અધ્રુ૦) ] છે. ॥૩૭॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૩૭॥ ॥ इति स्थितिसंक्रमे साद्यादिप्ररूपणा ॥

सेसियाण=શેષ ૩૨ પ્રકૃતિઓનો पल्लस्स=પલ્યોપમનો असंखियतमो भागो=અસંખ્યાતમો ભાગ જ૦સ્થિ૦સંક્રમ છે, અને સર્વત્ર जट्ठिइगो=યત્સ્થિતસંક્રમ-યત્સ્થિતિ આવલિકા આદિ સહિત છે ॥૩૫॥

भावार्थ—નામત્રયોદશક વર્જીને નામની ૯૦ અને ૨ વેદનીય ૨ ગોત્ર મળી ૯૪ પ્રકૃતિઓનો છેલ્લો સંક્રમ સયોગિકેવળી ગુણસ્થાનકના છેલ્લે સમયે થાય છે, અને તે ચરમ સમયે એ ૯૪ પ્રકૃતિઓની સ્થિતિ સત્તા અંતર્મુહૂર્ત્ત પ્રમાણ હોય છે, ઉદયાવલિકા રહિત તે અંતર્મુહૂર્ત્ત પ્રમાણસ્થિતિને તે સયોગિના ચરમ સમયે સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તી ઉદયવતી ૧૨ પ્રકૃતિઓની સ્થિતિસત્તા અયોગિના કાળ પ્રમાણ અને શેષ પ્રકૃતિઓની સ્થિતિ સત્તા સમયન્યુન અયોગિના કાળ પ્રમાણ કરે છે માટે જ૦સ્થિતિ૦સંક્રમ ઉદયાવ૦રહિત અન્તર્મુ૦ પ્રમાણ છે, અને યત્સ્થિતિ ઉદયા૦સહિત અન્તર્મુ૦ પ્રમાણ છે. શેષ સ્ત્યાનર્દ્ધિ ૩-મિથ્યાત્વ-મિશ્ર-પહેલા ૧૨ કષાય-નપુ૦-સ્ત્રી-નરક ૨-તિર્યગ્ ૨-જાતિ ૪-સ્થા૦-સૂક્ષ્મ-આતપ-ઉદ્યોત-સાધારણ-એ ૩૨ પ્રકૃતિઓનો પોતપોતાના ક્ષય વખતે જે છેલ્લો પ્રક્ષેપ પલ્યોપમાસંખ્યેયભાગ પ્રમાણ થાય છે, તે જ૦સ્થિતિસંક્રમ છે, અને યત્સ્થિતિ ઉદયાવલિકા સહિત પલ્યાસંખ્યભાગ પ્રમાણ જાણવી. અહિં અપવાદ એ છે કે—સ્ત્રીવેદ અને નપું૦વેદનો જ૦ સંક્રમ અંતરકરણમાં થતો હોવાથી અંતરકરણના અન્તર્મુ૦ સહિત પલ્યાસંખ્યેયભાગ જ૦યત્સ્થિતિ જાણવી. ॥૩૫॥ ॥ इति जघन्य स्थितिसंक्रम प्रमाणम् ॥

अवतरण—ઉ૦ જ૦સ્થિતિસંક્રમ કહીને હવે સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે, ત્યાં આ ગાથામાં પ્રથમ મૂળપ્રકૃતિઓના સ્થિતિસંક્રમની સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

**मूलठिई अजहन्नो सत्तण्ह तिहा चउव्विहो मोहे। सेस विगप्पा तेसिं दुविगप्पा संकमे होंति ॥३६॥**

मूलस्थितीनामजघन्यः सप्तानां त्रिधा, चतुर्विधो मोहे। शेषविकल्पास्तेषां, द्विविकल्पाः संक्रमे भवन्ति ॥३६॥

સ્થિતિમાં છે. માટે સંક્રમતી સંખ્યાતવર્ષની સ્થિતિમાં અન્તરકરણની અન્તમુ૦ સ્થિતિ ઉમેરતાં સાધિક સંખ્યાતવર્ષ વા અન્તમુ૦
અધિક સંખ્યાતવર્ષ હાસ્યછક્કની યત્સ્થિતિ છે. તથા પુરૂષવેદની ૮ વર્ષ, સં૦ક્રોધનો ૨ માસ, સં૦માનનો ૧ માસ, અને સં૦માયાનો
૦॥ માસ જે જ૦સ્થિતિબંધ છે, તે અન્તમુ૦ અબાધાકાળ યુક્ત છે. છેલ્લા સંક્રમ વખતે અબાધામાં પૂર્વબદ્ધ પણ કર્માણુઓ
હોય નહિં, અબાધાથી ઉપર હોય છે, માટે અબાધાથી ઉપરના અંતર્મુહૂર્ત્ત ન્યૂન ૮ વર્ષ આદિકનો જ સંક્રમ પરપ્રકૃતિમાં (ક્રોધા-
દિકમાં) થાય છે, જેથી એ પાંચનો જ૦સંક્રમ અન્તમુ૦અબાધા રહિત ૮ વર્ષ આદિક છે. અને યત્સ્થિતિ (સર્વસ્થિતિ) તો અબાધા
સહિત જ ગણાય માટે જ૦સ્થિતિબંધ જેટલી ગણીને પુનઃ તેમાંથી બંધાવલિકા અને સંક્રમાવલિકા બાદ કરવી, કારણ કે પુરૂષવે-
દાદિકની છેલ્લા સમયે બંધાવલી ૮ વર્ષાદિ સ્થિતિ બંધાવલિકા વીત્યા પછી એક આવલિકા સુધી સંક્રમે, ત્યાં એ સંક્રમાવલિકાના
છેલ્લા સમયે જ૦સ્થિતિસંક્રમ પ્રાપ્ત થાય છે, માટે એ પાંચની યત્સ્થિતિ બે આવલિકા રહિત અને અબાધા જોડતા જેટલી થાય
તેટલી જઘન્ય સ્થિતિ સંક્રમકાલે યત્સ્થિતિ છે. ॥૩૫॥

अवतरण—પૂર્વે જ્ઞાનાવરણીયાદિ ૩૨ પ્રકૃતિઓનો જ૦સ્થિતિસંક્રમ તથા જ૦યત્સ્થિતિ કહીને હવે કેવલિને સત્તાગત ૯૪ તથા શેષ ૩૨ પ્રકૃતિઓનો જ૦સંક્રમ અને જ૦યત્સ્થિતિ આ ગાથામાં કહે છે.

**जोगंतियाण अंतोमुहुत्तिओ सेसियाण पल्लस्स । भागो असंखियतमो जट्ठिइगो आलिगाइ सह ॥३५॥**

योग्यन्तिकानामान्तर्मुहूर्त्तिकः शेषाणां पल्यस्यासंख्येयतमभागः यत्स्थितिक आवलिकया सह ॥३५॥

अन्वयार्थ—जोगंतियाण=સયોગીકેવલિમાં અન્તિમ સંક્રમવાળી પ્રકૃતિઓનો अन्तोमुहुत्तिओ=અન્તમુ૦ જ૦સ્થિતિસંક્રમ છે, અને

સ્વભાવજ એવો છે કે નિદ્રાદ્વિકના જ૦સંક્રમ વખતે એક આવલિકાને બદલે અસંખ્યભાગાધિક બે આવલિકા જેટલી સ્થિતિ બાકી રહે ત્યારે જ જઘન્ય સ્થિતિ સંક્રમ થાય છે, પરન્તુ જ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિઓની માફક ઉપરના એક સમયનો સંક્રમ સમયાધિક આવલિકા શેષ રહે છે અને થાય છે તેમ થતો નથી. ×તથા હાસ્યષટ્કના ક્ષયકાળે અપવર્ત્તના સંક્રમથી હાસ્યષટ્કની સ્થિતિ જ્યારે સંખ્યાતવર્ષ પ્રમાણ બાકી રહે છે તે વખતે વ્યાઘાતી અપવર્તના બંધ થતાં એ સંખ્યાતવર્ષનો સંક્રમ સં૦ક્રોધમાં (પરપ્રકૃતિમાં) થાય છે, માટે હાસ્યષટ્કનો જ૦સ્થિ૦સંક્રમ સંખ્યાતવર્ષ છે અને યત્સ્થિતિ કેટલી છે? તે ૩૪મી ગાથામાં કહેશે ॥૩૩॥

**सोणमुहुत्ता जाट्ठिइ जहन्नबंधो उ पुरिससंजलणे । जट्ठिइ सगऊणजुत्तो आवालिगदुगूणओ तत्तो ॥३४॥**

**सोनमुहूर्त्ता यत्स्थितिर्जघन्यबन्धस्तु पुरुषसंज्वलनानाम् । यत्स्थितिः स्वकीयोनयुक्त आवलिकाद्विकोनस्ततः ॥३४॥**

अन्वयार्थ—सोणमुहुत्ता-અન્તર્મુહૂર્ત્ત અધિક તેજ સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિતિ હાસ્યછક્કની યત્સ્થિતિ છે. उ=પુનઃ पुरिस=પુરૂષવેદ અને सजलणे=ત્રણ સંજ્વલન કષાયોનો જે जहन्नबंधो=જ૦સ્થિતિબંધ છે તેજ અન્તર્મુ૦અબાધા ન્યૂન જ૦સ્થિતિસંક્રમ છે, અને सगऊणजुत्तो=પોતાની અબાધા જે ન્યૂન કરી છે તે પુનઃ યુક્ત કરતા જેટલી થાય तत्तो=તે માંથી પણ आवलिगादुगूणओ=બે આવલિકા ન્યૂન जट्ठिइ=યત્સ્થિતિ છે ॥૩૪॥

ભાવાર્થ—હાસ્યછક્કનો જઘન્યસ્થિતિ૦સંક્રમ હાસ્યછક્કના અન્તરકરણમાં હોય છે, અને અન્તરકરણ જેટલી (અન્તર્મુ૦)ની સ્થિતિ કર્માણુ રહિત હોય છે, અર્થાત્ અન્તર્મુ૦ પ્રમાણ અન્તરકરણ સ્થિતિમાં કર્માણુઓ નથી, અને અન્તરકરણથી ઉપર સંખ્યાતવર્ષની

× એ ૨૨ પ્રકૃતિઓનો જ૦સ્થિતિસંક્રમ અપવર્તનાથી સ્વમાં છે, અને હાસ્યાદિકનો જ૦સ્થિતિસંક્રમ પરપ્રકૃતિમાં છે તે કહે છે.

आवरणविघ्नदर्शनचतुष्कान्तिमलोभवेदकायुषाम् । एकास्थितिर्जघन्यो यत्स्थितिः समयाधिकावलिका ॥३२॥

अन्वयार्थ—आवरण=५ જ્ઞાનાવ૦, विग्घ=५ અન્તરાય, दसणचउक्क=૪ દર્શના૦, लोभंत=અંતિમ લોભ (સં૦લોભ), वेयग=વેદક—ક્ષયો૫૦ સમ્યક્ત્વ (સમ્યકત્વમોહનીય), आउणं=૪ આયુ૦ એ ૨૦ પ્રકૃતિઓનો जहन्नो=જઘ૦સ્થિતિ સંક્રમ एगा=એક ठिई=સ્થિતિ (૧ સમય) છે, અને તે વખતે जट्ठिई=યત્સ્થિતિ समय अहिग आवलिगा=સમય અધિક એક આવલિકા છે. ॥૩૨॥

भावार्थ—એ ૨૦ પ્રકૃતિઓ પોત પોતાના ક્ષય કાળે જ્યારે સમયાધિક આવલિકા જેટલી બાકી રહે છે, ત્યારે પ્રારંભની એક આવલિકા ઉદયાવલિકા છે, અને તે સર્વ કરણ અયોગ્ય છે, જેથી અન્યત્ર સંક્રમતી નથી, કેવળ ઉપરની એક સમયમાત્ર સ્થિતિ અપવર્ત્તના સંક્રમવડે પોતાની ઉદયાવ૦માં દેશભાગમાં સંક્રમે છે, માટે જ૦સંક્રમ ૧ સમય અને જ૦યત્સ્થિતિ સમયાધિકઆવલિકા છે. ॥

## निद्दादुगस्स एक्का आवलिगदुगं असंखभागो य । जट्ठिइ हासच्छक्के संखिज्जाओ समाओ य ॥३३॥

निद्राद्विकस्यैकावलिकाद्विकमसंख्यभागश्च । यत्स्थितिः हास्यषट्के संख्येयाः समाश्च ॥३३॥

अन्वयार्थ—निद्दादुगस्स=નિદ્રાદ્વિકનો જ૦સ્થિતિસંક્રમ एक्का=એક સ્થિતિ (એક સમય) પ્રમાણ य=અને जट्ठिइ=યત્સ્થિતિ आवलिगदुगं=બે આવલિકા य=અને તે ઉપરાન્ત असखभागो=(આવલિકાનો) અસંખ્યાતમો ભાગ છે, તથા हासछक्के=હાસ્ય છટ્કનો જ૦સ્થિતિસંક્રમ संखिज्जाओ=સંખ્યાત समाओ=વર્ષ પ્રમાણ છે.

भावार्थः—નિદ્રાદ્વિકની ક્ષયકાળે જ્યારે સમયાધિક આવ૦અસં૦ ભાગાધિક બે આવલિકા જેટલી સ્થિતિ બાકી રહે ત્યારે અપવર્ત્તના સંક્રમ વડે સર્વોપરિ એક સમયમાત્ર સ્થિતિ સર્વથી નીચેની આવ૦ના નીચેના ૧।૩ ભાગમાં સક્રમે છે. અહિં વસ્તુ

કહ્યો છે તેમાં વર્જેલી ઉદયાવલિકા ઉમેરતાં ૨ આવલિકાહીન ઉ૦યત્સ્થિતિ થાય છે. તથા ૪ આયુબંધોત્કૃષ્ટ છે તેથી આયુનો જે સંક્રમ પૂર્વે કહ્યો છે તેમાં બંધોત્કૃષ્ટમાં કહ્યા પ્રમાણે એક આવલિકાહીન કરી અબાધાકાળ ઉમેરતાં જે સ્થિતિ થાય તેટલી આયુષ્યની યત્સ્થિતિ જાણવી. કારણકે આયુષ્યનો બંધ પ્રવર્તતાં પ્રથમ સમયે જે સ્થિતિ બાંધી તે એક બંધાવલિકા સુધી સંક્રમે નહિં, બંધાવલિકા વીત્યા બાદ ઉદ્વર્તના અને નિર્વ્યાઘાત ભાવી અપવર્તના પ્રવર્તે છે. માટે એક આવલિકાહીન અબાધાસહિત સર્વ સ્થિતિ (એક આવલિકાહીન પૂર્વક્રોડ વર્ષનો ૧/૩ ભાગ અને ૩૩ સાગરોપમ ઈત્યાદિ જેટલી) આયુષ્યની યત્સ્થિતિ છે. એ પ્રમાણે બંધાવલિકા વીત્યા બાદ અપવર્તના સંક્રમ વડે પણ ઉપરની સ્થિતિઓને નીચેની પોતાની સ્થિતિઓમાં જ સંક્રમાવે તે વખતે યત્સ્થિતિ પણ એક આવલિકા હીન અબાધાસહિત ૩૩ સાગરો૦ ઈત્યાદિ હોય. અહિં અબાધા તો જ્ઞાનાવ૦ આદિની પણ છે, તો પણ આયુષ્યની યત્સ્થિતિમાં અબાધાને વિશેષિત કરવાનું કારણ એ કે-આયુષ્યની સ્થિતિનો વ્યપદેશ વિશેષતઃ ઉદયસ્થિતિ જેટલો (૩૩ સાગરો૦-૩ પલ્ય) અબાધા રહિત કહેવામાં આવ્યો છે, માટે સ્થિતિસંક્રમમાં વા યત્સ્થિતિમાં ઉદયસ્થિતિ માત્ર ન ગણતાં સત્તાસ્થિતિ જ ગણવી એમ જણાવવા માટે છે. સત્તા સ્થિતિ ગણવાનુ કારણ જે સમયે ભવિષ્યના આયુનો બંધ શરૂ થાય છે તે સમયથી એક આવલિકા ગયા બાદ કરણ લાગુ પડે છે. ઉદ્વર્તનાવડે વધે છે તેમ નિર્વ્યાઘાત અપવર્તના વડે ઘટે પણ છે. ॥૩૧॥

॥ ઇતિ ઉત્કૃષ્ટસ્થિતિસંક્રમપ્રમાણમ્ ॥

અવતરણ—એ પ્રમાણે ઉ૦સ્થિતિસંક્રમ કહીને હવે जघन्यस्थिति संक्रम प्रमाण કહેવાય છે. ત્યાં જઘ૦સ્થિતિસંક્રમ સ્વમાં અને પરમાં એમ બે પ્રકારે છે, ત્યા પ્રથમ સ્વપ્રકૃતિમાં જઘ૦સ્થિતિસંક્રમ કેટલો થાય તે કહેવાય છે.

**आवरणविग्घदंसणचउक्कलोभंतवेयगाऊणं । एगा ठिई जहन्नो जट्ठिइ समयाहिगावलिगा ॥३२॥**

**सव्वासिं जट्ठिइगो सावलिगो सो अहाउगाणं तु । बंधुक्कस्सुक्कोसो साबाहाठिई य जट्ठिइगो ॥३१॥**

सर्वासां यत्स्थितिकः सावलिकः स अथायुष्कानां तु । बन्धोत्कृष्ट उत्कृष्टः साबाधास्थितिर्यत्स्थितिकः ॥३१॥

अन्वयार्थ—सव्वासि=સર્વ પ્રકૃતિઓનો सावलिगो=આવલિકા સહિત सो=તે સંક્રમ जट्ठिइगो=યત્સ્થિતિ સંક્રમ જાણવો. अह=હવે आउगाणं तु=ચાર આયુષ્યનો बंधुक्कोस=બન્ધોત્કૃષ્ટ પ્રકૃતિઓને અનુસારે उक्कोस=ઉત્કૃષ્ટ जट्ठिइगो=યત્સ્થિતિ સંક્રમ साबाहा=અબાધા સહિત ठिई य=સ્થિતિ જેટલો જાણવો ॥૩૧॥

ભાવાર્થ:—સંક્રમતી વખતે જેટલી સ્થિતિ વિદ્યમાન હોય તેટલી સ્થિતિ યત્સ્થિતિ કહેવાય, અને તેટલી સ્થિતિસત્તાવાળી પ્રકૃતિનો જે સંક્રમ તે યત્સ્થિતિસંક્રમ કહેવાય. તાત્પર્ય એ છે કે–સંક્રમતી વખતે વિદ્યમાન સર્વ સ્થિતિ તે યત્સ્થિતિ કહેવાય, અને તે સ્થિતિ સંપૂર્ણ સંક્રમતી નથી, પરન્તુ તે માંથી અમુક ભાગ (ઉદયાવલિકા આદિ) છોડીને સંક્રમે છે, જેથી યત્સ્થિતિ અને સંક્રમસ્થિતિ બન્ને સરખી નથી. તેમાં સંક્રમસ્થિતિનું પ્રમાણ તે પૂર્વે કહેવાઈ ગયુ છે, હવે યત્સ્થિતિનુ પ્રમાણ કહેવાય છે, તે આ પ્રમાણે–આયુષ્ય વિના કોઈપણ પ્રકૃતિઓની જેટલી સ્થિતિ સંક્રમદ્વારા અન્યત્ર જાય છે તેનાથી એક આવલિકા અધિક સ્થિતિ તે પ્રકૃતિમાં તે સમયે વિદ્યમાન હોય છે. કારણ કે કોઈપણ સમયે ઉદયાવલિકા રૂપ એક આવલિકા જેટલી સ્થિતિ વર્જીને જ શેષસ્થિતિ અન્યત્ર સંક્રમે છે, માટે સંક્રમસ્થિતિથી યત્સ્થિતિ સર્વદા એક આવલિકા જેટલી અધિકજ હોય છે. જેથી બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ યત્સ્થિતિ એક આવલિકાહીન ૨૦ કો૦કો૦ ઈત્યાદિ ઉ૦સ્થિતિપ્રમાણ છે, અને સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની ઉ૦સ્થિતિ બે આવલિકાહીન ૨૦ કો૦કો૦ ઈત્યાદિ ઉ૦સ્થિતિપ્રમાણ છે, કારણ કે બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦સંક્રમ ૨ આવલિકાહીન હોવાથી તે ઉ૦સંક્રમમાં છોડેલી ઉદયા૦ સહિત કરતાં ૧ આવ૦હીન (બંધાવ૦હીન) ઉ૦યત્સ્થિતિ થાય છે, અને સંક્રમોત્કૃષ્ટનો સંક્રમ ૩ આવલિકાહીન

ઉ૦સ્થિતિસંક્રમ अन्तोकोडाकोडी=અન્તઃ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. ॥૩૦॥

ભાવાર્થ—ત્રણે દર્શનમોહનીયની સત્તાવાળો જીવ મિથ્યાત્વની ૭૦ કો૦કો૦ ઉ૦સ્થિતિ બાંધીને અન્તમુ૦ સુધી અવશ્ય મિથ્યાત્વમાંજ રહીને અને ત્યારબાદ સમ્યક્ત્વ પામી મિથ્યાત્વની અન્તમુ૦ હીન ૭૦ કો૦કો૦ સ્થિતિને સમ્યક્ત્વમાં અને મિશ્રમાં સંક્રમાવે. ત્યાં સંક્રમાવલિકા વીત્યા બાદ ઉદયાવલિકાથી ઉપરની (અન્તમુ૦ અને ૨ આવલિકાહીન ૭૦ કો૦કો૦) સમ્યક્ત્વની સ્થિતિને અપવર્તના કરણવડે સમ્યક્ત્વમાં જ નીચે સંક્રમાવે, અને મિશ્રની સ્થિતિને પણ સંક્રમાવલિકા વીત્યા બાદ ઉદયાવલિકાથી ઉપરની તેટલીજ સ્થિતિને સમ્યક્ત્વમાં (પર પ્રકૃતિમાં) સંક્રમાવે, તેમજ અપવર્ત્તનાકરણ વડે પોતાની પ્રકૃતિમાં (મિશ્રમાં) નીચે સંક્રમાવે, જેથી મિથ્યા૦નો ઉ૦સ્થિતિસંક્રમ અન્તમુ૦હીન, અને સમ્ય૦નો તથા મિશ્રનો બે આવલિકા અધિક અંતમુહૂર્ત્તહીન ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ થાય છે.

તથા આહારક અને તીર્થંકર નામનો સ્થિતિબંધ અન્તઃ કો૦કો૦ સાગરોપમ છે. તેમજ સંક્રમથી પણ અંતઃ કો૦કો૦ સાગરોપમ સ્થિતિસત્તા થાય છે, પરન્તુ મૂળપ્રકૃતિ તુલ્ય ૨૦ કો૦કો૦સા૦ સ્થિતિસત્તા થતી નથી. તો પણ તે સંક્રમોત્કૃષ્ટ જ ગણાય. કારણકે સાસ્વાદનથી પ્રારંભીને અનિવૃત્તિ સુધી ઉ૦સ્થિતિબંધ પણ અંતઃ કો૦કો૦ નો જ થાય છે અને આ પ્રકૃતિઓમાં જિનનામ ચોથેથી અને આહારક સાતમેથી બંધાય છે. તફાવત એ છે કે-ઉ૦ બંધની અંતઃકોડાકોડીથી ઉ૦ સંક્રમથી થયેલી અંતઃકો૦કો૦ સત્તા સંખ્યાતગુણી ગુણી અધિક જાણવી. ॥૩૦॥

અવતરણ—હવે બંધોત્કૃષ્ટ અથવા સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સ્થિતિ જે સમયે અન્યત્ર સંક્રમે તે સમયે પોતાની સ્થિતિસત્તા કેટલી હોય છે ! તે આ ગાથામાં દર્શાવાય છે.

એ પ્રમાણે દેવદ્વિકમા ૫૦ અદલે ૮૦ સ્થિતિઓ થઇ તેમાં ૧૦ ઉદયા૦ શુદ્ધ છે. ૪૦ દેવનરક મનુષ્ય ત્રિમિશ્રિત, ૧૫ મનુ૦ દેવિ મિશ્રત છે, અને ૧૫ શુદ્ધ નરકાગત છે અંહિં શુદ્ધ વા નરકાગત કહી તે સ્પષ્ટ સમજવા માટે છે, અન્યથા ઉદ્વર્તના અપવર્ત્તના વડે એ સ્થિતિઓ શુદ્ધ રહેતી નથી, તથા મનુષ્યની સ્થિતિઓ દેવમાં ૭૦ સંક્રમી તે મૂળ નામકર્મના ૧૦૦ ની અપેક્ષાએ ત્રણ આવલિકા હીન સંક્રમવાથી ત્રિઆવલીકા હીન સ્થિતિ સંક્રમ સંક્રમોત્કૃષ્ટનો એ રીતે જાણુંવો.

અપવાદ—ગાથામાં કહેલા सत्तरि પદથી મિથ્યાત્વનો પણ (બંધોત્કૃષ્ટનો) બે આવલિકાહીન સંક્રમ કહ્યો, પરન્તુ મિથ્યાત્વનો ઉ૦ સ્થિતિસંક્રમ અન્તર્મુ૦ ન્યૂન જાણવો. કારણ કે-મિથ્યાત્વની ૭૦ કો૦કો૦સા૦ ઉ૦ સ્થિતિ બંધાયા બાદ જીવ જઘન્યથી પણ અન્તર્મુ૦ સુધી અવશ્ય મિથ્યાત્વેજ રહે, ત્યાર બાદ સમ્યક્ત્વ પામીને તે અન્તર્મુ૦ ન્યૂન ૭૦ કો૦કો૦ સ્થિતિસત્તાને સમ્યક્ત્વ મોહનીયમાં અને મિશ્ર મોહનીયમાં સંક્રમાવે છે, તે કારણથી મિથ્યાત્વ બંધોત્કૃષ્ટ હોવા છતાં પણ એનો ઉ૦ સંક્રમ અન્તર્મુ૦ હીન હોય છે.

અવતરણ—પૂર્વ ગાથામાં બંધયોગ્ય પ્રકૃતિઓના ઉ૦સ્થિતિસંક્રમનું પ્રમાણ કહીને હવે આ ગાથામાં નહિં બંધાતી પ્રકૃતિઓ (મિશ્ર-સમ્ય૦)ના ઉ૦સ્થિતિ સંક્રમનુ પ્રમાણ કહે છે.

**मिच्छत्तस्सुक्कोसो भिन्नमुहुत्तूणगो उ सम्मत्ते । मिस्सेवंतोकोडाकोडी आहारातित्थयरे ॥३०॥**

**मिथ्यात्वस्योत्कृष्टो भिन्नमुहूर्त्तोनस्तु सम्यक्त्वस्य । मिश्रस्यैवं अन्तःकोटीकोटय आहारकतीर्थकरयोः ॥३०॥**

अन्वयार्थ—मिच्छत्तस्य=મિથ્યાત્વનો उक्कोसो=ઉ૦સ્થિતિસંક્રમ भिन्नमुहुत्तूणगो उ=અન્તર્મુ૦ ન્યૂન જ હોય છે, सम्मत्ते=સમ્ય૦મોહનો, અને मिस्से=મિશ્રમોહનોપણ एवं=એ પ્રમાણે અન્તર્મુ૦હીન છે. તથા आहार=આહારકદ્વિક (સપ્તક) અને तित्थयरे=તીર્થંકર નામકર્મનો

## બંધોત્કૃષ્ટાની બે આવલિકાહીન સ્થિતિસંક્રમની સ્થાપના.







ઉપરના આલેખમા નરકદ્વિકની ૨૦ કો૦ કો૦ પ્રમાણ "અ ડ" સ્થિતિમાથી બધાવલિકા ૧૦ સમયબાદ જતાં ૯૦ સમયની સ્થિતિમાંથી ૧૦ સમયની ઉદયા૦ ઉપરાન્તની ક ડ [૮૦ સ્થિતિઓ] મનુષ્યદ્વિકની "અ બ" ઉદયાવ૦ રહિત "બ ક" ૬૫ સ્થિતિમાં સંક્રમતા મનુષ્યદ્વિકની ૯૦ સમયપ્રમાણ સ્થિતિ થઇ, જેમા ૧૦ સમયપ્રમાણ અ બ ઉદયાવલિકા શુદ્ધ મનુષ્યસ્થિતિ છે, અને તે ઉપરની "બ ક" ૬૫ સ્થિતિઓ મનુષ્ય અને નરક મિશ્રિત છે, અને તે ઉપરાન્ત "ક ય" ૧૫ સ્થિતિઓ શુદ્ધ નરકાગત છે.






આદિ સ્થિતિઓ પોતપોતાના સંક્રમ વખતે એક આવલિકાહીન સત્તાવાળી હોય છે, વળી એ બંધાવલિકા વીત્યા બાદ અન્યમાં સંક્રમતી વખતે સત્તાગત (આવલિકા હીન) સર્વસ્થિતિ સંક્રમતી નથી, પરન્તુ એમાંથી ઉદયાવલિકા પણ સર્વકરણને અયોગ્ય હોવાથી તે આવલિકા પણ સંક્રમતી નથી, માટે એ ઉદયાવલિકા ઉપરની કુલ બે આવલિકા ન્યૂન જેટલી ઉ૦સ્થિતિ સ્વમાં કે પરમાં સંક્રમે છે, જેથી એ બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦સ્થિતિસંક્રમ બે આવલિકા હીન કહ્યો છે. ઉદાહરણ તરીકે—નરકદ્વિકની ૨૦ કો૦ કો૦ સાગરોપમ સ્થિતિ (બંધોત્કૃષ્ટ હોવાથી સ્વમૂલસ્થિતિ તુલ્ય સ્થિતિ) બંધાયા બાદ બંધાવલિકા વીત્યા પછી ઉદયાવલિકા ઉપરની કુલ બે આવ૦ હીન ૨૦ કો૦ કો૦ સ્થિતિને ૧૫ કો૦ કો૦ સા૦ પ્રમાણ બંધાતા મનુષ્યદ્વિકમાં મનુ૦દ્વીકની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે છે, જેથી નરકદ્વિકનો ઉ૦સ્થિતિ સંક્રમ બે આવલિકા હીન ૨૦ કો૦ કો૦ સાગરો૦જેટલો ગણાય, અને સંક્રમના પ્રથમ સમયે મનુષ્યદ્વિકની સ્થિતિસત્તા (સ્વબંધથી) જે ૧૫ કો૦કો૦ હતી તે નરકદ્વિકના સંક્રમથી પોતાની પ્રારંભની ઉદયાવલિકા સહિત ગણતાં એક આવલિકાહીન ૨૦ કો૦કો૦સાગરો૦ જેટલી થઈ, અને એજ કારણથી મનુષ્યદ્વિક સંક્રમોત્કૃષ્ટ ( અર્થાત્ સંક્રમથી જ ઉ૦સ્થિતિસત્તાવાળું ) ગણાય, પણ બંધોત્કૃષ્ટ નહિ.

તથા સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦સ્થિતિસંક્રમ ત્રણ આવલિકાહીન હોય છે, તે આ પ્રમાણે—ઉપર કહ્યા મુજબ મનુષ્યદ્વિક સંક્રમોત્કૃષ્ટ છે, એટલે નરકદ્વિકના સંક્રમવાથી એમાં જે એક આવલિકા હીન ૨૦ કો૦કો૦ સ્થિતિસત્તા થઈ છે, તે પુનઃ દેવદ્વિકમાં સંક્રમે તો સંક્રાન્ત નરકદ્વિકની સંક્રમાવલિકા વીત્યા બાદ અનન્તર સમયે બંધાતા ૧૦ કો૦કો૦ પ્રમાણવાળા દેવદ્વિકમાં સંક્રમે, અને તે પણ મનુ૦દ્વિકની ઉદયાવલિકા છોડીને ઉપરની સ્થિતિ જ સંક્રમે, જેથી ત્રણ આવલિકાહીન ૨૦ કો૦કો૦ જેટલો મનુષ્ય દ્વિકનો સંક્રમ દેવદ્વિકમાં થયો, તેથી સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦સ્થિતિસંક્રમ ત્રણ આવલિકાહીન કહ્યો તે યુક્ત છે.

સંક્રમ અલિગદુગહા=બે આવલિકાહીન થાય છે ચિ=અને સેસાણ=શેષ ( સંક્રમોત્કૃષ્ટ ) કર્મોનો આલિગતિગૂણો=ત્રણ આવલિકાહીન ઉ૦ સ્થિતિબંધ જેટલો થાય છે. ॥૨૯॥

ભાવાર્થઃ—જ્ઞાના૦ ૫-દર્શના૦ ૯-અન્ત૦ ૫-આયુ ૪-અશાતા-નરક ૨-તિર્ય૦ ૨-એકે૦-પંચે૦-તૈ૦ ૭-ઔદા૦ ૭-વૈ૦ ૭-નીલ તિકત રહિત અશુભવર્ણાદિ ૭-અગુ૦-પરા૦-ઉપ૦-ઉચ્છ્વાસ-આતપ-ઉદ્યોત-નિર્માણ-હુંડક-સેવાર્ત-કુખગતિ-સ્થા૦-ત્રસ ૪-અસ્થિર ૬-નીચ-કષાય ૧૬-મિથ્યા૦ એ ૯૭ પ્રકૃતિ બન્ધોત્કૃષ્ટ છે, અર્થાત્ પોતાની મૂળપ્રકૃતિના ઉ૦સ્થિતિબંધ જેટલીજ એ ઉત્તરપ્રકૃતિઓની પણ ઉ૦સ્થિતિ બંધાય છે, અને શેષ ૬૧ પ્રકૃતિઓની ઉ૦સ્થિતિ પોતાની મૂળપ્રકૃતિના ઉ૦સ્થિતિબંધ જેટલી બંધાતી નથી, હીન સ્થિતિ બંધાય છે, છતાં એમાં મૂળપ્રકૃતિ જેટલા બંધવાળી બીજી ( બંધોત્કૃષ્ટ ) પ્રકૃતિઓના સંક્રમથી એ ન્યૂનસ્થિતિબંધવાળી પ્રકૃતિની સ્થિતિ સત્તા સંક્રમતી પ્રકૃતિના જેટલીજ સર્વોત્કૃષ્ટ ( બંધોત્કૃષ્ટ જેટલી અથવા સ્વમૂલપ્રકૃતિની સ્થિતિ જેટલી ) થઈ જવાથી એ પ્રકૃતિઓ સંક્રમોત્કૃષ્ટ કહેવાય છે, અર્થાત્ બીજી પ્રકૃતિના સંક્રમ વડે એની ઉ૦સ્થિતિ થાય છે, પરન્તુ બંધાતી વખતે ઉ૦સ્થિતિ બંધાતી નથી. એ પ્રમાણે અહિં બંધોત્કૃષ્ટ અને સંક્રમોત્કૃષ્ટ એ બે પ્રકારની પ્રકૃતિઓ કહી. એમાં આયુષ્યની બે પ્રકૃતિઓ જો કે સ્વમૂળપ્રકૃતિ જેટલા સ્થિતિબંધવાળી નથી તો પણ સંક્રમ વડે ઉ૦સ્થિતિ સત્તા ન થવાથી તિર્યગાયુ નરાયુને પણ બંધોત્કૃષ્ટ તરીકે ગણાવ્યાં છે, અને દેવાયુ નરકાયુ તો બંધોત્કૃષ્ટ છે જ,

પૂર્વોક્ત બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો ઉ૦સ્થિતિસંક્રમ પોતાના ઉ૦સ્થિતિબંધથી બે આવલિકા જેટલો ન્યૂન કહ્યો છે, તે આ પ્રમાણે—કોઈપણ સ્થિતિ બંધાયા બાદ એક આવલિકા ( બંધાવલિકા ) જેટલો કાળ વીત્યા પછી જ સ્વપ્રકૃતિમાં કે પરપ્રકૃતિમાં સંક્રમવા યોગ્ય થાય છે, એટલે એક આવલિકા ગયા બાદ જ સંક્રમ શરૂ થઈ શકે છે, જેથી વિવક્ષિત સમયે બંધયલી ૨૦-૩૦ કો૦કો૦

કરવા તે उद्वर्तना, તથા તેજ પ્રકૃતિરૂપે કાયમ રાખી અલ્પ સ્થિતિવાળા કરવા તે अपवर्तना, અને વિવક્ષિત પ્રકૃતિના કર્માણુઓને તે પ્રકૃતિરૂપે કાયમ ન રાખતાં અન્યપ્રકૃતિરૂપે બનાવતાં સ્થિતિ પણ અન્યપ્રકૃતિરૂપેજ થાય-ગણાય. માટે એ રીતે સ્થિતિને અન્યપ્રકૃતિમાં લઈ જવી તે प्रकृत्यन्तरनयन સ્થિતિસંક્રમ કહેવાય. અહિં કર્માણુઓથી કર્માણુઓનો કાળ જૂદી વસ્તુ નથી, તેથી તે પ્રકૃતિને તે પ્રકૃતિરૂપે કાયમ રાખી કેવળ સ્થિતિનેજ બીજી પ્રકૃતિમાં લઈ જવાય નહિ, માટે ત્રીજા પ્રકારના સ્થિતિસંક્રમમાં સ્થિતિ લઈ જવી એટલે તે સ્થિતિવાળા કર્માણુઓને અન્યપ્રકૃતિમાં લઈ જવા એવો અર્થ જાણવો. અર્થાત્ કાળ અરૂપી છે તેનો સંક્રમ હોય નહિં, તેથી સ્થિતિનો સંક્રમ એટલે તે સ્થિતિવાળા કર્મપરમાણુઓને પોતાનીજ પ્રકૃતિમાં નીચેથી ઉપાડી અધિક સ્થિતિવાળા પરમાણુઓ સાથે ભેળવી દેવા તે उद्वर्तना स्थितिसंक्रम, અને પોતાનીજ પ્રકૃતિમાં ઉપરથી ઉતારી નીચે અલ્પસ્થિતિવાળા પરમાણુઓ સાથે ભેળવી દેવા તે अपवर्तना स्थितिसंक्रम, અને અન્યપ્રકૃતિમાં લઈ જવા તે प्रकृत्यन्तर स्थितिसंक्रम જાણવો, એમાં પહેલા બે પ્રકારનો स्वसंक्रम અને ત્રીજો સંક્રમ परसंक्रम કહેવાય છે. ॥૨૮॥

અવતરણ—એ પ્રમાણે સ્થિતિસંક્રમના ભેદ અને વિશેષ લક્ષણ એ બે અર્થાધિકાર કહીને હવે उत्कृष्टस्थितिसंक्रम નામનો ત્રીજો અર્થાધિકાર કહેવાય છે—

**तीसासत्तरिचत्तालीसा वीसुदहिकोडिकोडीणं । जेट्ठो आलिगदुगहा सेसाण वि आलिगतिगूणो ॥२९॥**

त्रिंशत्सप्ततिचत्वारिंशद्विंशत्युदधिकोटीकोटीनाम् । ज्येष्ठ आवलिकाद्विकहीनः, शेषाणामप्यावलिकात्रिकोनः ॥२९॥

અન્વયાર્થ:—तीसा०कोडीणं=૩૦-૭૦-૪૦-૨૦ કો૦કો૦સાગરો૦સ્થિતિબંધવાળાં (બંધોત્કૃષ્ટ) કર્મોનો जेट्ठो=જ્યેષ્ઠ-ઉત્કૃષ્ટ સ્થિતિ-

भावार्थः—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૨૭॥ इति प्रकृतिसंक्रमः ॥

## ॥ अथ स्थितिसंक्रमः ॥

अवतरण—પ્રકૃતિસંક્રમનું સ્વરૂપ કહીને હવે સ્થિતિસંક્રમ કહેવાનો અવસર છે, તેમા ભેદ, વિશેષ લક્ષણ-ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ પ્રમાણ, જઘન્ય સ્થિતિસંક્રમ પ્રમાણ, સાદ્યાદિ પ્રરૂપણા, અને સ્વામિત્વ પ્રરૂપણા એ ૬ અધિકાર કહેવાના છે, તેમાં આ ગાથામાં સ્થિતિસંક્રમના ભેદ અને વિશેષલક્ષણ એ બે કહેવાય છે.

**ठिइसंकमो त्ति वुच्चइ मूलुत्तरपगइओ य जा हि ठिई । उव्वट्टिया व ओवट्टिया व पगइं निया वऽण्णं॥२८॥**

**स्थितिसंक्रम इत्युच्यते मूलोत्तरप्रकृतीनां च या हि स्थितिः। उद्वर्तिता वाऽपवर्तिता वा प्रकृतिं नीता वाऽन्याम् ॥२८॥**

अन्यवार्थ—मूलुत्तरपगइओ य=પુનઃ મૂલપ્રકૃતિઓની અને ઉત્તરપ્રકૃતિઓની जा हि ठिई=જે સ્થિતિ, તેની उव्वट्टिया=ઉદ્વર્ત્તના કરવી, व=અથવા ओवट्टिया=અપવર્ત્તના કરવી, व=અથવા अण्ण पगइं=અન્યપ્રકૃતિ રૂપે नीया=પમાડવી (અન્યપ્રકૃતિમાં પ્રક્ષિપ્ત કરવી) તે ठिइसंकमो=સ્થિતિસંક્રમ त्ति=એમ वुच्चइ=કહેવાય ॥૨૮॥

भावार्थ—સ્થિતિસંક્રમ ૨ પ્રકારનો છે-૧ મૂળપ્રકૃતિ સ્થિતિસંક્રમ, ૨ ઉત્તરપ્રકૃતિ સ્થિતિસંક્રમ. પુનઃ મૂળપ્રકૃતિ સંબંધિ સ્થિતિસંક્રમ જ્ઞાનાવરણીયાદિ ભેદે ૮ પ્રકારનો, અને ઉત્તરપ્રકૃતિઓ સંબંધિ સ્થિતિસંક્રમ મતિજ્ઞાનાવરણીય આદિ ભેદે ૧૫૮ પ્રકારનો છે. એમાં મૂળ વા ઉત્તર જે પ્રકૃતિના કર્માણુઓ જે સ્થિતિવાળા છે, તેને તેજ પ્રકૃતિરૂપે કાયમ રાખીને તેથી અધિક સ્થિતિવાળા

છે તે આ ગાથામાં કહે છે—

**तिगदुगसयं छपंचगनउइ य जइस्स एक्कतीसाए। एगंतसेढिजोगे वज्जिय तीसिगुणतीसासु ॥२६॥**

त्रिद्व्यधिकशतं षट्पंचनवतिश्च यतेरेकत्रिंशति। एकान्तश्रेणियोग्यान् वर्जयित्वा त्रिंशदेकोनत्रिंशति ॥२६॥

अन्वयार्थ—जइस्सः=૭-૮મા ગુણ૦વર્તી યતિને દેવ પ્રાયોગ્ય तिग(सयं) ૧૦૩, दुग(सयं) ૧૦૨, य=અને छ(नउइ) ૯૬, पंचगनउइ=૯૫ એ ૪ સ્થાનો एक्कतीसाए=૩૧ ના પતદ્૦માં સંક્રમે, અને एगंतसेढिजोगे=એકાન્ત શ્રેણિયોગ્ય સ્થાનો (૧૦૧-૯૪-૮૯-૮૮-૮૧) वज्जिय=વર્જીને શેષ (૧૦૩-૧૦૨-૯૬-૯૫-૯૩-૮૪-૮૨) સંક્રમસ્થાનો तिस=૩૦ ના પતદ્ગ્રહમાં તથા इगुणतीसासु=૨૯ ના પતદ્ગ્રહમાં સંક્રમે. ॥૨૬॥

ભાવાર્થઃ—અન્વયાર્થવત્ સુગમ છે, વિશેષ કે—એકાંત શ્રેણિ યોગ્ય સંક્રમસ્થાનો કેવળ ૧ યશકીર્તિરૂપ પતદ્ગ્રહમાંજ સંક્રમે છે, બીજે નહિ. ॥૨૬॥

**अट्ठावीसाए वि ते बासीइतिसयवज्जिया पंच। ते च्चिय बासीइजुया सेसेसुं छन्नउई य वज्जा ॥२७॥**

अष्टाविंशतावपि तानि द्व्यशीतित्रिशतवर्जितानि पंच। तान्येव द्व्यशीतियुतानि शेषेषु षण्णवतिवर्जितानि च ॥२७॥

अन्वयार्थः—अट्ठावीसाए वि=૨૮ ના પતદ્ગ્રહમાં પણ बासीइतिसयवज्जिया=બ્યાસી અને એકસો ત્રણ વર્જીને ते=તેજ पंच=પાંચસ્થાનો (૧૦૨-૯૬-૯૫-૯૩-૮૪) સંક્રમે છે. सेसेसु=એ સિવાયના શેષ પતદ્ગ્રહોમાં (૨૬-૨૫-૨૩ માં बासीइजुया=૮૨ યુક્ત य=અને छन्नउइवज्जा=છન્નુ વર્જીને ते च्चिय=તેજ પાંચ સ્થાનો (૧૦૨-૯૫-૯૩-૮૪-૮૨) સંક્રમે છે. ॥૨૭॥

त्रयोविंशतिः पंचविंशतिः षड्विंशतिरष्टाविंशतिरेकोनत्रिंशत्। त्रिंशदेकत्रिंशदेकः पतद्ग्रहा अष्टौ नाम्नः ॥२४॥

अन्वयार्थ—नामस्स=નામકર્મના તેવીસ० ૨૩-૨૫-૨૬-૨૮-૨૯-૩૦-૩૧-૧ એ अट्ठ=૮ पडिग्गहा=પતદ્ગ્રહો છે ॥૨૪॥

भावार्थ—અન્વયાર્થવત્ સુગમ છે ॥૨૪॥

अवतरण—કયા સંક્રમસ્થાનો કયા પતદ્ગ્રહમાં સંક્રમે ? તે કહે છે—

**एक्कगदुगसय पणचउनउई ता तेरसूणिया वावि । परभवियबंधवोच्छेय उपरि सेढीइ एक्किस्से ॥२५॥**

एकद्विशतं पंचचतुर्नवतिस्तास्त्रयोदशोना वाऽपि । पारभविकीबन्धव्युच्छेद उपरि श्रण्योरेकस्याम् ॥२५॥

अन्वयार्थ—सेढीए=બન્ને શ્રેણિમાં परभविय=પરભવે વેદવા યોગ્ય પ્રકૃતિઓનો बंधवोच्छेय=બન્ધવિચ્છેદ થયા બાદ एक्किस्से=એક યશઃકીર્તિ બંધમાં રહે ત્યારે તેમાં एक्कग(सय) दुगसय=૧૦૧, ૧૦૨, पग(नउइ), चउनउइ=૯૫, ૯૪ એ ચાર સ્થાનો, તથા ता=એજ ચાર સ્થાનવાળી પ્રકૃતિઓમાંથી तेरस ऊणिया वा त्रि=સૂક્ષ્મ ત્રિક આદિ તેર પ્રકૃતિઓનો ક્ષય થયા બાદ તેને ન્યુન કરવાથી ઉપજતા ૮૮, ૮૯, ૮૨, ૮૧ એ ચાર સંક્રમસ્થાનો પણ સંક્રમે. ॥૨૫॥

भावार्थ—ઉપશમશ્રેણિમાં તથા ક્ષપકશ્રેણિમાં પરભવમાં વેદવા યોગ્ય નામની ૩૦ પ્રકૃતિઓનો જ્યારે બંધવિચ્છેદ થાય ત્યારે કેવળ એક યશઃકીર્તિ પ્રકૃતિ બંધાય છે, જેથી યશઃકીર્તિ(પતદ્ગ્રહ)માં ૧૦૧-૧૦૨-૯૫-૯૪ (અને એ દરેકમાંથી સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ આદિ નામની ૧૩ પ્રકૃતિનો ક્ષય થતાં) ૮૯-૮૮-૮૨-૮૧ એ આઠ સત્તાસ્થાનો સંક્રમે છે. ॥૨૫॥

अवतरण—પૂર્વ ગાથામાં ૧ના બંધરૂપ પતદ્ગ્રહમાં ૮ સંક્રમસ્થાનો કહીને હવે ૩૧ ના બંધરૂપ પતદ્ગ્રહમાં ૪ સંક્રમસ્થાનો

અન્વયાર્થ—આ સંક્રમસ્થાન अणुपुव्वि=આનુપૂર્વીએ-અનુક્રમે પ્રાપ્ત થાય છે કે अणाणुपुव्वी=અનાનુપૂર્વીએ પ્રાપ્ત થાય છે ? કે બન્ને રીતે પ્રાપ્ત થાય છે ? તે જોવું. તથા दिट्ठिमोहम्मि=દર્શનમોહનીય झीणं=ક્ષીણ થયે પ્રાપ્ત થાય છે ? કે अझीणे=ક્ષીણ થયા વિના ? કે બન્ને રીતે ? તથા उवसामगे य=ઉપશામકને પ્રાપ્ત થાય છે કે खवगे य=ક્ષપકને પ્રાપ્ત થાય છે ? કે બન્નેને ? એ ત્રણ રીતે સંક્રમસ્થાનોની સંકલના પતદ્ગ્રહોમાં વિચારવી, વિચારીને કયા પતદ્ગ્રહમાં કયું સંક્રમસ્થાન હોય તેનો નિર્ણય કરી લેવો. ॥૨૨॥

ભાવાર્થઃ—અન્વયાર્થમાં કહ્યા પ્રમાણે. ॥૨૨॥

અવતરણ—હવે નામકર્મનાં ૧૨ સંક્રમસ્થાન છે તે કહેવાય છે—

**तिदुगेगसयं छप्पणचउतिगनउई य इगुणनउईया। अट्ठचउदुगेक्कसीइय संकमा बारस य छट्ठे ॥२३॥**

**त्रिद्व्येकशतं षट्पंचचतुस्त्रिनवतिश्चैकोननवतिः। अष्टचतुर्द्व्येकाशीतिः संक्रमा द्वादश च षष्ठे ॥२३॥**

અન્વયાર્થ—ति(सयं), दुग(सयं), इगसयं,=૧૦૩, ૧૦૨, ૧૦૧ छ(नउइ)=૯૬, प्पण(नउइ)=૯૫, चउ(नउइ)=૯૪, तिगनउइ=૯૩, य=અને इगुणनउइया=૮૯ अट्ठ(असीइ) ૮૮, चउ(असीइ) ૮૪, दुग(असीइ)=૮૨, અને एक्कसीइ=૮૧ એ बारस य=૧૨ સંક્રમસ્થાનો छट्ठे=છઠ્ઠા કર્મનાં એટલે નામકર્મનાં છે ॥૨૩॥

ભાવાર્થ—નામકર્મનાં ૧૦૩-૧૦૨-૧૦૧-૯૬-૯૫-૯૪-૯૩-૮૯-૮૮-૮૪-૮૨-૮૧ એ ૧૨ સંક્રમસ્થાનો છે.

અવતરણ—હવે આ ગાથામાં નામકર્મનાં ૮ પતદ્ગ્રહસ્થાનો કહે છે—

**तेवीसपंचवीसा छव्वीसा अट्ठवीसगुणतीसा। तीसेक्कतीसएगं पडिग्गहा अट्ठ नामस्स ॥२४॥**

માં બોધવ્વા=સંક્રમતી જાણવી. छक्कं=૬ પ્રકૃતિઓ नियमा=નિશ્ચય दुगम्मि=૨ માં સંક્રમે, અને पंच=૫ પ્રકૃતિઓ तिगे य एक्कगदुगे=૩ માં ૧ માં અને ૨ માં સંક્રમે. ॥૨૦॥

ભાવાર્થઃ—૨-૩ માં ૮નો સંક્રમ ક્ષાયિકોપશમકને, ૪ માં ૮ નો સંક્રમ ઉપશમો૦ને, ૩-૪ માં ૭ નો સંક્રમ ઉપશમો૦ને, ૨ માં ૬ ક્ષાયિકોપ૦ને, ૩ માં ૫ ઉપશમો૦ને, અને ૧-૨ માં ૫ ક્ષાયિકોપ૦ને હોય છે. ॥૨૦॥

**चत्तारि तिगचउक्के तिन्नि तिगे एक्कगे य बोधव्वा। दो दुसु एक्काए विय एक्का एक्काए बोधव्वा॥२१॥**

**चतस्रस्त्रिके चतुष्के, तिस्रस्त्रिके एकके च बोद्धव्याः। द्वे द्वयोरेकस्यामपि चैकैकस्यां बोद्धव्या ॥२१॥**

અન્વયાર્થ—चत्तारि=૪નો સંક્રમ तिगचउक्के=૩ માં અને ૪ માં થાય છે. तिन्नि=૩નો સંક્રમ तिगे एक्कगे य=૩ માં અને ૧ માં બોધવ્વા=જાણવો, दो=૨ પ્રકૃતિનો સંક્રમ दुसु एक्काए वि=૨ માં અને ૧ માં પણ જાણવો. તથા एक्का=૧ નો સંક્રમ एक्काए=૧ માં બોધવ્વા=જાણવો ॥૨૧॥

ભાવાર્થ—૩ મા ૪ ઉપશમોપ૦ને, ૪ માં ૪ ક્ષપકને, ૩ માં ૩ ક્ષપકને, ૧ માં ૩ ક્ષાયિકોપશ૦ને ૨ માં ૨ ક્ષપકને અને ઉપશમોપ૦ને, ૧ માં ૨ ક્ષાયિકોપ૦ને, અને ૧ માં ૧ ક્ષપકને સંક્રમ જાણવો. ॥૨૧॥

અવતરણ—પતદ્‌ગ્રહમા સંક્રમસ્થાનોની સંકલના કરવી હોય તો તે સંકલના શોધવાનો-ગોઠવવાનો ઉપાય આ ગાથામાં દર્શાવે છે—

**अणुपुव्विअणाणुपुव्वी झीणमझीणे य दिट्ठिमोहम्मि। उवसामगे य खवगे य संकमे मग्गणोवाया ॥२२॥**

**आनुपूर्व्यनानुपूर्व्यौ, क्षीणेऽक्षीणे च दृष्टिमोहे। उपशामके च क्षपके च संक्रमे मार्गणोपायाः ॥२२॥**

૪ માં अट्ठारस=૧૮ નો સંક્રમ પણ ક્ષાયિકોપશમકને જ છે, તથા छसु पगइसु=૬ પ્રકૃતિઓમાં चउदस=૧૪ નો સંક્રમ ઉપશમોપ-શમકને છે, તથા छक्क=૬ માં અને पणगम्मि=૫ માં 'तेरसगं=૧૩ નો સંક્રમ છે, ત્યાં ૬ માં ઉપશમોપશમકને, અને ૫ માં ક્ષપકને હોય છે. ॥૧૮॥

ભાવાર્થ—અન્વયાર્થમાં કહ્યા પ્રમાણે. ॥૧૮॥

**पंच चउक्के बारस एक्कारस पंचगे तिगचउक्के। दसगं चउक्कपणगे नवगं च तिगम्मि बोधव्वं ॥१९॥**

पञ्चके चतुष्के द्वादशैकादशपञ्चके त्रिके चतुष्के। दशकं चतुष्के पञ्चके, नवकं च त्रिके बोद्धव्यम् ॥१९॥

અન્વયાર્થઃ—पंच=૫ માં ( ક્ષપકને ) અને चउक=૪ માં ( ક્ષાયિકોપશમકને ) बारस=૧૨ સંક્રમે છે. તથા पंचगे=પાંચમાં ( ઉપ૦ ઉપ૦ અને ક્ષપકને ), तिग=૩ માં અને चउक्के=૪ માં ( ક્ષાયિકોપશમકને ) एक्कारस=૧૧ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા चउक्क=૪ માં અને पणगे=૫ માં ( ઉપ૦ઉપ૦ ક્ષપકને ) दसगं=૧૦ નો સંક્રમ હોય છે. च=અને तिगम्मि=૩ ના પતદ્ગ્રહમાં ( ક્ષાયિકોપ૦ને ) नवगं=૯ નો સંક્રમ હોય છે. ॥૧૯॥

ભાવાર્થ—અન્વયાર્થવત્ સુગમ છે. ॥૧૯॥

**अट्ठ दुगतिगचउक्के सत्त चउक्के तिगे य बोधव्वा। छक्कं दुगम्मि नियमा पंच तिगे एक्कगदुगे य ॥२०॥**

अष्टौ द्विकत्रिकचतुष्केषु सप्त चतुष्के त्रिके च बोद्धव्याः। षट्कं द्विके नियमात्, पञ्च त्रिके एकके द्विके च ॥२०॥

અન્વયાર્થઃ—अट्ठ=૮ પ્રકૃતિઓ दुगतिगचउक्के=૨-૩-૪ એ ત્રણમાં સંક્રમે सत्त=૭ પ્રકૃતિઓ चउक्के य तिगे=૪ માં અને ૩

૨૧માં પચીસનો જ સંક્રમ હોય. [ સાસ્વાદનમાં ૨૮ની સત્તા અવશ્ય હોય જ એ બહુ સમ્મત છે, જેથી ૨૧ માં પચીસનો સંક્રમ બહુ સમ્મત ગણાય] ॥૧૬॥

**एत्तो अविसेसा संकमंति उवसागमे व खवगे वा । उवसामगेसु वीसा य सत्तगे छक्के पणगे य ॥१७॥**

इतोऽविशेषाः संक्रामन्ति उपशामके वा क्षपके वा । उपशामकेषु विंशतिश्च, सप्तके षट्के पंचके च ॥१७॥

अन्वयार्थ—एत्तो=અહિંથી આગળ अविसेसा=અવિશેષ [ સામાન્યથી ] ૧૭ સંક્રમસ્થાનો उवसामगे=ઉપશામકને वा=અથવા-અને खवगे वा=ક્ષપકને संकमंति=સંક્રમે છે. ત્યાં उवसामगेसु=ઉપશમકોમાં वीसाय=૨૦ પ્રકૃતિઓ सत्तगे=૭ ના પતદ્ગ્રહમાં, छक्क=૬ ના પતદ્ગ્રહમાં च=અને पणगे=૫ ના પતદ્ગ્રહમાં સંક્રમે છે ॥૧૭॥

ભાવાર્થ—૧૬મી ગાથા સુધીમાં ૨૧-૨૨-૨૩-૨૫-૨૬-૨૭ એ ૬ સંક્રમસ્થાનો કે જે અશ્રેણિગતને હોય છે તેનો વિધિ દર્શાવ્યો; હવે અહિંથી આગળનાં ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૮=૧૯-૨૦ એ ૧૭ સંક્રમસ્થાનો શ્રેણિગતને જ હોય છે [ શ્રેણિમાંજ પ્રાપ્ત થાય છે ], માટે એ ૧૭ સંક્રમસ્થાનો ઉપશમક અને ક્ષપકને યથાસંભવ પ્રાપ્ત થાય છે તે દર્શાવાય છે. ત્યાં ઉપશામકને ૭ ના અને ૭ ના પતદ્ગ્રહમાં ૨૦ અને ક્ષાયિકોપશમને ૫ માં ૨૦ નો સંક્રમ હોય છે ॥૧૭॥

**पंचसु एगुणवीसा अट्ठारस पंचगे चउक्के य । चउदस छसु पगईसु तेरसगं छक्कपणगम्मि ॥१८॥**

पञ्चस्वेकोनविंशतिरष्टादश पञ्चके चतुष्के च । षट्सु प्रकृतिषु चतुर्दश, त्रयोदशकं षट्कपंचकयोः ॥१८॥

अन्वयार्थः—पंचके=૫ ના પતદ્ગ્રહમાં एगुणवीसा=૧૯ પ્રકૃતિઓ ક્ષાયિકોપશમકને સંક્રમે છે, તેમજ पचगे य चउक्के=૫ માં અને

चतुर्दशकदशकसप्तकाष्टादशके च भवति द्वाविंशतिः। नियमान्मनुजगतौ नियमाद्दृष्टौ कृतायां द्विविधायाम् ॥१५॥

अन्वयार्थ—नियमा=નિશ્ચય मणुयगईए=મનુષ્ય ગતિનાં અને नियमा=નિશ્ચય दिट्ठि=દર્શનમોહનીય दुविहे कए=બે પ્રકારની હોય ત્યારે જ बावीसा=બાવીશ પ્રકૃતિ चोद्दस=૧૪ માં दसग=૧૦ માં सत्तग=૭માં य=અને अट्ठारसगे=૧૮ માં होइ=સંક્રમયોગ્ય હોય છે ॥૧૫॥

भावार्थ—દેશવિરતને ૧૪માં, પ્રમત્તાપ્રમત્તને ૧૦ માં, ઉપશમોપશમકને ૭ માં, અને અવિરતસમ્ય૦ને ૧૮ માં ૨૨ નો સંક્રમ જાણવો. તથા એ ૧૮-૧૪ અને ૧૦ માં ૨૨ નો સંક્રમ ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા મિથ્યાત્વમોહનીયનો ક્ષય થયા બાદ સમ્યક્ત્વમોહનીય અને મિશ્ર મોહનીય એ બે દૃષ્ટિની સત્તાવાળા મનુષ્યને જ હોય.

## तेरसगनवगसत्तगसत्तरसगपणगएक्कवीसासु। एक्कावीसा संकमइ सुद्धसासाणमीसेसु ॥१६॥

त्रयोदशकनवकसप्तकसप्तदशकपंचकैकविंशतिषु। एकविंशतिः संक्रामति शुद्धसास्वादनमिश्रेषु ॥१६॥

अन्वयार्थ—सुद्ध=શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ (ક્ષાયિક સમ્યક્ત્વી) सासाण=સાસ્વાદની અને मीसेसु=મિશ્રદૃષ્ટિ એ ત્રણ જીવોને एक्कावीसा=૨૧ પ્રકૃતિઓ तेरसग०=૧૩-૯-૭-૧૭-૫ અને ૨૧ એ ૬ પતદ્ગ્રહોમાં સંક્રમે છે ॥૧૬॥

भावार्थः—૧૩માં દેશવિ૦ને, ૯માં પ્રમત્તાપ્રમત્તને, ૭ માં ઉપશમોપશમકને, ૧૭ માં ૩-૪ ગુણસ્થાનકવંતને, ૫ માં ક્ષાયિકોપશમકને અથવા ક્ષપકશ્રેણિમાં અને ૨૧ માં સાસ્વાદનીને ૨૧ નો સંક્રમ હોય છે. અહિં સાસ્વાદને ૨૧ માં ૨૧ નો સંક્રમ અન્ય આચાર્યોના મતે ૨૪ની સત્તાવાળો જીવ ઉપ૦શ્રેણિથી પડીને મિથ્યાત્વાભિમુખ થયો છતો સાસ્વાદનમાં આવે તેઓને મતે છે, અન્યથા

૨ ક્ષાયિક સમ્યક્ત્વ યુક્ત ઉપશમશ્રેણિવંતની અહિં ક્ષાયિકોપશમક સંજ્ઞા જાણવી.

થાય છે ॥૧૩॥

ભાવાર્થ—૧૭ અને ૨૧ માં ૨૫ નો સંક્રમ હોય છે, તે આ પ્રમાણે-૧૭માં ૨૫ નો મિશ્રદૃષ્ટિને, અને ૨૧ માં ૨૫ નો સંક્રમ મિથ્યાદૃષ્ટિને અને સાસ્વાદનીને એને હોય. આ પ્રકારનો સંક્રમ અવશ્ય ચારે ગતિમાં હોય છે, અને તે દર્શનમોહનીયના ત્રણ પુંજ થયા બાદ જ હોય છે. તથા મિથ્યાદૃષ્ટિ ૨૧ માં ૨૫નો સંક્રમ કરે છે તે જેણે સમ્યકત્વ મિશ્ર પુંજ ઉવેલ્યા છે તેવો મિથ્યાદૃષ્ટિ તેમજ અનાદિ મિથ્યાદૃષ્ટિ પણ કરે છે. ॥૧૩॥

**बावीसपन्नरसगे सत्तगएक्कारसिगुणवीसासु । तेवीसाए नियमा पंच वि पंचिंदिएसु भवे ॥१४॥**

**द्वाविंशतिपंचदशसप्तकैकादशैकोनविंशतिषु । त्रयोविंशतेर्नियमात् पंचापि पंचेन्द्रियेषु भवन्ति ॥१४॥**

अन्वयार्थ—बावीस=૨૨ માં, पन्नरसगे=૧૫માં सत्तग=૭ માં एक्कारस=૧૧ માં અને इगुणवीसासु=૧૯ માં એ પાંચ પતદ્ગ્રહોમાં तेवीसाए=૨૩નો સંક્રમ થાય છે, અને એ पंचवि=પાંચે પતદ્ગ્રહો नियमा=અવશ્ય पंचिदिएसु=પંચેન્દ્રિયને જ भवे=હોય છે ॥૧૪॥

ભાવાર્થ:—૨૨-૧૫-૭-૧૧-૧૯ એ પાંચ પતદ્ગ્રહોમાં ૨૩ નો સંક્રમ હોય, અને તે અવશ્ય પંચેન્દ્રિયને જ હોય. વિશેષ કે-૨૨ માં મિથ્યાદૃષ્ટિને, ૧૫ માં દેશવિરતને, ૭ માં ઉપશમોપશમકને[1], ૧૧ માં પ્રમત્તાપ્રમત્તને, અને ૧૯ માં અવિરત સમ્યક્દૃષ્ટિને હોય છે ॥૧૪॥

**चोद्दसगदसगसत्तगअट्ठारसगे य होइ बावीसा । नियमा मणुयगईए नियमा दिट्ठी कए दुविहे ॥१५॥**

---

[1] અહિ સર્વત્ર उपशमोपशमक સંજ્ઞા ઉપશમ સમ્યક્ત્વ સહિત ઉપશમશ્રેણિમા વર્તતા જીવની જાણવી.

વખતે ૧ યાવત્ ૨૨ નું પતદ્ગ્રહ થાય તે વિશેષ વિધિ વૃત્તિથી સવિસ્તર જાણવો. અતિ વિસ્તૃત હોવાથી અહિં કહ્યો નથી. ॥૧૧॥

અવતરણ—મોહનીયનાં સંક્રમસ્થાનો અને પતદ્ગ્રહસ્થાનો કહીને હવે એ પતદ્ગ્રહસ્થાનોમાં દરેકમાં સંક્રમસ્થાનો ક્યાં ક્યાં પ્રાપ્ત થાય ? તે કહે છે—

**छव्वीससत्तवीसाण संकमा होइ चउसु ठाणेसु। बावीसपन्नरसगे एकारसइगुणवीसाए ॥१२॥**

षड्विंशतिसप्तविंशत्योः संक्रमः भवति चतुर्षु स्थानेषु । द्वाविंशतिपञ्चदशकयोरेकादशैकोनविंशत्योः ॥१२॥

अन्वयार्थः—बावीस=બાવીસના પતદ્ગ્રહમાં पन्नरसगे=પંદરના પતદ્ગ્રહમાં एकारस=અગિઆરના પતદ્ગ્રહમાં, અને इगुणवीसाए=ઓગણીસના પતદ્ગ્રહમાં એ चउसु ठाणेसु=ચાર પતદ્ગ્રહસ્થાનોમાં દરેકમાં छव्वीस=છવ્વીસનો અને सत्तवीसाण=સત્તાવીશનો संकमो=સંક્રમ होइ=હોય છે. ॥૧૨॥

भावार्थः—મોહનીયના ૨૨-૧૫-૧૧-૧૯ એ ચાર પતદ્ગ્રહમાં દરેકમાં ૨૬ અને ૨૭ નો સંક્રમ થાય છે, ત્યાં ૨૨ માં મિથ્યાદ્રષ્ટિને, ૧૫ માં દેશવિરતને, ૧૧ માં પ્રમત્તાપ્રમત્તને અને ૧૯ માં અવિરતસમ્યગ્દ્રષ્ટિને હોય છે. ॥૧૨॥

**सत्तरस एकवीसासु संकमो होइ पन्नवीसाए । नियमा चउसु गईसु निएमा दिट्ठि कए तिविहे ॥१३॥**

सप्तदशैकविंशत्योः संक्रमो भवति पंचविंशतेः । नियमाच्चतसृषु गतिषु नियमाद् दृष्टौ कृतायां त्रिविधायाम् ॥१३॥

अन्वयार्थ—नियमा=નિશ્ચય-અવશ્ય दिट्ठि=દ્રષ્ટિ ( દર્શનમોહનીય ) तिविहे=ત્રણ પ્રકારની कए=કર્યે છતે नियमा=અવશ્ય चउसु गइसु=ચારે ગતિમાં ( ચારે ગતિના જીવને ) सत्तरसएकवीसासु=સત્તર અને એકવીસના પતદ્ગ્રહમાં पन्नवीसाए=પચીસનો संकमो=સંક્રમ होइ=

अन्वयार्थ—अट्ठ(अहिय)=આઠ અધિક અને चउर (अ)हियं=ચાર અધિક वीसं=વીશ [ અર્થાત્ ૨૮–૨૪ ], તથા सत्तरसं=૧૭ सोलसं=૧૬ च=અને पन्नरसं=૧૫ એ પાંચ સ્થાનો वज्जिय=વર્જીને मोहे=મોહનીયકર્મમાં શેષ तेवीसइं=૨૩ संकमठाणाइ=સંક્રમસ્થાનો होंति=છે

भावार्थः—૧ થી ૨૮ સુધીની સંખ્યામાં ૨૮ સ્થાનો થાય, તેમાંથી ૨૮–૨૪–૧૭–૧૬–૧૫ એ પાંચ વર્જીને શેષ ૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨–૧૩–૧૪–૧૮–૧૯–૨૦–૨૧–૨૨–૨૩–૨૫–૨૬–૨૭ એ ૨૩ સંક્રમસ્થાનો છે. અર્થાત્ ક્વચિત્ મોહનીયની ૧ પ્રકૃતિ પણ સંક્રમે છે અને વધારેમાં વધારે ( ૨–૩ યાવત્ ) ૨૭ પ્રકૃતિઓ પણ એક સામટી સંક્રમે છે. ॥૧૦॥

अवतरण—મોહનીયનાં ૨૩ સંક્રમસ્થાનો દર્શાવીને હવે મોહનીયનાં પતદ્‌ગ્રહસ્થાનો કેટલાં છે? તે આ ગાથામાં દર્શાવાય છે—

**सोलस बारसगट्ठग वीसग तेवीसगाइगे छच्च । वज्जिय मोहस्स पडिग्गहा उ अट्ठारस हवंति ॥११॥**

**षोडश द्वादशाष्टौ विंशतिं त्रयोविंशत्यादींश्च षट् । वर्जयित्वा मोहस्य पतद्ग्रहास्त्वष्टादश भवंति ॥११॥**

अन्वयार्थः—સુગમ છે.

भावार्थः—જે બંધસ્થાનો તે પતદ્‌ગ્રહસ્થાનો, એ સામાન્ય ન્યાય પ્રમાણે મોહનીયનાં બંધસ્થાનને અનુસારે ૧૬–૧૨–૮–૨૦ અને ૨૩ આદિ છ, અર્થાત્ ૨૩–૨૪–૨૫–૨૬–૨૭–૨૮ એ ૧૦ સ્થાનો વર્જીને મોહનીયનાં પતદ્‌ગ્રહસ્થાનો ૧–૨–૩–૪–૫–૬–૭–૯–૧૦–૧૧–૧૩–૧૪–૧૫–૧૭–૧૮–૧૯–૨૧–૨૨ એ ૧૮ છે. તાત્પર્ય એ કે—કોઈ સમયે મોહનીયની એકજ પ્રકૃતિ બંધાય છે માટે ૧નું પતદ્‌ગ્રહ હોય છે, અને તે ઉપરાંત કોઈ સમયે ૨–૩ યાવત્ વધારેમાં વધારે ૨૨ પ્રકૃતિઓ એક સામટી સમકાળે બંધાય છે, માટે પતદ્‌ગ્રહ પણ ૨૨ પ્રકૃતિનું થાય છે. જેથી એ ૧૮ પતદ્‌ગ્રહો કહ્યા. [ અહિં કઈ વખતે એક યાવત્ ૨૭ સંક્રમે અને કઈ

છે. અને चउसु=૪ ના પતદ્‌૦ સ્થાનમાં छक्कं च=૬ પ્રકૃતિનું એક સ્થાન સંક્રમે છે. य=તથા वेयणियगोएसु=વેદનીય અને ગોત્ર એ બે કર્મમાં अन्नयरस्से=અન્યતરમાં (કોઈ પણ એકમાં) अन्नयरा=અન્યતર (કોઈપણ એક) પ્રકૃતિ સંક્રમે છે. ॥૯॥

ભાવાર્થઃ—બીજા દર્શનાવ૦ કર્મનાં ૯-૬-૪ એમ ત્રણ બંધસ્થાન છે, એ ત્રણે બંધસ્થાનમાં (પતદ્‌ગ્રહમાં) નવે પ્રકૃતિ સંક્રમે છે, અને ૪ ના બંધસ્થાનમાં-કેવળ ૬ નું એકજ સ્થાન સંક્રમે છે, જેથી આ કર્મમાં પતદ્‌ગ્રહસ્થાન ૩ અને સંક્રમસ્થાન ૨ છે. એમાં ૯ નો પતદ્‌ગ્રહ સાદ્યાદિ ૪ પ્રકારે છે, અને શેષ ૬ નો અને ૪ નો પતદ્‌ગ્રહ સાદિ અધ્રુવ બે પ્રકારે છે. તથા બે સંક્રમસ્થાનમાં ૯ નું એક સંક્રમસ્થાન સાદ્યાદિ ૪ પ્રકારે છે, અને ચારમાં સંક્રમતું ૬ નું સંક્રમસ્થાન સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે, તથા વેદનીય અને ગોત્રમાં કોઈપણ બંધાતી એકમાં નહિ બંધાતી બીજી પ્રકૃતિ સંક્રમે છે, જેથી શાતા બંધાય ત્યારે શાતા પતદ્‌ગ્રહમાં અશાતા સંક્રમે, અશાતા બંધાય ત્યારે અશાતા (પતદ્‌ગ્રહ)માં શાતા સંક્રમે. ઉચ્ચગોત્ર બંધાય ત્યારે ઉચ્ચગોત્ર રૂપ પતદ્‌ગ્રહમાં નીચગોત્ર સંક્રમે અને નીચગોત્ર બંધાય ત્યારે નીચગોત્ર રૂપ પતદ્‌ગ્રહમાં ઉચ્ચગોત્ર સંક્રમે, જેથી આ બન્ને કર્મમાં ૧ પ્રકૃતિના પતદ્‌૦સ્થાનમાં ૧ પ્રકૃતિનું સંક્રમસ્થાન છે, અને પરાવર્ત પામવાથી સંક્રમ અને પતદ્‌ગ્રહ બન્ને સાદિ અધ્રુવ છે ॥૯॥

અવતરણમ્—હવે આ ગાથામાં મોહનીયનાં સંક્રમસ્થાન તથા પતદ્‌ગ્રહસ્થાનો કહેવાનો પ્રસંગ હોવાથી અને મોહનીયની ૨૮ પ્રકૃતિઓ હોવાથી ૨૮ સ્થાનોમાં કયા કયા સંક્રમસ્થાનો છે, અને કયા કયા સંક્રમસ્થાન નથી તે દર્શાવાય છે—

**अट्ठचउरहियवीसं सत्तरसं सोलसं च पन्नरसं । वज्जिय संकमठाणाइं होंति तेवीसइं मोहे ॥१०॥**

अष्टचतुरधिकविंशतिं सप्तदश षोडश च पञ्चदश । वर्जयित्वा संक्रमस्थानानि भवन्ति त्रयोविंशतिर्मोहे ॥१०॥

प्रकृतिस्थानेऽपि तथा पतद्ग्रहः संक्रमश्च बोद्धव्यः। प्रथमान्तिमप्रकृतीनां पञ्चसु पञ्चानां द्वावपि भवतः ॥८॥

अन्वयार्थ—पगईठाणे वि=પ્રકૃતિસ્થાનોમાં પણ तहा=તેવાજ સાદ્યાદિ પ્રકારે पडिग्गहो=પતદ્ગ્રહ य=અને संकमो=સંક્રમ बोधव्वो=જાણવો. पढम=પહેલા જ્ઞાનાવરણીયની અને अन्तिम=છેલ્લા અંતરાયકર્મની पगइण=પ્રકૃતિઓમાં તેની पंचसु=પાંચ પ્રકૃતિઓમાં पंचण्ह=પાંચ પ્રકૃતિઓનો दो वि=સંક્રમ અને પતદ્ગ્રહ બન્ને પણ भवे=(સાદ્યાદિ ચાર પ્રકારે) થાય. ॥૮॥

ભાવાર્થઃ—જેમ એકેક પ્રકૃતિના સંક્રમ પતદ્ગ્રહ આશ્રયી સાદ્યાદિ પ્રરૂપણા કરી તેવીજ રીતે પ્રકૃતિસ્થાનોમાં પણ [એક સમયમાં સમકાળે સંક્રમતી અથવા પતદ્ગ્રહતા પામતી એક બે ત્રણ આદિ સમુદિત પ્રકૃતિઓમાં પણ] સાદ્યાદિ પ્રરૂપણા જાણવી. ત્યાં પહેલા જ્ઞાનાવ૦ની બંધાતી ૫ પ્રકૃતિરૂપ એક પતદ્ગ્રહ સ્થાનમાં એજ પાચ પ્રકૃતિરૂપ ૧ સંક્રમસ્થાન સંક્રમે છે, એમાં પાંચનો પતદ્ગ્રહ અને પાંચનો સંક્રમ એ બન્ને સાદ્યાદિ ૪ પ્રકારે છે, એ પ્રમાણે છેલ્લા આંતરાય કર્મમાં પણ ૫ નો પતદ્ગ્રહ અને ૫ નો સંક્રમ સાદ્યાદિ ચાર પ્રકારે છે. ॥૮॥

અવતરણ—પૂર્વ ગાથામાં જ્ઞાનાવ૦ અને અંતરાયના સંક્રમસ્થાન તથા પતદ્ગ્રહસ્થાનની સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે દર્શનાવરણીય આદિ કર્મમાં સાદ્યાદિ પ્રરૂપણા કરે છે—

**नवगच्छक्कचउक्के नवगं छक्कं च चउसु बिइयम्मि। अन्नयरस्से अन्नयरा वि य वेयणीयगोएसु ॥९॥**

नवकषट्कचतुष्केषु नवकं, षट्कं च चतुष्के द्वितीये। अन्यतरस्मिन्नन्यतराऽपि च, वेदनीयगोत्रयोः ॥९॥

अन्वयार्थ—बिइयम्मि=બીજા દર્શના૦માં नवगच्छक्कचउक्के=૯–૬–૪ એ ત્રણ પતદ્ગ્રહ સ્થાનમાં नवगं=૯ પ્રકૃતિનું એક સ્થાનસંક્રમે

તથા ૨૮ અધ્રુવ સત્તાવાળી પ્રકૃતિઓ તો સ્વભાવેજ અધ્રુવ હોવાથી તેનો સંક્રમ પણ સાદિ અધ્રુવ હોય છે [ આ બાબતમાં વિશેષ સ્પષ્ટતા તો વ્યાખ્યાથીજ સમજવા યોગ્ય છે ] ॥૬॥

અવતરણ—સંક્રમ સંબંધિ સાદિ અનાદિ પ્રરૂપણા કહીને હવે પતદ્ગ્રહ સંબંધિ સાદિ અનાદિ પ્રરૂપણા કરાય છે—

**मिच्छत्तजढाय पडिग्गहम्मि सव्वधुवबंधपगईओ । नेया चउव्विगप्पा साई अधुवा य सेसाओ ॥७॥**

**मिथ्यात्वरहिताश्च पतद्ग्रहे सर्वध्रुवबन्धिप्रकृतयः । ज्ञेयाश्चतुर्विकल्पाः साद्यध्रुवौ च शेषाः ॥७॥**

અન્વયાર્થ—मिच्छत्त=મિથ્યાત્વમોહનીય जढा=રહિત सव्वधुववधपगइओ=સર્વ ધ્રુવબંધિ પ્રકૃતિઓ पडिगहम्मि=પતદ્ગ્રહને વિષે (પતદ્ગ્રહ આશ્રયી) चउविगप्पा=ચાર વિકલ્પવાળી ( સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ ) नेया=જાણવી. य=અને सेसाओ=શેષ પ્રકૃતિઓ साइ=સાદિ अधुवा=અધ્રુવ એ બે વિકલ્પે જાણવી. ॥૭॥

ભાવાર્થ—૫ જ્ઞાના૦-૯-દર્શના૦-૧૬ કષાય-ભય-કુત્સા-તૈજસ ૭-વર્ણાદિ ૨૦-અગુ૦-ઉપ૦-નિર્માણ-વિઘ્ન ૫ અને મિથ્યા૦ એ ૬૮ ધ્રુવબંધિ પ્રકૃતિઓમાંથી મિથ્યાત્વ વિના શેષ ૬૭નો પતદ્ગ્રહભાવ સાદિ આદિ ૪ પ્રકારે છે, અને મિથ્યાત્વની તથા શેષ ૮૯ અધ્રુવબંધિ પ્રકૃતીની પતદ્ગ્રહતા સાદિ અધ્રુવ છે. ॥૭॥

અવતરણ—દરેક પ્રકૃતિના સંક્રમની અને પતદ્ગ્રહની સાદ્યાદિ પ્રરૂપણા કરીને હવે સંક્રમતાં પ્રકૃતિસ્થાનોમાં અને પતદ્ગ્રહ પ્રકૃતિસ્થાનોમાં સાદ્યાદિ પ્રરૂપણા કરાય છે—

**पगईठाणे वि तहा पडिग्गहो संकमो य बोधव्वो । पढमंतिमपगईणं पंचसु पंचण्ह दो वि भवे ॥८॥**

રહે ત્યારે संजलणा=સંજ્વલનના ૪ કષાયો अपडिग्गहा=અપતદ્ગ્રહ થાય છે, અને दुसु आवलियासु सेसासु विय=સમય ન્યૂન બે આવલિયા બાકી રહે ત્યારે वेदो=પુરૂષવેદ અપતદ્ગ્રહ થાય છે. वि य=પુનઃ પણ [ મિથ્યાત્વના ક્ષયે મિશ્ર અપતદ્ગ્રહ, મિથ્યાત્વ અને મિશ્ર એ બેના ક્ષયે સમ્યક્ત્વ અપતદ્ગ્રહ, અને સમ્યક્ત્વ તથા મિશ્ર એ બેની ઉદ્વલના થાય ત્યારે મિથ્યાત્વ અપતદ્ગ્રહ થાય છે. ॥

ભાવાર્થઃ—શબ્દાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે પ્રકૃતિઓ તે વખતે બંધાય છે, છતાં પણ કોઇ પ્રકૃતિ એમાં સંક્રમતી નથી માટે અપતદ્ગ્રહ થાય છે—इति पतद्ग्रहताविषयेऽपवादः ॥५॥

अवतरण—સંક્રમ સંબંધિ सादि अनादि પ્રરૂપણા કહેવાય છે તે આ પ્રમાણે—

**साइअणाईधुवअधुवा य सव्वधुवसंतकम्माणं । साइअधुवा य सेसा मिच्छावेयणीयनीएहिं ॥६॥**

**साद्यनादिध्रुवाध्रुवाश्च सर्वध्रुवसत्कर्मणाम् । साद्यध्रुवौ च शेषाणां मिथ्यात्ववेदनीयनीचैर्गोत्रैः ॥६॥**

अन्वयार्थः—सव्व=સર્વ धुवसंतकम्माणं=ધ્રુવસત્તાક પ્રકૃતિઓનો સંક્રમ साइ=સાદિ अणाइ=અનાદિ धुव=ધ્રુવ અને अधुवा य=અધ્રુવ એમ ૪ પ્રકારે છે, य सेसा=અને શેષ અધ્રુવસત્તાક પ્રકૃતિઓ मिच्छा=મિથ્યાત્વ वेयणीय=વેદનીય અને नीएहिं=નીચગોત્ર સહિતનો સંક્રમ साइ अधुवा य=સાદિ અને અધ્રુવ હોય છે. ॥૬॥

ભાવાર્થ—અધ્રુવ સત્તા પ્રકૃતિઓ ૨૮ છે, શેષ ૧૩૦ ધ્રુવ સત્તા પ્રકૃતિઓ છે. ત્યાં ધ્રુવ સત્તાવાળી ૧૩૦ પ્રકૃતિઓનો સંક્રમ પતદ્ગ્રહપ્રકૃતિ બંધાતી વખતે હોય ત્યારે સાદિ, પતદ્ગ્રહપ્રકૃતિ અનાદિકાળથી બંધાતી હોય માટે અનાદિ, અભવ્ય જીવને સંક્રમ અનાદિથી અનંતકાળ સુધી ચાલવાનો છે માટે ધ્રુવ, અને ભવ્ય જીવને ભવિષ્યમાં ક્ષપકશ્રેણિમાં સંક્રમ થવાનો નથી માટે અધ્રુવ,

ભાવાર્થ—નવમા અનિવૃત્તિકરણ ગુણસ્થાનના સંખ્યાત ભાગ ગયા બાદ એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિઓ ઉપશમાવવાને જીવ અન્તરકરણ કરે છે, અને ક્ષપકશ્રેણિમાં ૧૩ પ્રકૃતિઓ ખપાવવાને ૧૩નું અન્તરકરણ કરે છે, કે જે વખતે પુરૂષવેદ અને ૪ સંજ્વલન એ પાંચજ પ્રકૃતિઓ બંધાય છે, તે વખતે પુરૂષવેદ ૪ સંજ્વલનમાં સંક્રમે છે, સં૦ક્રોધ સં૦માનાદિ ત્રણમાં, સં૦માન સં૦માયા અને લોભમાં, તથા સં૦માયા લોભમાં સં છે, અને સં૦લોભ કોઈમાં પણ સંક્રમતો નથી. એ રીતે અનુક્રમે સંક્રમ થાય છે. અને અન્તરકરણથી પહેલાં તો એ પાંચ પ્રકૃતિઓ ઉલટા ક્રમે પણ સંક્રમી શકે છે. જેમ સં૦લોભ પુરૂષવેદાદિ સર્વમાં સંક્રમતો હતો. તથા એ પાંચ સિવાયની શેષ સઘળી કર્મપ્રકૃતિઓનો સઘળી અવસ્થામાં—અન્તરકરણ કર્યું હોય કે ન કર્યું હોય–સર્વ પ્રકારે-ક્રમે અને ઉત્ક્રમે–પણ સંક્રમ થાય છે, અને તે પણ બંધકાળે જ થાય છે. ॥૪॥

अवतरणम्—એ પ્રમાણે સંક્રમનું સામાન્ય લક્ષણ, લક્ષણમાં અપવાદ, અને ક્રમ ઉત્ક્રમનો નિયમ દર્શાવીને હવે બંધાતી પ્રકૃતિ બીજી પ્રકૃતિનું (સંક્રમતીનું) પતદ્ગ્રહ થાય છે એમ પ્રથમ કહ્યું તો બંધાતી પ્રકૃતિ પતદ્ગ્રહ થાયજ એ નિયમ છે કે બંધાવા છતાં પતદ્ગ્રહ ન પણ થાય, એ સંબંધિ અપવાદ દર્શાવે છે—

**तिसु आवलियासु सणऊणियासु अपडिग्गहा उ संजलणा ।**
**दुसु आवलियासु पढमठिईए सेसासु वि य वेदो ॥५॥**

तिसृष्वावलिकासु समयोनासु अपतद्ग्रहास्तु संज्वलनाः । द्वयोरावलिकयोः प्रथमस्थितौ शेषयोरपि च वेदः ॥५॥

अन्वयार्थः—पढमठिइए=અન્તરકરણ કર્યાબાદ समऊणियासु तिसु आवलियासु=પ્રથમા સ્થિતિ એક સમયન્યૂન ત્રણ આવલિકા બાકી

१ જે જે દર્શનમોહનીયમાં જીવ વર્તતો હોય અર્થાત્ જે જે દર્શનમોહનીયનો ઉદય હોય તે દર્શનમોહનીયને અન્યત્ર ન સંક્રમાવે, જેમ મિથ્યાદૃષ્ટિ મિથ્યાત્વને, મિશ્રદૃષ્ટિ મિશ્રને, અને સમ્યગ્દૃષ્ટિ સમ્ય૦મોહનીયને અન્યત્ર ન સંક્રમાવે.

૨ સાસ્વાદની અને મિશ્રદૃષ્ટિ જીવ કોઇ પણ દર્શનમોહનીયને ક્યાંય પણ ન સંક્રમાવે ગાથામાં आइ=આદિ શબ્દથી ઉપશાન્ત દલિક પણ સર્વકરણને અયોગ્ય જાણવું. પરન્તુ દર્શનમોહનીયનો તો ઉપશાન્ત થવા છતાં પણ સંક્રમ થાય ॥ इति संक्रमलक्षणेऽपवादाः ॥३॥

अवतरण—એ પ્રમાણે સંક્રમના સામાન્ય લક્ષણમાં બે રીતે અપવાદો દર્શાવીને હવે પ્રકૃતીઓનો સંક્રમ વિશેષતઃ ઉલટ સુલટ ગમે તે ક્રમે ક્રમ વિનાનો જ છે તોપણ કોઈ વખતે અનુક્રમ પૂર્વક પણ સંક્રમ હોય છે, તેથી તેવો ક્રમશઃ સંક્રમ કઇ પ્રકૃતિઓનો ક્યારે થાય છે ? તે સિવાય શેષ પ્રકૃતિઓનો અને તે પ્રકૃતિઓનો અન્ય વખતે સંક્રમ કેવી રીતે હોય છે ? તે ક્રમ ઉત્ક્રમ સબંધિ નિયમ દર્શાવાય છે—

**अंतरकरणम्मि कए चरित्तमोहे णुपुव्विसंकमणं । अन्नत्थ सेसिगाणं च सव्वहिं सव्वहा बंधे ॥४॥**

अन्तरकरणे कृते चारित्रमोहेऽनुपूर्व्या संक्रमणं । अन्यत्र शेषाणां च सर्वस्मिन् सर्वथा बन्धे ॥४॥

अन्वयार्थः—अंतरकरणंमि=અન્તરકરણ कए=કર્યે છતે चरित्तमोहे=ચારિત્રમોહનીયનો अणुपुव्वि संकमण=આનુપૂર્વીએ સંક્રમ (અનુક્રમે સંક્રમ,) હોય છે. अन्नत्थ=અન્યત્ર તે સિવાયના કાળમાં ચારિત્રમોહનીયનો च અને सेसिगाण=શેષ પ્રકૃતિઓનો सव्वहिं=સર્વકાળે सव्वहा=સર્વ પ્રકારે (ક્રમે અને ઉત્ક્રમે પણ) बंधे=બંધ વખતે સંક્રમ પ્રવર્તે છે. ॥४॥

अन्वयार्थ—मोहदुग=બે મોહનીય (દર્શનમો૦, ચારિત્રમોહ૦) आउग=ચાર આયુ, અને मूलपगडीग=આઠ મૂળ પ્રકૃતિઓનો परोप्परंमि=પરસ્પરમાં संकमणं=સંક્રમ न=ન થાય. તથા संकम०गाईण=સંક્રમાવલિકા બંધાવલિકા ઉદયાવલિકા અને ઉદ્વર્તના આવલિકા ઇત્યાદિ આવલિકાઓ अकरणाइं=અકરણ છે (કરણને અયોગ્ય છે)॥૩॥

अन्वयार्थः—દર્શનમોહનીયમાં ચારિત્રમોહનીય સંક્રમે નહિ, અને ચારિત્રમોહમાં દર્શનમોહ સંક્રમે નહિ, ચાર આયુષ્યો એક બીજામાં સંક્રમે નહિં, મૂળ આઠ પ્રકૃતિઓ પણ પરસ્પર એક બીજામાં સંક્રમે નહિ, જ્ઞાનાવરણીયની પ્રકૃતિ દર્શનાવરણીયની કોઈ પ્રકૃતિમાં ન સંક્રમે તેમજ દર્શનાવરણીયની કોઈ પણ પ્રકૃતિ જ્ઞાનાવ૦ની કોઈપણ પ્રકૃતિમાં સંક્રમે નહિં, ઇત્યાદિ. તથા સંક્રમાવલિકા ઇત્યાદિ આ વલિકાઓમાં પ્રાપ્ત થયેલું કર્મદલિક સંક્રમવા યોગ્ય નથી એટલુંજ નહિં પરન્તુ તે આવલિકાઓ તો ઉદીરણાદિ કોઈ કરણને યોગ્ય પણ નથી. [ અર્થાત્ બંધાવલિકા (ગતદલિક) ન સંક્રમે, ન ઉદયમાં આવે, ન ઉદીરણા થાય, ન ઉદ્વર્તાય, ન અપવર્તાય, ન ઉપશમે, ન નિધત્ત થાય કે ન નિકાચિત થાય, એ પ્રમાણે ઉદયાવલિકા આદિ આવલિકા ગત દલિકનું કંઈ પણ ન થાય. જેથી બંધાવલિકા (ગત જે દલિક) હોય તે આવલિકા સુધી કેવળ સત્તાગત જ રહે, ઉદયાવલિકા ગત દલિક કેવળ ઉદયમાં જ આવે, અને સંક્રમાદિ આવલિકા ગત દલિક આવલિકા સુધી તદ્રૂપે કેવળ સત્તાદિ સ્વરૂપે વર્તે પરન્તુ તદ્વ્યતિરિક્ત ભાવે ન પરિણમે. એ ગાથામાં કહેલા અપવાદ ઉપરાન્ત બીજા અપવાદ આ પ્રમાણે—

૧ બંધ સમયથી પ્રારંભીને એક આવલિકા સુધીનો [તત્સમયબદ્ધ સર્વકર્મપુદ્ગલ વ્યાપ્ત) કાળ તે बन्धावलिका, ઉદયસમયથી પ્રારંભીને એક આવલિકા સુધીમાં ઉદયમાં આવવા યોગ્ય પુદ્ગલો તે उदयावलिका, સંક્રાન્ત સમયથી આવલિકા સુધીનો [તત્સમયસંક્રાન્ત સર્વપુદ્ગલવ્યાપ્ત] કાળ તે सक्रमावलिका, ઇત્યાદિ યથાયોગ્ય અર્થથી આવલિકાઓ જાણવી.

एसा=તે આધારરૂપ પ્રકૃતિ पडिग्गाहो=પતદ્ગ્રહ પ્રકૃતિ (આધાર પ્રકૃતિ) કહેવાય. ॥૨॥

भावार्थः—સંક્રમ જો કે બંધ વખતે બંધાતી પ્રકૃતિમાં જેની બંધાવલિકા વીતી ગઇ છે તેવી સત્તાગત પ્રકૃતિનો હોય એ સંક્રમનું સામાન્ય લક્ષણ છે, તો પણ એમાં અપવાદ છે કે-ત્રણ દર્શનમોહનીયના સંક્રમો બંધ વિના પણ હોય છે. અને તે ક્ષયોપશમ સમ્યગ્દષ્ટિનેજ હોય છે. તે આ પ્રમાણે-ક્ષયોપશમ સમ્યક્ત્વી જીવ સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીય એ બેમાં મિથ્યાત્વ મોહનીયને સંક્રમાવે છે, અને મિશ્રને સમ્યક્ત્વ મોહનીયમાં સંક્રમાવે છે એ રીતે સમકાળે મિથ્યાત્વને બેમા અને મિશ્રને એકમાં પતદ્ગ્રહ પ્રકૃતિનો બંધ નથી છતાં સંક્રમાવે છે, કારણ કે એ બે પ્રકારના સંક્રમ ચાલતી વખતે એકે દર્શનમોહનીય બંધાતો નથી, એમા મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીય તો મિથ્યાત્વનું જ રૂપાન્તર હોવાથી એ બેનો સર્વથા સર્વદા અબંધ જ છે, કેવળ મિથ્યાત્વમોહનીયનો જ બંધ હોય છે, સમ્યગ્દષ્ટિના સંક્રમ વખતે મિથ્યાત્વ પણ બંધભાવ રહિત જ છે

તથા સંક્રમતી પ્રકૃતિ જેમાં સંક્રમે તે पतद्ग्रह प्रकृति અથવા આધાર પ્રકૃતિ કહેવાય. અહિં पतद्ग्रह એટલે સંક્રમતી પ્રકૃતિનું પાત્ર-ભાજન-આધાર એજ અર્થ છે. ॥૨॥

અવતરણ—"બંધાતી પ્રકૃતિમાં અન્ય પ્રકૃતિ તદ્રૂપે પરિણમે તે संक्रम" એ સામાન્ય લક્ષણમાં એક અપવાદ "બંધાતી" એ શબ્દ આશ્રયી કહ્યો, હવે બીજો અપવાદ "अन्य" એ શબ્દ આશ્રયી કહે છે, કારણ કે અન્ય પ્રકૃતિ કહેવાથી તો કોઈ પણ બંધાતી એકમાં ૧૧૯ પ્રકૃતિઓ પણ સંક્રમે, માટે એ રીતે અન્ય સર્વ પ્રકૃતિઓ સંક્રમે કે નહિં તે સબંધે અપવાદ કહે છે—

**मोहदुगाउगमूलपगडीण न परोप्परंमि संकमणं। संकमबंधुदउव्वट्टणालिगाईणकरणाइं ॥३॥**

मोहद्विकायुर्मूलप्रकृतीनां न परस्परं संक्रमणं। संक्रमबन्धोदयोद्वर्त्तनावलिकादीन्यकरणानि ॥३॥

કહેવાય ॥૧॥

ભાવાર્થ—જીવ જ્યારે જ્યારે તે તે પ્રકૃતિને બાંધવા જેવા યોગમાં અથવા પરિણામમાં પ્રવર્તે છે વા પરિણમે છે, ત્યારે ત્યારે કર્મવર્ગણાઓ (કર્મ પુદ્ગલો) પણ તે તે પ્રકૃતિરૂપે પરિણમે છે, તેથી જે પ્રકૃતિના બંધમાં જીવવીર્ય જે વખતે પ્રવર્તે તે વખતે તે પ્રકૃતિ બંધાય છે, એટલુંજ નહિં પ્રરન્તુ એ બંધાતી પ્રકૃતિ સિવાયની બીજી પૂર્વે બધાયલી પ્રકૃતિ(ના પ્રદેશો વિગેરે) પણ તે બંધાતી પ્રકૃતિરૂપે બની જાય છે, જેમ ગાયે ખાધેલું ઘાસ સાત ધાતુઓ-રૂપે અને દૂધ રૂપે પરિણમે છે તેમ. એ રીતે બંધાતી પ્રકૃતિમાં જેની બંધાવલિકા વીતી ગઇ છે તેવી સત્તાગત અન્ય પ્રકૃતિ બંધાતી પ્રકૃતિરૂપે બની જવી તે संक्रम કહેવાય. જેમ શાતા વેદનીય બાંધતો જીવ અશાતાને શાતા રૂપે બનાવે છે, અને અશાતાને બાંધતો જીવ શાતાને અશાતારૂપે પણ બનાવે છે. ॥૧॥

अवतरणः—પૂર્વ ગાથામાં "બંધાતી પ્રકૃતિમાં અન્ય પ્રકૃતિ તદ્રૂપે થવી તે સંક્રમ" એ કહેલા સંક્રમના લક્ષણ પ્રમાણે તો બધાતી પ્રકૃતિમાં સંક્રમ થાય એ સિદ્ધ થયું, જેથી એ બાબતમાં (લક્ષણમાં) કંઇક અપવાદ પણ છે તે અપવાદ આ ગાથામાં કહેવાય છે.

**दुसु चेग दिट्ठिदुगं बंधण विणा वि सुद्धदिट्ठिस्स। परिणमयइ जीसे तं पगईइ पडिग्गहो एसा ॥२॥**

**द्वयोश्चैकस्मिन् दृष्टिद्विकं बन्धं विनाऽपि शुद्धदृष्टेः [संक्रामति]। परिणमयति यस्यां तत् प्रकृतौ पतद्ग्रह एषः ॥२॥**

अन्वयार्थ—सुद्धदिट्ठिस्स=શુદ્ધદ્રષ્ટિવાળા એટલે ક્ષયોપશમ સમ્યક્ત્વવાળા જીવને दुसु=બે પ્રકૃતિમાં च=અને एगे=એક પ્રકૃતિમાં दिट्ठि-दुगं=બે દ્રષ્ટિઓ बधेण विणावि=બંધ વિના પણ સંક્રમે છે. તથા तं=તે પ્રકૃતિને जीसे पगइए=જે પ્રકૃતિમાં परिणमयइ=પરિણમાવે-સંક્રમાવે

॥ श्री जिनेन्द्राय नमः ॥

# २ संक्रमकरणस्य गूर्जरभाषान्तरम् ॥

अवतरण—બંધનકરણ કહીને હવે પૂર્વોક્ત ઉદ્દેશના ક્રમ પ્રમાણે संक्रमकरण કહેવાનો અવસર છે ત્યાં સંક્રમ પ્રકૃતિસંક્રમ સ્થિતિસંક્રમ અનુભાગસંક્રમ અને પ્રદેશસંક્રમ એમ ૪ પ્રકારનો છે તેમાં પ્રથમ प्रकृतिसंक्रम કહેવાય છે, તે પ્રકૃતિ સંક્રમનું સામાન્ય લક્ષણ આ પ્રમાણે—

**सो संकमो त्ति वुच्चइ जं बंधणपरिणओ पओगेणं । पगयंतरत्थदलियं परिणमइ तयणुभावे जं ॥१॥**

स संक्रम इत्युच्यते यद्बन्धनपरिणतः प्रयोगेन । प्रकृत्यन्तरस्थदलिकं परिणमयति तदनुभावेन यत् ॥१॥

अन्वयार्थ—पओगेणं=પ્રયોગ વડે જીવ जं=જે પ્રકૃતિના बंधणपरिणओ=બંધન-બંધકપણે પરિણત થયો છતો पगयंतरत्थ=બીજી પ્રકૃતિમાં રહેલાં दलियं=દલિકને-પ્રદેશોને ज=જે तय=તે પ્રકૃતિના ऽणुभावे=સ્વભાવપણે परिणमयइ=પરિણમાવે सो=તે संकमो=સંક્રમ त्ति=એમ वुच्चइ=

ભાવાર્થઃ—એ બન્ને પ્રકારની પ્રકૃતિઓના રસબંધમાં જીવો અનુક્રમે [ શુભના ૪-૩-૨ અને અશુભના ૨-૩-૪ સ્થાનમાં ] વર્તતા જીવો ( રસબંધ કરતા જીવો ) સંખ્યાતગુણ સંખ્યાતગુણ કહેવા પરન્તુ વિશેષ એ કે અશુભ પરા૦ના ત્રિસ્થાન રસબંધમાં સર્વથી વિશેષ અધિક કહેવા. ॥૧૦૧॥

અવતરણ—પ્હેલું બંધનકરણ સમાપ્ત થવાથી તેનો ઉપસંહાર કહેવાય છે—

**एवं बंधणंकरणं परूविए सह हि बंधसयगेणं। बंधविहाणाहिगमो सुहमभिगंतुं लहुं होइ ॥१०२॥**

एवं बन्धनकरणे प्ररूपिते सह हि बन्धशतकेन। बन्धविधानाधिगमः सुखमभिगन्तुं लघु भवति ॥१०२॥

અન્વયાર્થઃ—एव=એ પ્રમાણે बंधसयगेणं=બન્ધશતક सह हि=સાથેજ बंधणकरणे=બંધનકરણ परूविए=પ્રરૂપ્યે છતે बन्धविहाण=પૂર્વગત બન્ધવિધિને सुहं=સુખપૂર્વક अभिगंतु=જાણવા ઇચ્છનારને તેનો अहिगमो=અધિગમ-બોધ लहु होइ=શીઘ્ર થાય છે ॥૧૦૨॥

ભાવાર્થ—એ પ્રમાણે બંધશતક સહિત આ બંધનકરણની પ્રરૂપણા કર્યે છતે કર્મની બંધવિધિ ( જે પૂર્વે કહી છે તેને ) સુખપૂર્વક જાણવાની ઇચ્છાવાળાને તેનો બોધ ( પૂર્વગત કર્મબંધવિધિનો બોધ ) શીઘ્ર થાય છે ॥૧૦૨॥

## બંધનકરણ સમાપ્ત.

૨૦ તેથી પરા૦ શુભ પ્રકૃતિને ઉ૦ [1]સ્થિતિબંધ વિશેષાધિક છે.

૨૧ તેથી અશુભ પરા૦ પ્રકૃતિની બદ્ધ કા[2]યસ્થિતિ વિશેષાધિક છે.

૨૨ તેથી પર.૦ અશુભને ઉત્કૃ[3]ષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે. ॥૯૬ થી ૧૦૦॥

અવતરણ:—હવે પરા૦ શુભ અને પરા૦ અશુભના ત્રણે પ્રકારના રસબંધમાં [ ૨-૩-૪ ] સ્થાની રસબધમાં વર્તતા જીવોનું અલ્પબહુત્વ કહે છે—

**संखेज्जगुणा जीवा कमसो एएसु दुविहपगईणं। असुभाणं तिट्ठाणे सव्वुवरि विसेसओ अहिया ॥१०१॥**

**संख्येयगुणा जीवाः क्रमश एतेषु द्विविधप्रकृतीनाम्। अशुभानां त्रिस्थाने सर्वोपरि विशेषतोऽधिकाः ॥१०१॥**

अन्वयार्थः—दुविहपगईण=શુ૦ પરા૦ અને અશુ૦ પરા૦ એ બન્ને પ્રકૃતિઓના एएसु=એ ૨-૩-૪ સ્થાની રસસ્થાનોમાં વર્તતા जीवा=જીવો कमसो=અનુક્રમે संखेज्जगुणा=સંખ્યાતગુણ છે. પરન્તુ असुभाण तिट्ठाणे=અશુ૦ પરા૦ના ત્રિસ્થાનમાં सव्वुवरि=સર્વથી ઉપર विसेसओ अहिया=વિશેષાધિક કહેવા. ॥૧૦૧॥

---

૧ શાતા વિગેરેને ૧૫ કો૦ કો૦ સાગરોપમ છે તે.

૨ અતઃ કો૦ કો૦ સાગરોપમનો બધ કર્યા બાદ બીજેજ સમયે ૩૦ કો૦ કો૦ સાગરોપમનો બધ થઇ શકે છે, માટે અતઃ કો૦ કો૦ ઉપરની અને ૩૦ કો૦ કો૦ સુધીની–સ્થિતિ કાય=કાળ દઇને અતિક્રમીને બધાય માટે તે સર્વ અતઃ કો૦ કો૦ ન્યૂન ૩૦ કો૦ કો૦ જેટલી સ્થિતિ કાયસ્થિતિ કહેવાય

૩ ૩૦ કો૦ કો૦ સાગરોપમ સપૂર્ણ.

# अनुभाग यव विगेरेना अल्पबहुत्वनुं चित्र

२३ ५०




૮ શુ. પરા૦ જ૦ બંધ ૬૪૦
૯ અશુ૦પરા૦ જ૦બંધ ૮૦૦
૨૦ શુ૦ પરા૦ ઉ૦ ૧૦ લાખ
૨૧ બદ્ધાડાય૦ ૧૨ લાખ
(અન્તઃ કો૦ કો૦ ન્યૂન
ઉ૦ સ્થિતિ)
૨૨ અશુ૦ પરા૦ ઉ૦ સ્થિ૦
૩૦ લાખ




૧૮ અન્તઃકો૦કો૦સ્થિ૦ ૪૦૯૬૦૦

૧૧ તેથી એજ પરા૦ અશુભના દ્વિસ્થાની રસના યવમધ્યથી નીચેનાં અને પાછળનાં એકાન્ત સાકારોપયોગી સ્થાનોથી ઉપરનાં મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ.

૧૨ તેથી એજ દ્વિસ્થાની યવના મધ્યથી ઉપરનાં મિશ્રસ્થાનો સંખ્યાતગુણ.

૧૩ તેથી એજ દ્વિસ્થાની યવના મધ્યથી ઉપરનાં મિશ્રસ્થાનો [2]પછીનાં એકાન્ત સાકારોપયોગ યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ.

૧૪ તેથી પરા૦ અશુભના ત્રિસ્થાની યવમધ્યથી નીચેનાં સ્થાનો સંખ્યાતગુણ.

૧૫ તેથી પરા૦ અશુભના ત્રિસ્થાની યવમધ્યથી ઉપરનાં સ્થાનો સંખ્યાતગુણ.

૧૬ તેથી પરા૦ અશુભના ચતુઃસ્થાની રસના યવમધ્યથી નીચેનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ.

૧૭ તેથી પરા૦ અશુભના ચતુઃસ્થાની રસના યવમધ્યથી ઉપર ડાયસ્થિતિ ( અપવર્તનાકૃત ડાય[3]સ્થિતિ ) સંખ્યાતગુણ.
[જે સ્થિતિસ્થાનથી અપવર્તના કરણ વડે ઉત્કૃષ્ટ સ્થિતિએ જાય તે સર્વ સ્થિતિઓનો સમુદાય અપવર્તનાકૃત ડાયસ્થિતિ કહેવાય]

૧૮ તેનાથી અંત.કોડાકોડી સાગરોપમ સંખ્યાતગુણ છે.

૧૯ તેથી પરા૦ શુભના દ્વિસ્થાની રસના યવમધ્યથી ઉપર જે મિશ્ર સ્થિતિસ્થાનો છે તેની ઉપરનાં એકાન્ત સાકારોપયોગ યોગ્ય સ્થાનો સંખ્યાતગુણ છે.

---

૧ જે સ્થિતિસ્થાન જ્ઞાનોપયોગમા, અને દર્શનોપયોગમા પણ વર્તતા જીવો બાંધે તે મિશ્ર.

૨ દ્વિસ્થાનગત સ્થાનો એટલાંજ અને એથી ઉપરના બધાજ સ્થાનો સાકારોપયોગી છે.

૩ ઉત્કૃષ્ટ અપવર્તનાથી અપવર્તાયલી સ્થિતિઓનો સમૂહ તે અપવર્તના કૃત ડાયસ્થિતિ ( અન્તઃ કો૦ કો૦ પ્રમાણજ છે અને બંધ કૃત ડાયસ્થિતિ અંતઃ કો૦ કો૦ ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ છે, )

હવે સર્વસ્થિતિસ્થાનોનું અલ્પબહુત્વ આ પ્રમાણે—

૧ પરા૦શુભના ચતુઃસ્થાની રસના યવમધ્યથી હેઠેનાં સ્થિતિસ્થાનો અલ્પ,

૨ તેથી પરા૦શુભના ચતુઃસ્થાની યવમધ્યથી ઉપરનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ.

૩ તેથી પરા૦શુભના ત્રિસ્થાની યવમધ્યથી હેઠેનાં " "

૪ તેથી " ઉપરનાં " "

૫ તેથી પરા૦ શુભના દ્વિસ્થાની રસના યવમધ્યથી હેઠેનાં એકાન્તસાકાર ઉપયોગને યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ.

૬ તેથી પરા૦ શુભના દ્વિસ્થાની રસના યવમધ્યથી હેઠે અને પાછળનાં એકાન્ત સાકારોપયોગી સ્થાનોથી ઉપરના મિશ્ર સ્થિતિ-સ્થાનો સંખ્યાતગુણ.

૭ તેથી શુભ પરા૦ નો દ્વિસ્થાની રસ યવમધ્યથી ઉપરનાં મિશ્રસ્થાનો સંખ્યાતગુણ.

૮ તેથી પરા૦ શુભનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક. ( અન્તઃ કો૦ કો૦ )

૯ તેથી અશુભ પરા૦નો જઘ૦ સ્થિતિબંધ વિશેષાધિક. ( અન્ત કો૦ કો૦ ).

૧૦ તેથી અશુભ પરા૦ના દ્વિસ્થાની યવમધ્યથી નીચે એકાન્ત સાકારોપયોગ યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ.

---

૧ આ સ્થાનો સાકારોપયોગથી જ ( જ્ઞાનોપયોગથી જ ) બંધાય છે, પરન્તુ દર્શનોપયોગથી નહિ પુન આ સ્થાનો માટે એકાન્ત સાકારોપયોગ કહેવાથી કેવળ એજ સ્થાનો સાકારોપયોગે બંધાય એમ નહિ પરન્તુ એથી પહેલાંના સર્વ સ્થાનો એકાન્ત સાકારોપયોગથીજ બંધાય છે, પરન્તુ આગળ મિશ્ર કહેવાના હોવાથી અહિજ સાકારોપયોગ કહેવાની જરૂર જાણવી

**अन्वयार्थ—** दुविहपगडीणं=બન્ને પ્રકૃતિઓનાં [શુભપરા૦ અશુભ પરા૦ના] अणगारपाउग्गा=અનાકારોપયોગ પ્રાયોગ્ય રસસ્થાનો बिट्ठाणगया उ=દ્વિસ્થાનગત જ છે, અને सागारा=સાકારોપયોગી રસસ્થાનો सव्वत्थवि=સર્વત્ર પણ છે (૨-૩-૪ સ્થાની છે), सुभाण=શુભપરા૦ના चउट्ठाणा=ચતુઃસ્થાનના जवमज्झा=યવમધ્યથી हिट्ठा=હેઠેનાં ठाणाणि=સ્થિતિસ્થાનો थोवाणि=થોડાં છે. उवरिं=ઉપરનાં संखेज्जगुणाणि=સંખ્યાતગુણ છે, एव=એ પ્રમાણે तिट्ठाणे=ત્રિસ્થાન યવમા કહીને बिट्ठाणे=દ્વિસ્થાન યવમાં યવમધ્યથી નીચે एगत=એકાન્ત સાકારોપયોગવાળાં (સંખ્યાત ગુણ), તે ઉપર मीसाणि=મિશ્રસ્થાનો સંખ્યાત ગુણ તેથી उवरिं=યવમધ્યથી ઉપરનાં मिस्साणि=મિશ્રસ્થાનો સંખ્યાતગુણ, તેથી सुभाण=શુભપરા૦નો जहन्नगो=જઘન્યસ્થિતિબંધ સંખ્યાતગુણ, तओ=તેથી असुभाणं जहन्नो=અશુભપરા૦નો જઘન્ય સ્થિતિબંધ विससहिओ=વિશેષાધિક. होइ=છે. તેથી बिट्ठाणे=અશુભપરા૦ના દ્વિસ્થાન યવમા जवमज्झा=યવમધ્યથી हेट्ठा=હેઠેના एगत=એકાન્ત (સાકરોપયોગી) ठाणाणि=સ્થાનકો सखेज्जगुणाणि=સંખ્યાતગુણ છે. તેથી मीसगाण=યવમધ્ય નીચેનાં મિશ્રસ્થાનો, અને તેથી उवरिं=યવમધ્યથી ઉપરનાં મિશ્રસ્થાનો અને મિશ્રથી ઉપરનાં (એકાન્ત સાકાર) સ્થાનો સંખ્યાતગુણ છે. एव=એ પ્રમાણે तिचउट्ठाणे= जवमज्झाओ=અશુ૦પરા૦ના ત્રિસ્થાન અને ચતુઃસ્થાન રસયવમાં ત્રિસ્થાન યવથી નીચેનાં અને ઉપરનાં સ્થાનો સંખ્યાતગુણ, તેથી ચતુઃસ્થાન યવમધ્ય નીચેના સંખ્યગુણ, તેથી યવમધ્ય ઉપરની डायट्ठिईं=ડાયસ્થિતિ સંખ્યગુણ, તેથી अतोकोडाकोडी=અતઃ કો૦ કો૦ સાગરોપમ સંખ્યગુણ તેથી सुभविट्ठाणजवमज्झाओ=પરા૦શુભના દ્વિસ્થાન યવની उवरिं=ઉપર एगतगा विसिट्ठा=એકાન્ત સાકાર ઉપયોગ યોગ્ય સ્થાનો સંખ્યગુણ, તેથી सुभजिट्ठा-શુભપરા૦ની ઉત્કૃષ્ટ સ્થિતિબંધ, તેથી डायट्ठिइ=બદ્ધડાયસ્થિતિ વિશેષાધિક, તેથી जिट्ठा=ઉત્કૃષ્ટ સ્થિતિબંધ (અશુ૦ભપરા૦) નો વિશેષાધિક છે ૯૬-૯૭-૯૮-૯૯-૧૦૦

**भावार्थ—**બન્ને પ્રકારની પ્રકૃતિઓમાં (શુભપરા૦ અશુભપરા૦માં) અનાકાર ઉપયોગ યોગ્ય (દર્શનોપયોગને લાયક) કેવળ દ્વિસ્થાની જ રસસ્થાનો છે, અને સાકારોપયોગ યોગ્ય (જ્ઞાનોપયોગને લાયક) રસસ્થાનો સર્વત્ર છે (૨-૩-૪ સ્થાની રસોમા પણ છે).

अणगारप्पाउग्गा विट्ठाणगया उ दुविहपगडीणं । सागारा सव्वत्थ वि हिट्ठा थोवाणि जवमज्झा॥९६॥

ठाणाणि चउट्ठाणा संखेज्जगुणाणि उवरिमे एवं । तिट्ठाणे विट्ठाणे सुभाणि एगंतमीसाणि ॥९७॥

उवरिं मिस्साणि जहन्नगो सुभाणं तओ विसेसहिओ । होइ असुभाण जहण्णो संखेज्जगुणाणि ठाणाणि ॥

विठाणे जवमज्झा हेट्ठा एगंतमीसगाणुवरिं । एवं ति चउट्ठाणे जवमज्झाओ य डायठिई ॥९९॥

अंतो कोडाकोडी सुभविट्ठाण जवमज्झओ उवरिं । एगंतगा विसिट्ठा सुभाजिट्ठा डायठिइजेट्ठा ॥१००॥

अनाकारप्रायोग्य द्विस्थानगतास्तु (एव) द्विविधप्रकृतीनाम् । साकाराः सर्वत्राऽप्यधः स्तोकानि यवमध्यात् ॥९६॥

स्थानानि चतुःस्थानकात् संख्येयगुणान्युपर्येवम् । (एवं) त्रिस्थाने द्विस्थाने शुभान्येकान्तमिश्राणि ॥९७॥

उपरि मिश्राणि जघन्यकः (बन्धः) शुभानां ततो विशेषाधिकः । भवत्यशुभानां जघन्यः, संख्येयगुणानि स्थानानि ॥९८॥

द्विस्थानस्य यवमध्यादध एकान्तमिश्रकानामुपरि । एवं त्रिचतुःस्थानयोर्यवमध्याच्च डायस्थितिः ॥९९॥

अन्तःकोटीकोटी शुभद्विस्थानयवमध्यादुपरि । एकान्तकानि विशिष्टा शुभज्येष्ठा डायस्थितिर्ज्येष्ठा ॥१००॥

---

કર્મનો એકસ્થાની રસબંધ છે, પરન્તુ તે (નવમા ગુણસ્થાનના સંખ્યાતા ભાગ ગયા બાદ બંધાતી ૪ જ્ઞાના૦-૩ દર્શના૦-પુવેદ-સંજ્વલન ૪ અન્તરાય ૫ એ ૧૭ પ્રકૃતિઓનોજ છે, અને એ પ્રકૃતિઓ પરાવર્તમાન નથી માટે અહિં પરા૦ પ્રકૃતિઓના બંધાધિકારમાં એકસ્થાની રસબંધનો પણ નથી.

पल्यासंख्येय(वग) मूलानि गत्वा द्विगुणाश्च द्विगुणहीनाश्च। नानान्तराणि पल्यस्य मूलभागोऽसंख्येयतमः ॥९५॥

अन्वयार्थः—पल्लासखियमूलानि=પલ્યોપમનાં અસંખ્યવર્ગમૂળ गंतु=જઇને दुगुणाय=દ્વિગુણ અને दुगुणहीणाय=દ્વિગુણહીન જીવો હોય છે. नाणंतराणि=નાનાઅન્તરો (દ્વિગુણહીન સ્થાને વા વૃદ્ધિસ્થાને) पल्लस्स मूलभागोअसंखतमो=પલ્યોપમના વર્ગમૂળનો અસંખ્યાતમો ભાગ છે. ॥૯૫॥

भवार्थः—પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અસંખ્યાતમો ભાગ અતિક્રમીને સેકડો સાગરોપમ પર્યંત બમણા બમણા જીવો હોય છે, અને ત્યાર બાદ દ્વિગુણહીન દ્વિગુણહીન થાય છે [ અર્ધ અર્ધ થાય છે ], એમા નાના અન્તરો પલ્યોપમના વર્ગમૂળના અસંખ્યાતમા ભાગના સમયો જેટલાં છે [ અને એક અન્તર પલ્યોપમના અસંખ્યવર્ગમૂળોમાં જેટલા સમય તેટલા સ્થાનોવાળુ છે]. ॥૯૫॥

अवतरण—પુનઃ એ સ્થિતિસ્થાનોમાં પ્રકીર્ણ વિષયોનુ અલ્પબહુત્વ કહે છે, અને તે અલ્પબહુત્વ અનન્તરોક્ત સબંધથી ઉપજતા રસૈયવને અનુસરીને છે, માટે તે પ્રમાણે પ્રકીર્ણ અલ્પબહુત્વ કહેવાય છે.

---

૧ એ રસબંધ આશ્રયી યવની ઉત્પતિ આ પ્રમાણે—જઘન્યસ્થિતિથી સેકડો સાગરોપમ સુધા વિશેષાધિક જીવો હોવાથી અને ત્યારબાદ હીન હીન જીવો હોવાથી એ અલ્પબહુત્ન યવના આકારે જ ગણાય, કારણ કે યવનો આકાર મૂળથી મધ્ય સુધી ક્રમશ. સ્થૂલ હોઇને ત્યારબાદ હીન હીન હોય છે. એ રસબધ આશ્રયી ૬ યવ થાય છે તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ પરા૦શુભના ચતુ સ્થાની રસનો યવ | ૪ પરા૦અશુભના દ્વિસ્થાની રસનો યવ |
| ૨ ,, ત્રિસ્થાની રસનો યવ | ૫ ,, ત્રિથાની રમનો યવ |
| ૩ ,, દ્વિસ્થાની રસનો યવ | ૬ ,, ચતુ સ્થાની રસને યાવ |

આ सुभुक्कोसा=શુભ પરા૦ ની ઉ૦ સ્થિતિ ( ગત રસબંધ ) સુધી જાણવું। તથા असुभाणं=અશુભ પરા૦ ના बिट्ठाणे य ति चउट्ठाणे=બેસ્થાની ત્રિસ્થાની અને ચતુઃસ્થાન રસ બંધકોમાં ( અનુભાગ યવોમાં ) પણ उक्कोसा=ઉત્કૃષ્ટ ( સ્થિતિ ગત ચતુઃસ્થાન રસબંધ ) સુધી ઉપરોક્ત ક્રમે જાણવું ॥૯૪॥

ભાવાર્થ—એ પ્રમાણે શુભ પરા૦નો ત્રિસ્થાન રસ બાંધવા સાથે ધ્રુવબંધીની તદ્‌યોગ્ય જઘન્ય [ ત્રિસ્થાનબંધ યોગ્ય જઘન્ય ] સ્થિતિબંધમાં. વર્તતા જીવો અલ્પ ઈત્યાદિ પ્રરૂપણા ચતુઃસ્થાનવત્ ઘણા સેંકડો સાગરોપમ સુધી પ્રથમ વિશેષાધિક અને ત્યારબાદ વિશેષહીન પ્રરૂપણા કરવી. પુનઃ એ પ્રમાણે દ્વિસ્થાન રસ બંધક આશ્રયી પ્રરૂપણા તે યાવત્ પરા૦ શુભની ઉ૦ સ્થિતિબંધ સુધી કરવી [ અર્થાત્ શુ૦ પરા૦ના ઉ૦ સ્થિતિબંધ વખતે બાંધવા યોગ્ય ધ્રુવબંધિનાં સ્થાનો સુધી કહેવું, એ ઉપરાન્તનાં ધ્રુવબંધિનાં સ્થિતિસ્થાનો શુભપરા૦ પ્રકૃતિના બંધકને બંધયોગ્ય નથી, પરન્તુ અશુભપ્ર૦ના બંધકને બંધયોગ્ય છે—એ ભાવાર્થ છે.] એ પ્રમાણે અશુભ પરાવર્ત્તમાન પ્રકૃતિઓ માટે પણ પ્રરૂપણા કરવી. અર્થાત્ અશુભ પરાવર્ત્તમાન પ્રકૃતિઓનો દ્વિસ્થાન રસ બાંધવા સાથે ધ્રુવબંધિ પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ બાંધતા જીવો અલ્પ, ત્યાર પછીની બીજી સ્થિતિ બાંધતા જીવો વિશેષાધિક, એમ સેંકડો સાગરોપમ પર્યંત વિશેષાધિક વિશેષાધિક કહેવું, ત્યાર બાદ હીન હીન પણ સેંકડો સાગરોપમ સુધી કહેવું. એ પ્રમાણે ત્રિસ્થાન અને ચતુઃસ્થાન રસ સબંધે પણ અશુભ પરાવર્ત્તમાન પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પર્યંત પ્રરૂપણા કરવી. ॥૯૪॥

अवतरणः—એ પ્રમાણે રસબંધ સાથે ધ્રુવબંધીના સ્થિતિબંધ સ્થાનોની સરખામણીમાં બંધકપણે વર્તતા જીવો આશ્રયી અનન્તરોપનિધા કહીને હવે પરંપરોપનિધા પ્રરૂપણા કહે છે—

**पल्लासंखियमूलानि गंतुं दुगुणा य दुगुणहीणा य। नाणंतराणि पल्लस्स मूलभागो असंखतमो ॥९५॥**

अवतरणः—શુભાશુભ પ્રકૃતિઓના રસબંધ સાથે ધ્રુવબંધિ પ્રકૃતિઓના સ્થિતિબંધની સરખામણીમાં તેમાં વર્તતા જીવો આશ્રયી અનન્તરોપનિધા તથા પરંપરોપનિધા કહેવાની છે, તેમાં આ ગાથામાં પ્રથમ શુભપ્રકૃતિઓના રસબંધ સાથે ધ્રુવબંધીના સ્થિતિબંધની સરખામણીને અંગે તેમાં વર્તતા જીવોની અનન્તરોપનિધા [અનન્તર પ્રરૂપણા] કહે છે—

**थोवा जहन्नियाए होंति विसेसाहिओदहिसयाइं । जीवा विसेसहीणा उदहिसयपुहुत्तमो जाव ॥९३॥**

स्तोका जघन्यायां भवन्ति विशेषाधिका उदधिशतानि । जीवा विशेषहीना उदधिशतपृथक्त्वं यावत् ॥९३॥

अन्वयार्थ—जहन्नियाए=જઘન્ય સ્થિતિબંધમાં जीवा=જીવો थोवा=થોડા, उदहिसयाइं=ત્યાર પછી સેંકડો સાગરોપમ સુધી विसेसाहिआ=વિશેષાધિક, ત્યાથી उदहिसयपुहुत्तमो जाव=શત પૃથક્ત્વ સાગરોપમ સુધી विसेसहीणा=વિશેષહીન હીન [ પરા૦શુ૦ના ચતુસ્થાન રસવાળી ધ્રુવબંધિની સ્થિતિઓમાં એ રીતે જાણવું ] ॥૯૩॥

ભાવાર્થ—શુભપરા૦ પ્રકૃતિના ચતુઃસ્થાન રસબંધ સાથે ધ્રુવપ્રકૃતિઓના જઘન્ય સ્થિતિબંધમાં [ અતિ જઘન્ય સ્થિતિબંધમાં ] વર્તતા જીવો અલ્પ, અને ત્યારબાદ શત પૃથક્ત્વ સાગરોપમ ( ઘણા સો સાગરોપમ ) સુધીના દરેક સ્થિતિસ્થાનમાં વર્તતા જીવો વિશેષ વિશેષ અધિક છે, અને ત્યારબાદ ઘણા સેંકડો સાગરોપમ સુધી વિશેષહીન હીન જાણવા. ॥૯૩॥

**एवं तिट्ठाणकरा बिट्ठाणकरा य आ सुभुक्कोसा । असुभाणं बिट्ठाणे तिचउट्ठाणे य उक्कोसा ॥९४॥**

एवं त्रिस्थानकरा द्विस्थानकराश्च शुभोत्कृष्टात् । अशुभानां द्विस्थाने त्रिचतुःस्थानयोश्च (यावद्) उत्कृष्टा ॥९४॥

अन्वयार्थः—एव=એ પ્રમાણે तिट्ठाणकरा=ત્રિસ્થાન રસ બંધકો य दुट्ठाणकरा=અને દ્વિસ્થાન રસ બંધકો સંબંધિ પણ અલ્પબહુત્વ

કહેલો રસ) બાંધે. उ=પુનઃ જે सव्वविसुद्धा=સર્વવિશુદ્ધ-પરા૦શુભના ચતુસ્થાની રસબંધકો धुवपगडि जहन्नठिइं=ધ્રુવપ્રકૃતિની જઘન્ય સ્થિતિઓ बंधंति=બાંધે છે. તથા सुभाण=શુભપરા૦ના तिट्ठाणे=ત્રિસ્થાન રસબંધકો अजहन्न=અજઘન્ય-મધ્યમ સ્થિતિઓ બાંધે છે, बिट्ठाणे=દ્વિસ્થાની રસબંધકો जेट्ठग=ઉત્કૃષ્ટ સ્થિતિઓ બાંધે છે, અને इयरासिं=ઇતર-અશુભ પરા૦ ના ૨-૩-૪ સ્થાની રસબંધકો कमा=અનુક્રમે ધ્રુવબંધીની सट्ठाणे उ=સ્વ સ્થાને જ (સ્વ પ્રાયોગ્ય જ) जहन्न=જઘન્ય अजहन्नं=મધ્યમ અને उक्कोस=ઉત્કૃષ્ટ સ્થિતિઓ બાંધે છે ॥૯૧-૯૨॥

ભાવાર્થ—સર્વ વિશુદ્ધ (અતિ વિશુદ્ધિવાળા), મધ્યમ વિશુદ્ધિવાળા અને અતિસંકિલષ્ટ પરિણામવાળા જીવો પૂર્વોક્ત રસ બાંધે છે. [ શુભપરા૦ નો ૪-૩-૨ સ્થાની અને અશુભપરા૦નો ૨-૩-૪ સ્થાની રસ બાંધે છે-એ પૂર્વ ગાથા સાથે સંબંધ છે ] તથા ( શુભનો ચતુઃસ્થાની રસ બાંધનારા ) સર્વ વિશુદ્ધ જીવો ધ્રુવબંધિ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ બાંધે છે, ત્રિસ્થાની રસ બાંધનારા [ મધ્યમ વિશુદ્ધિવાળા ] જીવો અજઘન્ય-મધ્યમ સ્થિતિ બાંધે છે, અને દ્વિસ્થાની રસ બાંધનારા ( અતિ સંકિલષ્ટ જીવો ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે, અને ઇતર પ્રકૃતિઓના ( અશુભ પરા૦ના ) પણ એજ અશુભપરા૦ના દ્વિસ્થાની આદિ રસબંધકો ) અનુક્રમે[1] સ્વ[2] સ્થાને જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે ॥૯૧-૯૨॥

---

૧ અર્થાત્ પરા૦ અશુભ પ્રકૃતિઓના દ્વિસ્થાની રસને બાંધનાર જીવો ધ્રુવબંધીની જઘન્ય સ્થિતિઓ સ્વભૂમિકાનુસારે બાંધે છે, ત્રિસ્થાની રસ બાંધનાર મધ્યમ સંકલેશ વા વિશુદ્ધિવાળા જીવો મધ્યમ સ્થિતિઓ બાંધે, અને ચતુઃસ્થાની રસ બાંધનાર ( અતિ સંકિલષ્ટ વા અલ્પ વિશુદ્ધ) જીવો ઉત્કૃષ્ટ સ્થિતિઓ બાંધે છે

૨ સ્વસ્થાને બાંધે એટલે અશુભ દ્વિસ્થાન રસબંધની વિશુદ્ધિ અનુસારે જઘન્ય સ્થિતિ બાંધે, પરન્તુ અતિજઘન્ય સ્થિતિ ન બાંધે, કારણ કે અતિ વિશુદ્ધિવાળા જીવોનેજ ધ્રુવબંધિનો અતિજઘન્ય સ્થિતિબંધ હોય છે અને અશુભપરા૦ પ્રકૃતિનો બંધ અતિવિશુદ્ધિવાળા જીવને તે વખતે હોય નહિ.

ત્રિસ્થાની અને દ્વિસ્થાની એમ ત્રણે પ્રકારનો રસ [2]બાંધે, અને અશુભ પરાવર્તમાન પ્રકૃતિઓનો (અશાતા આદિ ૩૯ નો દ્વિસ્થાની ત્રિસ્થાની ચતુઃસ્થાની એ પ્રમાણે) ત્રણે પ્રકારનો વિપરીત રસ બાંધે ॥૯૦॥

अवतरण—પૂર્વ ગાથામાં ધ્રુવબંધિ પ્રકૃતિઓને બાંધનારા જીવો પરા૦શુભ પ્રકૃતિઓને ચતુઃસ્થાની આદિ રસબંધ કરે છે એમ કહ્યું, પરન્તુ કયા જીવો તેવો રસ બાંધે છે? તથા કયા સ્થિતિબંધમાં વર્તતા જીવો કયો રસ બાંધે તે કહે છે—

**सव्वविसुद्धा बंधंति मज्झिमा संकिलिट्ठतरगा य। धुवपगडिजहन्नठिइं सव्वविसुद्धा उ बंधंति ॥९१॥**

**तिट्ठाणे अजहण्णं विट्ठाणे जेट्ठगं सुभाण कमा। सट्ठाणे उ जहन्नं अजहन्नुक्कोसमियरासिं ॥९२॥**

सर्वविशुद्धा बध्नन्ति मध्यमाः संक्लिष्टतराश्च। ध्रुवप्रकृतिजघन्यस्थितिं सर्वविशुद्धास्तु बध्नन्ति ॥९१॥

त्रिस्थानकस्य(बन्धकाः)अजघन्यां द्विस्थानकस्य ज्येष्ठां शुभानां क्रमात्। स्वस्थाने तु जघन्यामजघन्यामुत्कृष्टामितरासाम् ॥९२॥

अन्वयार्थः—અને તે सव्वविसुद्धा=સર્વ વિશુદ્ધ मज्झिमा=મધ્યમ શુદ્ધ य=અને संकिलिट्ठतरगा=અતિ સંક્લિષ્ટ જીવો (૯૦ મી ગાથામાં

---

રાખવો તે ત્રિસ્થાની અને ચારશેર ઉકાળીને એક શેર રાખવો તે ચતુઃસ્થાની એ રીતે શુભાશુભ પ્રકૃતિનો હીનાધિક રસ યથાસંભવ વિચારવો.

૨ અહિં ધ્રુવપ્રકૃતિઓના બંધ સાથે શુભપરા૦ તથા અશુભપરા૦ પ્રકૃતિઓનો રસબંધ સરખાવવાનું કારણ કે ધ્રુવબંધીનો બંધ નિરન્તર છે અને પરાવર્તમાન પ્રકૃતિઓનો બંધ નિરન્તર નથી માટે તથા આ ચતુઃસ્થાન આદિ ક્રમ ધ્રુવબંધિના જઘન્ય સ્થિતિથી પ્રારંભીને ગણવાનો છે, જેથી ધ્રુવબંધીની જઘન્ય સ્થિતિ બંધાય ત્યારે શુભ પ્રકૃતિઓ ઉત્કૃષ્ટ રસે બંધાય, કારણ કે સંક્લેશ અલ્પ અને વિશુદ્ધિ અધિક છે માટે એ ક્રમ પ્રમાણે આ રસબંધ પ્રરૂપણા છે

જાણવી ). ॥૮૯॥

અવતરણ—એ પ્રમાણે સ્થિતિ પ્રરૂપણા તથા પ્રકૃતિ પ્રરૂપણા કરીને હવે સ્થિતિસ્થાનોમાં જીવવર્તનાની પ્રરૂપણા [ અર્થાત સ્થિતિસ્થાનમાં બંધકપણે વર્તતા ( સ્થિતિબંધ કરતા ) જીવો કયા પ્રકારનો રસ બાંધે ? અને કયા પ્રકારના રસબંધમાં કેટલાં સ્થિતિસ્થાનો બંધાય ? એ પ્રમાણે રસબાંધતા જીવોનું અલ્પબહુત્વ ઇત્યાદિ પ્રરૂપણા] કહેવાની છે ત્યાં પ્રથમ ધ્રુવબંધિ પ્રકૃતિઓના બંધમાં પરા૦શુભ તથા૦અશુભ પ્રકૃતિઓનો રસબંધ કહે છે—

**बंधंता धुवपगडी परित्तमाणिग सुभाण तिविहरसं । चउ तिग बिट्ठाणगयं विवरीयतिगं च असुभाणं ॥९०॥**

**बध्नन्तो ध्रुवप्रकृतीः, परावर्त्तमान(क)शुभानां त्रिविधरसम् । चतुस्त्रिद्विस्थानगतं विपरीतत्रिकं चाशुभानाम् ॥९०॥**

अन्वयार्थः—धुवपगडी=ધ્રુવબંધિ પ્રકૃતિઓને बन्धंता=બાંધતો જીવ परित्तमाणिगसुभाणं=પરાવર્તમાન શુભપ્રકૃતિનો चउ=ચતુઃસ્થાન तिग=ત્રિસ્થાન અને बिट्ठाणगयं=દ્વિસ્થાનગત રસ એમ तिविहरसं=ત્રણ પ્રકારનો રસ બાંધે, च=અને असुभाणं=અશુભ પરાવર્તમાન પ્રકૃતિઓનો विवरीयतिगं=વિપરીત ત્રણ પ્રકારનો રસ (૨-૩-૪ સ્થાની) બાંધે ॥૯૦॥

भावार्थ—૪૭ ધ્રુવપ્રકૃતિઓને બાંધતા જીવો પરાવર્તમાન શુભ પ્રકૃતિઓનો ( શાતા વિગેરે ૩૪ પ્રકૃતિઓનો ) [1]ચતુઃસ્થાની

---

નુભાગ છે તેથી એજ જઘ૦સ્થિતિના જઘન્યાંધ્યવસાયનો ઉત્કૃષ્ટ અનુભાગ અનન્તગુણ છે, કારણ કે એકજ સ્થિતિ અધ્યવસાયમા અનુભાગાધ્યવસાય અસંખ્યલોક જેટલા છે, એ તીવ્રમન્દતા તો પૂર્વે અનુભાગ પ્રકરણમાં જ, અનુકૃષ્ટિ કહ્યા બાદ ૫૨-૫૩ અને ૬૫ આદિ ગાથાઓમાં કહેવાઇ છે.

૧ જેમ શેલડીનો અથવા લિંબડાનો સ્વાભાવિક રસ તે એકસ્થાની, બશેર ઉકાળીને એક શેર રાખવો તે દ્વિસ્થાની, ત્રણશેર ઉકાળીને એક શેર

स्थितिदीर्घतया क्रमशोऽसंख्येयगुणितान्यनन्तगुणतया। प्रथमजघन्योत्कृष्टं द्वितीयजघन्यादिका आ चरमात् ॥८९॥

अन्वयार्थ—ठिइदीहयाए=સ્થિતિની દીર્ઘતા પ્રમાણે कमसो=અનુક્રમે અધ્યવસાયો असंखगुणियाण=અસંખ્યગુણ ( ૮ કર્મમાં ) હોય છે. पढम=પ્રથમ સ્થિતિના जहन्नं उक्कोस=જઘન્યથી ઉત્કૃષ્ટ અનુભાગ अणतगुणणाए=અનંતગુણ, એ રીતે बितिय=બીજી સ્થિતિના जहन्नआइया=જઘન્ય અનુભાગથી પ્રારંભીને (आ)चरमा=છેલ્લા ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન સુધી અનંતગુણ કહેવું ॥૮૯॥

भावार्थ—સ્થિતિની દીર્ઘતાને અનુસારે અનુક્રમે સ્થિતિઅધ્યવસાયો ( મૂળ કર્મના ) અસંખ્યગુણ અસંખ્યગુણ છે, [ અર્થાત્ આયુષ્યના અલ્પ ( તોપણ અસં૦લોક ), તેથી નામ ગોત્રના અસં૦ગુણ પરસ્પર તુલ્ય, તેથી જ્ઞા૦ દ૦ વે૦ અન્ત૦ના અસંખ્યગુણ, પરસ્પર તુલ્ય, તેથી મોહનીયના અસંખ્યગુણ. ॥ इति अल्पबहुत्वम् ॥ હવે તીવ્રમન્દતા આ પ્રમાણે—पढमजहन्नुक्कोसं=પ્રથમ સ્થિતિનો જઘન્યાધ્યવસાય, અને ઉત્કૃષ્ટ અધ્યવસાય, ત્યારબાદ बितीय=બીજી સ્થિતિનો જઘન્ય અધ્યવસાય, ઈત્યાદિ પરિપાટીએ છેલ્લા સ્થિતિબંધના છેલ્લા ઉત્કૃષ્ટ અધ્યવસાય સુધી અનુક્રમે અનુક્રમે અનન્તગુણ અનન્તગુણ તીવ્રતા જાણવી ( પશ્ચાનુપૂર્વીએ મન્દતા

૧ ભાવાર્થ એ છે કે—એકજ સ્થિતિ અનેક જીવોને એક સમયે, અને એક જીવને જૂદા જૂદા કાળે ભિન્ન ભિન્ન અધ્યવસાયે બંધાય છે તે ભિન્ન ભિન્ન અધ્યવસાયો એકજ સ્થિતિના અસંખ્ય લોકના આકાશપ્રદેશ જેટલા છે. એ પ્રમાણે દરેક સ્થિતિના અધ્યવસાય અસંખ્ય અસંખ્ય લોકના આકાશ પ્રદેશ જેટલા જૂદા જૂદા છે, ( એ અધ્યવસાયોમા જેટલા સંકિલષ્ટ અધ્યવસાયો છે તેટલા વિશુદ્ધ અધ્યવસાયો પણ પ્રાયઃ સરખા છે ) જેથી જઘ૦ સ્થિતિનો જઘ૦ અધ્યવસાય એટલે જઘન્ય સંકલેશ તેનાથી એજ જઘ૦ સ્થિતિનો ઉ૦સંકલેશ અનન્તગુણ છે, તેથી બીજી સમયાધિક સ્થિતિબંધનો જઘન્ય સંક્લેશ તે પ્હેલીના ઉત્કૃષ્ટ સંકલેશથી અનન્તગુણ છે, તેથી પણ એજ બીજી સ્થિતિનો ઉ૦સંકલેશ અનન્તગુણ છે. આ તીવ્રમન્દતા સ્થિતિબંધના કપાયોદયની કહી, અને લેશ્યાપરિણામરૂપ અનુભાગની તીવ્રમન્દતા તો જઘન્ય સ્થિતિના જઘન્ય અધ્યવસાયમા જે જઘન્યા-

[અસંખ્ય] છે [અને એક અન્તર પલ્યોપમના અસંખ્ય વર્ગમૂળ જેટલું છે] ॥ઇતિ પરંપર વૃદ્ધિ ॥૮૮॥ इति प्रगणना ॥

अवतरण—સ્થિતિ સ્થાનોની પ્રરૂપણામાં પ્રથમ પ્રગણનાઅનુયોગ [અધ્યવસાયોની ગણના] કહીને હવે બીજો અનુકૃષ્ટિ અનુયોગ કહેવાય છે. ત્યાં સ્થિતિસ્થાનોમાં સ્થિતિબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ છે જ નહિ. તે આ પ્રમાણે-કોઈપણ કર્મના જઘન્ય સ્થિતિબંધમાં જે સ્થિતિઅધ્યવસાયો છે તે સર્વથી ભિન્ન બીજાજ અધ્યવસાયો બીજી સ્થિતિમાં છે, ત્રીજી સ્થિતિમાં પણ અન્ય અધ્યવસાયો છે, એ રીતે ઉ૦સ્થિતિબંધ સુધીની સર્વ સ્થિતિઓમાં દરેકમાં જૂદા જૂદાજ સ્થિતિબંધના હેતુભૂત અધ્યવસાયો છે.

ત્રીજો અનુયોગ તીવ્રમન્દતા કહેવાનો છે, તે આગળ કહેવાશે. ॥ इति स्थिति प्ररुपणा. ॥ એ રીતે પ્રથમ સ્થિતિપ્રરૂપણા કહીને હવે પ્રકૃતિપ્રરૂપણા કહેવાની છે, તેમાં પ્રમાણાનુગમ (આઠ મૂળકર્મમાંની સ્થિતિઓના અધ્યવસાયોની સંખ્યા.) અને અલ્પબહુત્વ (આઠ મૂળકર્મમાં સ્થિતિ અધ્યવસાયોનું પરસ્પર અલ્પબહુત્વ). એ બે અનુયોગો કહેવાશે. ત્યાં જ્ઞાનાવરણીયાદિ દરેક મૂળકર્મના બંધમાં હેતુભૂત અસંખ્ય અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલા અધ્યવસાયો છે—ઇતિ પ્રમાણાનુગમ અનુયોગ. હવે બીજો અલ્પબહુત્વ અનુયોગ કહેવાય છે તથા કહેવાની બાકી રાખેલી તીવ્રમન્દતા કહેવાય છે તે આ પ્રમાણે—

**ठिइदीहयाइकमसो असंखगुणियाणि णंतगुणणाए। पढमजहण्णुक्कोसं बितिय जहन्नाइ आ चरमा ॥८९॥**

---

૧ આ ગાથામાં એક અન્તર સ્થાનો કહ્યા નથી પરન્તુ વૃત્તિમાં કહ્યાં છે. તથા એ એક અન્તરસ્થાનો પલ્યોપમનું જે એક વર્ગમૂળ તેવાં અસંખ્ય વર્ગમૂળના જેટલા સમય તેટલાં સ્થિતિસ્થાનો બે દ્વિગુણવૃદ્ધિની વચ્ચે એકજ આંતરામાં છે. પુનઃ એ એક અન્તરસ્થાનો અને દ્વિગુણવૃદ્ધિ સ્થાનો સર્વ પ્રકૃતિઓમા સરખી સંખ્યાએ ન હોય પરન્તુ સ્થિતિઅનુસારે હીનાધિક હોય.

अन्वयार्थः—पल्लासंखियभागं=પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ गंतुं=જઈને उक्कोसा जाव=ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધી दुगुणाणि=દ્વિગુણ દ્વિગુણ અધ્યવસાયો છે, એમાં नाणा अंतराणि=નાના અન્તરો (દ્વિગુણવૃદ્ધિ સ્થાનો) अंगुलमूलछेयण=અંગુલના વર્ગમૂળનાં છેદનકોનો असंखतमो=અસંખ્યાતમો ભાગ છે. ॥૮૮॥

ભાવાર્થ—(જઘ૦ સ્થિતિસ્થાનથી) પલ્યોપમના અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગ જેટલા સ્થિતિસ્થાનો ઓળંગી ઓળંગીને પછી જે, જે સ્થિતિસ્થાન હોય તેમાં તેમાં જે સ્થિતિસ્થાનથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનો ઓળંગ્યા તેનાથી દ્વિગુણું દ્વિગુણ (બમણા બમણા) અધ્યવસાયો હોય. [અર્થાત્ પ્રથમ પલ્યાસંખ્યેયભાગ છોડીને પછીના એક સ્થાનમાં પેલા સ્થાનથી બમણા, પુનઃ ત્યાંથી બીજો પલ્યાસંખ્યેભાગ છોડીને પછીના એક સ્થાનમાં જે સ્થાનમાં બમણા થયા તેનાથી બમણા અને જઘ૦થી ચાર ગણા અધ્યવસાયો હોય એ પરિપાટી ઉ૦ સ્થિતિસ્થાન સુધી જાણવી]. એમાં નાના અન્તરો (વચ્ચે વચ્ચે દ્વિગુણ વૃદ્ધિવાળું આવતું એકેક સ્થાન ભેગાં કરતાં) અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલ આકાશપ્રદેશના પ્રથમ મૂળના છેદનકના અસંખ્યાતમા ભાગ જેટલાં

ભાવાર્થ એ છે કે—એક અંગુલ પ્રમાણ દીર્ઘ અને એક આકાશપ્રદેશ જેટલી જાડી અથવા પ્રાતળી આકાશપ્રદેશની એક શ્રેણિમા-પંક્તિમા અસંખ્ય આકાશપ્રદેશ છે, અને તે પણ એટલા છે કે કાળના હિસાબે સરખાવીએ તો અસંખ્ય ઉત્સર્પિણી અને અસંખ્ય અવર્પિણીના જેટલા સમયો તેટલા છે, (અંગુલના અસંખ્યાતમા ભાગમા પણ એટલા ઘણા આકાશપ્રદેશ છે તો પૂર્ણ અંગુલક્ષેત્રમાં એથી ઘણા તો પણ અસંખ્ય કાળ-ચક્રના સમયો જેટલાં હોય તેમાં શું આશ્ચર્ય!) એ અંગુલ પ્રમાણ પંક્તિમાં રહેલા આકાશપ્રદેશોની સંખ્યાનું પહેલીવાર મૂળ કાઢવાથી જે સંખ્યા આવે તે સંખ્યાને અર્ધ અર્ધ કરતા જવું, ત્યાં સુધી અર્ધ અર્ધ કરવી કે છેવટની સંખ્યાનો અર્ધ ભાગ થઈ શકે નહિ. છેદનક એટલે અર્ધ અર્ધ કરવુ તે. જેમકે સોળનું પેલું છેદનક આઠ બીજું ચાર ત્રીજુ બે ચોથુ એક. અંગુલપ્રમાણ ક્ષેત્રના આકાશપ્રદેશના પ્રથમ મૂળના આવા અસંખ્ય છેદનકો થાય. કુલ છેદનકોના અસંખ્યાતમા ભાગે જેટલા છેદનકો આવે તેનો જેટલો સરવાળો થાય તેટલા દ્વિગુણવૃદ્ધિ સ્થાનો છે.

**ठिइबंधे ठितिबंधे अज्झवसाणाणसंखया लोगा। हस्साविसेसवुड्ढी आऊणमसंखगुणवुड्ढी ॥८७॥**

स्थितिबन्धे स्थितिबन्धे अध्यवसानानामसंख्येया लोकाः। ह्रस्वाद्विशेषवृद्धिरायुषामसंख्येयगुणवृद्धिः ॥८७॥

अन्वयार्थः—ठिइबंधे ठिइबंधे=એકેક સ્થિતિમાં अज्झवसाणाण=અધ્યવસાયોના ( અધ્યવસાયો ) असंखया लोगा=અસંખ્યાત લોક જેટલા છે, हस्सा=હ્રસ્વથી–જઘન્ય સ્થિતિબંધથી પ્રારંભીને (અધ્યવસાયોની) विसेसवुड्ढी=વિશેષવૃદ્ધિ છે, પરન્તુ आऊण=ચાર આયુના સ્થિતિબંધોમાં અધ્યવ૦ની असंखगुणवुड्ढी=અસંખ્યગુણ વૃદ્ધિ છે. ॥૮૭॥

भावार्थः—સ્થિતિબંધે સ્થિતિબંધે (પ્રત્યેક સ્થિતિબંધમાં] અધ્યવસાયો ( કષાયોદયો ) અસંખ્યાત લોકાકાશના આકાશપ્રદેશ જેટલા છે. એમાં અનન્તરોપનિધા આ પ્રમાણે–( આયુષ્ય રહિત કોઈપણ કર્મના ) જઘન્ય સ્થિતિસ્થાનથી પ્રારંભીને ઉ૦સ્થિતિસ્થાન સુધીમાં દરેકમાં ( અનન્તર અનન્તરમાં ) અનુક્રમે વિશેષાધિક વિશેષાધિક અધ્યવસાયો છે, ( માટે સાતકર્મની સ્થિતિઓની અધ્યવસાયોમાં વિશેષાધિક વૃદ્ધિ છે, અને આયુષ્યના સ્થિતિસ્થાનોમાં જઘન્યથી ઉત્કૃષ્ટ સુધી અનુક્રમે અધ્યવસાયોની અસંખ્યગુણ અસંખ્યગુણ વૃદ્ધિ છે. એ અનન્તર વૃદ્ધિ કહી ॥૮૭॥

अवतरण—જ્યાં અનન્તરોપનિધા ત્યાં પરંપરોપનિધા પણ કહેવાની હોય છે, જેથી અહિં સ્થિતિસ્થાનોમાં અધ્યવસાયોની અનન્તરોપનિધા પૂર્વગાથામાં કહીને હવે આ ગાથામાં પરપરોપનિધા કહેવાય છે.—

**पल्लासंखियभागं गंतुं दुगुणाणि जाव उक्कोसा। नाणंतराणि अंगुलमूलच्छेयणमसंखतमो ॥८८॥**

पल्यासंख्येभागं गत्वा द्विगुणानि यावदुत्कृष्टम्। नानान्तराण्यंगुलमूलछेदनकासंख्येयतमभागः ॥८८॥

अवतरण—એ પ્રમાણે અલ્પબહુત્વ કહીને હવે સ્થિતિબંધના અધ્યવસાયસ્થાનોની પ્રરૂપણા કરવાની છે, એમાં ત્રણ અનુયોગ છે, તે આ પ્રમાણે—૧ સ્થિતિ અનુયોગ, ૨ પ્રકૃતિ અનુયોગ, ૩ જીવ વર્તના અનુયોગ, તેમા સ્થિતિ પ્રરૂપણા પણ પ્રગણના અનુકૃષ્ટિ અને તીવ્રમન્દતા એમ ત્રણ પ્રકારની છે, ત્યાં પ્રથમ પ્રગણના [દરેક સ્થિતિબંધમાં સ્થિતિબંધહેતુભૂત અધ્યવસાયો—કષાયોદયો કેટલા કેટલા છે? તેની સંખ્યા] કહે છે—

---

અસં૦ગુણ (અન્તર્મુ૦હીન ૨૦૦૦–૩૦૦૦–૭૦૦૦ વર્ષ પ્રમાણ ઇત્યાદિ), અબાધા કંડકો પણ તેટલાં જ છે, તેથી ઉત્કૃષ્ટ અબાધા વિશેષાધિક (સંપૂર્ણ ૭૦૦૦ વર્ષ ઇત્યાદિ), તેથી દ્વિગુણહાનિસ્થાનો અસંખ્યગુણ (પલ્યો૦પ્રથમ વર્ગમૂલાસંખ્યભાગપ્રમાણ), તેથી એક અન્તરનાં સ્થાનો અસં૦ગુણ, (અસં-ખ્ય પલ્યવર્ગમૂળ પ્રમાણ), તેથી અર્થકંડક અસં૦ગુણ (પલ્યાસંખ્યભાગ પ્રમાણ), તેથી જઘન્ય સ્થિતિબંધ અસં૦ગુણ (અન્તઃ કો૦કો૦સાગરો૦), તેથી સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ (અન્તર્મુ૦હીન ૨૦–૩૦–૭૦ કો૦કો૦ ઇત્યાદિ), તેથી ઉ૦સ્થિતિબંધ વિશેષાધિક (પૂર્ણ ૨૦–૩૦–૭૦ કો૦કો૦સા૦ ઇત્યાદિ).

સંજ્ઞિપંચે૦ તથા અસં૦ પંચે૦ પર્યાપ્તના આયુષ્ય કર્મમાં ૧૦ બોલનું અલ્પબહુત્વ–જઘન્ય અબાધા અલ્પ (અન્તર્મુ૦), તેથી જઘ૦ સ્થિતિ-બંધ સંખ્યાતગુણ (૨૫૬ આવલિકા), તેથી અબાધાસ્થાનો સંખ્યગુણ (અન્તર્મુ૦ હીન પૂર્વક્રોડવર્ષનો ત્રીજો ભાગ), તેથી ઉ૦ અબાધા વિશેષાધિક (પૂર્વક્રોડવર્ષનો ત્રીજો ભાગ પૂર્ણ), તેથી દ્વિગુણ હાનિસ્થાનો—નાના અન્તરો અસં૦ગુણ (પલ્ય પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગ પ્રમાણ), તેથી એક અન્તર અસંખ્યગુણ (અસંખ્ય પલ્યવર્ગમૂળ પ્રમાણ), તેથી સ્થિતિસ્થાનો અસંખ્યગુણ (૨૫૬ આવલિ રહિત ૩૩ સાગરો૦), તેથી ઉ૦સ્થિતિબંધ વિશેષાધિક (પૂર્ણ ૩૩ સાગરોપમ). અહિં અબાધા કંડક અને અર્થકંડકનું અલ્પબહુ૦ કહ્યું નથી તેનું કારણ કે જ્ઞાનાવરણીયાદિવત્ સમય સમય હીન અબાધાએ એકેક સ્થિતિ કંડક હીન હીન થાય એ અનુક્રમ આયુષ્ય કર્મની અબાધાને અંગે છે જ નહિ, કારણ કે આયુષ્યની અબાધા ઉ૦ સ્થિતિબંધાદિકમાં અનિયત (જઘ૦ મધ્યમ ઉત્કૃષ્ટ ત્રણે પ્રકારે) હોય છે માટે.

દિગ્દર્શનમાત્રથી એ સંજ્ઞિપંચે૦ પર્યાપ્તાદિ જીવભેદમા ૧૦ બોલનું અલ્પબહુત્વ દર્શાવ્યુ, શેષ જીવભેદોમાં વૃત્તિને અનુસારે જાણવું

અવતરણઃ—આ ગાથામાં ઉ૦ સ્થિતિબંધ આદિક ૧૦ બોલનું અલ્પબહુત્વ કહેવાને માટે એ ૧૦ બોલ કયા કયા તે જ માત્ર અહિં દર્શાવાય છે [અલ્પબ૦ વૃત્તિમાં કહ્યું છે].

**बंधाबाहाणुक्कस्सियरं कंडकअबाहबंधाणं । ठाणाणि एक्कनाणंतराणि अत्थेणकंडं च ॥८६॥**

**बंधाबाधयोरुत्कृष्टेतरे कंडकाबाधाबन्धानाम् । स्थानान्येकनानान्तराण्यर्थेनकंडकं च ॥८६॥**

અન્વયાર્થઃ—उक्कस्स=ઉત્કૃષ્ટ इयरं=ઇતર-જઘન્ય बंध=સ્થિતિબંધ અને अबाहाण=અબાધા (જ. ઉ૦), कंडकअबाहबंधाणं=કંડકનાં અબાધાનાં અને બંધનાં ठाणाणि=સ્થાનો एक्क नाणा अन्तराणि=એક અન્તર અને નાના અન્તરો च=અને अत्थेण कडं=અર્થેન કંડક (એ ૧૦ સ્થાનોનું અલ્પબહુત્વ કહેવા યોગ્ય છે). ॥૮૬॥

ભાવાર્થઃ—બંધ અને અબાધા એ બન્ને ઉત્કૃષ્ટ અને જઘન્ય, (૪) તથા કંડક અબાધા અને બંધનાં સ્થાનો (૩), એક અન્તર અને નાના અન્તર તથા અર્થેન કંડક (૩) એ ૧૦ નું અલ્પબહુત્વ વિચારવું [ઉ૦ સ્થિતિબંધ, જ૦ સ્થિતિબંધ, ઉત્કૃષ્ટ અબાધા, જઘન્ય અબાધા, કંડકસ્થાનો, અબાધાસ્થાનો, સ્થિતિબંધસ્થાનો, બે દ્વિગુણ હાનિ વચ્ચેનું એક અન્તર (તેમાં રહેલાં પલ્યાસં૦ ભાગ જેટલાં સ્થિતિસ્થાનો),—નાના અન્તરો (દ્વિગુણ હાનિ સ્થાનો) અને અર્થેન કંડક (જઘ૦ અબાધાહીન ઉ૦ અબાધાવડે જઘ૦સ્થિતિ હીન ઉ૦ સ્થિતિને ભાગતાં જે આવે તે ) એ ૧૦ બોલનું અલ્પબહુત્વ ૧૪ જીવભેદોમાં વિચારવું ॥૮૬॥

---

૧ અર્થાત્ એક અબાધાકંડક કે જે પલ્યાસંખ્યભાગ પ્રમાણ છે તે.

૨ સંક્ષેપથી આ પમાણે—સં પર્યાપ્ત સં૦ અપર્યાપ્તાના આયુ રહિત ૭ કર્મબંધમાં જઘ૦ અબાધા અલ્પ (અન્તર્મુ૦), તેથી અબાધાસ્થાનો

અસંખ્યાતમા ભાગ જેટલાં છે ॥૮૪॥ इति निपेकस्थान प्ररूपणा ॥

## ॥ स्थितिस्थानोमां अवाधाकंडक प्ररूपणा ॥

**मोत्तूण आउगाइं समए समए अबाहहाणीए । पल्लासंखियभागं कंडं कुण अप्पबहुमेसिं ॥८५॥**

**मुक्त्वायुष्कानि समये समयेऽबाधाहानौ पल्यासंख्येयभागं कंडकं (हीनं) कुरु अल्पबहुत्वमेषाम् ॥८५॥**

अन्वयार्थ—आउगाइ=ચાર આયુષ્યને मोत्तूण=વર્જીને समए समए=એકેક સમય अबाहहाणीए=અબાધાહીન હીન થતાં पल्लासखिय-भाग=પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ कंडं=એકેક કંડક હીન कुण=કરો-કરવું. एसिं=એ સ્થિતિ સ્થાન આદિનું अप्पबहु=અલ્પ-બહુત્વ આ પ્રમાણે છે. ॥૮૫॥

भावार्थ—ચાર આયુષ્યને છોડીને શેષ સર્વ [૧૧૬] કર્મની અબાધાનો એકેક સમય ન્યૂન થવા સાથે સ્થિતિબંધમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ એકેક કંડક ન્યૂન [2]ન્યુન થાય છે. હવે એ સ્થિતિબંધાદિ સર્વનું અલ્પબહુત્વ કહેવાય છે ॥૮૫॥

---

૧ અબાધા વર્જીને શેષ સર્વ સ્થાનો નિષેકસ્થાનો કહેવાય,

૨ ભાવાર્થ એ છે કે—ઉ૦ સ્થિતિબંધમાં ઉ૦ અબાધા હોય, તેથી સમયહીન સ્થિ૦ બંધમા પણ તેજ ઉ૦ અબાધા, યાવત્ પલ્યાસ૦ભાગ હીન સ્થિતિબધ સુધી તેજ ઉ૦ અબાધા હોય, તેથી એક સમય હીન દ્વિસમયહીન યાવન્ પલ્યાસં૦ભાગ હીન સ્થિતિબધમા સમય હીન ઉ૦ અબાધા હોય, એ પ્રમાણે જઘ૦ સ્થિતિબધ સુધીમાં કંડક કડક હીન સ્થિતિબંધે સમય સમય ન્યૂન અબાધા જાણવી અર્થાત્ પલ્યો૦ના અસ૦મા ભાગ સુધીની સ્થિતિઓની અબાધા એક સરખી હોય છે.

¹अनन्तरोपनिधा निषेक ॥८३॥

અવતરણ—એ પ્રમાણે નિષેક સ્થાનોમાં અનન્તરોપનિધાએ પ્રદેશ રચના કહીને હવે પરંપરોપનિધાએ પ્રદેશ રચના (પ્રદેશ સંખ્યા) કહે છે—

**पल्लासंखियभागं गंतुं दुगुणूणमेवमुक्कोसा । नाणंतराणि पल्लस्स मूलभागो असंखतमो ॥८४॥**

**पल्यासंख्येयभागं गत्वा द्विगुणोनमेवमा उत्कृष्टात् । नानान्तराणि पल्यस्य मूलभागोऽसंख्यतमः ॥८४॥**

अन्वयार्थ—पल्लासंखियभागं=પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ गंतुं=જઇને दूगुण ऊणं=દ્વિગુણહીન પ્રક્ષેપ થાય છે, एवं=એ પ્રમાણે उक्कोसा=ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી દ્વિગુણ હાનિ જાણવી, એમાં नाणंतराणि=નાના અન્તરો पल्लस्स मूलभागो असंखतमो=પલ્યોપમના વર્ગમૂળનો અસંખ્યાતમો ભાગ છે. ॥૮૪॥

भावार्थ—અબાધાકાળથી ઉપરના પ્રથમ સમયથી આરંભીને યાવત્ ઉ૦ સ્થિતિ સુધીમાં પલ્યોપમના અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનો દૂર જઇને ત્યાર પછી જે જે એકેક સ્થિતિસ્થાન આવે તેમાં પ્રદેશો દ્વિગુણ હીન દ્વિગુણ હીન હોય. એમાં નાના અન્તરો [આંતરે આંતરે આવતું એકેક દ્વિગુણ હીન હીન સ્થાન તે સર્વ એકત્ર કરતાં] પલ્યોપમના વર્ગમૂળના

૧ ભાવાર્થ એ છે કે—વિવક્ષિત એક સમયમાં જે એક સ્થિતિ બંધાય તેની અબાધા કર્મપ્રદેશ રહિતજ હોય, કારણ કે અબાધા કાળમાં કર્મ ઉદય આવે નહિં, પરન્તુ અબાધા પૂર્ણ થયા બાદ ઉદયમાં આવે, માટે જે સમયથી ઉદય આવવા યોગ્ય છે તે સમયથી પ્રારંભીને જ ઉ૦ સ્થિતિ સુધીના સર્વ સમયોમાં કર્મપ્રદેશો હીન હીન સ્થપાય અને એજ ક્રમે તે સમયો-સ્થિતિસ્થાનો અને તેમાંના પ્રદેશો ઉદયમાં આવે.

સ્થિતિબંધ અનુક્રમે સંખ્યાતગુણ છે. [સં૦૫૦નો જ૦-સં૦અપ૦નો જ૦-સં૦અપ૦નો ઉ૦-સં૦૫૦નો ઉ૦]. અહિં સંયતના ઉ૦સ્થિતિબંધથી પ્રારંભીને સં૦અપ૦ના ઉ૦સ્થિતિબંધ સુધીના બંધો એક કોડાકોડી સાગરોપમની અંદરના છે [અંતઃ કો૦ કો૦સા૦પ્રમાણના છે, એ અંત કો૦ કો૦ સા૦ પણ નાના મોટા જાણવા]. અને ઓઘથી જે ઉ૦સ્થિતિબંધ [૩૦-૨૦-૭૦ કો૦કો૦આદિ] પૂર્વે કહ્યો છે તે તો કેવળ સંજ્ઞિપર્યાપ્તાનેજ હોય છે. ॥૮૨॥ इति स्थितिबंधस्थानप्ररूपणा ॥

## ॥ अथ स्थितिस्थानेषु प्रदेशनिपेक प्ररूपणा ॥

**मोत्तूण सगमबाहं पढमाइ ठिइ बहुतरं दव्वं। एत्तो विसेसहीणं जावुक्कोसं ति सव्वेसिं ॥८३॥**

**मुक्त्वा स्वकीयामबाधां प्रथमायां स्थितौ बहुतरं द्रव्यम्। इतो विशेषहीनं यावदुत्कृष्टामिति सर्वासु ॥८३॥**

अन्वयार्थः—सगं=પોતપોતાની अबाहं=અબાધા मोत्तूण=મૂકીને-વર્જીને પછીની पढमाण ठिइए=પહેલી સ્થિતિમાં बहुतरं दव्वं=ઘણું કર્મદ્રવ્ય સ્થપાય છે, एत्तो=ત્યારપછી उक्कोस जाव=ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી विसेसहीणं=વિશેષ હીન હીન કર્મદ્રવ્ય પ્રક્ષેપાય છે, ति=એ પ્રમાણે सव्वेसि=સર્વ કર્મસ્થિતિઓમાં નિષેક રચના જાણવી ॥૮૩॥

भावार्थः—સર્વ પ્રકૃતિઓમાં પોતપોતાની અબાધા વર્જીને [ જે અબાધાથી ઉપરની સ્થિતિ છે તે ] પ્રથમ સ્થિતિમાં ઘણું દ્રવ્ય [ ઘણા કર્મપ્રદેશો ] નિક્ષિપ્ત કરે [ સ્થાપે-ગોઠવે ], ત્યાર પછીની બીજી ત્રીજી આદિ સ્થિતિઓમાં અનુક્રમે વિશેષહીન વિશેષહીન દ્રવ્ય યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિસુધીની સર્વ સ્થિતિઓમાં પ્રક્ષેપે-ગોઠવે. (નિષેક રચનામાં આ અનન્તરોપનિધા પ્રરૂપણા જાણવી). ॥ इति

આદિ ભાગ આવે તેટલો એકે૦નો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે. એ એકેન્દ્રિયના ઉ૦સ્થિતિબંધથી ૨૫ ગુણો ૫૦ ગુણો ૧૦૦ ગુણો અને ૧૦૦૦ ગુણો સ્થિતિબંધ અનુક્રમે દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય એ૦ વિકલે૦નો અને અસંજ્ઞિપંચેન્દ્રિયનો ઉ૦સ્થિતિબંધ છે, અને તેમાંથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન દ્વીન્દ્રિયાદિકનો ઇતર-જઘન્ય સ્થિતિબંધ છે. [અને સંજ્ઞિપંચે૦નો ઉ૦સ્થિતિબંધ તો જે ૩૦ કો૦ કો૦ આદિ છે તેજ જાણવો. અને જઘ૦સ્થિતિબંધ અન્તર્મુ૦આદિ જાણવો] તથા એ અસંજ્ઞિ૦પંચે૦ના ઉ૦સ્થિતિબંધથી સર્વવિરતનો ઉ૦સ્થિતિબંધ સંખ્યાતગુણ (કારણ કે અંત કો૦ કો૦ સાગરો૦ પ્રમાણ છે), તેથી દેશવિરતિના બન્ને સ્થિતિબંધ [ જઘ૦ ઉ૦ ] અનુક્રમે સંખ્યાતગુણ છે તેથી સમ્યગ્દષ્ટિના ચાર સ્થિતિબંધ [પર્યા૦નો જઘ૦-અપર્યા૦નો જઘ૦-અપર્યાપ્તનો ઉ૦-પર્યા૦નો ઉ૦ એ ચાર અનુક્રમે] સંખ્યાતગુણા[1] છે. ॥૮૦-૮૧॥

## सन्निपज्जत्तियरे अब्भिंतरओ य कोडिकोडीओ । ओघुक्कोसो सन्निस्स होइ पज्जत्तगस्सेव ॥८२॥

### संज्ञिपर्याप्तेतरयोरभ्यन्तरश्च कोटीकोटयाः। ओघोत्कृष्टः संज्ञिनो भवति पर्याप्तकस्यैव ॥८२॥

अन्वयार्थः—सन्निपज्जत्तियरे=સંજ્ઞિપર્યાપ્ત અને અપર્યાપ્તનો (જ૦બંધ), અને સંજ્ઞિ અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટબંધ य=पुनः कोडाकोडीओ=એક કોડાકોડીથી अब्भितरओ=અભ્યંતર-અંદરનો છે, અને ओघ=ઓઘથી જે उक्कोसो=ઉ૦સ્થિતિબંધ છે તે તો सन्निस्स पज्जत्तगस्स एव=સંજ્ઞિ-પર્યાપ્તાનેજ होइ-હોય છે ॥૮૨॥

भावार्थ—[પર્યાપ્ત અવિરત સમ્યગ્દષ્ટિના ઉ૦સ્થિતિબંધથી] સંજ્ઞિ પર્યાપ્ત અપર્યા૦નો જઘ૦ તથા સંજ્ઞિ અપ૦ પર્યા૦નો ઉ૦

[1] અહિં જઘન્ય ઉ૦સ્થિતિબંધના ૩૬ આલાપક છે. તે વૃત્તિથી જાણવા, એ સ્થિતિબંધનુ અલ્પબહુત્વ કહ્યું.

અવતરણ—એ પ્રમાણે ઉત્કૃષ્ટ તથા જઘન્ય સ્થિતિબંધ કહીને હવે એકેન્દ્રિયાદી જીવો કર્મનો કેટલો સ્થિતિબંધ કરે? (કેટલી સ્થિતિ બાંધે?) તે કહેવાય છે—

**एसोगिंदियडहरो सव्वासिं ऊणसंजुओ जेट्ठो। पणवीसा पन्नासा सयं सहस्सं च गुणकारो ॥८०॥**
**कमसो विगलअसन्नीण पल्लसंखेज्जभागहा इयरो। विरए देसजइदुगे सम्मचउक्केयसंखगुणो ॥८१॥**

एष एकेन्द्रियजघन्यः सर्वेषामूनसंयुक्तो ज्येष्टः। पंचविंशतिः पंचाशच्छतं सहस्रं च गुणकारः ॥८०॥
क्रमशो विकलासंज्ञिनां पल्यसंख्येयभागहीन इतरः। विरते देशयतिद्विके सम्यक्त्वचतुष्के च संख्येयगुणः ॥८१॥

अन्वयार्थ—सव्वासिं=સર્વ પ્રકૃતિઓનો एस=એ પૂર્વોક્ત જ૦ બંધ તે एगिंदिय=એકેન્દ્રિયનો डहरो=જઘન્ય બંધ જાણવો, અને ऊण संजुओ=ન્યૂન કરેલા બંધને પુનઃ સંયુક્ત કરતા जेट्ठो=(એકે૦ નો) ઉ૦ સ્થિ૦બંધ જાણવો. તથા (એકેન્દ્રિયથી) पणवीसा=પચીસ (ગુણો) पन्नासा=પચાસ (ગુણો) सय-સો (ગુણો) सहस्सं च गुणकारो=અને હજાર ગુણો સ્થિતિબંધ कमसो=અનુક્રમે विगल असन्नीण=ત્રણ વિકલે૦નો અને અસંજ્ઞિનો ઉ૦સ્થિતિબંધ છે. તથા इयरो=ઈતર-જઘ૦સ્થિતિબંધ पल्लसंखेज्जभागहा=પલ્યોપમનો સંખ્યાતમો ભાગહીન છે. એ અસંજ્ઞિથી विरए=વિરતનો-સાધુનો ઉ૦ देसजइदुगे=દેશવિરતિના બે (જ૦-ઉ૦)બંધ य=અને सम्मचउक्के=સમ્યગ્દૃષ્ટિના ચારે બંધ અનુક્રમે सखगुणो=સંખ્યાતગુણ છે. ॥૮૦-૮૧॥

ભાવાર્થ—સર્વ પ્રકૃતિઓનો એ પૂર્વે કહેલો (મિથ્યા૦ની સ્થિતિવડે ભાગતાં અને પલ્યાસં૦ભાગ ન્યૂન કરતાં પ્રાપ્ત થતો) ડહરો-જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયનો જઘન્યસ્થિતિબંધ છે, અને જે પલ્યાસં૦ભાગ ન્યૂન કર્યો છે તે પુનઃ સંયુક્ત કરતાં જે પૂર્ણ ૧/૭

ગુણુ સ્થાનો બાંધે, તેથી ૭ લ૦અપ૦ ત્રીન્દ્રિય સખ્યાતગુણાં બાંધે, તેથી ૮ પર્યાપ્ત ત્રીન્દ્રિય સંખ્યાતગુણા બાંધે, તેથી ૯ લ૦અપ૦ ચતુ૦, તેથી ૧૦ પર્યા૦ ચતુરિં૦, તેથી ૧૧ લ૦અપ૦ અસંજ્ઞિ પંચેન્દ્રિય, તેથી પર્યાપ્ત ૧૨ અસંજ્ઞિ પંચેન્દ્રિય તેથી ૧૩ લ૦ અપ૦ સંજ્ઞિ, તેથી ૧૪ પર્યા૦ સજ્ઞિ જીવો ક્રમશઃ સખ્યગુણુ સખ્યગુણુ સ્થિતિસ્થાનો બાંધે; એ પ્રમાણે ઉપરોક્ત અપર્યા૦ ને પર્યાપ્ત સર્વ જીવભેદો ક્રમશઃ સખ્યગુણુ બાંધે, પરન્તુ અપર્યાપ્ત દ્વીન્દ્રિયને વિષે "અસખ્યગુણુ સ્થિતિસ્થાનો બાધે' એમ કહેવું. પુન. એ સર્વજીવભેદોમાં [2]સંકલેશસ્થાનો પણ સર્વત્ર અસખ્યગુણુ અસંખ્યગુણુ કહેવા. ॥૬૮-૬૯॥

अवतरणः—જેમ સંકલેશસ્થાનો કહ્યાં તેમ વિશુદ્ધિસ્થાનો કહીને ત્યારબાદ પ્રકૃતિઓનો [મૂળ અને ઉત્તરપ્રકૃતિઓનો] ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહેવાય છે—

**एमेव विसोहीओ विग्घावरणेसु कोडिकोडीओ । उदही तीसमसाते अद्धं थीमणुयदुगसाए ॥७०॥**

**एवमेव विशोधयो विघ्नावरणेषु कोटीकोटयः उदधयस्त्रिंशदसातेऽर्धं, स्त्रीमनुजद्विकसातेषु ॥७०॥**

अन्वयार्थः—विसोहीओ=વિશુદ્ધિસ્થાનો પણ एमेव=એ પ્રમાણે જાણુવા. તથા विग्घावरणेसु=અન્તરાયકર્મ અને આવરણોની તથા असाते=અશાતાવેદનીયની कोडाकोडीओ उदही तीसं=ત્રીસ કોડાકોઠી સાગરોપમ સ્થિતિ છે, थीमणुयदुगसाए=સ્રીવેદ મનુષ્યદ્વિક અને

---

પલ્યસં૦ ભાગ જેટલા સ્થાનો બાધે, સંજ્ઞિ અપર્યા૦ અન્તઃ કો૦ કો૦ સાગરો૦ ના સમય જેટલા સ્થાનો બાધે, અને સજ્ઞિપર્યાપ્ત અન્તર્મુહૂર્ત્તહીન ઉ૦ સ્થિતિબંધ સુધીના સમયો જેટલા સ્થિતિસ્થાનો બાધે.

૧ સ્થિતિસ્થાનને બાધવા યોગ્ય કાષાયિક અધ્યવસાયો તે સક્લેશ સ્થાનો, કે જે એકેક સ્થિતિ માટે અસખ્ય અસખ્ય લોકાકાશના પ્રદેશ જેટલા હોય છે,

શાતાની અદ્ધં=તેથી અર્ધ (૧૫ કો૦કો૦સા૦) છે ॥૭૦॥

ભાવાર્થ—[જેમ સંકલેશસ્થાનો ૧૪ જીવભેદોમા ક્રમશઃ અસંખ્યગુણ અસંખ્યગુણ કહ્યાં તે પ્રમાણે] વિશુદ્ધિસ્થાનો પણ ૧૪ જીવભેદમાં એ પ્રમાણેજ જાણવાં. ॥ इति सङ्क्लेशविशुद्धिस्थानानि. હવે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહેવાય છે તે, આ પ્રમાણે—અન્તરાયકર્મ આવરણકર્મ (જ્ઞાનાવ૦ દર્શના૦) અને અશાતાવેદનીય એ ૨૦ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમ છે સ્ત્રીવેદ મનુષ્યદ્વિક અને શાતાવેદનીય એ ૪ ની સ્થિતિ તેથી અર્ધ (૧૫ કો૦ કો૦ સા૦) છે. ॥૭૦॥

**तिविहे मोहे सत्तरि चत्तालीसा य वीसई य कमा। दस पुरिसे हासरईदेवदुगे खगइचेट्ठाए ॥७१॥**

त्रिविधे मोहे सप्ततिश्चत्वारिंशच्च विंशतिश्च क्रमात्। दश पुरुषे हास्यरतिदेवद्विके खगतौ चेष्टायाम् ॥७१॥

अन्वयार्थ—तिविहे मोहे=ત્રણ પ્રકારની મોહનીયમાં कमा=અનુક્રમે सत्तरि चत्तालीसा य वीसइ य=૭૦-૪૦ અને ૨૦ કો૦કો૦ સા૦, पुरिसे=પુરૂષવેદની हासरई=હાસ્ય રતિની देवदुगे=દેવદ્વિકની અને खगइ चेट्ठाए=ઇષ્ટ ખગતીની (શુભ વિહાયોગતિની) दस-૧૦ કો૦ કો૦ સા૦ સ્થિતિ છે ॥૭૧॥

ભાવાર્થ—ત્રણ પ્રકારના મોહનીય કર્મની [ દર્શનમોહ કષાયમોહ અને નોકષાયમોહની ] સ્થિતિ અનુક્રમે ૭૦-૪૦-૨૦ કો૦ કો૦ સાગરોપમ છે પુરૂષવેદ હાસ્યરતિ દેવદ્વિક અને ઇષ્ટખગતિ (શુભખગતિ) એ ૬ ની સ્થિતિ ૧૦ કો૦ કો૦ સા૦છે. ॥૭૧॥

**थिरसुभपंचगउच्चे चेवं संठाणसंघयणमूले। तब्बीयाइ बिवुड्ढी अट्ठारससुहुमविगलतिगे ॥७२॥**

स्थिरशुभपंचकउच्चैर्गोत्रे चैवं संस्थानसंहननमूले। तद्द्वितीयादौ द्विवृद्धिरष्टादश सूक्ष्मविकलत्रिकयोः ॥७२॥

अन्वयार्थ—थिरसुभपंचगउच्चे=સ્થિર શુભપંચક ( શુભઆદિ ૫ ), અને ઉચ્ચગોત્રની च=તથા संठाणसंघयणमूले=મૂળ (પ્હેલું) સંસ્થાન અને મૂળ (પ્હેલા) સંઘયણની एवं=એ પ્રમાણે (૧૦ કો૦ સા૦ ), तब्बियाइ=તે બીજા વિગેરેમાં ( બીજા ત્રીજા વિગેરે સંસ્થાન અને સંઘયણમાં ) बिवुड्ढी=બે બે કો૦ કો૦ સા૦ ની વૃદ્ધિ કરવી. તથા सुहुमविगलतिगे=સૂક્ષ્મત્રિક અને વિકલત્રિકની अट्ठारस=૧૮ કો૦ કો૦ સા૦ સ્થિતિ છે ॥૭૨॥

ભાવાર્થઃ—સ્થિર, શુભપંચક ( શુભ-સુભગ-આદેય-સુસ્વર-યશ ), ઉચ્ચગોત્ર તથા મૂળ સંઘયણ અને મૂળ સંસ્થાન [ પ્હેલું સંહનન૦ પ્હેલું સંસ્થાન ] એ પ્રકૃતિઓની પણ ઉત્કૃષ્ટ ૧૦ કો૦ કો૦ સા૦ સ્થિતિ છે, અહિં તે પ્હેલા સંઘ૦ સંસ્થાનની સ્થિતિથી બીજા ત્રીજા આદિ સંઘયણ સંસ્થાનમાં અનુક્રમે બે બે કો૦ કો૦ સા૦ની વૃદ્ધિ કરવી. [એમ વૃદ્ધિ કરતા અન્ત્ય સંઘ૦ સંસ્થાનની ૨૦ કો૦ કો૦ સા૦ સ્થિતિ આવે ]. તથા સૂક્ષ્મત્રિક અને વિકલત્રિકની [ સૂ૦ સાધા૦ અપ૦ દ્વિ૦ ત્રિ૦ ચતુ૦ એ ૬ ની ] ૧૮ કો૦ કો૦ સા૦ સ્થિતિ છે ॥૭૨॥

## तित्थगराहारदुगे अंतो वीसा सनिच्चनामाणं। तेत्तीसुदही सुरनारयाउ सेसाउ पल्लतिगं ॥७३॥

तीर्थंकराहारकद्विकयोरन्तो(को० को०) विंशतिः सनीचैर्नाम्नाम् । त्रयस्त्रिंशदुदधयः सुरनारकायुषोः शेषायुषोः पल्यत्रिकम् ॥७३॥

अन्वयार्थः—तित्थगराहारगदुगे=તીર્થંકર નામકર્મ અને આહારકદ્વિકની अंतो=અન્તઃ કો૦ કો૦ સા૦, सनिच्चनामाण=નીચગોત્ર સહિત શેષ નામકર્મોની वीसा=૨૦ કો૦ કો૦ સા૦, सुरनारयाउ=દેવાયુ નરકાયુની तेत्तीसुदही=તેત્રીસ સાગરો૦ની અને सेसाउ=શેષ બે આયુની पल्लतिगं=ત્રણ પલ્યોપમની સ્થિતિ છે ॥૭૩॥

ભાવાર્થ—જિનનામકર્મ અને આહારકદ્વિક એ ત્રણનો ઉ૦ સ્થિતિબંધ અન્ત: કો૦ કો૦ સા૦ છે, તથા નીચગોત્ર સહિત શેષ નામકર્મની પ્રકૃતિઓ ( નરકદ્વિકાદિ ૩૬ ) ની ઉ૦ સ્થિતિ ૨૦ કો૦ કો૦ સા૦ છે. દેવ આયુ અને નરકાયુની ઉ૦ સ્થિતિ ૩૩ સાગરોપમ છે, અને શેષ બે આયુની [નરાયુ તિર્યગાયુની] ઉ૦સ્થિતિ ૩ પલ્યોપમ છે ॥૭૩॥

अवतरण—એ પ્રમાણે સર્વ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહીને હવે એકેન્દ્રિયાદિ જીવો પરભવનુ ઉત્કૃષ્ટ આયુષ્ય કેટલુ બાંધે તે કહે છે—

**आउचउक्कुक्कोसो पल्लासंखेज्जभागममणेसु। सेसाण पुव्वकोडी साउतिभागो अबाहा सिं ॥७४॥**

**आयुश्चतुष्कोत्कृष्टः पल्यासंख्येयभागोऽमनस्केषु। शेषाणां पूर्वकोटिः स्वायुस्त्रिभागोऽबाधा एषाम् ॥७४॥**

अन्वयार्थः—अमणेसु=અમન-અસંજ્ઞિ પંચે૦ જીવોને आउचउक्क उक्कोसो=ચાર આયુનો ઉ૦ સ્થિતિબંધ पल्लासंखेजभाग=પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હોય છે, અને सेसाण=શેષ (એકેન્દ્રિયાદિ,જીવોને पुव्वकोडी=પૂર્વક્રોડ વર્ષ સ્થિતિબંધ હોય છે, सिं=એ ચાર આયુની अबाहा=અબાધા साउ तिभागो=પોતાના આયુષ્યના ત્રીજા ભાગ જેટલી હોય છે. ॥૭૪॥

ભાવાર્થ—અસંજ્ઞિ પંચે૦ જીવો ચારે આયુષ્યનો ઉ૦ સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કરે, અને શેષ એકેન્દ્રિય આદિ જીવો પૂર્વ ક્રોડ વર્ષ પ્રમાણનું પરભવનુ આયુષ્ય બાંધે. અહિં એ ચારે આયુષ્યનો જે ઉ૦સ્થિતિબંધ કહ્યો તે વર્તમાન ભવના ત્રીજા ભાગ સહિત જાણવો, કારણ એ ચારે આયુષ્યોની અબાધા વર્તમાન પોતાના ભવના ત્રીજા ભાગ જેટલી છે ॥૭૪॥

૧ વર્તમાન ભવનો ત્રીજો ભાગ શેષ રહયે પરભવાયુ બંધાય છે માટે  ૨ સંખ્યાત વર્ષના આયુવાળા ( પૂર્વક્રોડવર્ષના આયુવાળા)ની અપેક્ષાએ

અવતરણ—પૂર્વ ગાથામાં આયુષ્યના અબાધાકાળ સહિત ઉ૦સ્થિતિબંધ એકેન્દ્રિયાદિક બંધક આશ્રયી કહીને હવે આ ગાથામાં શેષ સર્વ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અબાધાકાળ કહે છે—

**वाससहस्समबाहा कोडाकोडीदसगस्स सेसाण। अणुवाओ अणुवट्टणगाउसु छम्मासिगुक्कोसो ॥७५॥**

**वर्षसहस्रमबाधा कोटीकोटीदशकस्य शेषाणाम् । अनुपातोऽनपवर्त्तनीयायुष्केषु पाण्मासिक उत्कृष्टः ॥७५॥**

अन्वयार्थ– कोडाकोडीदसगस्स=૧૦ કો૦કો૦સા૦ સ્થિતિ (વાળા કર્મ)ની वाससहस्सं अबाहा=એક હજાર વર્ષ અબાધા હોય, सेसाणं=શેષ સ્થિતિઓ (વાળા કર્મ)ની અબાધા अणुवाओ=એ અનુસારે જાણવી. તથા अणुवट्टणग आउसु=અનપવર્તનીય આયુષ્યોનો उक्कोसो=ઉત્કૃષ્ટ અબાધાકાળ छम्मासिग=છ માસનો છે ॥૭૫॥

**ભાવાર્થ**—જે કર્મનો સ્થિતિબંધ દસ કોડાકોડી (૧૦ કો૦ કો૦) સાગરો૦ હોય તો તેની અબાધા એક હજાર વર્ષની હોય, એ પ્રમાણે શેષ સ્થિતિબંધોનું પણ (૧૨-૧૪-૧૫-૧૬-૧૮-૨૦-૩૦-૪૦-૭૦ કો૦કો૦સાગરો૦ સ્થિતિઓમાં પણ) એજ [1]અનુસારે અબાધાકાળ જાણવો. તથા અનપવર્તનીય આયુષ્યો વાળા બંધક જીવો આશ્રયી [પરભવાયુનો] ઉ૦ અબાધાકાળ [2]છ માસનો છે ॥૭૫॥

---

પૂર્વક્રોડવર્ષનો ત્રીજો ભાગ ઉત્કૃષ્ટ અબાધા જાણવી

૧ ૧૨૦૦, ૧૪૦૦, ૧૫૦૦, ૧૬૦૦, ૧૮૦૦, ૨૦૦૦, ૩૦૦૦, ૪૦૦૦, ૭૦૦૦ વર્ષ જેટલી અબાધા

૨ દેવ નારક અને યુગલીકોને ૬ માસનો અબાધાકાળ છે, અર્થાત્ આયુ બાંધ્યા બાદ ૬ માસે મરણ પામે છે, કોઇ આચાર્ય યુગલિકોને પલ્યાસંખ્યભાગ જેટલો અને નારકોને અંતર્મુહૂર્તનો અબાધાકાળ કહે છે

અવતરણ—એ પ્રમાણે ઉ૦ સ્થિતિબંધ તથા ઉ૦ અબાધા કહીને હવે જઘન્ય સ્થિતિબંધ અને જઘન્ય અબાધા કહેવાય છે—

**भिन्नमुहुत्तं आवरणविग्घदंसणचउक्कलोभंते । बारस सायमुहुत्ता अट्ठ य जसकित्तिउच्चेसु ॥७६॥**

**भिन्नमुहूर्त्तमावरणविघ्नदर्शनचतुष्कान्तलोभानाम् । द्वादश मुहूर्त्ता सातस्य, अष्टौ च यशःकीर्त्युच्चैर्गोत्रयोः ॥७६॥**

અન્વયાર્થઃ—आवरणविग्घ=જ્ઞાનાવરણનો તથા અન્તરાય કર્મનો दंसणचउक्क=ચાર દર્શનાવરણનો અને लोभंते=છેલ્લા લોભનો (સંજ્વલન લોભનો) જઘ૦સ્થિતિબંધ भिन्नमुहुत्तं=અન્તમુ૦ છે, साय=શાતાવેદનીયનો बारसमुहुत्ता=બારમુહૂર્ત, य=અને जसकित्तिउच्चेसु=યશઃ-કીર્તિ અને ઉચ્ચ ગોત્રનો अट्ठ=આઠમુહૂર્તનો છે. ॥૭૬॥

ભાવાર્થ—૫ જ્ઞાનાવરણ ૫ અન્તરાય ૪ દર્શનાવરણ અને છેલ્લો લોભ (સંજ્વલન લોભ) એ ૧૫ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિ-બંધ અન્તમુ૦ છે, શાતાવેદનીયનો ૧૨ મુહૂર્ત છે, તથા યશઃકીર્તિ અને ઉચ્ચ ગોત્રનો આઠ મુહૂર્ત છે ॥૭૬॥

**दो मासा अद्धद्धं संजलणे पुरिस अट्ठ वासाणि । भिन्नमुहुत्तमबाहा सव्वासिं सव्वहिं हस्से ॥७७॥**

**द्वौ मासावर्धार्धं, संज्वलनेषु (नाम्), पुरुषेऽष्टौ वर्षाणि । भिन्नमुहूर्त्तमबाधा, सर्वासां सर्वस्मिन् ह्रस्वे ॥७७॥**

અન્વયાર્થ—संजलणे=સંજ્વલન ત્રણનો दोमासा=બે માસનો અને તેથી अद्धद्धं=અર્ધ અર્ધ, पुरिसे=પુરૂષવેદનો अट्ठ वासाणि=આઠ વર્ષનો જ૦સ્થિતિબંધ છે. सव्वासिं=સર્વપ્રકૃતિઓનો सव्वहिं हस्से=સર્વ પ્રકારના હ્રસ્વ (જઘ૦) સ્થિતિબંધમાં अबाहा=અબાધા भिन्नमुहुत्तं=અન્તમુ૦ છે ॥૭૭॥

ભાવાર્થઃ—સંજ્વલનત્રિકમાં ક્રોધનો જઘ૦સ્થિ૦બંધ બે માસ, માનનો ૧ માસ, માયાનો ૦।। માસ, અને પુરૂષવેદનો ૮ વર્ષ

જઘન્ય સ્થિતિબંધ છે, એ કહેલી સર્વ પ્રકૃતિઓમાં, અને હજી જેનો જઘ૦સ્થિતિબંધ કહેવો બાકી છે તે સર્વ પ્રકૃતિઓમા સર્વત્ર જઘન્ય સ્થિતિબંધમાં અબાધા અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ જ હોય. ॥૭૭॥

અવતરણ—આયુષ્યનો જઘન્યસ્થિતિબંધ કહેવાય છે.—

**खुड्डागभवो आउसु उववायाउसु समा दस सहस्सा । उक्कोसा संखेज्जा गुणहीण आहारतित्थयरे ॥७८॥**

**क्षुल्लकभव आयुषो, उपपातायुषोः समानि दशसहस्राणि । उत्कृष्टात् संख्येयगुणहीना आहारकतीर्थंकरयोः ॥७८॥**

अन्वयार्थः—आउसु=(અનુપપાત) આયુષ્યનો જ૦બંધ खुड्डागभवो=ક્ષુલ્લકભવ છે, અને उववायाउसु=ઉપપાતઆયુષ્યનો दससहस्सा समा=દશહજાર વર્ષ છે, आहारतित्थयरे=આહારક અને તીર્થંકરનો જ૦સ્થિતિબંધ उक्कोसा=ઉત્કૃષ્ટ બંધથી संखेज्जागुणहीण=સંખ્યાત-ગુણ હીન છે. ॥ ૭૮ ॥

भावार्थः—અનુપપાત આયુષ્યનો (તિર્યંગાયુ નરાયુનો) જઘ૦સ્થિતિબંધ ક્ષુલ્લક ભવ પ્રમાણ છે [૨૫૬ આવલિ જેટલો છે], અને ઉપપાત આયુષ્યનો (દેવાયુ નરકાયુનો) જઘ૦સ્થિતિબંધ દશહજાર વર્ષ પ્રમાણ છે. આહારકદ્વિક અને તીર્થંકર નામનો જઘ૦સ્થિતિ-બંધ એનો ઉ૦સ્થિતિબંધથી સંખ્યાતગુણહીન [તોપણ અંત૦કો૦કો૦સા૦] છે. ॥૭૮॥

अवतरण—પૂર્વોક્ત પ્રકૃતિઓથી શેષ પ્રકૃતિઓનો જઘન્યસ્થિતિબંધ કહેવાય છે—

**वग्गुक्कोसठिईणं मिच्छत्तुक्कोसगेण जं लद्धं । सेसाणं तु जहन्नो पल्लासंखेज्जगेणूणो ॥७९॥**

---

૧ તત્વાર્થમા ગર્ભજન્મ સમ્મૂર્ચ્છન જન્મ અને ઉપપાત જન્મ એમ ત્રણ પ્રકારના જન્મ કહ્યા છે તેમા દેવ નારકોનો ઉપપાત જન્મ કહ્યો છે.

वर्गोत्कृष्टस्थितीनां मिथ्यात्वोत्कृष्टेन यल्लब्धम् । शेषाणां तु जघन्यः पल्यासंख्येयकेनोनः ॥७९॥

अन्वयार्थः—सेसाणं तु=શેષ પ્રકૃતિઓનો તો वग्गुक्कोसठिईणं=પોતપોતાના વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિઓને मिच्छत्तुक्कोसगेण=મિથ્યાત્વના ઉત્કૃષ્ટ સ્થિતિવડે ભાગતાં जं लद्धं=જે પ્રાપ્ત થાય તેમાથી पल्लासंखेज्जगेण ऊणो=પલ્યો૦ના અસંખ્યાતમા ભાગે ન્યૂન જ૦સ્થિતિબંધ જાણવો. ॥૭૯॥

भावार्थः—પોતપોતાના [1]વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉ૦સ્થિતિવડે [૧૦-૧૨-૧૪ કો૦કો૦આદિને ૭૦ કો૦કો૦ વડે] ભાગ આપતાં જે પ્રાપ્ત થાય તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન [હીન] શેષ[2] કર્મનો જઘ૦સ્થિતિબંધ છે ॥૭૯॥

---

૧ જ્ઞાનાવરણવર્ગ, દર્શનાવ૦વર્ગ, વેદનીયવર્ગ, દર્શનમોહવર્ગ, કષાયમોહનીયવર્ગ નોકષાયમોહ૦વર્ગ, નામ વર્ગ, ગોત્ર વર્ગ, અન્તરાયવર્ગ, એ નવ વર્ગની પોતપોતાની ઉ૦સ્થિતિ અનુક્રમે ૩૦-૩૦-૩૦-૭૦-૪૦-૨૦-૨૦-૨૦-૩૦ કો૦કો૦સા૦ ને મિથ્યા૦સ્થિતિ ૭૦ કો૦કો૦સા૦ વડે ભગતા અનુક્રમે ૩/૭-૩/૭-૩/૭-૧/૪/૭-૨/૭-૨/૭-૨/૭-૩/૭ સાગરો૦ આવે તે પલ્યાસંખ્યેયભાગહીન જઘ૦સ્થિતિબંધ છે અર્થાત્ જ્ઞાના૦ ૫ નો જઘ૦સ્થિતિબંધ પલ્યાસં૦ભાગહીન ૩/૭ (ત્રણસપ્તમાંશ) સાગરોપમ જેટલો છે, એ રીતે દર્શનાવરણાદિ ૮ વર્ગના પણ જઘન્યસ્થિતિબંધ જાણવા, એમા કષાય વર્ગ સંજ્વલન રહિત ૧૨ પ્રકૃતિનો, નોકષાયવર્ગ પુરુષવેદ વિના ૮ પ્રકૃતિનો, વેદનીયવર્ગ શાતા રહિત એક અશાતાનો, નામવર્ગ યશઃ કીર્તિરહિત શેષ નામપ્રકૃતિઓનો, અને ગોત્રવર્ગ ઉચ્ચગોત્ર રહિત નીચગોત્રનો જાણવો. એમાં અન્તર્ગત વિશેષતાઓ વૃત્તિથી જાણવા યોગ્ય છે, એ જ૦બંધ પ્રાયઃ એકેન્દ્રિય જીવોમાં પ્રાપ્ત થાય છે.

૨ વૈક્રિય છટ્કનો અસંજ્ઞિપંચેન્દ્રિયજઘન્યબંધક છે, અને તેને એકેન્દ્રિયથી હજાર ગુણો બંધ હોવાથી ૨/૭ ને ૧૦૦૦ ગુણા કરતાં ૨૮૫ ૫/૭ સાગ૦ જઘન્ય સ્થિતિબંધ છે.

અલ્પબહુત્વ પ્રરૂપણા, ત્યાં પ્રથમ સ્થિતિસ્થાન પ્રરૂપણા [ કયો જીવ કેટલાં સ્થિતિસ્થાન બાંધે ? તે ] કહેવાય છે—

**ठिइबंधट्ठाणाइं सुहुमअपज्जत्तगस्स थोवाइं । बायरसुहुमेयरबितिचउरिंदियअमणसंन्नीणं ॥६८॥**
**संखेज्जगुणाणि कमा असमत्तियरे य बिंदियाइम्मि । नवरमसंखेज्जगुणाइं संकिलेसाय सव्वत्थ ॥६९॥**

स्थितिबन्धस्थानानि सूक्ष्मापर्याप्तकस्य स्तोकानि । बादरसूक्ष्मेतरद्वित्रिचतुरिन्द्रियामनःसंज्ञिनाम् ॥६८॥
संख्येयगुणानि क्रमादसमाप्तेतराणां च द्वीन्द्रिये । नवरमसंख्येयगुणानि संक्लेशाश्च सर्वत्र ॥६९॥

अन्वयार्थः—सुहुमअपज्जत्तगस्स=સૂક્ષ્મ અપર્યાપ્તાનાં ठिइबंधट्ठाणाइं=સ્થિતિબંધસ્થાનો थोवाइं=થોડાં છે, તેથી बायरसुहुमेयर=બાદર અપર્યાપ્ત, સૂક્ષ્મ પર્યાપ્ત, અને બાદરપર્યાપ્તનાં તથા बितिचउरिंदियअमणसन्नीणं=બેઇન્દ્રિય ત્રીન્દ્રિય ચતુરિં૦ અસંજ્ઞિ અને સંજ્ઞિ પંચેન્દ્રિય असमत्त इयरे य=અપર્યાપ્તા તથા તે સઘળા પર્યાપ્ત (બેઇન્દ્રિયાદિનાં) कमा संखेज्जगुणाणि=અનુક્રમે સંખ્યાતગુણ સ્થિતિસ્થાનો જાણવાં. नवर=પરન્તુ વિશેષ એકે बिंदियाइम्मि=દ્વીન્દ્રિયમાં असखेज्जगुणाइ=અસંખ્યગુણ કહેવાં. सकिलेसाइ=સંક્લેશસ્થાનો તો सव्वत्थ=સર્વ જીવ ભેદોમાં અસંખ્ય અસંખ્યગુણ કહેવાં. ॥૬૮–૬૯॥

भावार्थ—૧ સૂક્ષ્મલબ્ધિ અપર્યાપ્તા એકેન્દ્રિય જીવો સર્વથી અલ્પ સ્થિતિસ્થાનો બાંધે, તેથી ૨ લ૦અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય જીવ સંખ્યાતગુણાં સ્થિતિસ્થાનો બાંધે, (એ સર્વ પલ્યાસંખ્યભાગ જેટલાંજ બાંધે), તેથી ૩ સૂક્ષ્મપર્યાપ્ત સંખ્યાતગુણ, તેથી ૪ બાદર પર્યા૦ એકે૦ સંખ્યાતગુણાં બાંધે, તેથી ૫ લ૦અપ૦ દ્વીન્દ્રિય અસંખ્યગુણસ્થાનો બાંધે, તેથી ૬ પર્યાપ્ત દ્વીન્દ્રિય સંખ્યાત-

૧ પલ્યોપમના સંખ્યાતમા ભાગના સમયો જેટલા સ્થિતિસ્થાનો બાંધે, યાવત્ અસંજ્ઞિ પર્યાપ્ત સુધીના ૮ જીવભેદો ક્રમશઃ મોટા મોટા

**ताणन्नाणि त्ति परं असंखभागाहिं कंडगेक्काण। उक्कोसियरा नेया जा तक्कंडकोवरि समत्ती ॥६७॥**

तान्यन्यानीति परमसंख्येयभागेभ्यः कंडकैकानाम्। उत्कृष्टेतरौ ज्ञेयौ यावत्तत्कंडकस्योपरि समाप्तिः ॥६७॥

अन्वयार्थ—ताणन्नाणि=તે સર્વ અને અન્ય त्ति=એ અનુકૃષ્ટિથી परं=આગળ असंखभागाहिं=કંડકનો અસંખ્યાતમો ભાગ ગયા બાદ कंडगेक्काण=એક કંડકમાં उक्कोसियरा=ઉત્કૃષ્ટ અને (એક સ્થિતિમાં) જઘન્ય અનુભાગો ત્યાંસુધી જાણવા કે जा=યાવત् तक्कंडकोवरि=તે જઘ૦અનુભાગોનો અને ઉપરના કંડકની समत्ती=સમાપ્તિ થાય. ॥૬૭॥

भावार्थ—શુભપ્રકૃતિઓમાં "તે સર્વ અને અન્ય" એ અનુકૃષ્ટિ સમાપ્ત થયા બાદ એક કંડકના અસંખ્યાતા ભાગ ગયા બાદ એક કંડક જેટલા સ્થાનકોનો ઉત્કૃષ્ટ અને (એક અસંખ્યાતમો ભાગ શેષ રાખ્યો છે તેમાની) એક સ્થિતિનો જઘન્ય એ રીતે અનુભાગ અનંતગુણ અનંતગુણ જાણવો, અને તે ત્યાં સુધી કે તે જઘન્ય અનુભાગોની અને ઉપરના કંડકની સમાપ્તિ થાય[1] [ત્યારબાદ કંડક જેટલી સ્થિતિઓમાં ઉ૦અનુભાગ કહેવા બાકી રહે છે તે અનુક્રમે અનન્તગુણ અનન્તગુણ કહેવા] ॥૬૭॥

## ॥ इति स्थितिबंधस्थानेषु तीव्रमन्दता [अनुभागवैषम्यम्] ॥

## ॥ अथ स्थितिबन्ध प्ररूपणा ॥

अवतरण—સ્થિતિબંધમાં ૪ અનુયોગ કહેવાના છે, તે આ પ્રમાણે—[2]સ્થિતિસ્થાન પ્રરૂપણા–નિષેક પ્રરૂપણા–અબાધાકંડક પ્રરૂપણા–

---

૧ આ તીવ્રમન્દતા કેવળ ગાથાર્થથી નહિ સમજાય, માટે સ્પષ્ટ અર્થ સમજવાના અભિલાષીએ વૃત્તિથી તેના જ્ઞાતા પાસે સમજવી.

૨ જઘન્યસ્થિતિ તે એક સ્થિતિસ્થાન, સમયાધિક બીજું, બે સમયાધિક ત્રીજું. યાવત્ એ રીતે સર્વોત્કૃષ્ટ સુધી અસંખ્ય સ્થિતિસ્થાનો જાણવા.

**निव्वत्तणा उ एक्किक्कस्स हेट्ठोवरिं तु जेट्ठियरे। चरमठिईणुक्कोसो परित्तमाणीण उ विसेसो ॥६६॥**

निर्वर्त्तनात्त्वेकैकस्याध उपरि तु ज्येष्ठेतरौ। चरमस्थितीनामुत्कृष्टः, परावर्त्तमानानां तु विशेषः ॥६६॥

अन्वयार्थ—निव्वत्तणा उ कंडस्स=નિર્વર્તન કંડકથી (ઉ૦સ્થિતિ સુધી) एक्किक्कस्स हेट्ठोवरि तु=એક ઉપરની અને એક નીચેની સ્થિતિમાં जेट्ठियरे=ઉત્કૃષ્ટ અને જઘન્ય અનુભાગ અનન્તગુણ કહેવો. चरमट्ठिईणुक्कोसो=છેલ્લા નિવર્તન કંડકમાં ઉ૦અનુભાગ જ અનન્તગુણ કહેવો. परित्तमाणीण उ विसेसो=પરાવર્તમાન પ્રકૃતિઓમાં કંઇક વિશેષતા છે ॥૬૬॥

भावार्थः—એમાં નિવર્તન કંડકથી ( નિ૦ કં૦ કહ્યા બાદ ) નીચે અને ઉપર એક એક સ્થિતિનો ઉત્કૃષ્ટ અને જઘન્ય અનુભાગ અનંત અનંતગુણ કહેવો. અને છેલ્લી (નિવર્તન કંડક જેટલી સ્થિતિઓમાં કેવળ ઉત્કૃષ્ટ અનુભાગ કહેવાનો જે બાકી રહ્યો છે તે) અનંતગુણ અનંતગુણ કહેવો. પરન્તુ પરાવર્તમાન પ્રકૃતિઓમાં વિશેષતા છે [તે વૃત્તિથી જાણવી.] ॥૬૬॥

अवतरण—શુભપ્રકૃતિઓની તીવ્રમન્દતા કહેવાય છે—

---

સ્થિતિનો જ૦ અનુ૦ અનન્તગુણ, તેથી (નિ૦ કંડકની) બીજી સ્થિતિનો ઉત્કૃષ્ટ અનુભાગ અનંતગુણ, તેથી નિ૦ કં૦ ઉપર ત્રીજી સ્થિતિનો જ૦ અનુ૦ અનન્તગુણ, તેથી (નિ૦ કંડકની) ત્રીજી સ્થિતિનો ઉ૦ અનુભાગ અનંતગુણ, એ પ્રમાણે કંડક ઉપર એકેક સ્થિ૦નો જઘ૦ અનુભાગ અને નિવ૦કંડકની સ્થિતિનો એકેકનો ઉ૦ અનુ૦ અનંતગુણ અનંતગુણ કહેવો, એ પરિપાટીએ પ્રરૂપણ કરતા યાવત્ છેડે એક કંડકનો ઉ૦ અનુભાગ કહેવો બાકી રહે છે તેમા અનુક્રમે અનંતગુણ અનંતગુણ ઉ૦ અનુભાગ કહેવો.

આગળની ગાથાઓમાં તીવ્રમન્દતા કહી છે તે કેવળ ગાથાર્થ માત્રથી સમજાય તેમ નથી માટે સ્પષ્ટ સમજવાના જિજ્ઞાસુએ વ્યાખ્યાથી (વૃત્તિથી) તેના જ્ઞાતા પાસે સમજવા યોગ્ય છે.

અવતરણ—૫૯ મી ગાથામાં અપરા૦શુભ વર્ગમાં ૪૫ની અનુકૃષ્ટિ કહી હતી, ૪૬મી જિનનામની અનુકૃષ્ટિ કહેવી બાકી હતી તે કહીને ત્યારબાદ તીવ્રમન્દતા કહેવાય છે—

**तणुतुल्ला तित्थयरअणुकड्ढि तिव्वमंदया एत्तो। सव्वपगईण नेया जहन्नयाई अणंतगुणा ॥ ६५॥**

**तनुतुल्या तीर्थकरेऽनुकृष्टिस्तीव्रमन्दतेतः। सर्वप्रकृतीनां ज्ञेया जघन्यादितोऽनन्तगुणा ॥६५॥**

अन्वयार्थः—तित्थयरे=તીર્થંકરનામકર્મની अणुकड्ढी=અનુકૃષ્ટિ तणुतुल्ला=શરીરતુલ્ય કહેવી. एत्तो=હવે અહિંથી तिव्वमदया=તીવ્રમન્દતા કહેવાય છે, અને તે सव्वपगईण= સર્વ પ્રકૃતિઓની તીવ્રમન્દતા जहन्नयाइ=જઘન્યસ્થિતિથી પ્રારભીને अणंतगुणा=અનન્તગુણ જાણવી ॥૬૫॥

ભાવાર્થ—તીર્થંકરનામકર્મની અનુકૃષ્ટિ શરીરતુલ્ય જાણવી. [ઉ૦ સ્થિતિથી પ્રારભીને અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબંધ સુધી તદેક દેશ ને અન્ય" એ અનુકૃષ્ટિ જાણવી]. હવે અહિંથી આગળ તીવ્રમન્દતાની પ્રરૂપણા કરાય છે, તે સર્વ પ્રકૃતિઓમાં દરેકમાં જઘન્ય સ્થિતિથી પ્રારભીને ઉ૦ સ્થિતિ સુધી અનન્તગુણ અનન્તગુણ રસ (અનુભાગ) જાણવો. ॥૬૫॥

---

૧ એ અનુભાગની તીવ્રમન્દતા સામાન્યથી જાણવી, વિશેષથી તો જે રીતે ૫૫-૪૬-૨૮-૧૬-૩-૪-૧ પ્રકૃતિઓના વિભાગ પૂર્વક જેમ અનુકૃષ્ટિ કહી છે તે જ પરિપાટીએ તેટલા વિભાગોમાં તીવ્રમન્દતા જાણવી, પરન્તુ ક્રમમાં જે વિશેષતા છે તે કિંચિત્ કહેવાય છે.

ઘાતીકર્મ-અશુભ વર્ણાદિ-અને ઉપઘાતમા જઘ૦સ્થિતિનો જ૦ અનુભાગ સર્વથી અલ્પ, તેથી બીજી સ્થિતિમા જ૦ અનતગુણ, તેથી ત્રીજી સ્થિતિમા જઘ૦ અનુ૦ અનતગુણ, એ રીતે નિવર્તનકંડક જેટલી (પલ્યાસખ્યભાગ જેટલી) સ્થિતિઓમા કહીને ત્યારબાદ નિવ૦ કડકની છેલ્લી સ્થિતિનો જે જઘ૦ અનુભાગ, તેથી નિવ૦ કડકની પહેલી સ્થિતિનો (જઘ૦સ્થિતિનો) ઉત્કૃષ્ઠ અનુભાગ અનંતગુણ, તેથી કંડક ઉપરની પહેલી

સ્થિતિબંધ સુધી કહેવી, અને તે ઉપરાન્ત યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી અશાતા સરખી [ ઘણા સો સાગરોપમ સુધી તે સર્વ અને અન્ય, અને ત્યાર બાદ તદેકદેશ ને અન્ય ] અનુકૃષ્ટિ કહેવી એ તિર્યંચગતિદ્વિકની તથા નીચગોત્રની અનુકૃષ્ટિ જાણવી. ॥૬૨-૬૩॥

અવતરણ—ત્રસ બાદર પર્યાપ્ત અને પ્રત્યેક એ ત્રસચતુષ્કની અનુકૃષ્ટિ કહે છે

**तसबायरपज्जत्तगपत्तेयगाण परघायतुल्लाउ । जावट्ठारसकोडाकोडी हेट्ठा य साएणं ॥६४॥**

त्रसबादरपर्याप्तकप्रत्येकानां पराघाततुल्या तु। यावदष्टादशकोटीकोटयोऽधश्च सातेन(समम्) ॥६४॥

अन्वयार्थ—तसबायरपजत्तगपत्तेयगाण=ત્રસ, બાદર, પર્યાપ્ત અને પ્રત્યેક નામકર્મની अट्ठारसकोडाकोडी जाव=અઢાર કોડાકોડી સુધી परगायतुल्ला उ=પરાઘાત સરખીજ કહેવી, य=અને हेट्ठा=તેથી નીચે साएण=શાતા સરખી કહેવી ॥૬૪॥

ભાવાર્થ—ત્રસ બાદર પર્યાપ્ત અને પ્રત્યેક એ ચાર પ્રકૃતિની અનુકૃષ્ટિ પરાઘાત તુલ્ય (તદેકદેશ અને અન્ય) અનુકૃષ્ટિ (ઉત્કૃષ્ટસ્થિતિથી પ્રારંભીને નીચે ઉતરતા) યાવત્ ૧૮ કોડાકોડી સાગરોપમ આવે [બાકી રહે] ત્યાં સુધી [૨૦-૧૯ કો૦ કો૦ સ્થિતિઓમાં] કહેવી, અને તેથી નીચે [૧૮ કો૦ કો૦ સાગરો૦ જેટલી સ્થિતિઓમાં] શાતા તુલ્ય [ઘણા સો સાગરોપમ સુધી તે સર્વ અને અન્ય, તથા તેથી નીચે તદેકદેશ ને અન્ય એ] અનુકૃષ્ટિ કહેવી ॥૬૪॥

॥ સ્થિતિસ્થાનોમાં અનુભાગની તીવ્રમંદતા ॥

કરે છે તે સ્થિતિબંધ અધિ. ભાગ॥

સેંકડો સાગરોપમ સુધી અનુકૃષ્ટિ કહીને તેથી ઉપરના સ્થિતિબંધોમાં આવરણ સરખી [ અપરા૦ અશુભ પ્રકૃતિવર્ગ તુલ્ય "તદેકદેશ ને અન્ય" એ ક્રમે અનુકૃષ્ટિ] કહેવી. એ પ્રમાણે શેષ ૨૭ પરાવર્તમાન અશુભની પણ અનુકૃષ્ટિ (અશાતાવત્) કહેવી ॥૬૧॥

अवतरण—હવે તિર્યંચદ્વિક અને નીચગોત્રની અનુકૃષ્ટિ કહે છે—

**सेकाले सम्मत्तं पडिवज्जंतस्स सत्तमखिईए। जो ठिइबंधो हस्सो इत्तो आवरणतुल्लो य ॥६२॥**

**जा अभवियपाउग्गा उप्पिमसायसमया उ आ जेट्ठा। एसा तिरियगतिदुगे नीयागोए य अणुकड्ढी ॥६३॥**

तस्मिन् काले मम्यक्त्वं प्रतिपद्यमानस्य सप्तमक्षितौ। यः स्थितिबन्धो ह्रस्व इत आवरणतुल्यश्च ॥६२॥

यावदभव्यप्रायोग्या उपर्यसातसमा त्वाज्येष्टात्। एषा तिर्यग्गतिद्विके नीचैर्गोत्रे चानुकृष्टिः ॥६३॥

अन्वयार्थः—सेकाले=અનન્તર સમયે सम्मत्त पडिवज्जतस्स=સમ્યક્ત્વ પામનાર सत्तमखिईए=સાતમી પૃથ્વીના નારકને जो=જે हस्सो=હ્રસ્વ-જઘન્ય ठिइबंधो=સ્થિતિબંધ હોય इत्तो=ત્યાંથી आवरणतुल्लो य=પુનઃ આવરણ તુલ્ય અનુકૃષ્ટિ કહેવી जा अभवियपाउग्गा=યાવત્ અભવ્ય પ્રાયોગ્ય જઘ૦સ્થિતિબંધ સુધી કહેવી. उप्पि=તેથી ઉપર आ जेट्ठा=ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી असायसमया=અશાતા સરખી કહેવી. एसा=આ ઉક્ત પ્રકારની अणुकड्ढी=અનુકૃષ્ટિ तिरियगति दुगे=તિર્યંચગતિદ્વિકમાં य=અને नीयागोए=નીચગોત્રમાં કહેવી ॥૬૨॥૬૩॥

भावार्थ—તે કાળે (અનન્તર સમયે) સમ્યક્ત્વ પામશે એવા સાતમી પૃથ્વીના નારકને (મિથ્યાત્વના અન્ત્ય સમયે) જે જઘન્ય સ્થિતિબંધ હોય છે તે જઘન્ય સ્થિતિબંધથી પ્રારંભીને આવરણતુલ્ય [ તદેકદેશ ને અન્ય એ અનુકૃષ્ટિ] યાવત્ અ[1]ભવ્ય પ્રાયોગ્ય જઘન્ય

---

૧ અભવ્ય પ્રાયોગ્ય સ્થિતિબંધ તે યથાપ્રવૃત્તકરણમાં અન્ત્યસમયે ઉત્કૃષ્ટ અધ્યવસાયે વર્તતો અભવ્ય જે અંતઃકોડાકોડી સાગરોપમ સ્થિતિબંધ

બંધન ૧૫) એ ૪૫ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ પ્રતિલોમ (પશ્ચાનુપૂર્વીએ-ઉત્કૃષ્ટસ્થિતિથી પ્રારંભીને) કહેવી (અને તે પૂર્વોક્ત ૫૫ પ્રકૃતિ તુલ્ય "તદેકદેશ ને અન્ય" એ રીતે કહેવી. જિનનામની અનુ૦ ૬૫મી ગાથામાં કહેશે). હવે શાતાવેદનીયની અનુકૃષ્ટિ કહે છે તે આ પ્રમાણે—શાતાની ઉત્કૃષ્ટ સ્થિતિમાં જે અનુભાગાધ્યવસાયો છે તે સર્વ અને તે ઉપરાન્ત બીજા પણ ["તે અને અન્ય"] અનુભાગાધ્યવસાયો સમયહીન ઉ૦ સ્થિતિમાં છે, એ પ્રમાણે તે પૂર્વના સર્વ અને અન્ય" એ ક્રમથી અનુકૃષ્ટિ આશાતના જઘ૦ સ્થિતિબંધ સુધીમાં જેટલી શાતાની સ્થિતિઓ આવે ત્યાં સુધી કહેવી, અને એથી નીચેની શાતાની સ્થિતિઓમાં ઉદ્યોત સરખી (પૂર્વોક્ત ૪૫ પ્રકૃતિવત્ 'તદેકદેશ ને અન્ય" એ ક્રમે) અનુકૃષ્ટિ કહેવી. એ પ્રમાણે શાતાની અનુકૃષ્ટિ તુલ્ય ૧૫ પરાવર્તમાન શુભ-પ્રકૃતિઓની અનુકૃષ્ટિ પણ કહેવી ॥૫૯-૬૦॥

अवतरण—હવે પરાવર્તમાન અશુભ પ્રકૃતિ વર્ગની ૨૮ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ કહે છે—

**जाणि असायजहन्ने उदहिपुहुत्तं ति ताणि अन्नाणी। आवरणसमं उप्पिं परित्तमाणीणमसुभाणं ॥६१॥**

यान्यसातजघन्य उदधिपृथक्त्वं तान्यन्यानि । आवरणसमं उपर्येवं परावर्तमानानामशुभानाम् ॥६१॥

अन्वयार्थः—असायजहन्ने=અશાતાની જઘ૦સ્થિતિમાં जाणि=જે અનુ૦સ્થાનો છે, उदहिपुहुत्तं ति=ઘણા સેકડો સાગરોપમ સુધી પણ ताणि अन्नाणि=તે સર્વ અને અન્ય અનુ૦સ્થાનો છે. उप्पिं=ઉપરની અનુકૃષ્ટિ आवरणसमं=આવરણ સરખી કહેવી, एवं=એ પ્રમાણે परित्त-माणीणं असुभाणं=પરાવ૦અશુભ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ કહેવી. ॥૬૧॥

भावार्थः—અશાતાના જઘન્ય સ્થિતિબંધમાં જે અનુભાગાધ્યવસાયો છે તે સર્વ અને અન્ય બીજા સ્થિતિબંધમાં છે, એ પ્રમાણે

ताणि य अन्नाणेवं ठिइबंधो जा जहन्नगमसाए। हेट्ठुज्जोयसमेवं परित्तमाणीण उ सुभाणं ॥६०॥

पराघातोद्योतोच्छ्वासातपध्रुवनाम्नां तनूपांगानां। प्रतिलोमं सातस्य तु उत्कृष्टे यानि समयोने ॥५९॥

तानि चान्यान्येवं स्थितिबंधो यावज्जघन्यमसातस्य। अध उद्योतसममेवं परावर्त्तमानानां तु शुभानाम् ॥६०॥

अन्वयार्थ.—परघाउज्जोउस्सासायवधुवनाम=પરાઘાત–ઉદ્યોત–ઉચ્છવાસ–આતપ–અને નામની ધ્રુવબંધિ तणुउवंगाण=શરીર અને ઉપાંગ એ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ पडिलोमं=પ્રતિલોમ (ઉલટાક્રમે–પશ્ચાનુપૂર્વીએ) કહેવી. सायस्स उ=પુન.શાતાવેદનીયના उक्कोसे=ઉ० સ્થિતિબંધમાં जाणि=જે અનુ०સ્થાનો, समऊणे=સમયહીનસ્થિ०બંધમાં ताणि य अन्नाणि=તે અને અન્ય અનુ०સ્થાનો છે. एव=એ પ્રમાણે जा=યાવત् असाए=આશાતાનો जहन्न=જઘન્ય ठिईबंधो=સ્થિતિબંધ આવે ત્યાં સુધી અનુકૃષ્ટિ કહેવી, हेट्ठ=એથી નીચે उज्जोयसम=ઉદ્યોત તુલ્ય અનુકૃષ્ટિ કહેવી. एव=એ પ્રમાણે परित्तमाणीण उ सुभाण=પરાવર્તમાન શુભ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ કહેવી. ॥૫૯॥૬૦॥

भावार्थः—પરાઘાત–ઉદ્યોત–ઉચ્છવાસ–આતપ અને નામની શુભ ધ્રુવબંધિ ૧૩–શરીર ૫–અંગોપાંગ ૩–(શરીરના ગ્રહણથી સંઘાતન ૫

---

૧ પરાઘાત આદિ ૪૬ પ્રકૃતિઓ તે अपरावर्तमान शुभप्रकृतिवर्ग

ઘાતી આદિ ૫૫ પ્રકૃતિઓ તે अपरा० अशुभप्रकृतिवर्ग.

શાતાવેદનીય આદિ ૧૬ પ્રકૃતિઓ તે परावर्तमान शुभप्रकृतिवर्ग

આશાતા આદિ ૨૮ પ્રકૃતિઓ તે परा० अशुभप्रकृतिवर्ग. એ ૧૪૫ ઉપરાન્ત તિર્યંગ દ્વિક–નીચ–અને ત્રસાદિ ૪ ની અનુકૃષ્ટિ જૂદી કહેશે. તથા ૪ આયુ અને એ દર્શનમોહની અનુકૃષ્ટિ નથી

वि=ઉપઘાતની પણ अणुकड्ढि=અનુકૃષ્ટિ एवं=એ પ્રમાણે જાણવી. ॥૫૮॥

भावार्थ—એ પ્રમાણે યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી તદેકદેશ ને અન્ય અધ્યવસાયો કહેવા, જેથી પલ્યાસંખ્યાંશ-ભાગના અન્તિમસ્થાનમાં પહેલી સ્થિતિના અનુ૦અધ્યવસાયો ક્રમશઃ ન્યૂનન્યૂન થતાં સમાપ્ત થઈ જાય છે, એ પરિપાટીએ બીજી સ્થિતિના અનુ૦અધ્યવસાયો નિ[2]વર્તનકંડકની ઉપરની ([3]બીજી) સ્થિતિમાં સમાપ્ત થાય છે, [ત્રીજીના ત્રીજીમાં પૂર્ણ થાય]એ પ્રમાણે યાવત્ ઉત્કૃષ્ટસ્થિતિ સુધી કહેવું. એ ૫૪ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ પ્રમાણેજ ૫૫મી ઉપઘાતનામકર્મની પણ અનુકૃષ્ટિ કહેવી ॥૫૮॥

अवतरण—પહેલા અશુભપરાવર્તમાન [1]વર્ગની (૫૫ પ્રકૃતિઓની) અનુકૃષ્ટિ કહીને આ ગાથાઓમાં બીજા શુભ પરાવર્તમાન વર્ગની-૪૬ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ કહેવાય છે—

## परघाउज्जोउस्सासायवधुवनामतणुउवंगाणं। पडिलोमं सायस्स उ उक्कोसे जाणि समऊणे ॥५९॥

---

૧ ઉપઘાતની અનુકૃષ્ટિ જૂદી કહેશે માટે અહિં ૫૪ પ્રકૃતિઓની સામટી અનુકૃષ્ટિ કહેવાય છે.

૨ એક સ્થિતિના અનુભાગાધ્યવસાયો જે પલ્યોપમાસંખ્યેયભાગ સુધી અનુવર્તે છે તે પલ્યોપમાસંખ્યભાગ જેટલી સ્થિતિઓનો સમુદાય તે અહિં નિવર્તન कडक ગણવું

૩ નિવર્તન કંડકની છેલ્લી સ્થિતિ તે અનુકૃષ્ટિની પરિસમાપ્તિ અપેક્ષાએ પહેલી ગણવી, જેથી નિવર્ત્તનકંડકથી અનન્તર-ઉપરની સ્થિતિ તે બીજી સ્થિતિ કહેવાય. અહિં સ્થિતિબંધસ્થાનો-સ્થિતિબંધાધ્યવસાયસ્થાનો-અને અનુભાગબંધાધ્યવસાયસ્થાનો એ ત્રણ વસ્તુ ભિન્ન ભિન્ન છે એ લક્ષ્યમાં રાખવું.

**घाईणमसुभवण्णरसगंधफासे जहन्नाठिइबंधे । जाणज्झवसाणाइं तदेगदेसो य अन्नाणी ॥५७॥**

**घातीनामशुभवर्णरसगन्धस्पर्शानां जघन्यस्थितिबन्धे । यान्यध्यवसानानि तदेकदेशश्चान्यानि ॥५७।**

**अन्वयार्थ—** घाईण=ઘાતી પ્રકૃતિઓની તથા असुभवण्णसगधफासे=અશુભ વર્ણ રસ ગંધ સ્પર્શના जहन्नठिइबधे=જઘન્યસ્થિતિબંધમાં जाण=જે अज्झवसाणाइ=અનુ૦અધ્યવસાયો છે, तदेगदेसो=તેનો એક દેશ-ભાગ य=અને अन्नाणि=બીજા નવા અનુ૦અધ્યવસાયો (બીજી સ્થિતિમાં હોય છે) ॥૫૭॥

**ભાવાર્થ—**૪૫ ઘાતિ પ્રકૃતિઓ અને અશુભવર્ણાદિ ૯ એ ૫૪ પ્રકૃતિઓના [ઉપઘાત સહિત કરતાં ૫૫ પ્રકૃતિઓનો अपरावर्तमान अशुभप्रकृति વર્ગ કહેવાય, તેની] (અભવ્યપ્રાયોગ્ય અન્તઃકોડાકોડી ૩૫) જઘન્યસ્થિતિબંધમાં જે અધ્યવસાયો છે તેમાંનો એક દેશ-ભાગ જેટલા [એક અસંખ્યાતમો ભાગ છોડીને શેષ સર્વ] અને બીજા નવા અનુભાગાધ્યવસાયો બીજા સ્થિતિબંધમાં છે. ॥૫૭॥

**पल्लासंखियभागो जावं बिइयस्स होइ बिइयम्मि । आ उक्कस्सा एवं उवघाए वा वि अणुकड्ढि॥५८॥**

**पल्यासंख्येयभागं यावद् द्वितीयस्य भवति द्वितीये । आ उत्कृष्टादेवमुपघातस्य वाऽप्यनुकृष्टिः ॥५८॥**

**अन्वयार्थः—**એ પ્રમાણે पल्लासखियभागो जाव=પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી જાણવું, ત્યારબાદ बिइयस्स=બીજી સ્થિતિની અનુકૃષ્ટિ बिइयम्मि=કંડક ઉપરના बिइयमि=બીજા સ્થિતિસ્થાનમાં પૂર્ણ થાય. એ રીતે आउक्कस्सा=ઉત્કૃષ્ટ સુધી જાણવું. उवघाए वा

પરંપરોપ૦વૃદ્ધિ કહીને આયુષ્યમાં પણ અનન્તરોપનિધા વૃદ્ધિ કહે છે—

**पल्लासंखियभागं गंतुं दुगुणाणि आउगाणं तु । थोवाणि पढमबंधे बिइयाइ असंखगुणियाणि ॥५६॥**

**पल्यासंख्येयभागं गत्वा द्विगुणान्यायुष्कानां तु। स्तोकानि प्रथमबन्धे द्वितीयादिष्वसंख्येयगुणानि ॥५६॥**

અન્વયાર્થ– પરપરોપનિધા તો पल्लासखियभागं गतु=પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જઇને દ્વિગુણ સ્થાનો થાય છે એજ. તથા आउगाणं तु=આયુષ્યની સ્થિતિઓમાં તો पढमबंधे=પહેલા જઘન્ય સ્થિતિબંધમાં અનુ૦સ્થાનો थोवाणि=થોડાં છે, અને बिइयाइ=બીજી આદિક સ્થિતિમાં असंखगुणियाणि=અસખ્યગુણ છે. ॥૫૬॥

ભાવાર્થ--જઘન્ય સ્થિતિથી પલ્યોપમનો અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ દૂર જઇને જે વચ્ચે એકેક સ્થિતિસ્થાન આવે તેમાં અનુભાગબંધસ્થાનો બમણાં બમણાં હોય, એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન સુધી કહેવું. [ આ પરંપરોપનિધા આયુષ્ય રહિત સાત કર્મોના સ્થિતિસ્થાનોમાં છે, અને આયુષ્યમાં આ પ્રમાણે---] આયુષ્યના પ્રથમ સ્થિતિબંધસ્થાનમાં ( જઘ૦ સ્થિતિમાં ) અનુભાગ-બંધસ્થાનો અલ્પ ( તે પણ અસખ્યલોક જેટલાં ), તેથી બીજી ત્રીજી આદિ યાવત્ ઉ૦સ્થિતિ સુધીમાં પ્રત્યેકમાં અનુભાગબંધસ્થાનો અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ છે ॥૫૬॥

## ॥ સ્થિતિબન્ધસ્થાનોમાં અનુભાગબન્ધસ્થાનોની ×અનુકૃષ્ટિ ॥

---

×અનુકૃષ્ટિ એટલે અનુકર્ષણ અનુવર્તન, અર્થાત્ પશ્ચાતનુ અનુસરણ. તાત્પર્ય એ કે દરેક સ્થિતિબંધના સ્થિતિબંધના હેતુભૂત અધ્યવસાયો (કષાયોદયો) તદ્દન જૂદા જૂદા છે, એક બીજી સ્થિતિને મળતા નથી, પરન્તુ અનુભાગાધ્યવસાયો (લેશ્યાપરિણામો) એક બીજી સ્થિતિમા ઘણા સરખા અને થોડા નવીન હોય છે. અર્થાત્ એક અનુભાગબંધાધ્યવસાય પલ્યોપમના અસખ્યાતમા ભાગ જેટલી સ્થિતિઓમાં ઉપયોગી થાય છે, અને સ્થિ૦બંધાધ્યવસાય તો જે સ્થિતિનો હોય તેજ સ્થિતિને કામનો, બીજી સ્થિતિને કંઇપણ કામનો નથી.

**सव्वासुभपगईणं सुभपगईणं विवज्जयं जाण । ठिइबंधट्ठाणेसु वि आउगवज्जाण पगडीणं ॥५५॥**

**सर्वाशुभप्रकृतीनां शुभप्रकृतीनां विपर्ययं जानीहि। स्थितिबन्धस्थानेष्वप्यायुष्कवर्जानां प्रकृतीनाम् ॥५५॥**

अन्वयार्थ—એ ઉપનિધા (અથવા વૃદ્ધિહાનિ) પ્રરૂપણા सव्वासुभपगईणं=સર્વ અશુભ પ્રકૃતિઓની જાણવી, અને सुभपगईणं=શુભ પ્રકૃતિઓની તો विवज्जय जाण=વિપરીત ઉપનિધા જાણવી. તથા आउगवज्जाण=આયુકર્મ વર્જીને દરેક पगडीणं=પ્રકૃતિઓના ठिइबंधठाणेसु वि=સ્થિતિબંધસ્થાનોમા પણ અનુ૦સ્થાનોની અનન્તર ઉપનિધા (વૃદ્ધિહાનિ) છે ॥૫૫॥

भावार्थ—પૂર્વોક્ત અનન્તરોપનિધા વૃદ્ધિ સર્વ અશુભ પ્રકૃતિઓમાં જાણવી, અને શુભ પ્રકૃતિઓમાં તો એથી વિપરીત[1] વૃદ્ધિ જાણવી. તથા ચાર આયુવર્જીને શેષ પ્રકૃતિઓના સ્થિતિબંધ સ્થાનોમાં પણ સ્થિતિબંધાધ્યવસાયોની વૃદ્ધિ એજ[2] રીતે જાણવી. [અહિં અશુભપ્રકૃતિ ૮૭ અને શુભપ્રકૃતિ ૬૯ જાણવી] ॥૫૫॥

अवतरण—પૂર્વ ગાથાના ઉત્તરાર્ધમાં સ્થિતિબંધસ્થાનોમાં સ્થિતિબંધાધ્યવસાયોની અનન્તરોપનિધા વૃદ્ધિ કહી, હવે આ ગાથામાં

---

૧ શુભ પ્રકૃતિમા સ્થિતિબંધના હેતુભૂત સર્વોત્કૃષ્ટ કષાયોદયમા–સ્થિતિબંધાધ્યવસાયમા અનુભાગબંધાધ્યવસાયો અલ્પ (તે પણ અસંખ્યલોક પ્રમાણ) તેથી દ્વિચરમ કષાયોદયમાં વિશેષાધિક તેથી ત્રિચરિમ કષાયોદયમાં વિશેષાધિક, એ પ્રમાણે યાવત્ સર્વજઘન્ય કષાયોદય સુધી ઉતરવું

૨ જ્ઞાનાવ૦ના જઘ૦ સ્થિતિબંધમા (પ્હેલી સ્થિતિમા) સ્થિતિબંધના અધ્યવસાયો અલ્પ, તેથી સમયાધિક (બીજી) સ્થિતિમા વિશેષાધિક, એ પ્રમાણે યાવત્ સર્વોત્કૃષ્ટ સ્થિતિ (૩૦ કો૦ કો૦ સા૦) સુધી વિશેષાધિક વિશેષાધિક સ્થિત્યધ્યવસાયો જાણવા. એ ચાર આયુવર્જીને ૧૫૨ પ્રકૃતિ માટે જાણવું, આયુષ્યમા તો જઘ૦સ્થિતિના અધ્યવસાયો અલ્પ તેથી બીજી સમયાધિક સ્થિતિના અસંખ્યગુણ એ રીતે યાવત્ ૩૩ સાગરોપમ સુધી કહેવું.

અવતરણ—એ પ્રમાણે કોઇપણ એકજ સ્થિતિના અધ્યવસાયોમાં અનન્તરોપનિધાએ વૃદ્ધિ કહીને હવે પરંપરોપનિધાએ વૃદ્ધિ કહે છે—

**गंतूणमसंखेज्जे लोगे दुगुणाणि जाव उक्कोसं । आवलिअसंखभागो नाणागुणवुड्ढिठाणाणि ॥५४॥**

**गत्वाऽसंख्येयान् लोकान् द्विगुणानि यावदुत्कृष्टम् । आवल्यसंख्येयभागानि नानागुणवृद्धिस्थानानि ॥५४॥**

अन्वयार्थ—असंखेज्जे लोगे=અસંખ્ય લોકાકાશ સુધી गंतूण=જઇને दुगुणाणि=દ્વિગુણ અનુ૦સ્થાનો હોય છે. એ રીતે उक्कोसं जाव=ઉત્કૃષ્ટ કષાયોદય સુધી જાણવું. એમાં नाणागुणवुड्ढि ठाणाणि=નાના ગુણવૃદ્ધિ સ્થાનો–નાના અન્તરો आवलिअसंखभागो=આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલાં છે ॥૫૪॥

भावार्थः—પહેલા કષાયોદયથી ( સ્થિત્યધ્યવસાયથી ) અસંખ્ય લોકાકાશ જેટલે દૂર જઈને જે એક કષાયોદય (સ્થિત્યધ્યવસાય ) આવે તેમાં બમણા અનુભાગાધ્યવસાયો હોય, એ રીતે યાવત્ ઉત્કૃષ્ટ કષાયોદય સુધી વારંવાર દ્વિગુણ દ્વિગુણ અનુભાગાધ્યવસાયવાળું એકેક સ્થાન ( સ્થિતિ અધ્યવ૦સ્થાન ) આવે. એમ નાનાગુણવૃદ્ધિ અને નાનાગુણહાનિવાળાં ( પૂર્વાનુપૂર્વીએ દ્વિગુણવૃદ્ધિવાળું એકેક આવે છે તે અને પશ્ચાનુપૂર્વીએ એજ દ્વિગુણહાનિવાળાં–અર્ધાર્ધ અધ્યવ૦વાળાં ) કષાયોદયસ્થાનો આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલાં છે ( અને બે વૃદ્ધિ વા હાનિના એકજ આંતરામાં અસંખ્યગુણ અનુભાગાધ્યવસાયો છે ) ॥૫૪॥ इति परंपरोपनिधा ॥

અવતરણ—પૂર્વોક્ત અનન્તરોપનિધા ૮૭ અશુભ પ્રકૃતિઓની જાણવી, અને શુભ પ્રકૃતિઓના સ્થિતિબંધાધ્યવસાયોમાં એથી વિપરીત છે તે કહે છે, તથા સર્વ પ્રકૃતિઓના સ્થિતિબંધમાં સ્થિતિબંધાધ્યવસાયોની અનન્તરોપ૦વૃદ્ધિ કહે છે—

²ધ્યવસાયો છે, તેમજ સ્થિતિબંધસ્થાનોમાં પણ દરેકમાં તેના બંધહેતુભૂત અધ્યાવસાયો અસંખ્યલોક જેટલા છે ॥૫૨॥

અવતરણ—સ્થિતિબંધના એકેક અધ્યવસાયમાં અનેક જીવ આશ્રયી અનુભાગઅધ્યવસાયો અસખ્ય અસંખ્ય છે, તેથી સર્વસ્થિતિ અધ્યવસાયોમાં અનુભાગાધ્યવસાયો તુલ્ય છે કે વિષમ છે? તે જાણવાને અનન્તરોપનિધા તથા પરપરોપનિધાએ વિષમતાની-વૃદ્ધિની પ્રરૂપણા કરાય છે—

**थोवाणि कसाउदये अज्झवसाणाणि सव्वडहरम्मि। बिइयाइ विसेसहियाणि जाव उक्कोसगं ठाणं ॥५३॥**

**स्तोकानि कषायोदये अध्यवसानानि सर्वजघन्ये। द्वितीयादौ विशेषाधिकानि यावदुत्कृष्टं स्थानम् ॥५३॥**

अन्वयार्थ—सव्वडहरम्मि=સર્વજઘન્ય कसा(य)उदये=કષાયોદયમાં अज्झवसाणाणि=રસબંધમાં હેતુભૂત અધ્યવસાયો थोवाणि=થોડા હોય છે, અને बिइयाइ=બીજા ત્રીજા વિગેરે जाव उक्कोसग ठाण=યાવત્ ઉત્કૃષ્ટ કષાયસ્થાન સુધીમાં विसेसहियाणि=વિશેષાધિક હોય છે ॥૫૩॥

ભાવાર્થઃ—એકજ સ્થિતિબંધના હેતુભૂત સર્વજઘન્ય કષાયોદયમાં (સર્વજઘન્ય સ્થિતિબંધાધ્યવસાયમાં) અધ્યવસાયો (લેશ્યા-પરિણામો અથવા અનુભાગબંધાધ્યવસાયો) સર્વથી અલ્પ છે, (તે પણ અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલા છે), તેથી બીજા ત્રીજા આદિ કષાયોદયમાં યાવત્ સર્વોત્કૃષ્ટ સ્થાન સુધી (ઉત્કૃષ્ટ કષાયોદય સુધી) અનુક્રમે વિશેષાધિક વિશેષાધિક અનુભાગાધ્યવસાયો-લેશ્યા જન્ય પરિણામો હોય છે ॥૫૩॥ इति अनन्तरोपनिधा ॥

---

૨ સ્થિતિબધમા કષાયોદય જન્ય આત્મપરિણામ હેતુભૂત છે, અને અનુભાગબધમા લેશ્યાજન્ય આત્મપરિણામ હેતુભૂત છે, (તે પણ કષાયસહ-વર્તી હોય ત્યા સુધી હેતુભૂત છે), માટેજ એકજ પ્રકારનો સ્થિતિ અધ્યવસાય (કષાયોદય) લેશ્યાભેદે અસંખ્ય પ્રકારનો હોય છે.

સ્પર્શનાકાળ વિશેષાધિક, તેથી સર્વે સ્થાનોમાં સ્પર્શનાકાળ વિશેષાધિક છે. ॥ इति स्पर्शनाकाल प्ररुपणा ॥ એ પ્રમાણે જ અનુભાગ અધ્યવસાયસ્થાનોમાં જીવોના અલ્પબહુત્વની પ્રરૂપણા પણ તુલ્ય જાણવી. ॥ इति जीवाल्पबहुत्वप्ररूपणा ॥५१॥

અવતરણ—એ પ્રમાણે અનુભાગસ્થાનોમાં જીવોની વર્તના આઠ પ્રકારે (આઠ રીતે) સમજાવીને હવે એકેક સ્થિતિબંધસ્થાનના હેતુભૂત એકેક અધ્યવસાયમાં અનેક જીવની અપેક્ષાએ કેટલા અનુભાગબંધ અધ્યવસાયો હોય ? તે કહે છે—

**एक्केक्कम्मि कसायोदयम्मि लोगा असंखिया होंति । ठिइबंधट्ठाणेसु वि अज्झवसाणाण ठाणाणि ॥५२॥**

एकैकस्मिन् कषायोदये लोका असंख्येया भवन्ति । स्थितिबंधस्थानेष्वप्यध्यवसानानां स्थानानि ॥५२॥

अन्वयार्थः—एक्केक्कम्मि=એકેક कसायोदयम्मि=કષાયોદયમાં અનુભાગબંધસ્થાનો असंखियालोगा=અસંખ્યાત લોકના પ્રદેશ પ્રમાણ होंति=હોય છે, ठिइबंधठाणेसु वि=દરેક સ્થિતિબંધ સ્થાનોમાં પણ अज्झवसाणाण ठाणाणि=સ્થિતિબંધના અધ્યવસાયનાં સ્થાનો તેટલાંજ હોય છે ॥ ૫૨ ॥

भावार्थः—સ્થિતિબંધના હેતુભૂત એકેક [1]કષાયોદયમાં (કષાયસ્થાનમાં) અસંખ્ય લોકાકાશના આકાશપ્રદેશ જેટલા અનુભાગબંધા-

---

૧ સ્થિતિબંધસ્થાનો અને તેના અધ્યવસાયો (કષાયોદયો) અને અનુભાગબંધાધ્યવસાયો એ ત્રણે અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ છે, કારણ કે એકજ પ્રકારનો સ્થિતિબંધ જૂદા જૂદા જીવો જૂદા જૂદા અધ્યવસાયે કરી શકે છે, અને તેવા એકજ સ્થિતિઅધ્યવસાયમાં અનુભાગ હેતુભૂત અધ્યવસાયો અસખ્યલોક પ્રમાણ હોય છે.

अन्वयार्थः—(अ)तीए=અતીતકાળમાં उक्कोसगे=ઉત્કૃષ્ટ (દ્વિસમય) સ્થાનોમાં फासणकालो=સ્પર્શના કાળ थोवो=થોડો છે, તેથી जहन्ने उ=પુનઃ જઘન્ય (ચાર સમયનાં) સ્થાનોમાં असखेजगुणो होइ=અસંખ્યગુણ સ્પર્શન કાળ છે. कंडगे उ=પુનઃ કંડકમાં (ચતુ સમય સ્થાનોમા) तत्तिओ चेव=તેટલોજ સ્પર્શન કાળ છે. તેથી जवमज्झ=યવમધ્ય (આઠ સમયવાળાં) સ્થાનોમાં, તેથી कडगोवरिं=કંડકની ઉપર (ત્રિસામયિકોમાં), તેથી जवमज्झओ हेट्ठा=યવમધ્યથી નીચે, [૭-૬-૫ સામયિકોમાં] कमसो=અનુક્રમે असखगुणो=અસંખ્યગુણ સ્પર્શકાળ, તેથી जवमज्झुवरि कंडगहेट्ठा य=યવમધ્યથી ઉપર અને કંડકથી હેઠે (૭-૬-૫ સામયિકોનો) तावइओ=તેટલોજ કાળ છે. તેથી जवमज्झुवरिं=યવમધ્યથી ઉપર સર્વ સ્થાનોમાં विशेषाधिक=વિશેષાધિક સ્પર્શના કાળ, અને તેથી कडगहेट्ठा य=કંડકથી નીચે [ ૪-૫-૬-૭-૮-૭-૬-૫ સામયિકોમાં ) વિશેષાધિક, તેથી सव्वहिं चेव=સર્વસ્થાનોમાં નિશ્ચય વિશેષાધિક કાળછે. एवं=એ પ્રમાણે अज्झवसाणेसु=અનુભાગાધ્યવસાયસ્થાનોમાં जीवाप्पबहु=જીવોનું અલ્પબહુત્વ जाणेज्जा=જાણવું ॥૪૯-૫૦-૫૧॥

भावार्थ—અતીતકાળમાં જીવોએ ઉત્કૃષ્ટ સ્થાનો (દ્વિસામયિકસ્થાનો) અલ્પ કાળજ-સ્પર્શ્યાં છે, તેથી પ્રથમનાં ચાર સમયવાળાં જઘન્યસ્થાનોનો સ્પર્શના કાળ અસંખ્યાત ગુણ છે, પુનઃ કંડકમાં (યવમધ્યથી ઉપરનાં ચતુઃસામયિક સ્થાનોમાં ) જીવોનો સ્પર્શનકાળ નિશ્ચય તેટલોજ છે. ॥૪૯॥ તેથી યવમધ્ય સ્થાનોનો, તેથી કંડક ઉપરનો ( ત્રિસામયિક સ્થાનોનો), તેથી યવમધ્યથી નીચે (૭-૬-૫ સમયવાળાં ) સ્થાનોનો અનુક્રમે સ્પર્શકાળ અસંખ્યાતગુણો છે. તેથી યવમધ્ય ઉપર અને કંડકની (ચતુઃસામયિકની ) નીચેનાં ૭-૬-૫ સમયવાળાં સ્થાનોનો સ્પર્શનાકાળ તેટલોજ છે ॥૫૦॥ તેથી યવમધ્ય ઉપરના સર્વસ્થાનોનો (૭-૬-૫-૪-૩-૨ સમય વાળાં સ્થાનોનો ) સ્પર્શનકાળ વિશેષાધિક છે, તેથી કંડકની નીચેના સર્વે સ્થાનોમાં (૪-૫-૬-૭-૮-૭-૬-૫ ) સમયવાળાં સ્થાનોમાં)

ભાવાર્થઃ—ત્રસ પ્રાયોગ્ય સ્થાનોમાં વચ્ચે વચ્ચે આવતાં દ્વિગુણ વૃદ્ધ અને દ્વિગુણહીન સ્થાનકો સર્વ મળી આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલાં થાય છે. અને ઇતર-સ્થાવર પ્રાયોગ્યમાં તો ત્રસની બે દ્વિગુણ વૃદ્ધની વા હીનની વચમાં રહેલાં એક અપાંતરાલવર્તી અસંખ્ય લોકપ્રમાણ સ્થાનોથી જે સ્થાનમાં દ્વિગુણ વૃદ્ધિ કે દ્વિગુણ હાનિ થાય છે તે એકેક સ્થાનો અસંખ્યાત ગુણ છે. ઇતિ વૃદ્ધિ પ્રરૂપણા ॥૪૮॥

અવતરણ—હવે યવમધ્ય પ્રરૂપણા ગાથા વડે કહી નથી તે આ પ્રમાણે—યવમધ્ય સ્થાનો એટલે આઠ સમયવાળાં સ્થાનો શેષ સપ્ત સમયવાળાં આદિકની અપેક્ષાએ અસંખ્યાતમા ભાગનાં છે, તથા યવમધ્યથી નીચેનાં સપ્તસામયિકાદિ સ્થાનો અલ્પ છે, અને તેથી યવમધ્ય ઉપરનાં સપ્તસામયિકાદિ સ્થાનો અસંખ્યગુણ છે ॥ઇતિ યવમધ્યપ્રરૂપણ॥

હવે સ્પર્શના પ્રરૂપણા કહે છે—

**फासणकालो तीए थोवो उक्कोसगे जहन्ने उ। होइ असंखेज्जगुणो य उ कंडगे तत्तिओ चेव ॥४९॥**
**जवमज्झकंडगोवरि हेट्ठा जवमज्झओ असंखगुणो। कमसो जवमज्झुवरिं कंडगहेट्ठा य तावइओ ॥५०॥**
**जवमज्झुवरि विसेसो कंडगहेट्ठा य सव्वहिं चेव। जीवप्पाबहुमेवं अज्झवसाणेसु जाणेज्जा ॥५१॥**

स्पर्शनाकालोऽतीते स्तोक उत्कृष्टे जघन्ये तु। भवत्यसंख्येयगुणश्च तु कंडके तावांश्चैव ॥४९॥
यवमध्यकंडकोपर्यधो यवमध्यकोऽसंख्येयगुणः। क्रमशो यवमध्योपरि कंडकाधश्च तावत्कः ॥५०॥
यवमध्योपरि विशेषः कंडकाधश्च सर्वेषु चैव। जीवाऽल्पबहुत्वमेवमध्यवसानेषु जानीयात् ॥५१॥

अवतरण—હવે અનુભાગસ્થાનોમાં વર્તતા જીવોની પરંપરોપનિધાએ વૃદ્ધિહાનિપ્રરૂપણા કહે છે—

**गंतूणमसंखेज्ज लोगे दुगुणाणि जाव जवमज्झं । एत्तो य दुगुणहीणा एवं उक्कोसगं जाव ॥४७॥**

**गत्वाऽसंख्येयान् लोकान् द्विगुणा यावद् यवमध्यम् । इतश्च द्विगुणहीना, एवमुत्कृष्टं यावत् ॥४७॥**

अन्वयार्थ—असखेज्जे लोगे=અસંખ્ય લોક गतूण=જઇને जवमज्झ जाव=યવમધ્ય સુધી दुगुणाणि=દ્વિગુણ દ્વિગુણ જીવો વર્તતા હોય છે, य=અને एत्तो=અહિંથી આગળ दुगुण हीणा=દ્વિગુણહીન જીવો હોય છે, एव=એ પ્રમાણે उक्कोसग जाव=ઉત્કૃષ્ટાનુભાગસ્થાન સુધી જાણવું ॥૪૭॥

भावार्थः—પહેલા અનુભાગસ્થાનથી અસંખ્ય અસંખ્ય લોકાકાશ જેટલાં સ્થાનકો ઓળંગી ઓળંગીને જે એકેક અનુભાગ સ્થાન આવે તેમાં જીવો દ્વિગુણ દ્વિગુણ (બમણા બમણા) હોય છે. એ પ્રમાણે યવમધ્ય સુધી કહીને ત્યાંથી આગળ યાવત્ સર્વોત્કૃષ્ટ સ્થાન સુધીમાં (અસ૦ અસં૦લોક છોડીને જે એકેક અનુ૦સ્થાન આવે તેમાં) દ્વિગુણ હીન દ્વિગુણ હીન-અર્ધ અર્ધ જીવો હોય છે ॥૪૭॥

अवतरण—એ વૃદ્ધિહાનિવાળાં સ્થાનોનુ અલ્પબહુત્વ કહે છે—

**नाणंतराणि आवलिअसंखभागो तसेसुं इयरेसुं । एगंतरा असंखियगुणाइँ नाणंतराइं तु ॥४८॥**

**नानाऽन्तराण्यावल्यसंख्येयभागानि त्रसेष्वितरेषु । एकान्तरादसंख्येयगुणानि नानान्तराणि तु ॥४८॥**

अन्वयार्थः—तसेसु=ત્રસયોગ્ય સ્થાનોમાં नाणतराणि=નાના અન્તરસ્થાનો (દ્વિગુણ વાળાં સ્થાનો) आवलियअसंखभागो=આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે, तु=અને इयरेसु=ઇતરમાં-સ્થાવર યોગ્ય સ્થાનોમાં नाणतरा=નાના અન્તરસ્થાનો ત્રસપ્રાયોગ્યના एगतरा=એક અન્તરથી असंखगुणाइ=અસંખ્યગુણ છે ॥૪૮॥

अवतरण—અનુભાગસ્થાનોમાં વર્તતા જીવોની અનન્તરોપનિધાએ વૃદ્ધિહાનિપ્રરૂપણા કહે છે—

**थोवा जहन्नठाणे जा जवमज्झं विसेसओ अहिया। एत्तो हीणा उक्कोसगं ति जीवा अणंतरआ ॥४६॥**

**स्तोका जघन्यस्थाने यावद् यवमध्यं विशेषतोऽधिकाः । इतो हीना उत्कृष्टं इति जीवा अनन्तरतः ॥४६॥**

अन्वयार्थ—जहन्नठाणे=જઘન્યાનુભાગસ્થાનમાં વર્તનારા જીવો थोवा=થોડા, जा=યાવત્ जवमज्झं=યવમધ્યસુધી अणतरओ=અનન્તર અનન્તર વર્તતા जीवा=જીવો विसेसओ अहिया=વિશેષાધિક વિશેષાધિક જાણવા, एत्तो=અહિંથી આગળ उक्कोसगति=ઉત્કૃષ્ટાનુભાગસ્થાન સુધી हीणा=વિશેષહીન હીન જાણવા ॥૪૬॥

भावार्थ—જઘન્યસ્થાનમાં વર્તતા જીવો થોડા, ત્યારબાદ યાવત્ યવમધ્યસુધી વિશેષાધિક જીવો વર્તે, ત્યારબાદ યવમધ્યથી નીચેનાં સ્થાનોમાં યાવત્ સર્વોત્કૃષ્ટ સ્થાનસુધી વિશેષહીન વિશેષહીન જીવો વર્તે, એ પ્રમાણે જીવોનું અલ્પબહુત્વ અનન્તરથી કહ્યું [ક્રમપૂર્વક દરેક સ્થાનમાં કહ્યુ ] ॥૪૬॥

---

એમ બે પ્રકારનાં છે. એમાં સ્થાવરયોગ્યસ્થાનોની એક દીર્ઘ પંક્તિ રચીએ તો તે પંક્તિમા સર્વત્ર અનન્ત અનન્ત સ્થાવર જીવો વર્તતાજ હોય છે, અને ત્રસયોગ્યસ્થાનોની દીર્ઘપંક્તિ રચીએ તો તે પંક્તિમા વધારેમા વધારે આવલિકાના અસખ્યાતમા ભાગના સમયો જેટલો લગોલગ-નિરન્તર ભાગ ત્રસજીવયુક્ત હોય અને અસંખ્યેય જેટલો મોટો ભાગ શૂન્ય હોય તેમજ એક સ્થાન ત્રસજીવોવડે વધુમાં વધુ આવ૦નાઅસ૦ભાગ સુધી વર્તતું (યુક્ત) હોય છે ૧ અહિં "વર્તતા જીવો" એ વાક્ય સભવથી જાણવુ. પરન્તુ પ્રતિસમય પ્રત્યેક સ્થાનોમાં આ રીતે જીવો વર્તતા હોય છે એમ નહિં, માટે દરેક સ્થાનમા વર્તતા જીવ કહ્યા તે વર્તવાની યોગ્યતા વા સભવ આશ્રયિ કહ્યા છે.

भावार्थ—સ્થાવર યોગ્ય અનુભાગબંધસ્થાનોમાં એકેક સ્થાનમાં અનંત અનન્ત જીવો વર્તે છે, (પણ કોઇ સ્થાન જીવરહિત હોતું નથી). અને ત્રસયોગ્ય એકેક અનુ૦બંધસ્થાનોમાં ત્રસજીવો અસંખ્ય અસંખ્ય વર્તે, તેમજ અસંખ્યાતાલોકાકાશના પ્રદેશ જેટલા ત્રસયોગ્ય અનુભાગસ્થાનો ત્રસજીવ વિનાનાં શૂન્ય પણ હોય, અને સ્થાવરયોગ્યસ્થાનોમા તો અન્તર (જીવરહિત શૂન્યસ્થાનો) છેજ નહિ ॥૪૪॥ ઇતિ ૧-૨ પ્રરૂપણા ॥

अवतरण—હવે નિરન્તર પ્રરૂપણા કરે છે—

**आवलिअसंखभागो तसा निरंतरं अहेगठाणम्मि । नाणा जीवा एवइकालं एगिंदिया निच्चं ॥४५॥**

**आवल्यसंख्येयभागानि त्रसैर्निरन्तराण्यथैकस्थाने । नानाजीवा एतावत्कालमेकेन्द्रिया नित्यम् ॥४५॥**

अन्वयार्थ—(ત્રસયોગ્ય સ્થાનોમાં) तसा=ત્રસજીવોવડે निरतर=નિરન્તર બંધાતાં સ્થાનો आवलि असंखभागो=આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલાં છે, अह=તથા एगठाणमि=એકજઅનુભાગ સ્થાનમાં नाणा जीवा=અનેક ત્રસજીવો एवइकाल=એટલોજ કાળ નિરન્તરપણે વર્તે છે. અને एगिंदिया निच्चं=એકેન્દ્રિયો નિત્ય વર્તે છે ॥૪૫॥

भावार्थ—ત્રસયોગ્ય સ્થાનોમા આવલિકાના અસંખ્યાતમા ભાગ જેટલાં સ્થાનોમાં ત્રસજીવો નિરન્તરપણે વર્તે છે, અને એક સ્થાનમાં અનેક જીવો પણ નિરન્તરપણે આવલિકાના અસંખ્યાતમા ભાગસુધી વર્તે, તથા એકેન્દ્રિયો તો સ્થાવર પ્રાયોગ્ય સ્થાનોમાં નિત્ય વર્તે ॥૪૫॥ ઇતિ ૩-૪ प्ररुपणा ॥

---

૧ અહિં ભાવાર્થ એ છે કે-અનુભાગસ્થાનો કેટલાક (અસંખ્યલોક પ્રમાણ) સ્થાવર પ્રાયોગ્ય અને કેટલાક (અસં૦લોક પ્રમાણ) ત્રસયોગ્ય,

અવતરણ—અનુભાગસ્થાનોમાં વર્તતા જીવોની પ્રરૂપણા ૮ પ્રકારે છે, ત્યાં પ્રથમ કોઇપણ એક અનુભાગસ્થાનમાં કેટલા જીવો બન્ધકપણે વર્તે ? તે કહેવાય છે, તથા અન્તરપ્રરૂપણા કહેવાય છે—

**थावरजीवाणंता एक्केक्के तसाजिया असंखेज्जा। लोगा सिमसंखेज्जा अंतरमह थावरे नत्थि ॥४४॥**

स्थावरजीवा अनन्ता एकैकस्मिन् त्रसजीवा असंख्येयाः। लोका एषामसंख्येया अन्तरमथ स्थावरे नाऽस्ति ॥४४॥

अन्वयार्थ—एक्केक्के=એકેક અનુભાગસ્થાનમાં थावरजीवा(अ)णंता=સ્થાવરજીવો અનન્ત હોય છે, तसजिया=ત્રસજીવો असंखेज्जा=અસંખ્યાત હોય છે अंतर=અન્તર लोगा सिमसंखेज्जा=એ ત્રસ જીવોમા અસંખ્ય લોકાકાશનો પ્રદેશ જેટલું છે, अह=અને थावरे=સ્થાવરયોગ્ય અનુ૦ સ્થાનોમાં અન્તર नत्थि=નથી. ॥૪૪॥

---

અનન્તગુણવૃદ્ધિવાળા ( મૂળ ) સ્થાનો અલ્પ ( કંડક પ્રમાણ હોવાથી )

તેથી અસંખ્યગુણવૃદ્ધિવાળાં ( મૂળ )સ્થાનો અસખ્યગુણ ( કંડકગુણ ઉપરાન્ત ૧ કંડક જેટલા હોવાથી )

„ સંખ્યગુણવૃદ્ધિવાળાં „ „ „

„ સંખ્યાતભાગવૃદ્ધિવાળાં „ „ „

„ અસંખ્યભાગવૃદ્ધિવાળાં „ „ „

„ અનતભાગવૃદ્ધિવાળાં „ „ „

પરંપરોપનિધાએ અલ્પબહુત્વ—અનન્તભાગવૃદ્ધિવાળા સ્થાનો અલ્પ, તેથી અસંખ્યભાગવૃદ્ધિવાળાં અસખ્યાતગુણ, તેથી સખ્યાભાગવૃદ્ધિવાળા સખ્યગુણ, તેથી સખ્યગુણવૃદ્ધિવાળા સખ્યાતગુણ, તેથી અસખ્યગુણવૃદ્ધિવાળાં અસ૦ગુણ, તેથી અનન્તગુણવૃદ્ધિવાળા અસ૦ગુણ૦

તે પછી પાંચે વૃદ્ધિવાળાં [1]સ્થાનો છે ॥૪૨॥

અવતરણ—અનુભાગના ષટ્સ્થાનમાં અનન્તરોપનિધાની પદ્ધતિએ અલ્પબહુત્વ કહે છે તેમજ પરંપરોનિધાએ પણ અલ્પબહુત્વ કહે છે તે આ પ્રમાણે—

**अप्पबहुमणंतरओ असंखगुणियाणणंतगुणमाई । तव्विवरीयमियरओ संखेज्जक्खेसु संखगुणं ॥४३॥**

अल्पबहुत्वमनन्तरतोऽसंख्येयगुणितान्यनन्तगुणादीनि । तद्विपरीतमितरतः संख्येयाख्येषु संख्येयगुणम् ॥४३॥

अन्वयार्थ—अणतरओ=અનન્તરોપનિધાથી વિચારતાં अणतगुणमाइ=અનન્તગુણવૃદ્ધિથી પ્રારંભીને પશ્ચાનુપૂર્વીએ असंखगुणियाण=અસંખ્ય અસંખ્યગુણ अप्पबहु=અલ્પબહુત્વ જાણવુ. इयरओ=ઇતરથી-પરંપરોપનિધાએ વિચારતાં तव्विरीय=તેથી વિપરીત અલ્પબ૦ જાણવું, પરંતુ सखेजक्खेसु=સંખ્યાત નામવાળી વૃદ્ધિહાનિમાં सखगुण=સંખ્યાતગુણ અલ્પબ૦ જાણવું. ॥૪૩॥

ભાવાર્થઃ—અનન્તરોપનિધાથી ષટ્સ્થાનમાં અલ્પબહુત્વ અનન્તગુણ વૃદ્ધિથી પ્રારંભવું, જેથી અનન્તગુણવૃદ્ધિથી પ્રારભીને છએ વૃદ્ધિઓમાં પશ્ચાનુપૂર્વીના ક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ કહેવું, અને પરપરોપનિધાએ અલ્પબહુત્વ તેથી વિપરીત કહેવુ, એમાં વિશેષ એ કે-સખ્યાત નામવાળી વૃદ્ધિ આવે ત્યા સંખ્યાતગુણ [2]કહેવું (શેષ સર્વત્ર અસખ્યગુણ કહેવું) ॥૪૩॥

---

૧ ષટ્સ્થાનમા છેલ્લામા છેલ્લુ એક સ્થાન તો अनन्तभागाधिक છે. કેમકે પર્યન્તવર્તી અનન્તગુણ પછીનાં પૂર્વપરિપાટીએ પાચે વૃદ્ધિવાળા સ્થાનો થાય છે. એ પર્યવસાન

૨ અનન્તરોપનિધાએ અનુભાગ ષટ્સ્થાનમા અલ્પબહુત્વ આ પ્રમાણે—

વસાય સ્થાનો (અસંખ્યગુણુ છે). ॥૪૧॥

भावार्थः—સૂક્ષ્મ અગ્નિકાયમાં પ્રવેશ કરતા (ઉત્પન્ન થતા) જીવો અસંખ્ય (અસં૦ લોકાકાશના પ્રદેશ જેટલા) છે, તેથી અગ્નિકાયમાં ઉત્પન્ન થયેલા અસંખ્યગુણુ છે, તેથી અગ્નિજીવોની કાયસ્થિતિ અસંખ્યગુણી છે, એ અનુક્રમે અસંખ્યગુણુ અસંખ્યગુણુ છે, અને તેથી પણુ અનુભાગના અધ્યવસાય સ્થાનો અસંખ્યગુણુ છે [ એ અનુ૦ સ્થાનોની અસંખ્યતા વિશેષ પ્રકારે દર્શાવી ] ॥ ૪૧ ॥

**कडजुम्मा अविभागा ठाणाणि य कंडगाणि अणुभागे । पज्जवसाणमणंतगुणाओ उप्पिं नणंतगुणं ॥४२॥**

**कृतयुग्मान्यविभागाः स्थानानि च कंडकानि अनुभागे। पर्यवसानमनन्तगुणादुपरि नाऽनन्तगुणम् ॥४२॥**

अन्वयार्थ—अणुभागे=અનુભાગમાં अविभागा=રસાવિભાગો ठाणाणि=રસસ્થાનો य=અને कंडगाणि=કંડકો એ સર્વ कडजुम्मा=કૃતયુગ્મ પ્રમાણુ છે. અને अणंतगुणाओ उप्पि=અનન્તગુણુ કંડકથી ઉપર પુન. अणंतगुणं न=અનન્તગુણાધિક સ્થાન નથી, એ ષટ્સ્થાનનું पज्जवसाणं=પર્યવસાન—અન્ત છે ॥૪૨॥

भावार्थ—અનુભાગના અવિભાગો અનુભાગસ્થાનો અને સર્વ કંડકો [1]કૃતયુગ્મ સંખ્યાએ છે, અને દરેક ષટસ્થાનમાં છેલ્લા અનન્તગુણસ્થાનથી [ અર્થાત્ અનન્તગુણુ કંડકથી ] ઉપર બીજું અનન્તગુણસ્થાન નથી માટે ષટ્સ્થાનનું પર્યન્ત સ્થાન અનન્તગુણુ અને

---

૧ ચારે ભાગતાં શૂન્ય વધે તેવી કોઇપણુ સંખ્યા અને ચાર પોતે कृतयुग्म કહેવાય ચારે ભાગતાં ૧ વધે તેવી કોઇપણ સંખ્યા અને ૧ પોતે कल्योज, ૨ વધે તેવી કોઇપણુ સંખ્યા અને ૨ પોતે द्वापरयुग्म, તથા ૩ વધે તેવી કોઇપણુ સંખ્યા અને ત્રણુ પોતે त्रेतौज કહેવાય.

द्वयेऽयवमध्यानि स्तोकान्यष्टसामयिकानि द्वयोः पार्श्वयोः। समयोनानि क्रमशोऽसंख्येयगुणान्युपरि च ॥४०॥

अन्वयार्थः—दुसु=वृद्धि હાનિ બેમાં जवमज्झं=યવમધ્ય રૂપ अट्ठसमयाणि=આઠ સમયવાળાં સ્થાનો थोवाणि=થોડાં છે, તેથી दोसु पासेसु=(યવમધ્યની) બન્ને પડખે कमसो=અનુક્રમે समऊणियाणि=સમય ન્યૂન ન્યૂન સ્થાનો उप्पिं च=અને ઉપરનાં (૩–૨ સમયવાળાં) સ્થાનો असंखगुणियाणि=અસંખ્યઅસંખ્યગુણ છે ॥૪૦॥

ભાવાર્થ—અનન્તગુણહાનિ તથા [1]અનન્તગુણવૃદ્ધિ એ બેમાં અષ્ટ સામયિક અનુભાગસ્થાનો જે યવમધ્ય રૂપ કહેવાય છે તે સર્વથી અલ્પ છે, અને તેની બન્ને પડખેનાં [બાજુના] સમય સમયન્યૂન અનુભાગસ્થાનો (સપ્ત સામયિકાદિ અનુ૦સ્થાનો) અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ છે. અને ઉપરના ત્રિસામયિક તથા દ્વિસામયિક અનુભાગસ્થાનો પણ અનુક્રમે અસંખ્યગુણ અસંખ્યગુણ છે.॥૪૦॥

અવતરણ—અનુભાગસ્થાનો અસંખ્ય છે, તેમાં વિશેષતા દર્શાવે છે—

सुहुमगणिपवेसणया अगणिकाया य तेसि कायठिई। कमसो असंखगुणियाणि ज्झवसाणाणि अणुभागे ॥४१॥

सूक्ष्माग्निप्रवेशनका अग्निकायाश्च तेषां कायस्थितिः। क्रमशोऽसंख्येयगुणिताश्चानुभागेऽध्यवसानानि ॥४१॥

अन्वयार्थः—सुहुमगणिपवेसणया=સૂક્ષ્મ અગ્નિકાયમાં પ્રવેશ કરતા, अगणिक्काया=અગ્નિકાયપણે ઉત્પન્ન થયેલા य=અને तेसिं=તે અગ્નિજીવોની कायठिई=કાયસ્થિતિ कमसो=અનુક્રમે असंखगुणियाणि=અસંખ્યગુણ છે, તેથી च=પુનઃ अणुभागे=અનુભાગના अज्झवसाणाणि=અધ્ય-

---

[1] અષ્ટસમયવાળા યવમધ્ય સ્થાનોમા અનન્તગુણહાનિ અને વૃદ્ધિ બન્ને વર્તે છે. ચતુ સામયિકમા અનન્તગુ૦હાનિજ અને દ્વિસામયિકમા અનન્તગુ૦વૃદ્ધિજ શેષ ૮ વિભાગમા હાનિવૃદ્ધિ બન્ને.

અવતરણ—કોઇપણ એક અનુભાગસ્થાનમાં જીવ કેટલા સમય સુધી વર્તે? તે કહેવાય છે—

**चउराई जावट्ठगमेत्तो जावं दुगं ति समयाणं । ठाणाणं उक्कोसो जहण्णओ सव्वहिं समओ ॥३९॥**

**चतुरादि यावदष्टकमितो यावद्द्विकमितिसमयानाम् । स्थानानामुत्कृष्टो जघन्यकः सर्वेषां समयः ॥३९॥**

अन्वयार्थः—चउराइ जाव अट्ठग=ચારથી માંડીને યાવત્ આઠ સમય સુધી, एत्तो=ત્યાર બાદ जाव दुगं=યાવત્ બે સમય સુધી ति समयाणं=એ પ્રમાણે એટલા સમયોનો उक्कोसो=ઉત્કૃષ્ટ કાળ ठाणाण=અનુભાગ સ્થાનોનો જાણવો, અને जहन्नओ=જઘન્યથી તો सव्वहि=સર્વ અનુભાગસ્થાનોનો समओ=એકસમય અવસ્થિતકાળ જાણવો. ॥૩૯॥

भावार्थः—ચારથી પ્રારંભીને યાવત્ આઠ સમય સુધી, અને ત્યાર પછી યાવત્ બે સમય સુધી એ પ્રમાણે એટલા સમયોનો [×૪-૫-૬-૭-૮-૭-૬-૫-૪-૩-૨ એટલા સમયોનો] અવસ્થિતકાળ અનુભાગસ્થાનોમાં ઉત્કૃષ્ટથી છે, અને જઘન્યથી તો સર્વે અનુભાગ-સ્થાનોમાં ૧ સમય જેટલોજ અવસ્થિતકાળ છે ॥૩૯॥

અવતરણ—આ ૧૧ વિભાગવાળાં અનુભાગસ્થાનોનું અલ્પબહુત્વ કહેવાય છે—

**दुसु जवमज्झं थोवाणि अट्ठसमयाणि दोसु पासेसु । समऊणियाणि कमसो असंखगुणियाणि उप्पिं च ॥४०॥**

× અસંખ્ય અનુભાગસ્થાનોમાં પ્રથમના કેટલાક સ્થાનો ( અસંખ્યલોકના પ્રદેશ જેટલાં ) ચતુઃસામયિક છે, કારણ કે એમાના કોઇપણ એક સ્થાનમાં જીવ વધારેમાં વધારે ૪ સમય સુધી ટકી શકે છે, ત્યારબાદ અવશ્ય અન્ય સ્થાનમાં જ જાય, એ અર્થને અનુસારે આગળનાં કેટલાક સ્થાનો ૫ સમયવાળાં, તેથી આગળના કેટલાક ૬ સમયવાળાં એ રીતે યાવત્ છેલ્લાં કેટલાંક ( અસંખ્યલોક જેટલાં ) સ્થાનો બે સમયવાળાં છે.

ભાગાકાર અને ગુણાકાર જાણવો. અને સંખ્યાતભાગ અથવા સંખ્યાતગુણના વક્તવ્યમાં ઉત્કૃષ્ટ સંખ્યાતવડે ભાગાકાર અને ગુણાકાર જાણવો. એ રીતે ત્રણમાં ભાગાકાર અને ત્રણમાં ગુણાકાર જાણવો. પુનઃ પૂર્વોક્ત પરિપાટીએ કહેલા એક ષટ્સ્થાન જેવાં ષટ્સ્થાનો પણ અનુક્રમે અસંખ્ય લોકાકાશના આકાશપ્રદેશ જેટલાં જાણવાં ॥૩૭॥

અવતરણ—એ છ પ્રકારની વૃદ્ધિહાનિનો પ્રત્યેકનો અવસ્થાનકાળ કેટલો ? તે કહે છે—

**वुड्ढी हाणी छक्कं तम्हा दोण्हं पि अंतिमिल्लाणं । अंतोमुहुत्तमावलि असंखभागा उ सेसाणं ॥३८॥**

**वृद्धिषट्कं हानिषट्कं, तस्माद्द्वयोरप्यन्तिमयोः । अन्तर्मुहूर्त्तमावल्यसंख्येयभागस्तु शेषाणाम् ॥३८॥**

अन्वयार्थ—वुड्ढीहाणीछक्कं=એ રીતે છ પ્રકારની વૃદ્ધિ અને હાનિ છે, तम्हा=તે કારણથી તેનો કાળ આ પ્રમાણે—अंतिमिल्लाण= છેલ્લી दोण्ह पि=બન્ને વૃદ્ધિ હાનિનો કાળ अंतोमुहुत्त=અન્તર્મુહૂર્ત્ત છે, उ=અને सेसाण=શેષ ૪ વૃદ્ધિ ૪ હાનિનો કાળ आवलिअसंख-भागा=આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે. ॥૩૮॥

भावार्थः—અનુભાગસ્થાનોમાં છ પ્રકારની વૃદ્ધિ તથા છ પ્રકારની હાનિ છે તેથી તેનો કાળ કહેવાય છે-છેલ્લી અનન્તગુણવૃદ્ધિ અને અનન્તગુણહાનિ એ બેનો કાળ [1]'અન્તર્મુહૂર્ત' છે, અને શેષ ૧૦ નો કાળ આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે [ એ ૧૨ વિભાગનો કાળ કહ્યો] ॥૩૮॥

---

૧ અર્થાત્ અન્તર્મુ૦ સુધી અનન્તગુણ અધિક અધિક વિશુદ્ધિ વા સંક્લેશમાં પ્રતિ સમયે વધતો ને વધતોજ રહે, અથવા ઘટતો ને ઘટતોજ રહે અને અનંતભાગહાનિ આદિ કોઈપણ એક વિભાગમાં આવલિકાના અસંખ્યભાગ સુધી પ્રતિસમય વધતોજ રહે અથવા ઘટતોજ રહે.

ધિક કંડક જેટલાં છે, तो=ત્યારબાદ एगं=એક સ્થાન अणंतगुणियं=અનંતગુણાધિક નામનું આવે, ત્યારબાદ (अ)तीयाण इच्छियाणं=પૂર્વે વ્યતીત થયેલાં સર્વ સ્થાનો અતિક્રમી તે બીજું અનંતગુણાધિક સ્થાન આવે, ताण वि=તે અનંતગુણાધિક સ્થાનો પણ पढमस्स तुल्लाइं=પ્હેલા (અનંતભાગાધિક) કંડક જેટલાં જાણવાં ॥૩૬॥

ભાવાર્થ—એ પરિપાટીએ બીજું અસંખ્યગુણ અધિક અનુભાગસ્થાન કહેવું, અને તે અસંખ્યગુણાધિક સ્થાનો પણ પ્રથમ કંડકના જેટલાંજ કહેવાં. ત્યારબાદ પૂર્વે વ્યતીત થયેલા સર્વે સ્થાનો કહીને એક અનુભાગસ્થાન અનન્તગુણાધિક કહેવુ. ત્યારબાદ પૂર્વે વ્યતીત થયેલાં સર્વ સ્થાનો તે અનન્તગુણાધિક સ્થાનથી આગળ કહાને બીજું અનન્તગુણાધિક સ્થાન કહેવુ. એ પરિપાટીએ અનન્તગુણાધિક સ્થાનો પણ પ્રથમના જેટલાંજ [પ્હેલા અનન્તભાગાધિક કંડક જેટલાંજ] કહેવાં. એ અનન્તગુણાધિકનુ કંડક પૂર્ણ થયું. ॥૩૬॥

**सव्वजियाणमसंखेज्जलोगसंखेज्जगस्स जेट्ठस्स। भागो तिसु गुणणा तिसु छट्ठाणमसंखिया लोगा॥३७॥**

**सर्वजीवानामसंख्येयलोकानां संख्येयकस्योत्कृष्टस्य। भागस्त्रिषु गुणनास्त्रिषु षट्स्थानकान्यसंख्येयानि लोकानि ॥३७॥**

અન્વયાર્થ—तिसु भागो तिसु गुणणा=ત્રણ ભાગ વૃદ્ધિઓમાં ભાગાકાર અને ત્રણ ગુણવૃદ્ધિમાં ગુણાકાર અનુક્રમે सव्वजियाणं=સર્વ-જીવોની સંખ્યા, असंखेज्जलोग=અસંખ્યાત લોકાકાશની પ્રદેશસંખ્યા, અને जेट्ठस्स संखेज्जगस्स=ઉત્કૃષ્ટ સંખ્યાતની સંખ્યાવડે જાણવો, તથા એ छट्ठाणं=છસ્થાનો असंखिया लोगा=અસંખ્યલોક પ્રમાણ છે॥૩૭॥

ભાવાર્થ—ઉપર કહેલા ષટ્સ્થાનમાં જ્યાં અનન્ત ભાગવૃદ્ધિ અથવા અનન્ત ગુણવૃદ્ધિ કહી છે. ત્યાં ભાગાકાર વા ગુણાકાર સર્વ જીવથી અનન્તગુણ જેટલો જાણવો, અસંખ્યભાગ અને અસંખ્યગુણ કહ્યો છે ત્યાં અસંખ્ય લોકાકાશના આકાશ પ્રદેશ જેટલો

समाइं=પહેલા કંડક જેટલાં આવે, ત્યારબાદ एगं=એક सखेज्जगुणोत्तरं=સંખ્યાતગુણઅધિક સ્થાન આવે. एत्तो=અહિંથી આગળ (अ)तीयाणि=વ્યતીત થયેલાં સર્વ સ્થાનોને अइत्थियाण=અતિક્રમીને (સ્થાપીને) विइयमवि=બીજું પણ સંખ્યાતગુણાધિક સ્થાન આવે, ताणि=તે સંખ્યાતગુણાધિક સ્થાનો પણ पढमस्स तुल्लाण=પ્રથમ (અનંતભાગાધિક) કંડક જેટલાં જાણવાં. ત્યાંથી આગળ एक्क=એક સ્થાન असंखगुणिय=અસંખ્યગુણાધિક આવે, પુનઃ તે એક અસં૦ ગુણાધિકની પછી (अ)तीयाण=વ્યતીત થયેલાં સર્વસ્થાનો एक्कम्म=અતિક્રમીને ॥૩૪-૩૫॥

भावार्थ—[અસંખ્યભાગાધિક એક કંડક પૂર્ણ થયા બાદ પુન અનન્તભાગાધિક એક કંડક કહીને ત્યારબાદ] એક અનુભાગ સ્થાન સંખ્યાતભાગ અધિક કહેવું, ત્યારબાદ પ્રથમ વ્યતીત થયેલાં સર્વ અનુભાગસ્થાનો કહીને ત્યારબાદ બીજું સંખ્યાતભાગાધિક એક સ્થાન કહેવું, એ પરિપાટીએ તે સંખ્યાતભાગાધિક સ્થાનો પણ પ્રથમના જેટલાં અર્થાત્ એક કંડક પ્રમાણ કહેવાં. ત્યારબાદ અનન્તભાગાધિક એક કંડક આદિ પરિપાટી કહીને સંખ્યાતગુણઅધિક એક અનુભાગસ્થાન કહેવું. ત્યારબાદ પૂર્વે જે સર્વ અનુભાગસ્થાનો વ્યતીત થયાં છે તેટલાં સર્વ કહીને એક અનુભાગસ્થાન સંખ્યાતગુણ કહેવું એ પરિપાટીએ સંખ્યાતગુણાધિક અનુભાગસ્થાનો [જે વચ્ચે એકેક આવે છે તે] પણ પ્રથમના જેટલાંજ [ એટલે અનન્તભાગાધિક એક કંડક જેટલાંજ ] કહેવાં. છેલ્લું સ્થાન થયા પછી પૂર્વનાં સર્વ સ્થાનો સ્થાપીને ત્યારબાદ એક અનુભાગસ્થાન અસંખ્યગુણ કહેવું, ત્યારબાદ પૂર્વે વ્યતીત થયેલાં સર્વે સ્થાનો કહીને પુનઃ એક સ્થાન અસંખ્યગુણાધિક કહેવું [અર્થાત્ વચ્ચે વચ્ચે એકેક અસંખ્યગુણાધિક સ્થાન કહેવું ] ॥૩૪-૩૫॥

**बिइयं ताणि समाइं पढमस्साणंतगुणियमेगं तो। तीयाण इच्छियाणं ताण वि पढमस्स तुल्लाइं ॥३६॥**

**द्वितीयं तानि समानि प्रथमस्यानन्तगुणितमेकं ततः। अतीतान्यतिक्रम्य तान्यपि प्रथमस्य तुल्यानि ॥३६॥**

अन्वयार्थ—विइय=બીજું અસ૦ ગુણાધિક સ્થાન આવે, ताणि=તે અસં૦ગુણા૦ સ્થાનો પણ पढमस्स समाइ=પહેલા અનંતભાગા-

एकमसंख्येयभागेन [गेनोत्तर] मनन्तभागोत्तरं पुनः कंडकम्। एवमसंख्येयभागोत्तराणि यावत्पूर्वतुल्यानि ॥३३॥

अन्वयार्थ—તે અનંતભાગાધિક પહેલા કંડક પછી एगं=એક રસસ્થાન असंखभागेण=અસંખ્યાતભાગાધિક છે, पुणो=પુનઃ अणंतभागुत्तरं कंडं=અનન્તભાગાધિક સ્થાનોનું એક કંડક છે, एवं=એ પ્રમાણે असंखभागुत्तराणि=અસંખ્યભાગાધિક સ્થાનો जा=યાવત્ पुव्वतुल्लाणि=પૂર્વતુલ્ય (કંડક જેટલાં) છે. ॥૩૩॥

ભાવાર્થ—એ પ્હેલું અનન્તભાગાધિક કંડક પૂર્ણ થયા પછી જે એક અનુભાગસ્થાન છે તે અસંખ્યભાગવડે અધિક સ્પર્ધકોવાળું છે (અર્થાત્ એમાં પૂર્વાનન્તર સ્થાનગત સ્પર્ધકોથી અસંખ્યાતમા ભાગ અધિક સ્પર્ધકો) છે. ત્યારબાદ પુનઃ અનન્તભાગવૃદ્ધિવાળું એક કંડક, પુનઃ એક અસંખ્યભાગાધિક સ્થાન. એ પ્રમાણે ત્યાં સુધી જાણવું કે વચ્ચે વચ્ચે આવતાં એકેક અસંખ્યભાગાધિક સ્થાનો પણ એક કંડક જેટલાં થાય [અર્થાત્ પ્રથમ કંડક જેટલાં થાય]॥૩૩॥

**एगं संखेज्जुत्तरमेत्तो तीयाण तिच्छिया बीयं। ताण वि पढमसमाइं संखेज्जगुणोत्तरं एक्कं ॥३४॥**

**एत्तो तीयाणि अइच्छियाण बिइयमवि ताणि पढमस्स। तुल्लाणसंखगुणियं एक्कं तीयाण एक्कम्म ॥३५॥**

एकं संख्येयोत्तरमितोऽतीतान्यतिक्रम्य द्वितीयम्। तान्यपि प्रथमसमानि संख्येयगुणोत्तरमेकम्॥३४॥

इतोऽतीतान्यतिक्रम्य द्वितीयमपि तानि प्रथमस्य। तुल्यान्यसंख्येयगुणितमेकमतीतान्यतिक्रम्य ॥३५॥

અન્વયાર્થ—एत्तो=અહિંથી આગળ एगं संखेज्जुत्तरं=એક સ્થાન સંખ્યાતભાગાધિક નામનું છે. ત્યારબાદ (अ)तीयाण=तिच्छिया=વ્યતીત થયેલાં સ્થાનો અતિક્રમીને (સ્થાપીને) પુનઃ बीयं=બીજું સંખ્યભાગાધિક સ્થાન આવે, ताण वि=તે સંખ્યભાગવૃદ્ધિ સ્થાનો પણ पढम

અવતરણ—સ્થાનપ્રરૂપણા કરીને હવે રસની (અનુભાગની) कंडकप्ररुपणा કરાય છે—

**अंतरतुल्ल अंतरमणंतभागुत्तरं बिइयमेवं। अंगुलअसंखभागो अणंतभागुत्तरं कंडं ॥३२॥**

**अन्तरतुल्यमन्तरमनन्तभागोत्तरं द्वितीयमेवम्। अंगुलासंख्येयभागानि अनन्तभागोत्तरं कंडकम् ॥३२॥**

अन्वयार्थः—एत्तो=એ પ્રથમ સ્થાન પછી, अंतरं=(બીજા સ્થાન સુધીનું) અન્તર अंतरतुल्लं=સ્પર્ધકના અન્તર જેટલું છે. एवं=એ પ્રમાણે अणंतभागुत्तरं=અનન્તમા ભાગ જેટલાં સ્પર્ધકો વડે અધિક बिइयं=બીજું રસસ્થાન છે. एव=એ પ્રમાણે अगुलअसंखभागो=અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલાં સ્થાનોનું अणतभागुत्तरं कंडं=એક અનંતભાગાધિક નામનું કંડક થાય ॥૩૨॥

भावार्थः—પ્હેલા અનુભાગસ્થાન પછી બીજા અનુભાગસ્થાન સુધીનું અન્તર (પ્હેલા સ્થાનથી બીજા સ્થાનનું અન્તર) પૂર્વે કહેલા અન્તર તુલ્ય છે એટલે કે પહેલા સ્થાનના છેલ્લા સ્પર્ધકની છેલ્લી અને બીજી રસસ્થાનના પહેલા સ્પર્ધકની પહેલી વર્ગણા એ બે વચ્ચે અન્તર સર્વજીવથી અનન્તગુણ રસાણુઓ જેટલું છે. એ બીજું સ્થાન પ્હેલા સ્થાનની અપેક્ષાએ અનન્તમા ભાગ જેટલા અધિક સ્પર્ધકોવાળું છે, એ પ્રમાણે અનન્તભાગ અનન્તભાગ અધિક સ્પર્ધકોની વૃદ્ધિવાળાં અનુભાગસ્થાનો અનુક્રમે નિરન્તરપણે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલાં છે, એટલાં અનુભાગસ્થાનો તે સર્વ મળીને પેલું अनन्तभागाधिक ×कंडक કહેવાય ॥૩૨॥

**एगं असंखभागेणणंतभागुत्तरं पुणो कंडं। एवं असंखभागुत्तराणि जा पुव्वतुल्लाणि ॥३३॥**

---

× कंडक એટલે અંગુલના અસંખ્યાતમા ભાગમા જેટલા આકાશપ્રદેશ તેટલાં અનુભાગસ્થાનોનો સમુદાય [તે અનન્તભાગાધિક અસંખ્યભાગાધિક સંખ્યભાગાધિક સંખ્યગુણાધિક અસંખ્યગુણાધિક તથા અનન્તગુણાધિક એમ ૬ પ્રકારનાં કહેવાશે એજ पट् स्यान]

પુનઃ એ રસવર્ગણાઓ રસાવિભાગ વડે એકેક રસાંશ અધિક અધિક છે પરન્તુ પ્રદેશસંખ્યામાં અનુક્રમે વિશેષહીન વિશેષહીન છે. ॥૩૦॥ ॥ इति वर्गणा प्ररुपणा ॥

અવતરણ—એ રીતે વર્ગણા પ્રરૂપણા કહીને હવે स्पर्धक प्ररुपणा કહેવાય છે તથા स्थान કહેવાય છે.

**फड्डगमणंतगुणियं सव्वजिएहिं पि अंतरं एवं । सेसाणि वग्गणाणं समाणि ठाणं पढममेत्तो ॥३१॥**

**स्पर्धकमनन्तगुणितं सर्वजीवैरप्यन्तरमेवम् । शेषाणि वर्गणानां समानि स्थानं प्रथममितः ॥३१॥**

अन्वयार्थः—એ સિદ્ધાનંતભાગ વર્ગણાનું फड्डगं=એક સ્પર્ધક થાય છે, इत्तो=અહિંથી આગળ (પ્હેલા સ્પર્ધક બાદ) सव्वजिएहिंपि=સર્વ જીવોથી પણ अणंतगुणियं=અનન્તગુણ વર્ગણાઓ જેટલુ अंतर=અન્તર-શૂન્ય પ્રરૂપણા છે, एवं=એ પ્રમાણે सेसाणि=શેષ અનન્ત સ્પર્ધકો (અને અન્તરો) वग्गणाणं समाणि=(એક સ્પર્ધકની) વર્ગણાઓ જેટલાં થાય ત્યારે ठाणं=એક રસસ્થાન થાય ॥૩૧॥

भावार्थः—પૂર્વે કહેલી સિદ્ધના અનન્તમા ભાગ જેટલી અને અભવ્યથી અનન્તગુણી વર્ગણાઓનું એક રસસ્પર્ધક કહેવાય, ત્યારબાદ એકેક રસાવિભાગ યાવત્ સંખ્યાત અસંખ્યાત કે અનંત રસાવિભાગ અધિક વર્ગણાઓ નથી પરંતુ સર્વ જીવથી અનન્ત-ગુણ અધિક રસાવિભાગવાળી વર્ગણાઓ હોય છે, એટલે અહિં પહેલા સ્પર્ધકની છેલ્લી વર્ગણા અને બીજા સ્પર્ધકની પહેલી વર્ગણા વચ્ચે સર્વ જીવથી અનન્તગુણ રસાવિભાગનું અંતર સમજવું. इति अन्तरप्ररुपणा ॥ એ પ્રમાણે શેષ સ્પર્ધકો અને અંતરો કહેવા. તેનું પ્રમાણ કહે છે-જેટલી વર્ગણાઓ તેટલાં શેષ સ્પર્ધકો તથા અન્તરો થાય ત્યારે પહેલું અનુભાગસ્થાન માત્ર થાય [અભવ્યથી અનન્તગુણ સ્પર્ધકોનું ૧ અનુભાગસ્થાન થાય.] इति स्थानप्ररुपणा [अनुभागस्थानप्ररुपणा] ॥ ॥૩૧॥

अन्वयार्थः—जीवो=જીવ गहणसमयम्मि=કર્મગ્રહણ સમયે सव्वेसु कम्मपएसेसु=સર્વ કર્મપ્રદેશોમાં सपच्चयओ=સ્વપ્રત્યયથી-સ્વહેતુથી सव्वजियाणंतगुणे=સર્વ જીવથી અનન્તગુણ गुणे=ગુણોને-રસાવિભાગોને उप्पाएइ=ઉત્પન્ન કરે છે ॥૨૯॥

ભાવાર્થઃ—કર્મ ગ્રહણ કરવાના સમયે જીવ પોતાના રાગાદિક હેતુથી સર્વ કર્મ પ્રદેશોમાં દરેકમાં સર્વ જીવથી અનંતગુણ ગુણોને-રસાવિભાગોને ઉત્પન્ન કરે છે ॥૨૯॥

અવતરણ—જીવ જે કર્મસ્કંધોને ગ્રહણ કરે છે તેમાં ગ્રહણ સમયે એક સરખો રસ ઉત્પન્ન કરતો નથી પરન્તુ ભિન્ન ભિન્ન પ્રકારનો રસ ઉત્પન્ન કરે છે, તે રસાવિભાગોની વિષમતાનું સ્વરૂપ રસાવિભાગોની વર્ગણા સ્પર્ધક ઇત્યાદિ પ્રરૂપણાથી સમજી શકાય છે માટે તે પ્રરૂપણા કરાય છે—

## सव्वप्पगुणा ते पढमवग्गणा सेसिया विसेसूणा । अविभागुत्तरियाओ सिद्धाणमणंतभागसमा ॥३०॥

सर्वाल्पगुणास्ते प्रथमवर्गणा, शेषा विशेषोनाः । अविभागोत्तरिकाः सिद्धानामनन्तभागसमाः ॥३०॥

अन्वयार्थः—सव्वप्पगुणा=સર્વથી અલ્પ રસાવિભાગોવાળા જે કર્મપ્રદેશો ते=તે સર્વની पढमवग्गणा=પહેલી જઘન્ય વર્ગણા. सेसिया=શેષ બીજી ત્રીજી આદિ વર્ગણાઓ अविभागुत्तरियाओ=એકેક રસાવિભાગે અધિક અધિક વધતી યાવત् सिद्धाणमणंतभागसमा=સર્વસિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ વર્ગણાઓ હોય છે, અને તે विसेसूणा=વિશેષહીન હીન કર્મ પ્રદેશોવાળી છે ॥૩૦॥

ભાવાર્થઃ—જેટલા કર્મપ્રદેશો સર્વથી અલ્પ રસાવિભાગવાળા હોય તેટલા સર્વ પ્રદેશોની મળીને પહેલી જઘન્ય રસવર્ગણા કહેવાય, ત્યારબાદ એકેક રસાવિભાગે વધતી અવિભાગ વર્ગણાઓ સિદ્ધથી અનન્તમા ભાગ જેટલી ( અને અભવ્યથી અનન્તગુણ ) છે,

सप्तैकादशविकल्पा बन्धननाम्नां मूलप्रकृतीनाम् । उत्तरस्वप्रकृतीनां चाल्पबहुत्वाद् विशेष आसाम् ॥२८॥

अन्वयार्थः-बंधणनामाण=બંધન નામકર્મની પ્રકૃતિના દલિકના सत्त इक्कार विगप्पा=સાત અથવા અગીઆર વિકલ્પ-ભાગ થાય. सि(आसि)=આ मूलपगईणं य=મૂળ પ્રકૃતિઓના અને उत्तरसगपगईण=ઉત્તર પ્રકૃતિઓના विसेसो=ભાગનો વિશેષ अप्पबहुत्ता=અલ્પબહુત્વથી જાણવો. ॥૨૮॥

ભાવાર્થઃ-બંધન નામકર્મને જે ભાગ મળે તે સાત અથવા અગિઆર-ભાગે વહેંચાય. આ આઠે મૂળ પ્રકૃતિઓ અને પોત-પોતાની ઉત્તર પ્રકૃતિઓને પરસ્પર મળતા ભાગનો વિશેષ [1]અલ્પબહુત્વથી સમજવો. અને એ અલ્પબહુત્વ કર્મપ્રકૃતિની ટીકામાંથી જોઇ લેવું. ॥૨૮॥

॥ इति प्रकृतिबन्धः प्रदेशबन्धश्च ॥

॥ अथ स्थितिबन्धप्ररूपणा अनुभागबन्धप्ररूपणा च ॥

अवतरण--અહિં સ્થિતિબંધ પ્રરૂપણા ઘણી વિસ્તૃત હોવાથી પ્રથમ અનુભાગબંધ પ્રરૂપણા કહેવાય છે—

**गहणसमयम्मि जीवो उप्पाएई गुणे सपच्चयओ । सव्वजियाणंतगुणे कम्मपएसेसु सव्वेसुं ॥२९॥**

ग्रहणसमये जीव उत्पादयति गुणान् स्वप्रत्ययतः । सर्वजीवानन्तगुणान् , कर्मप्रदेशेषु सर्वेषु ॥२९॥

---

૧ અહિં અલ્પબહુત્વની સૂચના માત્ર કરી છે કે એમાં અલ્પબહુત્વ છે, પરતુ એ અલ્પબહુત્વ અહિ ગાથાઓ દ્વારા કહ્યું નથી. અન્ય શાસ્ત્રમાંથી જોઇ લેવાની ભલામણ કરી છે.

મોહનીયને મળે), પુનઃ ચારિત્રમોહનીયને મળેલા અર્ધભાગમાંનો અનંતમો ભાગ સર્વઘાતીને અને શેષ દલિકના બે ભાગ પડે (૧ કષાયમોહનીયને ૧ નોકષાય મોહનીયને). કષાયમોહનીયને મળેલા ભાગના ચાર ભાગ પડે (તે ચાર સંજ્વલન કષાયને મળે), અને નોકષાયમોહનીયના ભાગમાં આવેલું દલિક તે સમયે બંધાતા પાંચ નોકષાયને મળે, એ પ્રમાણે તે તે સમયે બંધાતી પ્રકૃતિઓનેજ ભાગ મળે. તથા વેદનીય આયુષ્ય અને ગોત્રના ભાગમાં જે દલિક આવે તે સર્વ દલિક તે સમયે બંધાતા એક આયુષ્યને એક વેદનીયને અને એક ગોત્રને મળે ॥૨૬॥

**पिंडपगईसु बज्झंतिगाण वण्णरसगंधफासाणं। सव्वासिं संघाए तणुम्मि य तिगे चउक्के वा ॥२७॥**

**पिंडप्रकृतिषु बध्यमानानां वर्णरसगन्धस्पर्शानाम्। सर्वासां संघाते तनौ च त्रिके चतुष्के वा ॥२७॥**

अन्वयार्थः—(નામકર્મની) पिंडपगइसु=પિંડપ્રકૃતિઓને મળેલો ભાગ बज्झंतिगाण=તે સમયે બંધાતી ઉત્તરપ્રકૃતિઓને, તથા वण्णगंधरसफासाणं सव्वासिं=વર્ણ ગંધ રસ સ્પર્શમાં સર્વઉત્તરપ્રકૃતિઓને, તથા संघाए तणुम्मि य=સંઘાતનમાં અને શરીરમાં तिगे वा चउक्के=ત્રણને અથવા ચારને ભાગ મળે ॥૨૭॥

भावार्थ—ચૌદ પિંડપ્રકૃતિઓમાં (નામ પ્રકૃતિઓમાં) જેની જેની જે જે પ્રકૃતિ બંધાતી હોય તે તે બંધાતી પ્રકૃતિઓને ભાગ મળે, વર્ણ ગંધ રસ અને સ્પર્શમાં સર્વ ઉત્તરપ્રકૃતિઓ (બંધાય છે માટે સર્વ)ને ભાગ મળે, સંઘાતન અને શરીરની ઉત્તરપ્રકૃતિઓમાં ત્રણ અથવા ચાર સંઘાતનને તથા ત્રણ અથવા ચાર શરીરને ભાગ મળે [કારણ કે સમકાળે ત્રણ અથવા ચાર શરીર અને ત્રણ અથવા ચાર સંઘાતન બંધાય છે] ॥૨૭॥

**सत्तेक्कारविगप्पा बंधणनामाण मूलपगईणं। उत्तरसगपगईण य अप्पबहुत्ता विसेसो सिं ॥२८॥**

કર્મ પ્રદેશોમાંનો અનન્તમો ભાગ છે. आवरणाण=(શેષ કર્મદલ) જ્ઞાનાવરણ અને દર્શનાવરણમાં અનુક્રમે चउद्धा य तिहा=ચાર ભાગે અને ત્રણ ભાગે વ્હેંચાય છે, તથા विग्घे=વિઘ્નકર્મમાં (અન્તરાયમાં) पंचहा=પાંચભાગે વ્હેંચાય છે ॥૨૫॥

भावार्थः—મૂળપ્રકૃતિને પોતાને જે ભાગ કર્મપ્રદેશોનો મળ્યો હોય તેમાંથી જે સર્વઘાતી પ્રકૃતિઓને મળે તે અનન્તમા ભાગ-જેટલોજ મળે. ત્યાં જ્ઞાનાવરણ કર્મમાં કેવળજ્ઞાનાવરણીયરૂપ સર્વઘાતી પ્રકૃતિને પ્રાપ્ત થયેલું દલિક અનન્તમા ભાગ જેટલું હોય છે અને શેષ દલિક ચાર દેશ ઘાતી આવરણને મળે છે. દર્શનાવરણમાં અનન્તમો ભાગ ૬ સર્વઘાતી (કે૦ દ૦ અને ૫ નિન્દ્રાઓ)ને મળે અને શેષ રહેલ દલિકમાંથી [1]ત્રણ દેશઘાતીના ત્રણ ભાગ પડે છે, તથા અન્તરાય કર્મને પ્રાપ્ત થયેલા દલિકના પાંચ ભાગ પડે છે ॥૨૫॥

**मोहे दुहा चउद्धा य पंचहा वा वि बज्झमाणीणं। वेयणियाउयगोएसु बज्झमाणीण भागो सिं ॥२६॥**

**मोहे द्विधा चतुर्धा च पंचधा वाऽपि बध्यमानानाम्। वेदनीयायुर्गोत्रेषु बध्यमानानां भाग एतेषाम् ॥२६॥**

अन्वयार्थः—मोहे=મોહનીયના (સર્વઘાતીથી શેષ મૂળ ભાગના) दुहा=બે ભાગ પાઠીને बज्झमाणीणं=તે સમયે બંધાતીને चउद्धा य=ચાર ભાગે વ્હેંચે, वा=અને पंचहा वि=પાંચે ભાગે પણ વ્હેંચે. તથા वेयणियाउयगोएसु=વેદનીય આયુ અને ગોત્ર કર્મમાં (आ)सिं=એ મૂળપ્રકૃતિઓનો સંપૂર્ણ મૂળભાગ बज्झमाणीण=બધ્યમાન પ્રકૃતિઓને જ મળે ॥૨૬॥

भावार्थः—મોહનીયકર્મમાં સર્વઘાતિને પ્રાપ્ત થયેલા દલિકના બે ભાગ પડે (જેમાં એક દર્શનમોહને અને બીજો ભાગ ચારિત્ર

---

[1] મતિજ્ઞાનાવરણાદિ ૪ ના ૨ ચક્ષુદ૦ અચક્ષુદ૦ અવધિ દ૦ એમ આવરણના ૩ ચારિત્રમોહનીયને મળેલા અર્ધભાગમાથી અનન્તમો ભાગ બાર સર્વઘાતી આદ્યકષાયોને મળે અને શેષ રહેલ દલિકમાંથી બે ભાગ પડે તેજ ૪ સંજ્વલન અને ૫ નોકષાયને મળે.

मूलोत्तरप्रकृतीनामनुभागविशेषतो भवति भेदः। अविशेषितरसप्रकृतिकः प्रकृतिबन्धो ज्ञातव्यः ॥२४॥

अन्वयार्थ—मूलुत्तरपगईणं=મૂળ અને ઉત્તરપ્રકૃતિઓનો भेओ=ભેદ अणुभागविसेसओ=અનુભાગ ભેદથી (સ્વભાવ ભેદથી) हवइ=થાય છે. જેમ अविसेसिय=અવિશેષિત (અવિવક્ષિત) रसपगइओ=રસ પ્રકૃતિવાળો (અવિવક્ષિત રસ સ્વરૂપ વાળો) તે पगइबंधो=પ્રકૃતિબંધ मुणेयव्वो=જાણવો ॥૨૪॥

ભાવાર્થ—મૂળ પ્રકૃતિઓનો અને ઉત્તરપ્રકૃતિઓનો ભેદ અનુભાગ વિશેષથી [સ્વભાવભેદથી] હોય છે. ત્યાં અવિશેષિત રસ પ્રકૃતિવાળો પ્રકૃતિબંધ જાણવો. [અર્થાત્ રસ સ્થિતિ અને પ્રદેશ એ ત્રણની વિવક્ષા રહિત તે પ્રકૃતિબંધ, રસ પ્રદેશ અને પ્રકૃતિ એ ત્રણની વિવક્ષા રહિત તે સ્થિતિબન્ધ, પ્રદેશ પ્રકૃતિ અને સ્થિતિની વિવક્ષારહિત તે રસબંધ, અને પ્રકૃતિ સ્થિતિ તથા રસની વિવક્ષા રહિત તે પ્રદેશબન્ધ ॥૨૪॥

અવતરણ—જીવ જે કર્મપ્રદેશો ગ્રહણ કરેછે તેમાંથી ૮ મૂળ પ્રકૃતિને પોતપોતાની સ્થિતિને અનુસારે ભાગ મળેછે, પરન્તુ વેદનીયને સર્વથી અધિક ભાગ મળે છે. એ રીતે મૂળ પ્રકૃતિમાં ભાગની વ્હેંચણ હોઇને હવે ઉત્તર પ્રકૃતિઓમાં ભાગ કેવી રીતે વહેંચાય છે અર્થાત્ મૂળપ્રકૃતિના ભાગમાં આવેલા કર્મપ્રદેશો ઉત્તરપ્રકૃતિઓમાં કેવી રીતે વ્હેંચાય છે તે કહેવાય છે—

**जं सव्वघाइपत्तं सगकम्मपएसणंतमो भागो। आवरणाण चउद्धा तिहा य अह पंचहा विग्घे ॥२५॥**

यत् सर्वघातिप्राप्तं (तत्) स्वकर्मप्रदेशानन्ततमो भागः। आवरणयोश्चतुर्धा त्रिधा चाथ पंचधा विघ्ने ॥२५॥

अन्वयार्थ.—जं=જે દલિક सव्वघाइपत्त=સર્વઘાતી પ્રકૃતિઓને મળેલું હોય છે તે सगकम्मपएस(अ)णतमो भागो=પોતાને મળેલા

કરેલા (સર્વ) देसभागा=(પુદ્ગલગત) સ્નેહાવિભાગો અનુક્રમે अणंतगुणनया=અનંતગુણ અનંતગુણપણે नेया=જાણવા. ॥२३॥

भावार्थ—સ્નેહપ્રત્યય સ્પર્ધકની પેઠે નામપ્રત્યય અને યોગપ્રત્યય સ્નેહસ્પર્ધકમાં પણ અવિભાગ વર્ગણાઓ અનન્ત અનન્ત છે. પરન્તુ અલ્પબહુત્વ આ પ્રમાણે-एषां=એ ત્રણે સ્પર્ધકોની सगे=પોતપોતાના જઘન્ય અને ઉત્કૃષ્ટવર્ગણાઓ જૂદી જૂદી कट्टु=કરીને સ્થાપીને તેમાં घणिया देसगुणा=એકત્રિત થયેલા અવિભાગો [સ્નેહાવિભાગા] अणंतगुणणाए णेया=અનન્તગુણ અનન્તગુણ જાણવા ॥૨૨॥ તે આ પ્રમાણે,

| | | | |
|---|---|---|---|
| ૧ | સ્નેહ પ્ર૦ સ્પર્ધકની જઘ૦ વર્ગણામાં સર્વ પુદ્ગલગત સ્નેહાવિભાગો | | અલ્પ. |
| ૨ | તેથી એજ સ્નેહ પ્ર૦ સ્પ૦ ની ઉ૦ વર્ગણામાં | ,, | અનન્તગુણ. |
| ૩ | તેથી નામપ્રત્યય સ્પર્ધકની જઘ૦ વર્ગણામાં | ,, | અનન્તગુણ. |
| ૪ | તેથી ,, ઉત્કૃષ્ટ વર્ગણામાં | ,, | અનન્તગુણ |
| ૫ | તેથી યોગપ્રત્યય સ્નેહ સ્પર્ધકની જઘ૦ વર્ગણામાં | ,, | અનન્તગુણ. |
| ૬ | તેથી ,, ઉત્કૃષ્ટ વર્ગણામાં | ,, | અનન્તગુણ. |

॥ इति स्नेहप्रत्ययादि ३ स्पर्धक प्ररुपणा ॥

अवतरण—મૂળ પ્રકૃતિઓના અને ઉત્તરપ્રકૃતિઓના ભેદ પ્રકૃતિભેદથી [ સ્વભાવભેદથી ] થાય છે પરન્તુ બીજી રીતે નહિં ને આ ગાથામાં દર્શાવાય છે—

**मूलुत्तरपगईणं अणुभागविसेसओ हवइ भेओ । अविसेसियरसपगईओ, पगईबंधो मुणेयव्वो ॥२४॥**

સ્પર્ધક પ્રરૂપણા. ત્યાં પ્રથમ સ્નેહપ્રત્યય સ્પર્ધક પ્રરૂપણા આ પ્રમાણે—

**नेहप्पच्चयफड्डगमेगं अविभागवग्गणा णंता । हस्सेण बहू बद्धा असंखलोगे दुगुणहीणा ॥२२॥**

स्नेहप्रत्ययस्पर्धकमेकमविभागवर्गणा अनन्ताः । ह्रस्वेन बहवः बद्धा असंख्येयलोकान् (गत्वा) द्विगुणहीनाः ॥२२॥

अन्वयार्थ—नेहपच्चय=સ્નેહપ્રત્યય फड्डग=સ્પર્ધક एग=એક છે. અને તેની अविभागवग्गणा=અવિભાગ વર્ગણાઓ अणता=અનન્ત છે. हस्सेण बद्धा=અલ્પ સ્નેહ વડે યુક્ત પુદ્દગલો बहू=ઘણા છે, અને असंखलोगे=અસંખ્ય લોકના પ્રદેશો જેટલી વર્ગણાઓ અતિક્રમીને दुगुणहीणा=દ્વિગુણ હીન (અર્ધ) પુદ્દગલો થાય છે ॥૨૨॥

भावार्थ—સ્નેહપ્રત્યય સ્પર્ધક એકજ છે, અને તેમાં સ્નેહાવિભાગ વર્ગણાઓ અનન્ત છે. એમાં અલ્પ સ્નેહવાળા પુદ્દગલો ઘણા અને અધિક અધિક સ્નેહવાળા પુદ્દગલો અલ્પ અલ્પ હોય છે. પ્રથમ વર્ગણાથી અસંખ્ય લોક અસંખ્ય લોક પ્રદેશ પ્રમાણ વર્ગણાઓ ઉલ્લંઘી ઉલ્લંઘીને જે જે એકેક વર્ગણા વચ્ચે વચ્ચે આવે તેમાં અનુક્રમે દ્વિગુણ હીન દ્વિગુણહીન (અર્ધ અર્ધ) પુદ્દગલો હોય છે. ॥૨૨॥

**नामप्पओगपच्चयगेसु वि नेया अणंतगुणणाए । घणिया देसगुणा सिं जहन्नजेट्ठे सगे कट्टु ॥२३॥**

नामप्रयोगप्रत्यययोरपि ज्ञेया अनन्तगुणनया । घनिता (निचिता) देशगुणा एषां जघन्योत्कृष्टे स्वके (पृथक्)कृत्वा ॥२३॥

अन्वयार्थ—नामप्पओगपच्चयगेसुवि=નામપ્રત્યય અને પ્રયોગપ્રત્યય સ્પર્ધકોમાં પણ ઉપર પ્રમાણે વર્ગણાદિ પ્રરૂપણા કરવી. હવે અલ્પ-બહુત્વ કહે છે—सगे પોતપોતાની जहन्न जेट्ठे कट्टु=જઘન્ય અને ઉત્કૃષ્ટ વર્ગણાઓ જુદી કરીને सिं=એ વર્ગણાઓના घणिया=એકત્ર

વર્ગણા, તથા અચિત્ત મહાસ્કંધ વર્ગણા. એ વર્ગણાઓ ગુણનિષ્પન્ન સ્વનામવાળી છે=નામ પ્રમાણે અર્થવાળી છે, અને સઘળી અંગુલના અસંખ્યાતમા ભાગની અવગાહનાવાળી છે ॥૧૮-૧૯-૨૦॥

અવતરણ—જીવ ઔદારિકાદિ પુદ્ગલોને કેવી રીતે ગ્રહણ કરે છે? તે દર્શાવાય છે—

**एगमवि गहणदव्वं सव्वप्पणयाइ जीवदेसम्मि । सव्वप्पणया सव्वत्थ वावि सव्वे गहणखंधे ॥२१॥**

**एकमपि ग्रहणद्रव्य सर्वात्मना जीवदेशे [गृह्णाति]। सर्वात्मना सर्वत्र वाऽपि सर्वान् ग्रहणस्कंधान् ॥२१॥**

अन्वयार्थ—जीवदेसम्मि=જીવના એક પ્રદેશમાં અવગાહેલા एगमवि गहणदव्वं=એક પણ ગ્રહણ યોગ્ય દ્રવ્યને જીવ सव्वप्पणयाए=સર્વાત્માવડે (સર્વ જીવપ્રદેશો વડે) ગ્રહણ કરે છે. वा-અથવા-તથા सव्वत्थ=અથવા સર્વ જીવપ્રદેશોમા અવગાહેલા सव्वे गहणखंधे=સર્વ ગ્રહણયોગ્ય સ્કંધોને वि=પણ सव्वप्पणया=સર્વાત્મવડે (સર્વ જીવપ્રદેશોવડે) ગ્રહણ કરે છે ॥૨૧॥

भावार्थ—એક જીવપ્રદેશમાં અવગાહેલા (રહેલા) એક ગ્રહણ પ્રાયોગ્ય દ્રવ્યને પણ જીવ પોતાના સર્વ પ્રદેશોવડે ગ્રહણ કરે છે. તેમજ સર્વ જીવપ્રદેશોમાં અવગાહેલા ગ્રહણ પ્રાયોગ્ય સર્વ પુદ્ગલ સ્કંધોને પણ જીવ સર્વાત્મા વડે (સર્વ આત્મ પ્રદેશોવડે) ગ્રહણ કરે છે ॥૨૧॥ એ યોગ કહ્યો. ॥ इति योग प्ररूपणा ॥

॥ ३ प्रकारनी स्नेह प्ररूपणानो अधिकार ॥

અવતરણ—પુદ્ગલદ્રવ્યોનો પરસ્પર સંબંધ સ્નેહથી (સ્નિગ્ધસ્પર્શ અને રૂક્ષસ્પર્શથી) થાય છે, માટે સ્નેહ પ્રરૂપણા કરવા યોગ્ય છે. ત્યાં સ્નેહ પ્રરૂપણા ત્રણ પ્રકારની છે—૧ સ્નેહપ્રત્યય સ્પર્ધક પ્રરૂપણા, નામપ્રત્યય સ્નેહસ્પર્ધક પ્રરૂપણા, ૩ યોગપ્રત્યય સ્નેહ

વર્ગણા (અગ્રાહ્ય છે). अभव्वणतगुणा=અભવ્યથી અનન્તગુણ પ્રદેશી અથવા सिद्धाणणतभागो=સિદ્ધથી અનન્તમા ભાગ પ્રમાણ પ્રદેશની બનેલી વર્ગણા તે ति तणू=ત્રણ શરીરપણે आहारवगणा=ગ્રહણ યોગ્ય વર્ગણા છે, તેથી ઉપર अगगहणंतरियाओ=અગ્રહણ વર્ગણાઓ વડે અન્તરિત तेयगभासामणे=તૈજસ ભાષા અને મનપણે તથા कम्मे=કર્મપણે ગ્રહણ યોગ્ય વર્ગણાઓ છે, તેથી ઉપર धुव (अचित्ता)=ધ્રુવાચિત્ત વર્ગણાઓ, अधुवाचित्ता=અધ્રુવાચિત્ત વર્ગણાઓ છે, તેથી अंतरेसु ઉપર એકેકને આતરે चउ सुन्ना=ચાર શૂન્ય વર્ગણાઓ છે. અને દરેક શૂન્ય વર્ગણાની उप्पिं ઉપર पत्तेगतणुसु=પ્રત્યેક શરીર વર્ગણા, बायरनिगोएसुहुम=બાદરનિગોદ વર્ગણા, સૂક્ષ્મનિગોદ વર્ગણા, तहा=તથા महाखधे=અચિત્ત મહાસ્કંધ વર્ગણા છે. એ વર્ગણાઓ गुणनिप्फन्नसनामा=ગુણનિષ્પન્ન સ્વનામવાળી છે, તેમજ असंखभागगुलवगाहो=અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અવગાહનાવાળી છે ||૧૮–૧૯–૨૦||

ભાવાર્થ—પરમાણુવર્ગણા સંખ્યાત પ્રદેશી વર્ગણાઓ, અસખ્યાત પ્રદેશી વર્ગણાઓ અને અનન્ત પ્રદેશી વર્ગણાઓ એ સર્વ અગ્રહણ વર્ગણાઓ છે, અને તે ઉપરાન્તની અભવ્યથી અનન્તગુણ અથવા સિદ્ધથી અનન્તમા ભાગ જેટલા પ્રદેશવાળી પુદ્ગલવર્ગણાઓ તે આહારક વર્ગણાઓ છે [ અર્થાત્ ગ્રહણ કરવા યોગ્ય વર્ગણાઓ છે ]. અને તે પણ ત્રણ શરીરપણે ગ્રહણયોગ્ય વર્ગણાઓ છે. પુનઃ તે ઉપરાન્ત અગ્રહણ વર્ગણાઓ વડે અંતરિત તૈજસ ભાષા મન અને ઉચ્છ્વાસ તથા કાર્મણપણે ગ્રહણ કરવા યોગ્ય વર્ગણાઓ છે. પુન તે ઉપરાન્ત ધ્રુવાચિત્ત અધ્રુવાચિત્ત વર્ગણાઓ છે, ત્યારબાદ આતરે આંતરે ચાર શૂન્ય વર્ગણાઓ આવે એવી રીતે શૂન્યની ઉપર ચાર વર્ગણાઓ છે. તે ચારનાં નામ આ પ્રમાણે–પ્રત્યેક શરીરી વર્ગણા, બાદર નિગોદ વર્ગણા, સૂક્ષ્મ નિગોદ

---

૧ તે આ પ્રમાણે ૧ ધ્રુવશૂન્ય વર્ગણા, ૨ પ્રત્યેકશરીરી વર્ગણા, ૩ ધ્રુવશૂન્ય વર્ગણા ૪ બાદરનિગોદ વર્ગણા, ૫ ધ્રુવશૂન્ય વર્ગણા, ૬ સૂક્ષ્મનિગોદવર્ગણા, ૭ ધ્રુવશૂન્ય વર્ગણા, ૮ અચિત્ત મહાસ્કંધ વર્ગણા. એ પ્રમાણે ૮ અગ્રહણ ૮ ગ્રહણ ૧ ધ્રુવાચિત્ત ૧ અધ્રુવાચિત્ત અને ૮ આ કહી તે મળી ૨૬ વર્ગણા, પુન મૂળ ગાથામાં પહેલી ત્રણ શરીર વર્ગણાઓના આતરામાં અગ્રહણ નથી કહી તેમજ ઉચ્છ્વાસ વર્ગણા પણ નથી કહી, તોપણ અહિ તે વર્ગણાઓ ગણવી.

કરીને પાંચ શરીરપણે પરિણમાવે છે, અને ભાષા શ્વાસોચ્છવાસ તથા મનપણે પુદ્ગલો ગ્રહણ કરી તદ્રુપે પરિણમાવીને [1]અવલંબે છે. [વિસર્જવા માટેનો પ્રયત્નવિશેષ પણ કરે છે].

અવતરણ—પૂર્વ ગાથામાં "યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે" એમ કહ્યું તો કયા પુદ્ગલો ગ્રહણ યોગ્ય ? અને કયા અગ્રહણ યોગ્ય ? તેની વ્યવસ્થા આ ત્રણ ગાથાઓમાં દર્શાવે છે—

**परमाणुसंखऽसंखाऽणंतपएसा अभव्वणंतगुणा। सिद्धाणणंतभागो आहारगवग्गणा तितणू ॥१८॥**

**अग्गहणंतरियाओ तेयगभासामणे य कम्मे य। धुवअधुवअच्चित्ता सुन्नाचउअंतरेसुप्पिं ॥१९॥**

**पत्तेगतणुसु बायरसुहुमनिगोए तहा महाखंधे। गुणनिप्फन्नसनामा असंखभागंगुलवगाहो ॥२०॥**

परमाणुसंख्येयासंख्येयानन्तप्रदेशा अभव्यानन्तगुणाः। सिद्धानामनन्तभागा आहारकवर्गणास्त्रितनुप्रायोग्याः ॥१८॥

अग्रहणान्तरितास्तैजसभाषामनस्तु कर्म च। ध्रुवाध्रुवाचिताः शून्याश्चतस्रः अन्तर उपरिष्टात् ॥१९॥

प्रत्येकतनुषु बादरसूक्ष्मनिगोदयोस्तथा महास्कंधे। गुणनिष्पन्नस्वनामानोऽसंख्येयभागांगुलावगाहाः ॥२०॥

अन्वयार्थ—परमाणु=પરમાણુવર્ગણા, संख=સંખ્યાત પ્રદેશી વર્ગણા, असंख=અસંખ્ય પ્રદેશી વર્ગણા, अणंतपएसा=અનન્ત પ્રદેશી

---

[1] અહિં ભાવાર્થ એ છે કે—ઔદારિક વૈક્રિય આહારક તૈજસ અને કાર્મણ એ પાંચ શરીરના પુદ્ગલોનું ગ્રહણ અને પરિણમન એ બે હોય છે, અને ભાષા ઉચ્છવાસ તથા મન એ ત્રણ પ્રકારના પુદ્ગલોનું ગ્રહણ પરિણમન અવલંબન અને વિસર્જન એ ચાર હોય છે.

ત્રીજા (આહારક) શરીરવાળા એ સર્વનો યોગ, य=અને તેથી सेसेसु=શેષ જીવભેદો (દે૦ તિ૦ ના૦ મનુ૦) માં उक्कोसो=ઉત્કૃષ્ટથી जोगु=યોગ कमसो=અનુક્રમે असंखगुणिओ=અસંખ્યગુણ અસંખ્યગુણ છે. ॥૧૬॥

ભાવાર્થ—ચતુરિન્દ્રિય ૫૦ ના ઉ૦ યોગથી અસંજ્ઞિપંચે૦ પર્યાપ્તાનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યગુણ છે તેથી અનુત્તરદેવોનો ઉ૦યોગ, તેથી ગ્રૈવેયકનો ઉ૦યોગ, તેથી ભોગભૂમિગત તિર્યંચ અને મનુષ્યોનો [યુગલિકોનો] ઉ૦ યોગ, તેથી ત્રીજા શરીરીનો [આહારક શરીરી મુનિનો] અને તેથી શેષ દેવ નારક તિર્યંચ અને મનુષ્યોનો ઉત્કૃષ્ટ યોગ અનુક્રમે અસંખ્યગુણ છે ॥૧૬॥

અવતરણ—એ યોગ વડે જીવો શુ કરે છે? તે આ ગાથામાં દર્શાવે છે—

## जोगेहिं तयणुरूवं परिणमइ गिण्हिऊण पंच तणू । पाउग्गे वालंबइ भासाणुमणत्तणे खंधे ॥१७॥

योगैस्तदनुरूपं परिणमयति गृहीत्वा पंचतनूः । प्रायोग्यान् वाऽवलंबते भाषाप्राणापानमनस्त्वेन स्कंधान् ॥१७॥

અન્વયાર્થ—जोगेहिं=યોગવડે तयणुरूव (તદનુરૂપ)=યોગને અનુસારે હીનાધિક पाउग्गे=પ્રાયોગ્ય (શરીરાદિયોગ્ય) खंधे=પુદ્ગલસ્કંધોને गिह्णिऊण=ગ્રહણ કરીને पचतणू=પાંચ શરીરપણે (શરીરને) परिणमइ=પરિણમાવે છે (બનાવે છે), वा=તથા भासाआणुमणत्तणे=ભાષા ઉચ્છ્વાસ અને મનપણે आलबइ=અવલંબે છે.

અથવા યોગવડે तयणुरूव=શરીરને અનુરૂપ પુદ્ગલ સ્કંધોને ગ્રહણ કરીને પાંચ શરીરને પરિણમાવે છે, અને ભાષાદિપણે અવલંબે છે, એ બીજો અર્થ. ॥૧૭॥

ભાવાર્થ:—યોગ વડે જીવો યોગ્ય પુદ્ગલોને [શરીરાદિ યોગ્ય પુદ્ગલોને] યોગને અનુસારે [હીનાધિક યોગે હીનાધિક] ગ્રહણ

ભાવાર્થ:—સર્વથી અલ્પયોગ સાધારણ સૂક્ષ્મ વનસ્પતિને (લબ્ધિ અપર્યાપ્ત સૂ૦ નિગોદને) ભવના પ્રથમ સમયે હોય, અને તેથી અનુક્રમે બાદર એકેન્દ્રિયના દ્વીન્દ્રિયના ત્રીન્દ્રિયના ચતુરિન્દ્રિયના અસંજ્ઞિપંચેન્દ્રિયના અને સંજ્ઞિપંચેન્દ્રિયના એ છએ અપર્યાપ્તાના (લબ્ધિઅપર્યાપ્તાના) ભવપ્રથમસમયવર્તી જઘન્યયોગ અસંખ્ય અસંખ્યગુણ છે. તેથી પ્હેલા બેના ઉત્કૃષ્ટ યોગ [લ૦ અપ૦ સૂ૦ નિગોદના તથા બા૦ એકેન્દ્રિય લ૦ અપ૦ના ઉત્કૃષ્ટ યોગ અનુક્રમે અસંખ્યગુણ છે.] તેથી એજ બે પર્યાપ્તાના જઘન્ય યોગ તથા ઈતર એટલે ઉત્કૃષ્ટ યોગ અનુક્રમે અસંખ્યગુણ છે (અર્થાત્ પર્યાપ્ત સૂ૦ નિગોદના જઘન્ય, તેથી પર્યાપ્ત બા૦ એકે૦ના જઘન્ય, તેથી સૂ૦ નિગોદ પર્યાપ્તાના ઉત્કૃષ્ટ અને તેથી બા૦ પર્યા૦ એકે૦ ના ઉ૦ યોગ અનુક્રમે અસંખ્ય અસંખ્ય ગુણ છે) તેથી અપર્યાપ્ત દ્વીન્દ્રિયાદિના ઉ૦ યોગ અસં૦ગુણ, તેથી ઈતર એટલે પર્યાપ્તા દ્વીન્દ્રિયાદિના જઘન્ય યોગ અને ઈતર એટલે ઉત્કૃષ્ટ યોગ અનુક્રમે અસંખ્યગુણ છે. [અર્થાત્ અપ૦ દ્વી૦ ત્રી૦ ચતુ૦ અસંજ્ઞિપંચે૦ સંજ્ઞિપંચે૦ ના ઉ૦ યોગ અસં૦ગુણ, તેથી પર્યાપ્ત દ્વી૦ ત્રી૦ ચતુ૦ અસંજ્ઞિપંચે૦ સંજ્ઞિપંચે૦ ના જ૦ અને પ૦દ્વિ૦ત્રિ૦ ચતુ૦ના ઉ. યોગ અનુક્રમે અસંખ્યગુણ છે. ॥૧૪-૧૫॥

અવતરણ—પૂર્વ ગાથામાં સંજ્ઞિપંચે૦ના ઉ૦ યોગ કહેવાયા છતાં પણ સંજ્ઞિપંચે૦ના પ્રતિભેદોમાં ઉ૦ યોગની જે તરતમતા છે તેજ તરતમતા આ ગાથામાં દર્શાવાય છે—

**अमणाणुत्तरगेविज्जभोगभूमिगय तइयतणुगेसुं। कमसो असंखगुणिओ सेसेसु य जोगु उक्कोसो ॥१६॥**

अमनोऽनुत्तरग्रैवेयकभोगभूमिगततृतीयतनुकेषु [कानाम्]। क्रमशोऽसंख्येयगुणः शेषेषु च योग उत्कृष्टः ॥१६॥

अन्वयार्थः—તેથી अमण अणुत्तर गेविज्ज भोगभूमिगय=અસંજ્ઞિ, અનુત્તરદેવ, ગ્રૈવેયકદેવ, અકર્મભૂમિના યુગલિક તથા तइयतणुगेसु=

અવતરણ—યોગસ્થાનોનું અલ્પબહુત્વ કહીને હવે એ યોગસ્થાનોમાં વર્તતા જીવોના જઘન્ય ઉત્કૃષ્ટ યોગનું અલ્પબહુત્વ (કયા જીવને કેટલો હીનાધિક યોગ હોય તે) કહે છે—

**सव्वत्थोवो जोगो साहारणसुहुमपढमसमयम्मि । बायरबियतियचउरमणसन्नपज्जत्तगजहन्ना ॥१४॥**

**आइदुगुक्कोसो सिं पज्जत्तजहन्नगेयरे य कमा । उक्कोसजहन्नियरो असमत्तियरे असंखगुणो ॥१५॥**

सर्वस्तोको योगः साधारणसूक्ष्मप्रथमसमये । बादरद्वित्रिचतुरेन्द्रियामनःसंज्ञ्यपर्याप्तकजघन्यः ॥१४॥

आदिद्विकोत्कृष्टोऽनयोः पर्याप्तयोर्जघन्येतरौ च क्रमात् । उत्कृष्टजघन्येतर अपर्याप्तेतरयोरसंख्यगुणः ॥१५॥

अन्वयार्थ—साहारणसुहुम=સાધારણ સૂક્ષ્મ વનસ્પતિને पढमसमयम्मि=ભવના પ્રથમ સમયે सव्वत्थोवो जोगो=સર્વથી અલ્પ યોગ છે, તેથી वायर०=બાદરએકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય अमण=અસંજ્ઞિપંચેન્દ્રિય અને सन्न=સંજ્ઞિપંચેન્દ્રિય એ છ (अ)पज्जत्तग=અપર્યા-મનો जहन्ना=જઘન્યયોગ (અનુક્રમે અસંખ્યાતગુણ છે). તેથી आइदुग=પહેલા બે જીવભેદનો (અપર્યાપ્ત સૂ૦ એકે૦ બા૦ એકે૦ નો) उक्कोसो=ઉત્કૃષ્ટ યોગ, તેથી सिं=( (आसिं,=એજ બે (સૂ૦ એકે૦ બા૦ એકે૦ ) पज्जत्तग=પર્યાપ્તાનો जहन्नग=જઘન્ય અને इयरे=ઈતર-ઉત્કૃષ્ટ યોગ તથા असमत्त इयरे=અપર્યાપ્ત પર્યાપ્ત પાંચ જીવભેદમાં उक्कोसजहन्न इयरो=ઉત્કૃષ્ટ જઘન્ય ઉત્કૃષ્ટ (અપ૦ મા ઉ૦ અને પર્યાપ્તમાં જ૦ ઉ૦) યોગ कमा=અનુક્રમે असंखगुणो=અસંખ્યગુણ છે. ॥૧૪–૧૫॥

---

જાણવા. એ આધારે ૧૩ મી ગાથામા કહેલુ અલ્પબહુત્વ વિચારવુ, જેથી સ્પષ્ટ સમજી શકાય છે. વજ્રાકારમા બિંદુઓ સમયવાચક નથી પરન્તુ યોગસ્થાન સંખ્યાદર્શક હોવાથી સમય જેટલી સંખ્યાવાળા નથી.

અલ્પ છે, અને આઠ સમયની उभओ=બે બાજુનાં समयसो ऊण=એકેક સમય ન્યૂન ન્યૂન ठाणाणि=યોગસ્થાનો असंखगुणियाणि=અસંખ્યગુણુ અસંખ્યગુણુ છે ॥૧૩॥

ભાવાર્થઃ—દરેક યોગસ્થાનમાં જીવ જઘન્યથી ૧ સમયજ અવસ્થિત રહે (ટકે). જેમાં ઉત્કૃષ્ટથી આઠ સમય સુધી ટકી શકે એવાં શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલાં અષ્ટસામાયિક યોગસ્થાનો સર્વથી અલ્પ છે, તે અષ્ટ સામયિકથી પૂર્વવર્તી સપ્તસામયિક અને ઉત્તરવર્ત્તી સપ્ત સામયિક યોગસ્થાનો (અષ્ટસામયિક યોગસ્થાનોથી) અસંખ્યગુણુ છે (અને પરસ્પર તુલ્ય છે.) એ પ્રમાણે એકેક સમય ન્યૂન ન્યૂન કાળવાળા યોગસ્થાનો અસંખ્યગુણુ અસંખ્યગુણુ જાણવાં [ એમાં ૭-૬-૫-૪ સમયવાળાં યોગસ્થાનો પૂર્વોત્તરવતી બે બે વિભાગ રૂપ અને ત્યારબાદ ચતુઃસમયથી ત્રિસમય દ્વિસમય કાળવાળાં યોગસ્થાનો અષ્ટસામયિકથી ઉત્તરવર્તીજ (ઉપરનાંજ) છે તે પણુ અસંખ્યગુણુ અસંખ્યગુણું કહેવાં ] ॥૧૩॥

૧ સ્પષ્ટ પ્રરૂપણા આ આલેખેલા ચિત્ર ઉપરથી સમજવી

અવસ્થાનકાળની અપેક્ષાએ યોગસ્થાનોનો આ યવ આકાર બને છે

યોગસ્થાનોના અવસ્થાન કાળ આશ્રયી અલ્પબહુત્વની અપેક્ષાએ યોગનો આ ડમરૂક આકાર અથવા વજ્ર આકાર છે, એમા બિંદુઓ યોગસ્થાન

दुगं=યાવત્ બે સમય સુધી  समयाणं=એ પ્રમાણે એટલા સમયોનો વધતો અને ઘટતો અવસ્થિત કાળ છે, અને ति=એ ( ૪ ૫-૬-૭-૮-૭-૬-૫-૪-૩-૨ ) સમયોનો કાળ તે उक्कोसो=ઉત્કૃષ્ટ અવસ્થિત કાળ છે. ॥૧૨॥

ભાવાર્થ—ચાર સમયથી પ્રારંભીને યાવત્ આઠ સમય સુધી, અને ત્યાંથી પુનઃ ઉતરતાં યાવત્ બે સમયસુધી એટલા સમયોનો અવસ્થિત કાળ છે, અને આ અવસ્થિત કાળ પર્યાપ્તાના જઘન્ય યોગસ્થાનથી પ્રારંભીને યાવત્ ઉત્કૃષ્ટ યોગસ્થાનસુધીના યોગસ્થાનોમાં ગણવો, અને એ ચાર સમય આદિ અવસ્થાનકાળ ઉત્કૃષ્ટથી જાણવો. ॥૧૨॥

અવતરણ—એ પ્રમાણે ઉત્કૃષ્ટ અવસ્થાનકાળ કહીને હવે જઘન્ય અવસ્થાન કાળ કેટલો ? તે તથા એ ચાર સમય આદિ અવસ્થાન કાળવાળા યોગસ્થાનોના *૧૧ વિભાગનું અલ્પબહુ૦ કહે છે.—

**एगसमय जहन्नं ठाणाणप्पाणि अट्ठ समयाणि। उभओ असंखगुणियाणि समयसो ऊण ठाणाणि ॥१३॥**

**एकसमयं जघन्यं स्थानान्यल्पान्यष्टसामयिकानि। उभयतोऽसंख्येयगुणितानि समयश ऊनानि स्थानानि ॥१३॥**

અન્વયાર્થઃ—जहन्नं=જઘન્ય અવસ્થિતકાળ समय=એકસમય છે. એમાં अट्ठसमयाणि=આઠ સમયવાળાં ठाणाणि=યોગસ્થાનો अप्पाणि=

---

| | | |
|---|---|---|
| * ૧ ચતુઃસામયિક યોગસ્થાનો. | ૫ અષ્ટ સામયિક યોગસ્થાનો | ૯ ચતુઃ સામયિક યોગસ્થાનો |
| ૨ પંચ સામયિક ,, | ૬ સપ્ત સામયિક ,, | ૧૦ ત્રિસામયિક ,, |
| ૩ ષટ્ સામયિક ,, | ૭ ષટ્ સામયિક ,, | ૧૧ દ્વિસામયિક ,, |
| ૪ સપ્ત સામયિક ,, | ૮ પંચ સામયિક ,, | જે અને જેટલા યોગસ્થાનોમા જીવ ૪-૫-૬ ઇત્યાદિ સમયસુધી ટકે તે ચતુ સામયિક આદિ. |

वृद्धिहानिचतुष्कं तस्मात् कालोऽत्रान्तिमयोः । अन्तर्मुहूर्त्तमावल्यसंख्येयभागश्च शेषाणाम् ॥११॥

अन्वयार्थ—वुड्ढीहाणिचउक्कं=(યોગસ્થાનોમાં) ચાર પ્રકારની વૃદ્ધિ હાનિ છે तम्हा=તે કારણથી अत्थ=તે વૃદ્ધિ હાનિમાં(નો) कालो=કાળ આ પ્રમાણે-अंतिमल्लीणं=છેલ્લી વૃદ્ધિહાનિનો કાળ अंतोमुहुत्तं=અન્તર્મુહૂર્ત છે, य=અને सेसाणं=શેષ ત્રણ વૃદ્ધિ ત્રણ હાનિનો કાળ आवलि असंखभागो=આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે ॥૧૧॥

भावार्थ—અહિં યોગસ્થાનોમાં ચાર પ્રકારની [1]વૃદ્ધિ અને ચાર પ્રકારની હાનિ હોય છે તે કારણથી એનો કાળ પણ કહેવો જોઇએ તે આ પ્રમાણે—છેલ્લી હાનિ અને છેલ્લી વૃદ્ધિનો કાળ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે, અને શેષ ત્રણ વૃદ્ધિ હાનિનો કાળ આવલિકાના અસંખ્યાતમા ભાગના જેટલા સમય તેટલો છે ॥૧૧॥

अवतरण—પૂર્વે વૃદ્ધિ હાનિ કહીને હવે એ યોગસ્થાનોમાં વૃદ્ધિ હાનિ રહિત એકના એકજ યોગસ્થાનકમાં જીવ કેટલા કાળ સુધી અવસ્થિત રહે (ટકી શકે) તેનું પ્રમાણ કહે છે—

## चतुराई जावट्ठगमित्तो जाव दुगं ति समयाणं । पज्जत्तजहन्नाओ जावुक्कोसं ति उक्कोसो ॥१२॥

चतुरादिर्यावदष्टकमितो यावद्द्विकमिति समयानाम् । पर्याप्तजघन्याद्यावदुत्कृष्टमित्युत्कृष्टः ॥१२॥

अन्वयार्थः—पज्जत्तजहन्नाओ=લબ્ધિ પર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જઘન્ય યોગસ્થાનથી આરંભીને जाव उक्कोसं=યાવત્ (પર્યાપ્ત સંજ્ઞિના) ઉત્કૃષ્ટ યોગસ્થાન સુધીમાં પ્રથમ चउराइ=ચારસમયથી માંડીને जाव अट्ठगं=આઠ સમયનો इत्तो=અને ત્યાંથી આગળ (૮ સમય પછી) જાવ-

---

[1] અસંખ્યભાગ વૃદ્ધિ, સંખ્યભાગવૃદ્ધિ, સંખ્યાતગુણવૃદ્ધિ. અને અસંખ્યાતગુણવૃદ્ધિ, એ ૪ પ્રકારની વૃદ્ધિ. તથા અસંખ્યભાગહાનિ, સંખ્યભાગ-હાનિ, સંખ્યગુણહાનિ, અને અસંખ્યગુણહાનિ એ ૪ પ્રકારની હાનિ.

अवतरण—પૂર્વ ગાથામાં અનન્તરોપનિધા પ્રરૂપણા કરીને હવે આ ગાથામાં परंपरोपनिधा प्ररुपणा કરાય છે. વચ્ચે કેટલોક ભાગ છોડી છોડીને જે કંઇ કહેવું તે પરંપરોપનિધા.

**सेढि असंखियभागं गंतुं गंतुं हवंति दुगुणाइं । पल्लासंखियभागो नाणागुणहाणिठाणाणि ॥१०॥**

**श्रेण्यसंख्येयभागं गत्वा गत्वा भवन्ति द्विगुणानि । पल्यासंख्येयभागानि नानागुणहानिस्थानानि ॥१०॥**

अन्वयार्थ—सेढि असंखियभाग=શ્રેણિનો અસંખ્યાતમો ભાગ गतु गतु=જઇ જઇને दुगुणाइं=દ્વિગુણ (બમણાં બમણાં) સ્પર્ધકો हवंति=થાય છે. એમાં नाणा० નાના ગુણહાનિસ્થાનો पल्लासंखियभागो=પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. ॥૧૦॥

भावार्थ—શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલાં યોગસ્થાનો છોડી છોડીને પછી જે જે યોગસ્થાન આવે તે તે યોગસ્થાનમાં પૂર્વ પૂર્વના (જેમાં દ્વિગુણ વૃદ્ધિ થવાની છે તેનાથી પૂર્વના) યોગસ્થાનગત સ્પર્ધકોથી બમણાં બમણાં સ્પર્ધકો હોય. એમાં નાનાગુણ વૃદ્ધિવાળાં અને નાનાગુણ હાનિવાળાં યોગસ્થાનો [અર્થાત્ જેમાં બમણાં બમણાં સ્પર્ધકો થાય છે તે વચ્ચે વચ્ચેનું એકેક યોગસ્થાન ભેગું કરતાં] પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયો જેટલાં યોગસ્થાન થાય છે [એટલાં યોગસ્થાનોમાજ બમણાં બમણાં સ્પર્ધક થાય છે. પુનઃ અહિં પહેલા યોગસ્થાનથી છેલ્લા યોગસ્થાને જતાં નાના ગુણવૃદ્ધિ અને છેલ્લેથી પહેલે આવતાં નાના ગુણહાનિ ગણાય છે. એ બે બે યોગસ્થાનોની વચ્ચે વચ્ચે શ્રે૦અસં૦ભા૦ જેટલાં યોગસ્થાનો છે. જે દ્વિગુણ વૃદ્ધિ કે દ્વિગુણ હાનિવાળાં સ્થાનોના સમુદાયથી અસંખ્યેયગુણ છે]॥૧૦॥

अवतरण—એ પ્રમાણે પરંપરોપનિધા પ્રરૂપણા કરીને હવે वृद्धिप्ररूपणा કરાય છે

**वुड्ढिहाणिचउक्कं तम्हा कालोत्थ अंतिमल्लीणं । अंतोमुहुत्तमावलि–असंखभागो य सेसाणं ॥११॥**

સુધી અનન્તર વર્ગણાઓ [1]નથી, ત્યારબાદ એકાવિભાગ અધિક વર્ગણા છે તે યોગના બીજા સ્પર્ધકની આદિ (પ્હેલી) વર્ગણા છે, અને ત્યારબાદ બીજા સ્પર્ધકની બીજી ત્રીજી આદિ વર્ગણાઓ તે પૂર્વ સ્પર્ધક જેટલી જાણવી (શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલી જાણવી) અને એટલી યોગવર્ગણાઓનું આ બીજું યોગસ્પર્ધક ગણાય છે ॥૮॥

અવતરણ—એ પ્રમાણે સ્પર્ધક પ્રરૂપણા તથા અન્તર પ્રરૂપણા કહીને હવે योगस्थान પ્રરૂપણા અને अनन्तरोपनिधा કહે છે—

**सेढिअसंखिअमेत्ताइं फड्डगाइं जहन्नयं ठाणं। फड्डगपरिवुड्डिअओ अंगुलभागो असंखतमो ॥९॥**

श्रेण्यसंख्येयमात्राणि स्पर्धकानि जघन्यकं स्थानम्। स्पर्धकपरिवृद्धिरतोऽङ्गुलभागोऽसंख्यतमः ॥९॥

अन्वयार्थ—सेढिअसंखियमेत्ताइं=શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ फड्डगाइं=સ્પર્ધકો મળીને जहन्नयं ठाणं=પ્હેલું જઘન્ય યોગસ્થાન થાય છે, अओ=ત્યારપછીનાં યોગસ્થાનોમાં અનુક્રમે फड्डगपरिवुड्ढि=સ્પર્ધકોની વૃદ્ધિ अंगुलभागो असंखतमो=અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી છે ॥૯॥

ભાવાર્થ—શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્ધકોનું એક જઘન્ય યોગસ્થાન થાય છે. એવાં યોગસ્થાનો પણ શ્રેણિના અસંખ્યાતમા ભાગ જેટલાં છે. અને દરેક આગળ આગળના યોગસ્થાનમાં અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલાં સ્પર્ધકો અધિક અધિક હોય છે [સ્પર્ધકો આશ્રયી યોગસ્થાનોની આ અનન્તરોપનિધા પ્રરૂપણા કહી] ॥૯॥

---

૧ એક સ્પર્ધકથી બીજા સ્પર્ધક વચ્ચે તેમજ એક યોગસ્થાનથી બીજા યોગસ્થાન વચ્ચે જે અસંખ્ય લોકપ્રદેશ પ્રમાણ વર્ગણાઓ નથી તેજ અહિં અન્તર પ્રરૂપણા જાણવી.

**अन्वयार्थ**—जेसि पएसाण=જે અસંખ્ય જીવપ્રદેશોના अविभागा=યોગાવિભાગો समा=સરખા-તુલ્ય સંખ્યાવાળા હોય, य=અને सव्वतो=આગળ કહેવાશે તે સર્વ યોગાવિભાગોથી थोवतमा=થોડા અવિભાગો હોય તો ते=તે સર્વાલ્પયોગાવિભાગોની जहन्ना= वग्गणा=પહેલી જઘન્ય યોગવર્ગણા જાણવી. બાદ અવિભાગ(अहिया=એકેક અવિભાગ અધિક परपरओ=પરંપર (બીજી ત્રીજી આદિ) વર્ગણાઓ જાણવી ॥૭॥

**भावार्थ**—જેટલા જીવપ્રદેશોના વિર્યાવિભાગો સરખી સંખ્યાએ [સરખા પ્રમાણવાળા] હોય અને સર્વથી અલ્પ હોય તેટલા જીવપ્રદેશો મળીને (=સરખી સંખ્યાવાળા વીર્યાવિભાગ યુક્ત અસંખ્ય જીવપ્રદેશોની) પ્રથમ જઘન્ય योगवर्गणा જાણવી, અને ત્યારબાદ અનુક્રમે એકેક વીર્યાંશે અધિક જીવપ્રદેશોની પરંપરાએ બીજી ત્રીજી અસંખ્ય આદિ વર્ગણાઓ જાણવી. ॥૭॥

**अवतरण**—તે વર્ગણાઓ (યોગ વર્ગણાઓ) કેટલી છે? તેનું સ્પર્ધક કહે છે, ત્યારબાદ अन्तर કહે છે.

**सेढिअसंखियमित्ता फड्डगमेत्तो अणंतरा नत्थि। जाव असंखा लोगा तो बीयाई य पुव्वसमा ॥८॥**

**श्रेण्यसंख्येयमात्राः स्पर्धकमितो अनन्तरा न सन्ति। यावदसंख्येया लोकास्ततः द्वितीयादयश्च पूर्वसमाः ॥८॥**

**अन्वयार्थ**—सेढि असंखिअमित्ता=શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ વર્ગણાઓનું फड्डग=એક સ્પર્ધક થાય છે, एत्तो=અહિંથી असंखालोगा=અસંખ્યાત લોક जाव=સુધી अणनरा=અનન્તર વર્ગણાઓ नत्थि=નથી, य=અને तो=ત્યારપછી बीयाई=(બીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા પછીની) બીજી આદિ વર્ગણાઓ पुव्व समा=પ્રથમ સ્પર્ધકની માફક જાણવી. ॥૮॥

**भावार्थ**—શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ વર્ગણાઓ છે, અને તેટલી વર્ગણાઓ મળીને યોગનું એક स्पर्धक કહેવાય, આ સ્પર્ધકથી આગળ એકેક અવિભાગે વધતી વર્ગણાઓ (તે અનન્તર વર્ગણાઓ) છે જ નહિ, અને યાવત્ અસંખ્ય લોકાકાશ

ભાવાર્થ:—અવિભાગ પ્રરૂપણા, વર્ગણા પ્રરૂપણા, સ્પર્ધક પ્રરૂપણા, અન્તર પ્રરૂપણા, સ્થાન પ્રરૂપણા, અનન્તરોપનિધા પ્રરૂપણા; પરંપરોપનિધા પ્રરૂપણા, વૃદ્ધિ પ્રરૂપણા, સમય પ્રરૂપણા અને જીવાલ્પબહુત્વ પ્રરૂપણા. [આ ૧૦ પ્રરૂપણા દ્વારા જીવપ્રદેશોમાં યોગની ન્યૂનાધિકતા-વિષમતા વિગેરે કેવી રીતે છે તે સ્પષ્ટ સમજાય છે] ॥૫॥

અવતરણ—એકેક જીવપ્રદેશમાં યોગના અવિભાગ કેટલા હોય ? (વીર્યાંશ કેટલા હોય ?) તે કહે છે—

**पण्णाछेयणछिन्ना लोगासंखेज्जगप्पएस समा। अविभागा एक्केक्के होंति पएसे जहन्नेणं ॥६॥**

प्रज्ञाछेदनकछिन्ना लोकासंख्येयप्रदेशसमाः। अविभागा एकैकस्मिन् भवन्ति प्रदेशे जघन्येन ॥६॥

અન્વયાર્થ—જીવના एक्केक्के पएसे=એકેક પ્રદેશમાં जहन्नेणं=જઘન્યથી पन्नाछेयणछिन्ना=કેવલિની પ્રજ્ઞા-બુદ્ધિરૂપ છેદન=શસ્ત્રવડે છેદેલા अविभागा=યોગના અવિભાગો (નિર્વિભાજ્ય અંશો) लोगासंखेज्जग=અસંખ્યાત લોકાકાશના प्पएससमा=આકાશપ્રદેશો જેટલા છે ॥૬॥

ભાવાર્થ—યોગને-વીર્યને બુદ્ધિરૂપ શાસ્ત્રથી છેદીએ તો તેવા છેદાયલા વીર્યાંશો [અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલા થાય અને તેવા વીર્યાંશો] એકેક જીવપ્રદેશમાં જઘન્યથી (અને ઉત્કૃષ્ટથી પણ) અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલા હોય ॥૬॥

અવતરણ—અવિભાગ પ્રરૂપણા કહીને હવે બીજી પ્રરૂપણા वर्गणा સંબંધિ કહે છે—

**जेसिं पएसाण समा अविभागा सव्वतो य थोवतमा। ते वग्गणा जहन्ना अविभागहिया परंपरओ ॥७॥**

येषां प्रदेशानां समा अविभागाः सर्वतश्च स्तोकतमाः। ते वर्गणा जघन्या अविभागाधिका परम्परतः ॥७॥

**परिणामालंबणगहणसाहणं तेण लद्धनामतिगं । कज्जब्भासान्नोप्पवेसविसमीकयपएसं ॥४॥**

परिणामालंबनग्रहणसाधनं तेन लब्धनामत्रिकम् । कार्याभ्यासान्योन्यप्रवेशविषमीकृतप्रदेशम् ॥४॥

अन्वयार्थ—મન વિગેરેના परिणाम=પરિણામ आलंबण=આલંબન અને गहण=ગ્રહણ એ ત્રણનું साहणं=સાધન છે (કારણ છે) तेण=તે કારણથી लद्ध=પ્રાપ્ત કર્યાં છે नामतिग=ત્રણ નામ (મનયોગ આદિ) જેણે એવું વીર્ય છે. તથા कज्जब्भास=કાર્યનો (ઘટાદિ વસ્તુનો) અભ્યાસ-નિકટતા તથા આત્મપ્રદેશોનો अन्नोन्नपवेश=અન્યોન્ય પ્રવેશ-પરસ્પર સંબંધ એ બે વડે विसमीकय=વિષમ કર્યા છે पएस=પ્રદેશો-આત્મપ્રદેશો જેણે એવુ વીર્ય છે ॥૪॥

भावार्थ—વીર્ય ઔદારિકાદિ પુદ્‌ગલોનો પરિણામ આલંબન અને ગ્રહણ એ ત્રણનું સાધન છે, અને તેથી તે વીર્યે પોતાનાં ત્રણ નામ [મનોયોગ આદિ] પ્રાપ્ત કર્યાં છે, તથા કાર્યનો અભ્યાસ [=પદાર્થની નજીકતા] અને આત્મપ્રદેશોનો અન્યોન્ય પ્રવેશ (પરસ્પર સંબંધ) એ બે વડે વિષમ કર્યા છે જીવપ્રદેશો જેણે એવું વીર્ય છે ॥૪॥

अवतरण—એ પ્રમાણે જીવપ્રદેશોમાં વીર્ય કેટલું હીનાધિક છે તે સમજાવવાને માટે દશ દ્વાર કહે છે, તે આ પ્રમાણે—

**अविभागवग्गफड्डगअंतरठाणं अणंतरोवणिहा । जोगे परंपरवुड्ढि समय जीवप्पबहुगं च ॥५॥**

अविभागवर्गणास्पर्धकान्तरस्थानमनन्तरोपनिधा । योगे परम्परवृद्धिसमयजीवाल्पबहुत्वं च ॥५॥

अन्वयार्थ—अविभाग=અવિભાગ, वग्ग=વર્ગણા, फड्डग=સ્પર્ધક, अन्तर=અન્તર, ठाणं=સ્થાન, अणंतरोवणिहा=અનન્તરોપનિધા, परंपरा=પરંપરોપનિધા, वुड्ढि=વૃદ્ધિ, समय=સમય, जीव=જીવ च=અને अप्पबहुग=અલ્પબહુત્વ એ ૧૦ પ્રરૂપણા जोगे=યોગમાં કહેવાની છે ॥૫॥

૭ निघत्ति करण—ઉદ્વર્તના અને અપવર્તના સિવાય બીજાં કરણો ન પ્રવર્તી શકે એવી અવસ્થા કર્મની કરવી તે.

૮ निकाचना करण—આઠ કરણમાંનું કોઇપણ કરણ ન પ્રવર્તી શકે એવી અવસ્થા કર્મની કરવી તે નિકાચના કરણ.

અવતરણ—કરણ એ વીર્યવિશેષ હોવાથી આ ગાથામાં વીર્યની પ્રરૂપણા કરાય છે—

**विरियंतरायदेसक्खयेण सव्वक्खयेण वा लद्धी । अभिसंधिजमियरं वा तत्तो विरियं सलेसस्स ॥३॥**

**वीर्यान्तरायदेशक्षयेण सर्वक्षयेण वा लब्धिः । अभिसंधिजमितरद् वा ततः वीर्यं सलेश्यस्य ॥३॥**

અન્વયાર્થ—विरियंतराय=વીર્યાન્તરાય કર્મના देसक्खएण=દેશક્ષય ( ક્ષયોપશમ ) વડે वा=અથવા सव्वक्खएण=સર્વક્ષય વડે जा=જે लद्धी=વીર્યલબ્ધિ ઉત્પન્ન થાય, तत्तो=તે વીર્યલબ્ધિથી सलेसस्स=સલેશ્ય જીવનું विरियं=વીર્ય अभिसंधिजं=અભિસંધિજ वा=અથવા इयरं=ઇતર—અનભિસંધિજ હોય છે ॥૩॥

ભાવાર્થ—વીર્યાન્તરાય કર્મના દેશક્ષયથી ( ક્ષયોપશમથી ) અથવા સર્વક્ષયથી ( ક્ષાયિકભાવે ) વીર્યલબ્ધિ ઉત્પન્ન થાય છે, અને તે વીર્યલબ્ધિથી સલેશી ( લેશ્યાવાળા ) જીવનું વીર્ય અભિસંધિજ ( બુદ્ધિપૂર્વક પ્રવર્તતું ) અથવા અનભિસંધિજ [ બુદ્ધિ સિવાય પ્રવર્તતું ] પણ હોય છે [ એકેન્દ્રિયોને અનભિસંધિજ અને દ્વીન્દ્રિયાદિકને અભિસંધિજ વીર્ય તથા અનભિસંધિજ વીર્ય પણ હોય છે, આહાર પાચનાદિ પરિણામમાં અનભિ૦ વીર્ય હોય છે]. ॥૩॥.

અવતરણ—વીર્ય એટલે યોગ, અને તે યોગનું પરિણામ આદિ-ફળ-કાર્ય તથા યોગના ભેદ તથા જીવ પ્રદેશોમાં એ યોગ ન્યૂનાધિક હોય છે તેનું કારણ આ ગાથામાં દર્શાવે છે—

ભાવાર્થ—૧ બંધનકરણ, ૨ સંક્રમણકરણ, ૩ ઉદ્વર્ત્તનાકરણ, ૪ અપવર્ત્તનાકરણ, ૫ ઉદીરણાકરણ, ૬ ઉપશમનાકરણ, ૭ નિધત્તિકરણ, ૮ નિકાચનાકરણ એ આઠ કરણો છે. [તેનો સંક્ષિપ્ત અર્થ આ પ્રમાણે-].

૧ બંધન કરણ—જે વીર્યવિશેષ વડે કર્મ બંધાય તે વીર્યનું નામ બંધનકરણ

૨ સંક્રમણ કરણ—જે વીર્યવિશેષ વડે સત્તામાં રહેલી પ્રકૃતિ બંધાતી પ્રકૃતિમાં સંક્રમે તે. (અને સંક્રમવાથી બંધાતી પ્રકૃતિરૂપે બની જાય તે).

૩ ઉદ્વર્ત્તના કરણ—જે વીર્યવિશેષ વડે કર્મની સ્થિતિ તથા રસ અલ્પ હોય તે અધિક કરાય તેવી વીર્યપરિણતિ તે ઉદ્વર્ત્તનાકરણ.

૪ અપવર્ત્તના કરણ—જે વીર્યવિશેષ વડે કર્મની સ્થિતિ અને રસ અધિક હોય તે અલ્પ કરાય તેવી વીર્યપરિણતિ તે અપવર્તનાકરણ

૫ ઉદીરણા કરણ—જે વીર્યવિશેષ વડે ઉદયકાળને પ્રાપ્ત નહિ થયેલું કર્મ ઉદયાવલિકામાં નાખી ઉદયમાં લવાય તે વીર્યવિશેષનું નામ ઉદીરણાકરણ.

૬ ઉપશમના કરણ—જે વીર્યવિશેષ વડે પ્રદેશોદયમાં અને વિપાકોદયમાં વર્તતા કર્મનો પ્રદેશોદય અને વિપાકોદય પણ બંધ પડે, જેથી સત્તામાં હોવા છતાં પણ ઉદયમાં ન આવી શકે એવી અવસ્થાવાળું કરાય તે વીર્યવિશેષનું નામ ઉપશમનાકરણ. અથવા ઉદય ઉદીરણા નિધત્તિ નિકાચના એ ચારે સર્વથા ન પ્રવર્તી શકે એવી અવસ્થાવાળું કરવું ને પણ ઉપશમના. [ વિશેષતઃ ઉદ્વર્ત્તના અપવર્ત્તના અને સંક્રમ પણ ન પ્રવર્તે. ૩ દર્શનમોહનીયમાં જ માત્ર સંક્રમ અને અપવર્ત્તના પ્રવર્તે છે].

---

૧ સંક્રમમાં પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશ એ ચારે અન્યરૂપ થાય છે, અને ઉદ્વર્ત્તના અપવર્ત્તનામાં સ્થિતિ અને રસ એ બેજ સ્વરૂપે રહી અધિક વા હીન થાય છે.

सिद्धं सिद्धत्थसुयं वंदिय निद्धोयसव्वकम्ममलं। कम्मट्ठगस्स करणट्ठमुदयसंताणि वोच्छामि ॥१॥

सिद्धं सिद्धार्थसुतं [श्रुतं], वंदित्वा निर्धौतसर्वकर्ममलम्। कर्माष्टकस्य करणाष्टकमुदयसत्ते च वक्ष्यामि ॥१॥

अन्वयार्थ—निद्धोय=ધોઇ નાખ્યો છે; सव्व=સર્વ कम्ममलं=કર્મરૂપી મેલ જેણે અને सिद्धं=સિદ્ધ થયેલા એવા सिद्धत्थसुयं=સિદ્ધાર્થ રાજાના સુતને-પુત્રને-(શ્રી મહાવીરને) वंदिय=નમસ્કાર કરીને कम्मट्ठगस्स=આઠ કર્મનાં करणट्ठं=આઠ કરણ, उदयसंताणि=ઉદય અને સત્તા એ ૧૦ વસ્તુ वोच्छामि=કહીશ. ॥૧॥

ભાવાર્થ—સર્વ કર્મરૂપી મેલ જેણે ધોઇ નાખ્યો છે એવા અને સિદ્ધ થયેલા એવા સિદ્ધાર્થરાજાના પુત્ર શ્રી મહાવીરસ્વામીને નમસ્કાર કરીને આઠ કર્મનાં ૮કરણ આઠ કર્મનો ૧ઉદય અને આઠ કર્મની ૧સત્તા [એ ૧૦ વસ્તુઓ] કહીશ ॥૧॥

બીજો અર્થ—સંસાર સમુદ્રથી તારવાથી [તરવાથી] સિદ્ધ પ્રયોજનવાળું શ્રુતજ્ઞાન જેને હતું [તે સિદ્ધાર્થશ્રુત વાળા] એવા સિદ્ધને નમસ્કાર કરીને આઠ કર્મનાં આઠ કરણ આઠ કર્મનો ઉદય તથા આઠ કર્મની સત્તા એ ૧૦ વસ્તુઓ કહીશ ॥૧॥

અવતરણ—આ ગાથામાં આઠ કરણનાં નામ માત્ર કહેવાય છે તે આ પ્રમાણે—

बंधण १ संकमणु २ व्वट्टणा य ३ अववट्टणा ४ उदीरणया ५।
उवसामणा ६ निहत्ती ७ निकायणा ८ च त्ति करणाइं ॥२॥

बन्धनं संक्रमणमुद्वर्त्तना चापवर्त्तनोदीरणा। उपशमना निधत्तिर्निकाचना चेति करणानि ॥२॥

अन्वयार्थ—त्ति=ઇતિ-એ. શેષ શબ્દાર્થ સુગમ છે. ॥૨॥

॥ श्री जिनेन्द्राय नमः ॥

सर्वतन्त्र स्वतन्त्र-सूरिचक्र चक्रवर्त्ति-शासनसम्राट्-जैनाचार्य श्रीमद्
विजयनेमिसूरीश्वर प्रशिष्य श्री वल्लभविजयजी सदुपदेशतः

[ रचयिता-पंडित चंदुलाल नानचन्द्र ]

# श्री कर्मप्रकृति गूर्जर भाषान्तरम् ।

અવતરણ—આ કર્મપ્રકૃતિમાં બન્ધનકરણ આદિ આઠ કરણોનું સ્વરૂપ કહેવાશે. કરણ એટલે આત્માનો પરિણામવિશેષ અથવા આત્માનું વીર્યવિશેષ. ત્યાં પ્રથમ મંગલાચરણ અને અભિધેય આદિ અનુબંધ સહિત પ્રથમ બન્ધન કરણ કહેવાશે, બન્ધન કરણની ગાથાઓનો ભાવાર્થ આ પ્રમાણે—

17